શ્રી

# પ્રમાણ સાહસ્રી

તથા

# શ્રીમદ્ભગવદ્ગીતા

રચનાર

સ્વર્ગવાસી પ્રયાગજી ઠાકરસી મુલજી


પ્રગટ કર્તા

હંસરાજ પ્રયાગજી ઠાકરસી.

ॐ

# ॥ श्रीप्रमाणसहस्त्री ॥

तथा

## श्रीमद्भगवद्गीता.

### ગુજરાતી પદ્યાત્મક ભાષાંતરસહિત.


સર્વ જનના હિતને અર્થે રચનાર

**સ્વર્ગવાસી યદુવંશી પ્રયાગજી ઠાકરસી મુલજી.**

પ્રગટ કર્તા

**હંસરાજ પ્રયાગજી ઠાકરસી.**


**પ્રતિજ્ઞા.**

**प्रमाणसहस्त्रीं ये नीत्या पठन्ति यदि प्रीत्या नित्यं ।**
**वदामि हि ते सर्वे रीत्या भवंति सुविद्वांसः सत्यं ॥ १ ॥**

અર્થ

જે આ પ્રમાણસહસ્ત્રી ગ્રંથ જો નીતિ તથા પ્રીતિથી નિત્ય ભણે,
તો તે સર્વે, રીતિથી સારા વિદ્વાન્ થાય, એ હું સત્ય કહું છું.

**આવૃતિ ૭ મી.**


સોરાબજી મનચેરજી જાગોશે મુંબઈ વર્તમાન પ્રેસમાં, મી૦ રૂસતમજી દીનશાહ
બીલીમોરીયાના નંબર ૪૬૨, પ્રોકટરરોડ, ગ્રાંટરોડ ઉપર આવેલાં બંગલામાં,
મુંબઈમાં છાપી છે, અને હંસરાજ પ્રયાગજી ઠાકરસીએ મુંબઈમાં
પેડરરોડ ઉપર આવેલા નં૦ ૨૮-૩૦ વાલા પોતાના બંગલામાં
છપાવી પ્રગટ કીધી છે.

વિક્રમ સંવત્ ૧૯૭૭ ઈસ્વી સન ૧૯૨૧.

**કીંમત રૂ. ૩-૦-૦.**

## આ પુસ્તક

સ્વર્ગવાસી શેઠ પ્રયાગજી ઠાકરસી મુળજીની યાદગારી માટે ભાઇ હંસરાજ પ્રયાગજી ઠાકરસી તરફથી

______________________________ ને

ભેટ આપ્યું છે.

મુંબઈ. તા૦ ૧૯૨

## यदुवंशी ठाकरसीसुत प्रयागजी.

प्रमाणसहस्त्रीना कर्ता.



जन्म.
संवत्–१९०६, चैत्र वद्य ३.

स्वर्गवास.
संवत्–१९४३ वैशाख वद्य १४.

# સ્વર્ગવાસી શેઠ પ્રયાગજી ઠાકરસી મુલજીનું
# ટુંકમાં જીવનચરિત્ર.

શેઠ પ્રયાગજી ઠાકરસી મુલજી ભાટિયાજ્ઞાતિમાં નામાંકિત, શ્રીમંત, વિદ્વાન્, પરોપકારી, ઉદાર, ઘણા દયાળુ, માયાળુ અને સ્વદેશોન્નતિના પૂર્ણ આગ્રહી હતા; તેઓ સંવત્ ૧૯૦૬ ના ચૈત્ર વદી ૩ ને દિવસે શ્રી દ્વારકાપુરી નજદીક વરવાળા ગામમાં જન્મ્યા હતા. પછી વિદ્યાભ્યાસ કરવાને લાયક થયા, ત્યારે સ્કુલમાં દાખલ થયા, જ્યાં પોતાની ચંચળ અને તીવ્ર બુદ્ધિથી પૂર્ણ લક્ષ રાખી ગુર્જરભાષાનું અને રાજ્યભાષા ઇંગ્લિશનું સારૂં જ્ઞાન મેળવ્યું. ત્યારપછી પોતાના માનવંતા પિતાની સાથે પોતાના વડીલ બંધુઓની સંગાતે બહોળા કાપડના વ્યાપારમાં તથા મીલોના વહીવટમાં જોડાયા; તેમાં પણ ઉત્તમ પ્રકારની ચાલાકી બતાવી સર્વના હૈયાના હાર થયા.

સંસાર વ્યવહાર અને વ્યાપારમાં જોડાયા, પરંતુ એઓની મનોવૃત્તિનું વલણ વિદ્યામાં લાગી રહેલું તેથી લોકવ્યવહાર અને વ્યાપારમાંથી બાકીનો વખત સંસ્કૃત શીખવામાં ગાળવો એવો નિશ્ચય કરી સંસ્કૃતનો અભ્યાસ શાસ્ત્રી ભગવાનજી પ્રભુરામ પાસેથી આરંભ્યો. થોડા વખતમાં વ્યાકરણમાં નિપુણતા મેળવી પંચકાવ્ય, વેદાંત, અને ધર્મશાસ્ત્રના ગ્રંથો શીખ્યા, તેમજ વૈદકના ગ્રંથો પણ ભણ્યા. હમેશાં પોતાના મનમાં આર્યઉન્નતિમાટે વિદ્યાનો વધારો કરવાના વિચારો કર્યા કરતા, તેથી નક્કી કર્યું કે જો સંસ્કૃત ગ્રંથોનાં ગુજરાતીમાં ભાષાંતર થાય, તો તેમાંથી જનવર્ગ ધર્મકુશળતાને પામી; થોડા કાળમાં તેઓ આગલી ઉન્નતિને પામે, એમ જાણી, સંવત્ ૧૯૩૧ ની સાલમાં "સદ્ધર્મ શોધક" નામે એક મંડળી સ્થાપી ને શ્રીમહાભારતનું ગુજરાતી ભાષાંતર કરવા માંડ્યું અને તે ભારતાર્થપ્રકાશ નામે ચોપાન્યું કાઢી પ્રગટ કીધું. એથી સંસ્કૃત ભાષાના ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર કરી ચોપાન્યારૂપે પ્રસિદ્ધ કરવાનું પ્રથમ પહેલું માન એ શ્રીમંતે લીધું છે; તે સાથે શ્રીવાલ્મીકિ રામાયણનું ભાષાંતર પણ એવાની સહાયતાથી ચોપાન્યારૂપે પ્રગટ થયું છે. આ કામમાં પૂર્ણ રીતે રોકાયા છતાં ઉમંગથી રસાલંકાર અને પિંગળનો અભ્યાસ કરી કાવ્યરચના પણ કરવા માંડી. સંવત્ ૧૯૩૮ માં "શ્રીમદ્ભગવદ્ગીતા" નું પદ્યમાં ભાષાંતર કરી પોતે છપાવીને ભેટ દાખલ આપી આર્યભાઈયોની સારી સેવા બજાવી. વળી ખગોળશાસ્ત્રની ઉમેદ થઇ, તેથી ઉંચી શોધનું મોટું દુરબીન વિલાયતથી મંગાવ્યું; જે પોતાના મહાલક્ષ્મીના બંગલામાં રાખી ગ્રહજ્ઞાન તથા આકાશસૌંદર્યજ્ઞાન મેળવવામાં ગુંથાયા, તેમાં પણ કેટલુંક જ્ઞાન મેળવ્યું, અને તેનો લાભ પણ બીજાઓને આપ્યા વગર રહ્યા નહિ. પોતે શ્રીમંત છતાં

સાંજસવારનો વખત સરસ્વતી દેવીની સેવામાં રોકી લોકહિતાર્થે કેટલાએક ગ્રંથો પોતે રચ્યા છે, તેમાં છેલ્લા સંવત્ ૧૯૪૩ માં ઘણોજ શ્રમ સહન કરી રચેલો "શ્રીપ્રમાણસહસ્રી" નામનો લોકોપયોગી મોટો ગ્રંથ છપાવી; તેની નકલો સ્કુલ તથા કૉલેજના વિદ્યાર્થીઓને, પુસ્તકશાળાઓ તથા બીજા લોકોને ભેટ દાખલ આપી. એટલુંજ નહીં, પણ એ લોકોપયોગી ગ્રંથ હમેશાં લોકોને વાંચવામાં આવે એવા હેતુથી એઓએ એક ચોકસ ફંડ કાઢી તેમાંથી દર ત્રીજે વર્ષે એ ગ્રંથ છપાવી બહાર પાડવો, અને તે ઉપર મુજબ ભેટ આપવો, એવો બંદોબસ્ત કરેલો છે. એઓ જાતે ઘણા સદ્ગુણી, સ્વદેશાભિમાની અને મિલનસાર હતા. તેથી રાજદરબારમાં અને વિદ્વાન્મંડળમાં મોટું માન મેળવતા. એઓમાં મોટાઈ તોછડાઈ અને ગર્વ મુદ્દલ નહોતાં. વળી જેવું સત્યવક્તાપણું એઓમાં હતું તેવું બીજા થોડાઓમાંજ હશે. એઓના ઉત્તમવિચારના જુસ્સામાં કેટલીકવાર મુખમાંથી એમ બોલતા કે "મલયાચલ જડ છતાં પોતાની આસપાસની ઝાડીને સુખડ સરખી કરેછે, અને ભીંગારીઓ બીજી જાતના કીડાઓને લાવી ગુણ અને રૂપે પોતાના સરખા કરેછે. તો આપણે માણસ છઈએ, પરમેશ્વરે આપણામાં બુદ્ધિ આપી છે, અને યોગ્ય સાધનો આપ્યાં છે, તો આપણા દેશમાંથી વહેમ અને મૂર્ખતાને ટાળી સર્વજનને સ્વધર્મી, નીતિમાન, સ્વદેશાભિમાની, પરોપકારી અને પ્રેમશૌર્યવાન કેમ ન કરાય? સ્વાર્થીવિદ્વાનોએ પોતાનો સ્વાર્થ સાધવાને બીચારા ભોળીઆઓને વહેમના ઊંડા કુવામાં ઉતારી દીધા છે, તેનો ઉદ્ધાર કરી ફરીથી ખરે રસ્તે દોરવાનું કાંઈ યત્ન કરે તો તે નિષ્ફળ નહીં થાય, પણ કાળ સઘળું કરશે. થોડા કાળમાં આર્યવાસીઓ ભવ્યસ્વરૂપે રાજશે." આવા આવા સ્વદેશ કલ્યાણના વિચારો હમેશાં પોતાના અંતઃકરણમાં ઘુમ્યા કરતા હતા. દયાળુ સ્વભાવનેલીધે કોઈનું જરાપણ દુઃખ એઓથી સહન થતું નહોતું. પોતાના તીર્થરૂપ પિતાની સેવામાં નમ્રસેવકની પેઠે તત્પર રહેતા, તથા પોતાના બંધુઓમાં એક બીજા પ્રત્યેનો બંધુભાવ સર્વ જનોને આશ્ચર્ય પમાડે એવો દીસતો, તે-સાથે પોતાના મિત્રમંડળના તેમજ બીજા જનના ખરે રસ્તે મનરંજન કરવામાં એઓ એક્કા હતા. એવા પરોપકારી સદ્ગુણી નર કેટલાએક માસસુધી માંદગી ભોગવી સંવત ૧૯૪૩ ના દુખદાયક વૈશાક વદી ૧૪ ને શનીવારે સવારમાં પોતાની ૩૭ વર્ષની જુવાન વયે સ્વર્ગવાસી થયા. એ ઉદાર અને પરોપકારી શેઠના કવખતના સ્વર્ગવાસથી બધે હાહાકાર થઇ રહ્યો હતો. ચોપાન્યાં અને ન્યુસપેપરવાળાઓએ પણ પોતાની લાગણી ઓછી દેખાડી નહોતી. જેઓનો એઓની સાથે નિકટનો સંબંધ હતો, તેઓના અંતઃકરણમાં એઓના કવખતના સ્વર્ગવાસથી પડેલો ઘા હજુ રૂઝાયો નથી.

---

## शेठ हंसराज प्रागजी ठाकरसी.



जन्म.—संवत् १९३६, पोष शुद १५, मंगळवार,
ता० २७ मी जानेवारी सन १८८०.

# શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીનું જીવન ચરિત્ર.

મુંબઈ ઈલાકાની સર્વ હિંદુ કોમોમાં ભાટીઆની જ્ઞાતિ સુપ્રસિદ્ધ છે. એ જ્ઞાતિમાં વેપાર રોજગાર તથા જાહેર સખાવતોની બાબતમાં ઘણાંએક કુટુંબોએ આગેવાની ભર્યો ભાગ લીધો છે, અને તેવા કુટુંબોને ભાટીઆ જ્ઞાતિમાં શેઠીઆ તરીકે ઓળખવામાં આવે છે. શેઠ ઠાકરશી મુળજીનું કુટુંબ એ રીતે બહુ જુના વખતથી શેઠીઆ તરીકે જાણીતું થયું છે. તે કુટુંબ પૈકી એકે એક પુરૂષ જાહેરમાં કંઈને કંઈ નામના કરી ગયા છે. એ નામીચા કુટુંબમાં શેઠ હંસરાજ નો જન્મ સંવત્ ૧૯૩૬ ના પોષ શુદી ૧૫ ને મંગલવાર, ઈસ્વી સને ૧૮૮૦ના જાનેવારીની ૨૭ મી તારીખે શ્રી મુંબઈ મધ્યે તેઓના કાલકાદેવી ઉપર આવેલી ...માન ગલીવાળાં કુટુંબિક ઘરમાં થયો હતો.

કોઈએક મહાપુરૂષે અમુક સમયે અમુક અર્થ પ્રાપ્ત કીધો અને અમુક પ્રસંગે અમુક પ્રકારની લોકસેવા બજાવી એટલા પુરતું વર્ણન લખી જવાથી જીવન ચરિત્રો લખવાની નેમ સચવાતી નથી. પરંતુ તે તે મહાપુરૂષમાં વિલક્ષણ શકિતઓ અને ગુણો કેવા પ્રકારના હતા અને તે શકિતઓ તથા ગુણોનો વ્યવહારમાંના દરેક પ્રસંગે તેમણે કેવો ઉપયોગ કર્યો તે સ્પષ્ટ દેખાડીને જીજ્ઞાસુ વાચક વર્ગને માટે સમયને અનુકુળ વર્તન કરવાનો માર્ગ સુગમ કરી આપવો એવી ખાસ નેમથીજ જીવન ચરિત્રો લખાવાં જોઈએ. એવાં જીવન ચરિત્રો વડે, લેખક તથા તેનો લેખ તેમજ તે લેખમાંનો ચરિત્ર નાયક, એ ત્રણે, જગતમાં અમર થયા છે.

પવિત્ર અને શ્રીમંત કુટુંબમાં જન્મ લેવો એ પણ પૂર્વ જન્મનાં સુકૃતનું ફળ છે. એવા કુટુંબમાં જન્મ લેનાર નરને એક તો પૂર્વ જન્મનો બુદ્ધિયોગ પ્રાપ્ત થયો હોય છે જ; અને તે સાથે તેનામાં બાળપણથીજ સુસંસ્કારો આવીને વસે છે, એટલે, પરિણામે તે નરનું જીવન ચરિત્ર કંઈક વિલક્ષણ પ્રકારે શોભિ રહે છે. એ રીતે આ શ્રીમાન્ કુટુંબમાંના કયા કયા શુભ ગુણો શેઠ હંસરાજમાં ઉતરેલા છે તે બતાવવાને ખાતર આખા કુટુંબનો ટુંક ઈતિહાસ અત્રે આપવો એ અનુચિત નહિ ગણાય.

પશ્ચિમ સમુદ્રને કિનારે હિંદુઓના પવિત્ર ધામ દેવ-દ્વારિકાની પાસે વરવાળા નામે એક નાનું ગામ છે. જુના કાળમાં વાઘેર એટલે કાબા લોકોના રાજાની એ રાજધાની હતી. જામ ખંભાળિયાના ભાટીઆ શેઠ દયાળ ખીમજીનાં પત્નીનો સ્વર્ગવાસ થવાથી તેમના બાળક પુત્ર શેઠ આડત દયાળ સંવત્ ૧૮૦૫ માં દશ વર્ષની વયે પોતાના

મોસાળ શ્રી વરવાળામાં આવીને રહ્યા. મોટા થયા બાદ કેટલાએક પરચુટણ રોજગાર કીધા પછી સંવત્ ૧૮૪૦ માં તેઓ મસ્કત બંદર તરફ વેપાર અર્થે સિધાવ્યા. એ સમયમાં વહાણની મુસાફરી બહુજ જોખમ ભરેલી હતી. આખા પશ્ચિમ સમુદ્રમાં ચાંચિયાંની લૂંટફાટથી ત્રાસ વર્ત્તી રહ્યો હતો. પોર્ટુગીઝ, અંગ્રેજ અગર પેશ્વાના કાફલા એ ચાંચિયાને પુરેપુરા વશ રાખી શકતા નહિ. એવા ભયપ્રદ સમયમાં પણ ભાટીઆ વેપારીઓ આફ્રિકા અને અરબસ્તાનનાં બંદરો સુધી ધુમધોકાર વેપાર ખેડતા. સાંભલવામાં આવ્યું છે કે આજથી સવા ચારસો વરસ ઉપર હિંદુસ્તાનમાં આવનાર પોર્ટુગીઝ કપ્તાન વાસ્કો ડિ ગામાને દક્ષિણ આફ્રિકામાંથી કલીકટ બંદર સુધીનો રસ્તો દેખાડનાર વેપારી તે ભાટીઆ જ્ઞાતિનોજ કોઇક પુરૂષ હતો. શેઠ આડતના પુત્ર શેઠ મુળજીએ પણ પરદેશનોજ વેપાર ખેડયો અને શેઠ મુળજીના પુત્ર શેઠ ઠાકરસી અઢાર વરસની વયે પિતાની પરવાનગીથી સ્વતંત્ર રોજગાર ચલાવવા માટે સંવત્ ૧૮૬૩ એટલે ઇસ્વી સને ૧૮૦૭ માં ત્રણ હજાર કોરીની કીમતનો માલ એક વહાણમાં ભરીને શ્રી મુંબઇ બંદરે આવ્યા. એ રીતે આ કુટુંબનો મુંબઈ શહેરમાં પ્રથમ પ્રવેશ થયો.

શેઠ ઠાકરસીએ પ્રમાણિકપણું ખંત અને સાહસથી મુંબઈમાં પોતાનો રોજગાર કેવી રીતે જમાવ્યો તથા લોકોપયોગી કાર્યોમાં કેવી રીતે આગેવાની લીધી તે તેમના જીવન ચરિત્રમાં વિગતવાર દર્શાવેલી છે; વળી તેમના પુત્રો શેઠ દામોદર, શેઠ ગોવિંદજી તથા શેઠ પ્રાગજીએ પોતાના રોજગારને આગળ વધારીને તેને મક્કમ પાયા ઉપર કેવી રીતે મુકયો તથા રાજકિય સામાજીક અને વિદ્યા વૃદ્ધિનાં કાર્યો વડે કેવા પ્રકારે જન-સેવા બજાવી તેની હકીક્ત શેઠ દામોદર તથા શેઠ ગોવિંદજીનાં જીવન ચરિત્રોના સ્વતંત્ર ગ્રંથો પ્રસિદ્ધ થયેલા છે તેમાંથી વિગતવાર જાણી શકાય છે.

**આ ગ્રંથ કર્તા શેઠ પ્રાગજીનું જીવન ચરિત્ર** આ પુસ્તકની શરૂઆતમાં સંક્ષેપમાં આવેલ હોવાથી આ જીવન ચરિત્રમાં વિસ્તારથી દર્શાવેલ છે. ભાટીઆ જ્ઞાતિના હિત અર્થે આ કુટુંબે વખતો વખત જેટલું જેટલું કર્યું છે તેની બરોબરી બીજું કોઇપણ કુટુંબ હમણાં કરી શકે તેમ નથી. તેમણે જે કંઈ લોકહીતના કાર્યો કરેલાં છે તે બધાં શુદ્ધ પ્રેમપૂર્વક કરેલાં છે જેથી દેશપરદેશે આ કુટુંબ મશહૂર થયેલું છે.

શેઠ હંસરાજના વિદ્યા વિલાસી પિતા શેઠ પ્રાગજી તે ભાગ્યશાળી શેઠ ઠાકરસી મુળજીના ચોથા પુત્ર થાય. શેઠ પ્રાગજીનો જન્મ સંવત્ ૧૯૦૬ ના ચૈત્ર વદી ૩ ને દિવસે તેઓના વતન શ્રીવરવાળામાં થયો હતો. ગુજરાતી, અંગ્રેજી તથા સંસ્કૃત ભાષાનું શિક્ષણ મેળવ્યા પછી તેઓ પોતાના વડિલ ભાઈઓની સાથે રોજગારમાં જોડાયા. તે વખતે તેમની પેઢીના તાબામાં (૧) હિંદુસ્તાન મિલ, (૨) ઇન્ડીયન મિલ, અને (૩) વેસ્ટર્ન ઇન્ડીયા મિલ મળી ત્રણ મિલોની એજન્સી હતી; તથા આખા હિંદુસ્તાનનું સૌથી મોટું કાપડ બજાર જે મુંબઈમાં "મુળજી જેઠા મારકીટ" એ નામથી ઓળખાય છે તેમાં તે પેઢી મોટો લાભ ધરાવે છે. વહીવટના

કામમાં સર્વે ભાઈઓએ કામકાજની વહેંચણી કરી લીધી હતી. પોતાનું એ કામ સંભાળી લેવા ઉપરાંત ઘણોએક વખત બચાવીને શેઠ પ્રાગજી સંસ્કૃત વિદ્યાની વૃદ્ધિ કરવામાં એ વખતનો ઉપયોગ કરતા. અધ્યાત્મ જ્ઞાનમાં તેમનું મન સદા સર્વદા લાગી રહ્યું હતું અને તે જ્ઞાનનો પ્રચાર લોકોમાં ફેલાવવા માટે તત્સંબંધી વિચાર વિદ્વાનોની સાથે એકાંતમાં બેસીને તેઓ વારંવાર ચલાવતા હતા. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના તેરમા અધ્યાયમાં કહ્યું છે તે મુજબનું તેઓનું વર્ત્તન હતું.

मयि चानन्य योगेन भक्तिरव्यभिचारिणी ॥
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ॥
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोन्यथा ॥ ११ ॥

સંકૃસ્ત સાહિત્યમાં તેમણે વ્યાકરણ, પંચ મહાકાવ્ય, વેદાંત, ધર્મશાસ્ત્ર, જ્યોતિષ્‌શાસ્ત્ર, રસાલંકાર અને પિંગળનો ઉંડો અભ્યાસ કર્યો હતો. આખી ભગવદ્‌ગીતાનું દોહરામાં ભાષાંતર કરીને તેઓએ પ્રગટ કર્યું છે; વળી અનેક સંસ્કૃત ગ્રંથો અને શાસ્ત્રોમાંથી સાર તારવી કાઢીને "શ્રી પ્રમાણ સહસ્રી" નામે આ સમર્થ સંસ્કૃત ગ્રંથ ગુજરાતી ભાષાંતર સાથે તેઓએ બહાર પાડયો. એ ગ્રંથ એમની સૂક્ષ્મ બુદ્ધિનો એક મહાન્ કીર્ત્તિસ્તંભ છે. મોટા મોટા વેપારમાં ગુંથાયલી ભાટીઆ જ્ઞાતિમાં એમના સમાન સંસ્કૃત સાહિત્યના પ્રેમી આજ સુધી કોઈ થયા નથી, એટલું જ નહિ પણ આખા ગુજરાતના વિદ્વાન્ વર્ગમાં તેઓને ઊંચી પદવી આપી શકાય તેમ છે. ધર્મને નામે સ્વાર્થી ગુરૂ તથા બ્રાહ્મણોએ ધતીંગ ચલાવીને હિંદુ સંસારમાં જે ગુંચવાડો કરી મૂકયો છે તેને લીધે એ દયાળુ પુરૂષના હૃદયમાં ઊંડું દુઃખ થતું હતું અને એટલા માટે સાચો ધર્મ શું છે અને કયો માર્ગ ગ્રહણ કરવાથી સંસારી જીવોનું કલ્યાણ થાય તેની શોધ ખોળ કરીને તત્સંબંધી જ્ઞાન લોકોમાં ફેલાવવા સારૂ તેમણે "સદ્ધર્મોદ્ધારક" સભા સ્થાપન કરી હતી, અને "ભારતાર્થપ્રકાશ" નામે માસિક પ્રગટ કરીને મહાભારત તથા વાલ્મિકી રામાયણ અને બીજાં શાસ્ત્રોનાં ભાષાંતર કર્યાં હતાં. માસિક પત્ર દ્વારા સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર ગુજરાતી ભાષામાં પ્રગટ કરવાનું સૌથી પહેલું માન એ શ્રીમાન્ ખાટી ગયા છે. વળી "શ્રી પ્રમાણ સહસ્રી" નો સુશોભિત મ્હોટો ગ્રંથ જીજ્ઞાસુ વર્ગને સુલભ્ય થાય તેટલા સારૂ એક મોટી રકમ અલગ કાઢીને તેના વ્યાજમાંથી વારંવાર તે ગ્રંથ છપાવી, વિદ્વાનો, વિદ્યાર્થીઓ તથા અન્ય જીજ્ઞાસુ જનોને મફત વહેંચી આપવાની ચિરસ્થાયી યોજના કરી ગયા છે. એ યોજનાને તેમના અનુરૂપ પુત્રરત્ન શેઠ હંસરાજે વધારે બહોળા પાયા ઉપર મૂકી છે. આપણી આર્ય ભૂમિના બલ્કે આખી દુનિયાના મહાન્ ગણિતવેત્તા શ્રી ભાસ્કરાચાર્યે ખગોળ વિદ્યાના સંબંધમાં જે જે શોધ ખોળ કીધી હતી તેની ઘણીજ રસિક બિના આ ગ્રંથમાં દર્શાવેલી છે. તે ઉપરથી જાણી શકાય છે કે આજથી સુમારે અઢી હજાર

વર્ષ ઉપર મહાન્ શ્રી ભાસ્કરાચાર્ય ખગોળ વિદ્યાના મૂળતત્ત્વો વિષે જે કંઇ જાણત હતાં તેમાં અનેક પાશ્ચિમાત્ય વિદ્વાનો પછવાડેથી બહુ મોટો ઉમેરો કરી શકયા નથી. વળી શેઠ પ્રાગજીએ પોતે પણ ખગોળનું અવલોકન કરવા સારૂ એક મોટી દૂરબીન વિલાયતથી મંગાવીને પોતાના મહાલક્ષ્મી ખાતેના બંગલામાં ગોઠવી હતી. એ વખતમાં ખગોળ શાસ્ત્ર પ્રત્યે એમના જેવી અભિરૂચિ ભાગ્યેજ બીજાઓને થઇ હશે. એ વિદ્વાન્, વિદ્યાવિલાસી, અને વિદ્યોત્તેજક નરરત્નનો સ્વર્ગવાસ ભર જુવાનીમાં એટલે સાડત્રીસ વર્ષની વયે સંવત્ ૧૮૪૩ ના વૈશાક વદી ૧૪ ને શનિવારે મુંબઇ મધ્યે થયો. જો તેઓ વધુ જીવ્યા હોત તો સંસ્કૃત વિદ્યાનો એથી પણ વધારે પ્રચાર તેમના હાથથી થયો હોત.

શેઠ હંસરાજનાં માતુશ્રી અ૦ સૌ૦ પ્રેમકુવર ઉર્ફે પ્રેમાબાઇ તે શેઠ પ્રાગજીનાં બીજા' ધર્મપત્ની હતાં. માતપિતાનું સુખ શેઠ હંસરાજે લાંબો વખત ભોગવ્યું નથી. એમના પવિત્ર અને ગંગાસ્વરૂપ માતુશ્રીની યાદગારી ચીરકાલ સુધી રહે એવા શુભ હેતુથી શેઠ હંસરાજે ગુજરાત મધ્યે આવેલા જલાલપુર તાલુકાના મંદીર ગામમાં રૂ. ૭૫૦૦ ) ના ખરચે એક બોરડીંગનું મકાન નીરાશ્રીત બાળકોને માટે બંધાવી આપ્યું છે. માતુશ્રીએ તેમને દશ દિવસના તથા પિતાશ્રીએ તેમને ૭ વર્ષની વયના છોડયા હતા. ત્યાર પછી તેઓ તેમના વડિલ કાકા શેઠ નારાણદાસને ત્યાં આવી રહ્યા. જુની હનુમાન ગલીમાં આવેલી માસ્તર મોહનલાલ ધરણીધર ખાનગી નિશાળમાં ગુજરાતી અભ્યાસ પૂરો કરીને સને ૧૮૯૦ માં તેઓ ફોર્ટ હાઈ સ્કૂલમાં દાખલ થયા, અને તે પછી સને ૧૮૯૫ થી તે સને ૧૮૯૭ સુધી ન્યુ હાઇ સ્કૂલમાં રહીને તેમણે મેત્રિકયુલેશન સુધીનો અભ્યાસ કર્યો. સને ૧૮૯૭ ની ડિસેંબર માસની ૨૬ મી તારીખે એટલે સંવત્ ૧૯૫૪ ના માગસર વદી ૭ ને ગુરૂવારના શુભ દિવસે શેઠ પ્રેમજી જીવણના ભત્રિજા શેઠ જીવરાજ હરજીવનની પુત્રી સૌ૦ સુંદરબાઈ સાથે તેમનું લગ્ન થયું તે વખતથી તેઓ તેમના વડિલ કાકા શેઠ ગોવિંદજીની પાસે આવી રહ્યા. ભાટીઆ જ્ઞાતિ પ્રત્યે શેઠ ગોવિંદજીનો ચાહ અગાધ હતો. એવોજ ચાહ શેઠ હંસરાજમાં રગેરગ ઉતર્યો છે. નાનો મોટો કોઇપણ માણસ શેઠ ગોવિંદજી પાસે બેધડક જઇને પોતાનાં સુખદુઃખની વાત કરી શકતો અને શેઠ ગોવિંદજી તરફથી હરહમેશાં જોઈતી મદદ મેળવી શકતો. એજ ગુણ શેઠ હંસરાજમાં મુખ્ય અંશે જોવામાં આવે છે. શેઠ ગોવિંદજીના હાથ નીચે કેળવાયાથી તેઓના ઘણા એક અનુપમ ગુણોનું શેઠ હંસરાજે અનુકરણ કર્યું છે. ગમે તેવી અટપટી ભાંજગડમાંથી સત્ય શું છે તે તારવી કાઢવાની તીવ્ર શક્તિ શેઠ ગોવિંદજીમાં હતી; આવીજ જાતની તીવ્ર પરખ-શકિત તરૂણ વયથીજ શેઠ હંસરાજમાં જોવામાં આવે છે. તેઓ માત્ર વીસ વરસની વયના હતા તે વખતે કોઇપણ ગ્રંથના સારાસારની તેમની પરીક્ષક શકિત બાબે એક લેખકે લખ્યું હતું કેઃ—

## મનહર.

ઋગ્, રઘુ, શાકુન્તલ કે ગીતાનું ગાન શૂણી,
ખગોળ, ભૂગોળ, માંહિ પ્રીત કો પ્રમાણુશે;
ભૂંગળાં ફૂંકેલ ભાળી, બીજા જ્યારે વાત ઠાલી,
કાલી કવિતા સૂણીને, આનંદ કો આણુશે;
લેખનના ભેદ કેવા, જે ન શકયા જાણી એવા-
નિજ સ્તુતિ સાંભળીને મોજ કોઈ માણુશે;
ગ્રંથના અથાગ થોક એમ ઊભરાઈ રહ્યા,
દૂધ-પાણી જૂદાં તેતો **હંસ** કરી જાણુશે!

પિતાશ્રીની પેઠે તેઓ વિદ્યાવિલાસી અને વિદ્વોત્તેજક છે. તેમના બંગલામાં એક વિશાળ પુસ્તકાલય છે. વળી તેમને ત્યાં દેશ-પરદેશના વિદ્વાનો અને શાસ્ત્રીઓ વારંવાર આવેજાય છે, જેમની સાથે તેઓ ઘણીવાર વિદ્વત્તા ભરી ચર્ચામાં રસભેર ભાગ લેછે. અનેક વિદ્યાર્થીઓને તેઓએ અભ્યાસને માટે સગવડ અને સાધનો કરી આપ્યાં છે. તેઓએ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા માટે અમુક રકમ જુદી કાઢી છે. જેમાંથી તેઓ ગરીબ-યોગ્ય અને મદદ કરવા લાયક વિદ્યાર્થીઓને મદદ આપે છે. એમની આ સખાવત પ્રાથમીક, માધ્યમીક, ઉંચ કેલવણી, તેમજ હુનર ઉદ્યોગની કેળવણી લેતા વિદ્યાર્થીઓ વચ્ચે વહેંચી આપવામાં આવે છે. વળી ખુશી થવા જેવું છે કે ઉંચ કેળવણી યુરોપ, અમેરીકા, લેવા જતા વિદ્યાર્થીઓને પણ યોગ્ય મદદ તેઓ કરતા આવ્યા છે. પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે, મુંબઈ યુનિવર્સિટીને રૂપિયા દશ હજાર સુપ્રીત કરીને બી. એ. ની પરીક્ષામાં સાયન્સના વિષયમાં પેહેલો નંબર મેળવનારને એક સ્કોલરશીપ તેઓના તરફથી આપવામાં આવે છે. "શ્રી પ્રમાણુ સહસ્રી" ગ્રંથની વાંટણી, વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને જીજ્ઞાસુ જનોમાં મફત કરી શકાય તેટલા માટે રૂપિયા ત્રીસ હજાર જૂદા કાઢેલા છે જેના વ્યાજમાંથી તે ગ્રંથ દર ત્રીજે વર્ષે પ્રગટ કરવામાં આવે છે. પુના શહેરનાં સેવા સદન તરફથી પ્રત્યેક ગામડામાં એક સ્ત્રી શિક્ષક તથા સ્ત્રી દાકતર મોકલવાની જે યોજના ઘડાયેલી છે તેના ફંડમાં શેઠ હંસરાજે રૂપિયા પાંચ હજાર ભર્યા છે તથા રૂપિઆ પાંચ હજાર "સર્વન્ટસ ઓફ ઈન્ડીઆ" સોસાઈટીને અર્પણ કરેલ છે. તે સિવાય રૂપિયા પાંચ હજાર "હોમ રૂલ લીગ"માં આપીને સ્વદેશ સેવાની પોતાની લાગણી વ્યકત કરી છે.

લોકહિતને ટેકો આપનારી રાજદ્વારી બાબતોમાં પણ શેઠ હંસરાજ સારો ભાગ લેછે. કલકત્તા, મદ્રાસ, બનારસ, અને મુંબઈ તેમજ નાગપુર મધ્યે ભરાયલી છેલ્લી નેશનલ કોંગ્રેસની બેઠકોમાં તેઓ ડેલીગેટ તરીકે ચૂંટાયા હતા. ઈસ્વી સને ૧૯૧૯ની મુંબઈની કોંગ્રેસ વખતે તેઓ રિસેપ્શન કમીટીના સભાસદ હતા, અને ડેલીગેટોના હરેક પ્રકારના સ્વાગત માટે ઉભે પગે રહેતા. તેમજ કોંગ્રેસના પ્રમુખ **સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહ**ને આવકાર

દેવા માટેના સરઘસની યોજના તેઓએજ ઘડી હતી. એ સરઘસ એટલું તો મનોહર અને ઉલટમંદ નીવડયું હતું કે મુંબઈ નગરીએ પોતાને આપેલા માનબદલ કોંગ્રેસની સમાપ્તિના ભાષણમાં હૃદયની ઊંડી લાગણીથી ઉભરાતાં વચનો પ્રમુખે જોસ ભેર ઉચ્ચાર્યાં હતાં. એ શિવાય ખાનગીમાં તો તેઓ એ માન માટે થોડા થોડા થઈ ગયા હતા એમ સાંભળ્યું છે. જે જે કાર્યો શેઠ હંસરાજ ઉઠાવે છે તેમાં તેઓ આરંભથી અંત સુધીની દરેક વિગત ઉપર જાતિ-લક્ષ આપે છે. આ ગુણ તેમના કુટુંબના દરેક પુરૂષમાં જોવામાં આવ્યો છે.

સને ૧૯૧૮ની મુંબઈની **ખાસ કોંગ્રેસ** ભરવાનું કામ મતભેદને લીધે બહુજ અટપટું થઈ પડયું હતું. શેઠ હંસરાજ એ કોંગ્રેસના એક જોડીઆ–સેક્રેટરી હતા અને કોંગ્રેસની બેઠકને ફતેહમંદ કરવામાં તેમણે પૂરી મહેનત લીધી હતી. એ શિવાય, તેઓ 'બોમ્બે પ્રેસિડન્સી એસોસિયેશન', 'પ્રોવિન્સિયલ કોંગ્રેસ કમિટી', અને 'હોમરૂલ લીગ' જેવી લોકહિત જાળવનારી સંસ્થાઓના સભાસદ તરીકે હમેશાં આગળ પડતો ભાગ લે છે.

શેઠ હંસરાજને રમત-ગમત અત્યંત વહાલી છે. હિંદુ જીમખાનાના તેઓ એક આગેવાન મેમ્બર છે તથા પોતે લૉન-ટેનિસનો અચ્છો શોખ ધરાવે છે. વળી તરવાનો શોખ તો એટલો બધો છે કે સ્વિમિંગ બાથમાં તેઓ સખત કકડતી ઠંડીમાં પણ હમેશાં તરવા સારૂ જાય છે. ઘરમાંની અનેક રમત ગમતમાં પણ તેમની સારી નજર પહોંચે છે. શેત્રંજની રમતમાં પણ તેઓ કુશલ છે સંગીત, શિલ્પકળા અને ચિત્રકળા જેવી કળાઓમાં પણ તેઓ સારી સમજ ધરાવે છે. પેડર રોડ ઉપર પોતાને રહેવાના **સુંદર-વિલાસ** નામના કુશાદે બંગલાના ડ્રોઈંગ રૂમની છતમાં શ્રી વિષ્ણુ ભગવાનના દશ અવતારનું સિમેન્ટનું જે કોતરકામ મોટે ખરચે એઓએ કરાવ્યું છે તે શિલ્પકળાનો એક નાદર નમુનો છે.

કેટલાંએક સારાં ધર્માદા ખાતાના શેઠ હંસરાજ ટ્રસ્ટિ છે અને કેટલાંએક ખાતાં તેમણે પોતે સ્થાપેલાં છે. તેઓના માતુશ્રી ચોથીબાઈનાં પૂણ્યાર્થે કાઠીયાવાડ પ્રાંતમાં આવેલ **જુનાગઢ** રાજ્યના ગિરનાર પર્વત ઉપર પથ્થરચટ્ટિમાં રૂ. ૩૦,૦૦૦ થી એક સદાવ્રત ઉઘાડયું છે. **રતલામ જંકશન** ઉપર શેઠ રણછોડદાસ પ્રેમજીના ટ્રસ્ટી તરીકે એક સુદર ધર્મશાળા બંધાવી છે જે શ્રી નાથદ્વારા તથા શ્રી મથુરાંજીના જાત્રાળુઓમાં બહુ લોકપ્રિય થઈ પડી છે. શેઠ હંસરાજના સ્વર્ગવાસી કાકા શેઠ ગોવિંદજીના સ્મરણાર્થે ગરીબ ભાટિઆ ભાઈઓ માટે જે ગૃહ મુંબઈમાં ગીરગામ બેકરોડ ખાતે બાંધવામાં આવ્યું છે તેના શેઠ હંસરાજ મેનેજીંગ ટ્રસ્ટિ છે. શેઠ ગોવિંદજીની મિલ્કતની વારસ પુત્રીઓ અ૰ સૌ૰ બેન મોંઘીબાઈ તથા અ૰ સૌ૰ બેન કેસરબાઈ બેઉ ઘરનાં સુખી હોવાથી શેઠ ગોવિંદજીની અમુક મિલ્કત પુણ્યાર્થમાં આપી દેવાની ઉદાર ઈચ્છા બંને બ્હેનોએ દેખાડી તે વખતે આ ગૃહ બાંધવાની

સૂચના શેઠ હંસરાજે કરી હતી, અને તેને પોતાની જાતિદેખરેખ નીચે આશરે રૂપિઆ પોણા બે લાખને ખર્ચે બંધાવીને સને ૧૯૧૦ માં મુંબઇના ગવર્નરના હાથથી ખુલ્લું મુકાવ્યું છે. માત્ર નામનું ભાડું આપીને સાધારણ સ્થીતિના ભાટીઆ કુટુંબો એમાં વસે છે. એવા ૪૫ કુટુંબોનો તેમાં સમાવેશ થાય છે. એ મકાન ચારે તરફથી ખુલાવટવાળા સરિયામ રસ્તાના મધ્યભાગે આવેલું છે. હવા, અજવાળું તથા ખુલાવટને માટે આવું કુશાદે મકાન મુંબઈના ધીચ વસ્તી વાળા લત્તામાં ભાગ્યેજ જોઈ શકાશે. દરેક કુટુંબને એટલી જગા પૂરી પાડવામાં આવે છે કે સાધારણ સમયમાં પણ તેનું માસિક ભાડું ધાર્યા કરતાં વિશેષ ઉપજી શકે. શેઠ હંસરાજ પોતે લગભગ હમેશાં આ મકાનની મુલાકાત લઇને તેમાં વસનારા ભાઈઓની તંદુરસ્તી તથા સુખાકારી માટે જાતિ દેખરેખ રાખે છે.

પિતાશ્રીની પેઠે તેઓમાં ધર્મશ્રદ્ધા પણ રૂડી રીતે છે. હંમેશાં પ્રભાતિ નિત્યકર્મ કર્યા બાદ તેઓ એક વિદ્વાન શાસ્ત્રીપાસે નવું નવું શાસ્ત્રાધ્યયન કરે છે. જો કે ઉપરનો આડંબર તેઓ બિલકુલ નથી રાખતા પરંતુ અંદરની તેમની ઇશ્વર શ્રદ્ધા અનુપમ છે. શ્રી નાથદ્વારાના મંદિરખાતે તેમણે રૂપિયા પાંચ હજારને આશરે વાપર્યા છે, તથા મુંબઈમાં સંવત ૧૯૭૩ ના અધિક માસમાં શ્રીમદ્ ભાગવત્‌ની અષ્ટોત્તર શત (૧૦૮) સપ્તાહ–પારાયણ બેસાડી વિદ્વાન્ પુરાણીઓનું રૂડી રીતે સન્માન કરી રૂપિઆ પંદર હજાર જેટલી રકમ વાપરી હતી. તેમનાં પત્ની અ૦ સૌ૦ સુંદરબાઇ એજ રીતે હંમેશાં નિત્યકર્મ કરી ઈશ્વર ભક્તિ અને ઇશ્વર કથામાં પોતાનો કાળ વ્યતીત કરે છે. એવા શ્રદ્ધાળુપણાને લીધે તેઓમાં દયાનો ગુણ બહુ ઉંચ્ચે દરજ્જે ખીલેલો છે.

વિદ્યાનાં, ધર્મનાં, પરોપકારનાં, રાજકીય તેમજ રમત ગમતનાં આવાં કાર્યોમાં હમેશાં પરોવાયા છતાં પોતાની પેઢીના બહોળા વહીવટ ઉપર શેઠ હંસરાજ કેવું બારીક ધ્યાન પહોંચાડે છે તે જાણવું ખરેખર રમુજી થઈ પડશે. આગળ જણાવેલી ત્રણ મીલો અને કાપડ મારકીટ ઉપરાંત સને ૧૯૧૯ ના અકટોબર મહિનામાં શેઠ હંસરાજે પોતાના મિત્ર અને સુપ્રસિદ્ધ શહેરી શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી સાથે જોડાઇને "ધી ડાયમંડ સ્પીનીંગ એન્ડ વ્રીવીંગ મીલ લીમીટેડ" નામની એક કુંપની રૂા. ૫૧,૦૦૦૦૦) ની થાપણ સાથે ઉભી કરી છે. જે સાહસ હાલનાં સંજોગો જોતાં ઓછો ધન્યવાદને પાત્ર ગણાશે નહિ. એ મીલો વરસ એકમાં કુલે પચાસ હજાર ગાંસડી રૂઉ ખાય છે. રૂઉની ખરીદીનો શ્રી મુંબાઇનો તથા દેશાવરનો તમામ વહીવટ શેઠ હંસરાજની નજર નીચે ચાલે છે. રૂઉની પારખમાં તથા હિસાબની ગણત્રી અને પડતર કાઢવામાં તેઓ ઘણાજ કાબેલ છે. તે ઉપરાંત ઑફિસનું સઘળું કામ તથા નાણાં સંબંધી બધો વહીવટ તેઓએ ઉપાડી લીધો છે. ઓછામાં ઓછા દરરોજ દશ કલાક તેઓ ધંધા રોજગારના કામ ઉપર ધ્યાન આપે છે. કામકાજ ઉપર સખ્ત મેહેનત લેતા જોઇને એક અવલોકનકારે એક વખત કહ્યું હતું કે મુંબઇના આવા શેઠીઆઓનું આયુષ્ય ઇશ્વરે ત્રણસો વરસનું કરી આપવું જોઇએ !

દેશ પરદેશના નવા બનાવ અને નવા સમાચાર તેમજ દુનિયામાંનું નવું નવું **જાણુવાની** ઉમેદથી તેઓ મુંબઈમાં મલી શકતાં લગભગ તમામ અંગ્રેજી તથા ગુજરાતી રોજીંદા, અઠવાડિક અને માસિક પત્રો વાંચી જાય છે. વળી તેઓ ઓરિએંટ કલબ, હિંદુ મરચંટસ કલબ અને વિલીંગ્ડન સ્પોર્ટસ કલબના સભાસદ છે. તે ઉપરાંત મુંબઈની **“ધી ઈન્ડીઅન મરચંટસ ચેમ્બર અને બુરો”**ના સભાસદ તરીકે વેપાર રોજગારનાં હિતમાં જ્યારે તક મળે તેવારે ઉપયોગી સૂચનાઓ કરવા ચૂકતા નથી. શેઠ હંસરાજ ગયે વર્ષે ધી “ઈન્ડીઅન મરચંટ ચેમ્બર અને બુરો” ના પ્રતિનીધી તરીકે, મુંબઈના **“પોર્ટ ટ્રસ્ટ”**ના એક સભાસદ તરીકે ચુંટાયા હતા અને ચાલુ **સને ૧૯૨૦–૧૯૨૧ ને માટે** એ મંડલના **વાઈસ પ્રેસીડંટ** તરીકે ચુંટી કઢાયા છે. **સને ૧૯૧૯ ના** ઓગષ્ટ માસમાં **મુંબઈ શેહેર**ના “ઈ” વોર્ડ તરફથી **મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનના સભાસદ** તરીકે ચુંટાયા હતા. આ કોરપોરેશનમાં ૭૨) સભાસદો છે તેમાં શેઠ હંશરાજ આગેવાન ભર્યો ભાગ લે છે અને પ્રજાકીય સવાલો ઉપર હમેશાં પોતાની બુદ્ધી અને શક્તિ અનુસાર પ્રજા પક્ષે રહી સ્વતંત્ર લડત ચલાવતા રહ્યા છે.

આ લેખના ચરિત્ર નાયકે અનેક દિશાઓમાં સખાવતો કરી છે જે લગભગ રૂ. ૪,૦૦૦૦૦) સુધી થવા જાય છે જેમાંની મુખ્ય નિચે જણાવેલી છે.

## રાજકીય અને હુનર ઉદ્યોગ.

રૂપીઆ.

| | |
|---|---|
| ૫૦૦૦ | પુનાની સર્વન્ટ ઓફ ઇંડીઆ સોસાયટીને. |
| ૫૦૦૦ | મુંબઇની હોમરૂલ લીગને. |
| ૧૦૦૦ | હીન્દુસ્તાનના પ્રધાન મી૦ ઇ. એસ. મોન્ટેગ્યુનું બાવલું મુંબઈમાં ઉભું કરવાના ફંડમાં. |
| ૧૦૦૦ | પંજાબના જલીઆનવાલા અને તેની આસપાસના લોકોમાં ફેલાયલા સંકટ વખતે લોકોને મદદ કરવાના ફંડમાં. |
| ૭૦૦ | મી૦ બી. જી. હોર્નીમેનના સંબંધમાં મદદ કરવાના ફંડમાં. |
| ૫૦૦ | ટ્રાન્સવાલના લોકોને મદદ કરવાના ફંડમાં. |
| ૩૦૦ | સને ૧૯૧૮ ની મુંબઈમાં મળેલી ખાસ હીંદી રાષ્ટ્રીય પરિષદના ફંડમાં. |
| ૨૫૦ | મુંબઇની હોમરૂલ લીગ વોલન્ટીઅર કોર ફંડમાં. |
| ૨૫૦ | પંજાબના જલીઆનવાલા બાગના ફંડમાં. |
| ૧૦૦ | સત્યાગ્રહ સભા ફંડમાં. |
| ૧૦૦ | અલ્હાબાદમાં મી૦ સુંદરલાલે કાઢેલા “ભવિષ્ય વર્તમાન” પત્રને મદદ કરવાના ફંડમાં. |
| ૧૦૦ | મુંબઇ ઇંડીઅન ઇંડસ્ટ્રીઅલ કોન્ફરન્સમાં. |
| ૧૦૦ | ઓલ ઇંડીઆ ટ્રેડ યુનીઅન કોન્ફરન્સમાં. |
| ૧૦૦ | ઓલ ઇંડીઆ રેલવે કોન્ફરન્સમાં. |

## કેળવણી.

૧૭૫૦૦૦ મુંબઈમાં એક આર્ટસ કોલેજ સ્થાપવા માટે આ રકમમાં જો મજકુર કોલેજ ઉભી નહીં થઈ શકે તો બીજા રૂા. ૨૫૦૦૦) વધારેની રકમ આપવા ખુશી બતાવી છે.

૩૦૦૦૦ સ્વર્ગવાસી શેઠ પ્રાગજી ઠાકરસી મુલજી રચિત શ્રી પ્રમાણ સહુસી અને શ્રી મદ્ભગવદ્ગીતા મજકુર રકમના વ્યાજમાંથી દર બે વરસે છપાવી. જીજ્ઞાસુઓને મફત આપવાના ખર્ચ માટે કાઢેલી અનામત રકમ.

૨૧૫૦૦ બનારસ હિન્દુ યુનીવરસીટીને.

૧૦૦૦૦ શેઠ પ્રાગજી ઠાકરસી મુલજી તથા શેઠ ગોવીંદજી ઠાકરસી મુલજી સ્મારક બી. એ. અને એમ. એ. માં સાયન્સની સ્કોલરશીપો સ્થાપન કરવા સારૂ મુંબઈ યુનીવરસીટીને આપવામાં આવ્યા છે.

૭૫૦૦ સુરત જીલ્લામાં આવેલા મંદીર ગામમાં પોતાનાં માતુશ્રી બાઇ પ્રેમાબાઇ તે સ્વર્ગ૦ શેઠ પ્રાગજી ઠાકરસી મુલજીની ધર્મપત્નિની યાદગીરી અર્થે બોરડીંગના મકાન બંધાવવા માટે.

૭૦૦૦ રાજકોટ ભાટિઆ વિદ્યાર્થી ભુવન બાંધવાના ફંડમાં.

૨૦૦૦ શ્રી ઓખા મંડળના રહીસોમાંથી જેઓ હાઈસ્કુલના છઠા તથા સાતમાં ધોરણનો અભ્યાસ કરવા ઇચ્છા ધરાવતા હોય તેઓને શેઠ પ્રયાગજી ઠાકરસી મુલજી અને શેઠ ગોવિંદજી ઠાકરસી મુળજીના નામથી મજકુર રકમના વ્યાજમાંથી સ્કોલરશીપો આપવા નામદાર ગાયકવાડ સરકારના કેળવણી ખાતાને આપવામાં આવ્યા છે.

૧૨૦૦ મુંબઇની ગોખલે એજ્યુકેશન સોસાયટીને.

૧૧૦૦ મુંબઈની ઇંડીઅન એજ્યુકેશન સોસાયટીને.

૧૦૦૦ ધી રાજાપુર હાઇ સ્કુલના ફંડમાં.

૧૦૦૦ મુંબઇના ભાટિયા બાળરક્ષક વિદ્યાલયને.

૧૦૦૦ સુરત આર્ટ કોલેજના ફંડમાં..

૧૦૦૦ બનારસ નેશનલ કોલેજ સ્થાપવા હા. મીસીસ એની બેઝાંટ.

૧૦૦૦ નાસીકના નૂતન મહારાષ્ટ્ર વિદ્યાપ્રસારક મંડલના ફંડમાં.

૧૦૦૦ પુનાની શિક્ષણ પ્રસારક મંડલીને કોલેજ બાંધવાના ફંડમાં.

૮૦૦ ભાવનગર દક્ષિણા મૂર્તિ સોસાયટીની સ્કુલના મકાન ફંડમાં.

૫૦૦ કવિવર્ય રવિન્દ્રનાથ ટાગોરની બોલપુરની શાંતિનિકેતન શાળાના ફંડમાં.

૫૦૦ નાશીકની ન્યુ ઇંગ્લીશ સ્કુલના ફંડમાં (મુલ રકમ કાયમ રાખી તેના વ્યાજમાંથી સ્કોલરશીપો આપવા માટે આપવામાં આવેલ છે.

૫૦૦ અલીગઢની મહોમેદન કોલેજ માટે હા. મૌલાના મહુમદઅલીને.

૪૦૦ કાનપોરની થીઓસોફીકલ સ્કુલના ફંડમાં.

૩૦૦ મુંબઇના હીંદુ એજ્યુકેશન ફંડમાં હા. ફંડના ટ્રસ્ટીઓ.

૩૦૦ અમદાવાદના ગુજરાત કેલવણી મંડલના ફંડમાં.
૨૫૦ ભરૂચની એજ્યુકેશન સોસાયટીને.
૨૫૦ મુંબઈમાં નેશનલ એજ્યુકેશન ફંડમાં હ્રા. મીસીસ એની બેઝાન્ટ.
૨૦૦ ચરોતર એજ્યુકેશનલ સોસાયટીના ફંડમાં.
૨૦૦ લાહોરની ડી. એ. વી. કોલેજને.
૨૦૦ રત્નાગીરી જીલ્લાના અમરા ગામના કેલવણી ફંડમાં.
૧૦૦ સુરત જીલ્લાના મંદીરગામની શાળાના ફંડમાં.
૧૦૦ મુંબઇની જેનાબાઇ માધવરાવ રોકડે ફ્રી સ્કુલ બીલ્ડીંગ ફંડ.
૧૦૦ સાંગલીની સીટી સ્કુલ બીલ્ડીંગ ફંડ.
૧૦૦ લાહોરની વિધ્યા સભાના ફંડમાં.

## સ્ત્રી કેળવણી.

૫૦૦૦ સ્ત્રી શિક્ષણ તથા સ્ત્રીઓને વૈદક મદદ આપવાના ફંડમાં. મી૰જી.કે.દેવધરને
૧૧૦૦ સુરતના મહિલા વિદ્યાલયના ફંડમાં.
૧૦૦૦ સુરતના વનિતા વિશ્રામને બાઇ મોતીબાઇ તે શેઠ પ્રયાગજી ઠાકરસી મુળજીની છોકરીની યાદગીરી રાખવા.
૧૦૦ પ્રો૰ કર્વેના પુનાના આશ્રમની કન્યા શાળાના મકાન ફંડમાં.
૧૦૦ બોમ્બે પ્રેસીડેન્સી સોસીઅલ રીફોર્મ એસોસીએશનના સ્ત્રી શિક્ષણ ફંડમાં.

## ધાર્મીક.

૩૦૦૦૦ સ્વર્ગ. બાઇ ચોથીબાઈ તે સ્વર્ગ. શેઠ પ્રયાગજી ઠાકરસી મુલજીનાં ધર્મપત્નિની યાદગીરી અર્થે જુનાગઢમાં આવેલા શ્રી ગીરનાર ઉપરની પત્થર ચત્તી વાળી જગ્યામાં મજકુર રકમના વ્યાજમાંથી અન્નક્ષેત્ર ચાલુ રાખવા માટે અનામત રાખેલી રકમ.
૧૫૦૦૦ સંવત્ ૧૯૭૩ ના અધિક ભાદ્રપદ માસમાં મુંબઇમાં શ્રીમદ્ભાગવત્ની અષ્ટોત્તર સત્પારાયણ બેસાડવામાં તેમાં ખર્ચાએલી રકમ.
૭૦૦૦ શ્રી વલ્લભી સંપ્રદાયના મંદીરોમાં જુદીજુદી વખતે આપવામાં આવેલી રકમ

## મુંગા જનાવર.

૧૮૦૦૦ સંવત્ ૧૯૭૬માં "વરવાળામાં" કેટલ કેમ્પ ઉઘાડેલી તેમાં ખરચાયેલી રકમ.
૧૭૫૦ શ્રી બેટ સંખોદ્ધારની ગૌશાળા ફંડ.
૧૧૫૦ અહમદનગર પશુ રક્ષક સંસ્થાને.
૧૦૦૦ મુંબઇની "હ્યુમેનીટેરીયન લીગને"
૧૦૦૦ સંવત ૧૯૬૮ માં વઢવાણ કેમ્પમાં ઉઘાડેલા કેટલ કેમ્પમાં.
૧૫૦ ગોંડળ પાંજરાપોળને.

## સામાજીક.

૧૨૦૦ મુંબઈની સોસીયલ સર્વીસ લીગમાં (જુદા જુદા વખતે.)
૧૦૦૦ શ્રીમતિ જમનાબાઈ સક્કઇ મેમોરીયલ ફંડમાં. હા. મુંબઈની હીંદુ સ્ત્રી મંડળ
૨૫૦ ડીપ્રેસડ કલાસીસ મીશન.
૧૦૦ વઢવાણ કેમ્પ સેવાસમાજ.

## અનાથ અને નીરાધારને મદદ.

૨૦૦૦ અહમદનગરના અનાથાશ્રમ મકાન ફંડમાં.
૧૧૫૦ સુરત–મહાજન અનાથ બાળાશ્રમ ફંડમાં.
૧૫૦ વૃંદાવન ગુરૂકુળને.
૧૦૦ રાજકોટની શેઠ મોરારજી મંગળજી શ્રી ગૌડ બોરડીંગને.
૧૦૦ પારડીના બોરડીંગ ફંડ.
૧૦૦ નડીયાદના લલીતા વનિતા વિશ્રામ ફંડમાં.

## સામાન્ય.

૧૦૦૦ નામદાર પંચમ જ્યોર્જ ગાદીપર આવતાં ઉભા થએલાં "અવરડે" ફંડમાં.
૧૦૦૦ સંવત ૧૯૬૮ ના દુષ્કાળ માટે ઉભા થએલાં મુંબઈ ઈલાકાના ફંડમાં.
૭૫૦ સંવત ૧૯૭૬ ના દુષ્કાળ વખતે વરવાળાના દુઃખપીડીત મનુષ્યોને મદદ કરવાના ફંડમાં.
૫૦૦ મુંબઈની ભાગીરથી તળાવ ફંડમાં.
૫૦૦ સ્વર્ગ. માન્યવર શ્રીયુત્ ગોપાલકૃષ્ણ ગોખલેની યાદગીરી ફંડમાં.
૧૫૦ મુંબઈ ભૂલેશ્વર તળાવ સમરાવવાના ફંડમાં.
૧૦૦ કુંડલામાં ધર્મશાળા બાંધવાના ફંડમાં.
૧૦૦ મુંબઈની રેડીઅન્ટ કલબમાં.
૧૦૦ અમરેલીમાં દુષ્કાળ વખતે ફંડમાં.
૧૦૦ ઓરીસ્સા સંકટ નિવારણ ફંડમાં.
૧૦૦ બોટાદ દુષ્કાળ ફંડમાં.

એ સિવાય કેટલીક સસ્થાઓને માસિક વાર્ષિક, મદદ આપવા ઉપરાંત દર માસે રૂા. ૫૦૦)ની રકમ યોગ્ય વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા માટે ખરચવામાં આવે છે.

છેવટના ઉપસંહાર અર્થે અમારે જણાવવાનું એજ કે વેપાર રોજગાર અને પરોપકાર માટે હિંદમાં પંકાયેલી જ્ઞાતિના એક સુપ્રસિદ્ધ કુટુંબના નરરત્ન શેઠ હંસરાજ પોતાની નાની ઉમરમાંજ અનેક શુભ ગુણો વડે પ્રકાશી રહ્યા છે. એ હકીકત

ઉપરોક્ત ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ સમજાશે. અમારી ઇશ્વરપ્રત્યે પ્રાર્થના એ છે કે એ શેઠજીનું દીર્ઘાયુ જીવન હવે પછી અનેક લોક-સેવાના કાર્યમાં રચ્યું પચ્યું રહો. એમના જીવનનું એક વિલક્ષણ રહસ્ય સર્વ કોઇ મોટા માણસે અનુકરણ કરવા યોગ્ય છેઃ ખરેખર દુઃખી કોણ છે—મદદની ખરી આવશ્યકતા કયાં કયાં છે તે એઓ શેઠજી બરાબર પારખી કાઢે છે અને તે તે ઠેકાણે જાહેર યા ગુપ્ત મદદ તેઓ નિરંતર આપતા રહે છે. તે ઉપરાંત તેઓની ઉદારતા એટલી તો વિશાળ છે કે કોઇની રીતભાતથી નારાજ થવાનું તેમને કારણ મલે તો પણ દુઃખીનાં દુઃખો તરફજ ખ્યાલ કરી નારાજ કરનારની કસુરને તેઓ હંમેશાં દરગુજર કરે છે. એક મહાકવિએ કહ્યું છે કે :

असंविदानस्य ममेश संविदम्
तितिक्षितुं दुश्चरितं त्वमर्हसि ।
विरोध्य मोहात्पुनरभ्युपेयुषाम्
गतिर्भवानेवदुरात्मनामसि ॥

**ભાવાર્થ:**—હે શાણાઓના ઇશ મહારાજા! મૂર્ખ એવો જે હું તેનાથી થઇ ગયલી કસુરને દરગુજર કરવાને આપજ યોગ્ય છો કારણ કે મોહથી ભરમાઇને જેઓ આપને કચવાવે છે તે પાપીઓને ફરીથી માફી અને આશ્રય મળે તેવું આપજ એક આરામ-સ્થાન છો !

વળી આટલી સંપત્તિથી વિટલાયલા છતાં, તેમનું અંતઃકરણ કેવી ત્યાગવૃત્તિ ધરાવે છે તે પણ છેવટમાં અમારે કહેવું જોઇએ. સંપત્તિ તેમનાં કુટુંબમાં સ્થિર થઇ ગયેલી છે છતાં હૃદયનાં ઊંડાણમાં તેઓ સંપત્તિના મોહથી મૂક્ત છે. પોતાના બહોલા રોજગારમાં જેવી ઝીણવટથી તેઓ લક્ષ આપે છે તેવીજ ઝીણવટથી તેઓ આત્માના કલ્યાણમાં તત્પર છે. કહ્યું છે કે :—

अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत् ।
गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥

જેમણે નાની વયમાંથીજ આર્થિક તેમજ પરમાર્થિક ગુણોને એવી રૂડી રીતે શોભાવેલ છે તેમની પછવાડે તેમના જેવીજ પ્રતાપી આડીવાડી ખીલી નીકળો એવી અમારી પ્રભુપ્રત્યે અંતઃકરણની પ્રાર્થના છે. ॥ અસ્તુ ॥

॥ ॐतत्सद्ब्रह्मणेनमः ॥

# ॥ प्रस्तावना ॥

यस्माज्जातं जगत्सर्वं यस्मिन्नेव विलीयते ।
येनेदं धार्यते चैव तस्मै विश्वात्मने नमः ॥ १ ॥

शंकर.

જે થકી આ સર્વ જગત્ ઉત્પન્ન થાયછે, જેમાં લીન થાયછે,
ને જેણે કરી ધારણ કરાય છે, તે વિશ્વના અંતર્યામિને નમસ્કાર હો ॥ ૧ ॥

કોઈ પણ કાર્યમાં પ્રયોજન વિના પ્રવૃત્તિ થવાનો સ્વભાવ નથી, એ નિયમ પ્રમાણે આ ગ્રંથ રચવામાં પણ કંઈ પ્રયોજન હોવું જોઇએ. તો તે વિષે જાણવું જે, ઘણા વર્ષ થયા મારા વાંચવામાં સંસ્કૃત ગ્રંથો આવતા જવાથી, પ્રાચીન આર્ય પુરૂષોના સાર્વજનિક ઉત્તમ વિચારો જાણવામાં આવ્યા. જે ઉપરથી મેં વિચાર્યું કે, સાંપ્રત કાળમાં એ ઉત્તમ વિચારો એક ગ્રંથ રચી તેમાં પ્રમાણ દાખલ જણાવવા સારા છે, કેમકે મનુષ્ય જેટલો ઉપદેશથી સુધરતો નથી, તેટલો પ્રમાણ વાકય વાંચેથી સુધરે છે. વળી એ વિચારો અર્વાચીન પ્રજાના વાંચવામાં આવે તો તેને જણાય કે, પ્રાચીન આર્યોએ હમણાના જેવાં સાધન ન છતાં અનેક વિષયસંબંધી કેટલું જ્ઞાન મેળવ્યું હતું! વળી કોઈ પણ વિષય લીધા વગર ગ્રંથની રચના થવાનો સંભવ નથી, માટે કંઈ વિષય લેવો જોઇએ. એમ વિચારતાં મેં ધાર્યું કે, કોઇ ચોક્કસ વિષય લેવા કરતાં જો સાર્વજનિક અનેક વિષયો લીધા હોય, તો ગ્રંથ સર્વને ઉપયોગી થાય કેમકે ચોક્કસ વિષયના ગ્રંથો તો જુદાજુદા લખાયલા છે, જેથી જેને જે વિષયનું જ્ઞાન મેળવવા ઈચ્છા થાય, તેને તે જ્ઞાન તે તે વિષયસંબંધી લખાયલા ગ્રંથ વાંચવાથી મળી શકેછે. પણ અનેક વિષયોને જો એક ગ્રંથમાં સંક્ષેપથી સમાવ્યા હોય, તો તે એકજ ગ્રંથ વાંચવાથી ઘણાક વિષયનાં મૂળતત્ત્વોનું વાંચનારને જ્ઞાન થાય, ને તે સંબંધી વિશેષ જ્ઞાન મેળવવામાં તે પોતાની મેળે પ્રવર્તે. એવા વિચારથી આ ગ્રંથમાં સૃષ્ટિ, આચાર તથા વિચાર નામે ત્રણ પ્રકરણના પેટામાં, ગ્રંથ બહુ વધી ન જાય એ રીતે સંક્ષેપથી સાર્વજનિક વિષયસંબંધી લખાણ કર્યું છે. જો કે એ ત્રણે પ્રકરણમાં ઘણા વિષય છે તોપણ તે સર્વનો સમાવેશ આ પ્રમાણે થઇ શકેછે.

ॐतस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः अद्भ्यः पृथिवी पृथिव्या ओषधयः । ओषधीभ्योन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः इति सृष्टिः ॥ २ ॥

તે અથવા આ પરમાત્માથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી પાણી, પાણીથી પૃથિવી, પૃથિવીથી ઓષધિ, ઓષધિથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી પુરૂષ ઉત્પન્ન થયોછે, એ રીતે સૃષ્ટિ ॥ ૨ ॥

ॐसत्यं वद । धर्मं चर । स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातंतुं माव्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि । यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणीत्याचारः ॥ ३ ॥

સાચું બોલ, ધર્માચરણ કર, વિદ્યાભ્યાસમાં પ્રમાદ મ કર, વિદ્યા ગુરૂને પ્રિય ધન આપી પ્રજાતંતુનો ઉચ્છેદ મ કર, તારે સત્યમાં પ્રમાદ ન કરવો, ધર્મમાં પ્રમાદ ન કરવો, કુશળમાં પ્રમાદ ન કરવો, સમૃદ્ધિ મેળવવામાં પ્રમાદ ન કરવો, જે અનિંદિત કર્મ હોય તે કરવાં બીજાં નહિ, અને જે અમારાં સારાં આચરણ હોય તે તારે ગ્રહણ કરવાં બીજાં નહિ, એ રીતે આચાર ॥ ૩ ॥

ॐकिं कारणं ब्रह्म । कुतः स्म जाता जीवामः केन क्व च संप्रतिष्ठिताः केन सुखेतरेषु वर्तामह इति विचारः॥४॥

શું જગતનું કારણ બ્રહ્મ છે? આપણે ક્યાંથી ઉત્પન્ન થયા? શેને જીવિયે છિયે? ક્યાં રહ્યા છિયે? અને કેનાથી સુખદુઃખમાં વર્તિયે છિયે એ રીતે વિચાર.॥૪॥

એ રીતે આખા ગ્રંથનો સમાવેશ એ ત્રણ શ્રુતિ વાક્યમાં થઇ શકવાથી આખા ગ્રંથનો આરંભ તથા ઉપસંહાર પણ એથીજ જાણવો. અને જેને અનેક વિષયસંબંધી જ્ઞાન મેલવવા ઇચ્છા હોય તે આ ગ્રંથના અધિકારી જાણવા, ને તેમને તે વિષયસંબંધી જે જ્ઞાન થવું, તે રૂપ આ ગ્રંથમાં સંબંધ છે. હાથ વિના લીપિ લખાય નહી, ને વાણી વિના ભાષા બોલાય નહીં; તેથી એમ સિદ્ધ થાયછે કે, જે કંઈ ગ્રંથો રચાયલા છે, તે સર્વ મનુષ્ય રચિત છે; અને મનુષ્ય સર્વજ્ઞ ન હોવાથી જે જે વિષયસંબંધી લખાણ કરે તેમાં તેની ભૂલ થવાનો સંભવ છે. માટે શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં શ્રીદત્તાત્રય મહામુનિયે કહ્યું છે કે,

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः । सर्वतः सारमादद्यात्पुष्पेभ्य इव षट्पदः ॥ ५ ॥

કુશળ મનુષ્યે સર્વ નાના મોટા શાસ્ત્રમાંથી, પુષ્પથી ભ્રમરની પેઠે સાર ગ્રહણ કરવો ॥ ૫ ॥

તેમ યોગવાસિષ્ઠના મુમુક્ષુપ્રકરણુના અઢારમાં સર્ગમાં વસિષ્ઠ મહામુનિયે શ્રીરામને કહ્યું છે કે,

अपि पौरुषमादेयं शास्त्रं चेद्युक्तिबोधकम्। अन्यत्त्वार्षमपि त्याज्यं भाव्यं न्यायैकसेविना ॥ ६ ॥

અપક્ષપાતિ મનુષ્યે, યુકિત બોધક શાસ્ત્ર સાધારણ પુરૂષે રચેલું હોય, તથાપિ સ્વીકારવું; પણ યુકિત વિનાનું ઋષિયે કહેલું હોય, તોય પણ ત્યાગ કરવું ॥ ૬ ॥

युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि। अन्यत्तृणमिव त्याज्यमप्युक्तं परमेष्ठिना ॥ ७ ॥

કેમકે યુકિતયુકત વચન બાળકથી પણ ગ્રહણ કરવા લાયક છે, ને યુકિત વિનાનું કદી પ્રજાપતિયે કહેલું હોય, તોપણ તૃણની પેઠે ત્યાગ કરવા લાયક છે ॥ ૭ ॥

योऽस्मत्तातस्य कूपोऽयमिति कौपं पिबेत्पयः। त्यक्त्वा गांगं पुरस्थं तं कोऽनुशास्त्यतिरागिणम् ॥ ८ ॥

એમ છતાં પણ જે "આ મારા બાપનો કુવો છે," એવા હઠથી, પાસે રહેલું ગંગાનું મીઠું જળ મુકી કુવાનું ખારૂં પાણી પીએ, તેવા અતિ રાગીને કોણ ઉપદેશ કરે ॥ ૮ ॥

માટે જેમાંથી થોડા શ્રમે કરી ઘણું જ્ઞાન મળે એવો આ શ્રીપ્રમાણુસહસ્રી ગ્રંથ, સુજ્ઞજનો શુદ્ધમનથી સુધારી વાંચશે, એવી આશા રાખું છું.

ता० १० माहे फेब्रुआरी सन १८८७ ग्रंथ कर्त्ता

## ॥ इति प्रस्तावना ॥



## ॥ अनुक्रमणिका ॥



## સૃષ્ટિપ્રકરણ.

---

## આચારપ્રકરણ.

आरंभ पृष्ठ. आरंभ पंक्ति.

---

## વિચારપ્રકરણ.

इत्यनुक्रमणिका.



॥ ॐतत्सद्ब्रह्मणे नमः ॥

श्री

# प्रमाणसहस्री.

## ॥ सृष्टिप्रकरणप्रारंभः ॥

### उत्पत्तिवर्णन,

यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।
य औषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥ १ ॥

श्वेताश्वतरोपनिषद्

જે દેવ અગ્નિ તથા પાણીમાં છે, જે સમસ્ત લોકને વ્યાપી રહ્યોછે,
જે ઓષધિ તથા વનસ્પતિમાં છે, તે દેવને વારંવાર નમસ્કાર હો ॥ ૧ ॥

આ અનંત આકાશમાં આધાર વિના રેહેલ સૂર્ય, ચંદ્ર, પૃથિવી, ગ્રહ તથા નક્ષત્રાદિ અસંખ્ય તેજસ્વી ગોલ, વાયુ, અગ્નિ તથા જલ અને પૃથિવી ઉપરના પર્વત, વન, નદી, સમુદ્ર તથા નાના પ્રકારના એક સ્થાવર જંગમાત્મક પ્રાણિવર્ગાદિ અપાર ચમત્કારવાળા સૃષ્ટ પદાર્થોને જોઇને, કોઇપણ વિદ્વાન્ પુરુષ તેની ઉત્પત્તિસંબંધી વિચાર કરે, તો આશ્ચર્ય પામ્યાવગર રહે નહીં; તેના મનમાં આ સૃષ્ટ પદાર્થરૂપ કાર્યનું કંઇપણ કારણ હોવું જોઇએ એવો વિચાર આવે. કેમકે વૈશેષિક દર્શનમાં પેહેલા અધ્યાયના બીજા આહ્નિકના આરંભમાં કણાદ મુનિયે કહ્યું છે કે,

कारणाभावात्कार्याभावः ॥ २ ॥ કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી ॥ ૨ ॥

અનુભવ પણ સર્વને એમજ થયેલ છે, તો આ આશ્ચર્યકારક સૃષ્ટિની ઉત્પત્તિ કારણ વિના થઇ હોય એમ સંભવતું નથી. માટે સૂક્ષ્મ બીજરૂપ કારણથી જેમ મહાન્ વટ વૃક્ષરૂપ કાર્યની ઉત્પત્તિ થાયછે, તેમ મનથી જેનું સ્વરૂપ જાણવામાં આવી શકતું નથી એવાં કંઇ પણ અદ્ભુત કારણથી આ મહા સૃષ્ટિરૂપ કાર્યની ઉત્પત્તિ થઇ હોય એમ સંભવે છે. એવિષે આર્ય પ્રજાના અતિ પ્રાચીન ધર્મને પ્રતિપાદન કરનાર વેદના અંત ભાગમાં સારી રીતે વિચાર કરેલ છે. ઋગ્વેદના ઐત્તરેયારણ્યકના ઉપનિષદ ભાગના આરંભમાં કહ્યું છે કે,

**आत्मा वा इदमेक एवाग्र आसीत् ॥ ३ ॥**

સૃષ્ટિની પૂર્વે આ જગત્ એક આત્મારૂપજ હતું ॥ ૩ ॥

તેમ શુક્લ યજુર્વેદના બૃહદારણ્યકમાં ઉપનિષદ ભાગના પ્રથમ અધ્યાયમાં કહેલ છે કે,

**आत्मैवेदमग्र आसीत् ॥ ४ ॥**

આ જગત્ પૂર્વે આત્માજ હતું ॥ ૪ ॥

વળી સામવેદના છાંદોગ્ય ઉપનિષદના છઠ્ઠા પ્રપાઠકમાં કહ્યું છે કે,

**सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥५॥**

હે સૌમ્ય, સૃષ્ટિની પૂર્વે આ જગત્ એકજ અદ્વિતીય સત્સ્વરૂપ હતું॥૫॥

અથર્વ વેદના ગોપથ બ્રાહ્મણના આરંભમાં પણ એમજ કહ્યું છે કે,

**ब्रह्म हवा इदमग्र आसीत् ॥ ६ ॥**

પૂર્વે આ જગત્ બ્રહ્મજ હતું ॥ ૬ ॥

એપ્રમાણે વેદમાં સૃષ્ટિનું કારણ એક અદ્વિતીય પરમાત્માજ કહેલ છે, ને તેજ સર્વજ્ઞ સર્વ શક્તિમાન્ પરમાત્મા આ કાર્યરૂપ અખિલ જગતમાં કારણરૂપે સર્વત્ર ગુપ્ત રહેલ છે. કૃષ્ણ યજુર્વેદના શ્વેતાશ્વતર ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છે.

**एको देवः सर्वभूतेषु गूढः**
**सर्वव्यापी सर्वभूतांतरात्मा ।**
**कर्माध्यक्षः सर्वभूताधिवासः**
**साक्षी चेता केवलो निर्गुणश्च ॥ ७ ॥**

એકજ દેવ સર્વ પ્રાણીનેવિષે ગુપ્ત રહેલ, સર્વ વ્યાપક, સર્વ પ્રાણીનો અંતરાત્મા, કર્મનો અધિષ્ઠાતા, સર્વ ભૂતમાં વસનાર, સર્વનો સાક્ષી અને સર્વને ચેતન આપનાર કેવળ નિર્ગુણ છે ॥ ૭ ॥

તેમજ શુક્લ યજુર્વેદના બૃહદારણ્યકના પાંચમાં પ્રપાઠકમાં કહ્યું છે કે,

**यः सर्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरो, यं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्वाणि भूतानि शरीरं, यः सर्वाणि भूतान्यन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥ ८ ॥**

જે સર્વ ભૂતમાં રહેતાં સર્વ ભૂતની અંદર છે, જેને સર્વ ભૂત જાણતા નથી, જેનું સર્વ ભૂત શરીર છે, જે અંદર રહીને સર્વ ભૂતને નિયમમાં રાખેછે, એ તારો અંતર્યામી આત્મા અમર છે ॥ ૮ ॥

અથર્વ વેદના મુંડક ઉપનિષદના બીજા ભાગમાં પણ કહેલ છે કે,

**दिव्यो ह्यमूर्त्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।**
**अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः॥९॥**

તે તેજસ્વી તથા મૂર્તિ રહિત પુરૂષ બાહાર તથા માંહે રેહેનાર, અજન્મા પ્રાણ તથા મનની ઉપાધિ રહિત, શુદ્ધ અને માયાથી પર છે ॥ ૯ ॥

તેજ પરમાત્માથી આકાશાદિ પંચમહાભૂત સૃષ્ટિ ક્રમેકરી સર્વ જગત્ ઉત્પન્ન થયું છે. કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદની બ્રહ્મવલ્લિમાં કહ્યું છે કે,

**तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः, आकाशाद्वायुः, वायोरग्निः, अग्नेरापः, अद्भ्यः पृथिवी, पृथिव्या ओषधयः, ओषधीभ्योऽन्नं, अन्नाद्रेतः, रेतसः पुरुषः ॥ १० ॥**

તે આ પરમાત્માથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી પાણી, પાણીથી પૃથિવી, પૃથિવીથી ઓષધી, ઓષધીથી, અન્ન, અન્નથી વીર્ય, અને વીર્યથી પુરૂષ ઉત્પન્ન થયોછે ॥ ૧૦ ॥

તેમ શુકલ યજુર્વેદના બૃહદારણ્યકના ચોથા અધ્યાયમાં પણ કહેલ છે કે,

**यथाग्नेर्विस्फुलिंगा व्युच्चरंत्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युचरंति ॥ ११ ॥**

જેમ અગ્નિથી તણખા ઉડેછે, તેમજ આ આત્માથી સર્વપ્રાણુ, સર્વલોક સર્વદેવ તથા સર્વ ભૂત નીકળેછે ॥ ૧૧ ॥

અથર્વ વેદના મુંડક ઉપનિષદના બીજા ભાગમાં પણ એમજ કહ્યું છે કે,

**एतस्माज्जायते प्राणो मनः सर्वेंद्रियाणिच। खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ १२ ॥**

આ પરમાત્માથી પ્રાણુ, મન, સર્વ ઇંદ્રિય, આકાશ, વાયુ, તેજ, જલ તથા વિશ્વને ધારણ કરનારી પૃથિવી ઉત્પન્ન થાયછે ॥ ૧૨ ॥

પણ પરમાત્મા નિરાકાર છે, ને સૃષ્ટિ આકારવાળી છે, અને નિરાકારમાંથી આકારવાળી વસ્તુની ઉત્પત્તિનો સંભવ નથી, ગૌતમ મુનિના ન્યાયદર્શનના ચોથા અધ્યાયના પેહેલા આન્હિકમાં કહ્યું છે કે,

**व्यक्ताद्व्यक्तानां प्रत्यक्षप्रामाण्यात् ॥१३॥**

દેખાતી વસ્તુથી દેખાતી વસ્તુની ઉત્પત્તિ પ્રત્યક્ષ પ્રમાણુથી પ્રસિદ્ધ છે ॥ ૧૩ ॥

એજ દર્શનના એજ અધ્યાયના બીજા આન્હિકમાં કહેલ છે કે,

**मूर्तिमतां च संस्थानोपपत्तेरवयवसद्भावः ॥ १४ ॥**

મૂર્તિમાન્ પદાર્થોની સ્થિતિ હોવાથી પરમાણુરૂપ અવયવયનો સદ્‌ભાવ છે ॥ ૧૪ ॥

વળી કણાદમુનિપ્રણીત વૈશેષિક દર્શનના બીજા અધ્યાયના પેહેલા આન્હિકમાં કહ્યું છે કે,

**कारणगुणपूर्वकः कार्यगुणो दृष्टः ॥१५॥**

કારણ ગુણ પૂર્વક કાર્ય ગુણ જોયો છે ॥૧૫॥

એ નિયમ પ્રમાણે આ પરિદૃશ્યમાન જગત્‌રૂપ કાર્ય અવયવવાળું છે, તો તેનું કારણ પણ અવયવવાળું હોવું જોઇયે. માટે સચ્ચિદાનંદરૂપ નિરવયવ પરમાત્માના એક દેશમાં જડરૂપ માયાની સ્થિતિ કહી છે. ઋગ્વેદના દશમાં મંડલના નેવુમા સૂકતમાં કહ્યું છે કે,

**पादोऽस्य विश्वा भूतानि त्रिपादस्यामृतं दिवि ॥ १६ ॥**

આ પરમાત્માના સ્વપ્રકાશરૂપમાં એક અંશ સર્વ વિશ્વ છે, ને ત્રણ અંશ અમૃત છે॥૧૬॥

શુકલ યજુર્વેદના બૃહદારણ્યકના ચોથા પ્રપાઠકના ત્રીજા બ્રાહ્મણમાં કહેલ છે કે,

**द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च ॥ १७ ॥** જગતરૂપે મૂર્ત્તિમાન્ અને આત્મરૂપે અમૂર્ત્તિમાન્ એમ બ્રહ્મનાં બે રૂપ છે ॥ ૧૭ ॥

અથર્વ વેદના નૃસિંહ ઉત્તરતાપનીમાં કહ્યું છે કે,

**अनुभूतेर्माया च तमोरूपा अनुभूतेस्तदेतज्जडं मोहात्मकम् ॥ १८ ॥** અનુભવથી માયા તમોરૂપ છે, ને તેનું સ્વરૂપ જડ તથા મોહાત્મક છે ॥ ૧૮ ॥

વૈશેષિક દર્શનના ચોથા અધ્યાયના પેહેલા આન્હિકમાં કહેલ છે કે,

**सदकारणवन्नित्यम् ॥ १९ ॥** કારણવગરનું પરમાણુરૂપ સત્ નિત્ય છે. ૧૯

**तस्य कार्यं लिंगम् ॥ २० ॥** તે પરમાણુનું કાર્ય દૃશ્ય વસ્તુ છે ॥ ૨૦ ॥

**कारणभावात् कार्यभावः ॥ २१ ॥** કારણ હોવાથી કાર્ય થાયછે ॥ ૨૧ ॥

એ જડરૂપ માયા નિરંતર નિર્વિકાર પરમાત્માના સાન્નિધ્યથી કાળેકરી બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજની પેઠે વિસ્તાર તથા સંકોચને પામેછે. વિસ્તાર સમય આ દશ્ય જગત્રૂપ થાયછે, ને સંકોચ સમય અદૃશ્ય પરમાણુરૂપે રહે છે. મુંડકોપનિષદના પ્રથમ ભાગમાં કહેલ છે કે,

**यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः संभवंति । यथा सतः पुरुषात् केशलोमानि तथाऽक्षरात् संभवतीह विश्वम् ॥ २२ ॥** જેમ કરોલિયો તંતુને સૃજેછે, ને ગ્રહણ કરેછે, જેમ પૃથિવીમાં ઓષધી ઉત્પન્ન થાયછે, જેમ જીવતા પુરૂષથી કેશ તથા લોમ ઉત્પન્ન થાયછે, તેમ અક્ષર માયાથી આ જગત્ ઉત્પન્ન થાય છે ॥ ૨૨ ॥

શ્રીમદ્ભગવદ્ગીતાના ૯ મા અધ્યાયમાં પણ કહેલ છે કે,

**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् । हेतुनानेन कौंतेय जगद्विपरिवर्तते ॥२३॥** મારા આત્મસ્વરૂપના સાન્નિધ્યથી માયા ચરાચર વિશ્વને ઉત્પન્ન કરેછે, હે અર્જુન, એજ હેતુથી વારંવાર જગત્ ઉત્પન્ન થાયછે ॥ ૨૩ ॥

તેમ કૃષ્ણ યજુર્વેદના શ્વેતાશ્વતર ઉપનિષદના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

**मायांतुप्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् २४** માયાને પ્રકૃતિ જાણવી અને માયાવીને મહેશ્વર જાણવા. તે મહેશ્વરના અવયવે કરી આ સર્વ જગત્ વ્યાપ્ત છે ॥ ૨૪ ॥

પણ એ માયા સ્વભાવે જડ હોવાથી સ્વતંત્ર રહી કંઈ પણ કરી શકતી નથી, તથાપિ નિત્ય સચ્ચિદાનંદરૂપ પરમાત્માથી વ્યાપ્ત છે, તેથી વિસ્તાર તથા સંકોચને પામી શકેછે; માટેજ આ દૃશ્ય જગત્ પૂર્વે બ્રહ્મરૂપ હતું, ને બ્રહ્મથીજ થયું છે, એમ વેદના ઉપનિષદોમાં કહેલ છે. માટે તૈત્તિરીય ઉપનિષદની બ્રહ્મવલ્લિમાં કહ્યા પ્રમાણે સૃષ્ટિક્રમ સંભવેછે. એજ ઉપનિષદની એજ વલ્લિમાં કહ્યું છે કે,

**सत्यं ज्ञानमनंतं ब्रह्म ॥ २५ ॥** સત્ય, જ્ઞાન તથા અનંતરૂપ બ્રહ્મ છે ॥૨૫॥

અને કારણવિના કાર્યની સ્થિતિ રહી શકતી નથી, એ નિયમપ્રમાણે જેના સ્વરૂપનો અંત નથી એવા પરમાત્માવિના આકાશની સ્થિતિ સંભવતી નથી, કેમકે આકાશ અનંત છે, તે અનંત આત્માવિના રહી શકે નહીં; માટે આત્માથી આકાશની ઉત્પત્તિ સિદ્ધ થાયછે. જોકે આકાશ કંઈ પરમાત્માથી જુદી વસ્તુ નથી, તોપણ કોઈ બે અથવા તેથી વધારે વસ્તુની વચ્ચેનો અવકાશ પ્રકાશ અને તિમિરની ઉપાધિવડે દેખાય છે, માટે આકાશની ઉત્પત્તિ કહીછે. આકાશમાં સૂક્ષ્મ બીજરૂપે રહેલી માયા બ્રહ્મના સાન્નિધ્યથી વૃદ્ધિ પામીને [illegible] વાયુરૂપ થઇ. તે વાયુ આકાશવિના રહી શકતો નથી, માટે તેની આકાશથી ઉત્પત્તિ કહીછે. તેમ અગ્નિ વાયુવિના ઠરી જાયછે, જેમ કે દીવા ઉપર માટી અથવા ધાતુનું પાત્ર ઢાંકવામાં આવે, તો તે તરત પાત્રની પોલાણમાંનો વાયુ બળીજતાં, બીજો બાહારનો વાયુ ન મળવાથી ઠરી જાયછે; પણ જો પાત્રમાં છિદ્ર હોય, તો તે દ્વારા બાહારનો વાયુ પ્રાપ્ત થવાથી ઠરી જતો નથી, માટે અગ્નિ વાયુથી ઉત્પન્ન થએલો ભાસેછે; અર્થાત્ વાયુમાંજ સૂક્ષ્મરૂપે રહેલ અગ્નિ વિશેષ રૂપ થએલ છે. તેમજ અગ્નિવિના જલ પણ પ્રવાહિરૂપે રહી શકે નહીં, ને ઘટ્ટ બની રૂપાંતરને પામી જાય, માટે તે અગ્નિનું કાર્ય જણાયછે; અર્થાત્ અગ્નિમાંજ બાષ્પરૂપે રહેલ જલ શીતતાને પામી વિશેષતાને પામેલ છે. એજ રીતે જલવિના પૃથિવીની સ્થિતિ પણ રહી શકતિ નથી, કેમકે તે વિના ભીનાસનો નાશ થતાં, સૂર્ય તથા પૃથિવીના પેટમાંની ઉષ્ણતાવડે પૃથિવીના ગોળનો સમગ્ર નાશ થાય, માટે પૃથિવી જલનું કાર્ય ઘટેછે; અર્થાત્ જલમાંજ સૂક્ષ્મરૂપે રહેલ પૃથિવી વિશેષપણાને પામેલ છે. જેમ દહીંમાંનો ફીણરૂપ કઠિણ ભાગ હણાવાથી માખણ થાયછે, તેમ જલથી પૃથિવી થયેલી છે શુકલ યજુર્વેદનાબૃહદારણ્યકના પેહેલા અધ્યાયના બીજા બ્રાહ્મણમાં કહ્યું છે કે,

**तद्यदपां शर आसीत्तत्समहन्यत सा पृथिव्यभवत् ॥ २६ ॥** પાણીમાં જે કઠણ ભાગ હતો તે હણાયાથી ઘટ્ટ બની પૃથિવી થઇછે ॥ ૨૬ ॥

અનુભવમાં પણ આવેછે કે, પક્ષીના ઇંડાંમાં પાણી જેવો રસ હોયછે, તે ઘટ્ટ બની પક્ષીનું શરીર થાયછે; તેમ પાણીમાં રહેલ પૃથિવીના સૂક્ષ્મ પરમાણું ઘણેક કાળે ઘટ્ટ બની પૃથિવીરૂપ થએલ સંભવેછે. હવે પૃથિવીથી વનસ્પતિની ઉત્પત્તિ પ્રસિદ્ધ છે; કોઇપણ ક્ષાર વગરના સ્થાનથી સુકી માટી લઈ તેઉપર પાણી સીંચ્યા કરયું હોય ને તે માટી હવા તથા પ્રકાશમાં રાખી હોય, તો કાળેકરી તેમાં વનસ્પતિ થાયછે. તો પૂર્વે પૃથિવીના જુદા જુદા સ્થાન ઉપર વાયુ, તેજ તથા જલના સંયોગવડે, હવા ભેદેકરી અનેક પ્રકારની વનસ્પતિની ઉત્પત્તિ થઇ હોય તેમાં આશ્ચર્ય નથી. વનસ્પતિની સ્થિતિ પૃથિવી વિના રહી શકતિ નથી, માટે તે પૃથિવીનું કાર્ય છે; અર્થાત્ પૃથિવીમાંજ સૂક્ષ્મરૂપે રહેલ વનસ્પતિ વિશેષતાને પામેલ છે. તેમ અન્નની સ્થિતિ વનસ્પતિ વિના બની શકે નહીં, ને અન્ન વનસ્પતિથી થાયછે એ પ્રસિદ્ધ છે; અર્થાત્ વનસ્પતિમાંજ

**સૂક્ષ્મરૂપે રહેલ અન્ન વિશેષરૂપ થાયછે. તેજ પ્રમાણે વીર્યની સ્થિતિ અન્ન વીના નીભ** શકતિ નથી એ સર્વના જાણવામાં છે, માટે અન્નથી વીર્ય થાયછે; અર્થાત્ અન્નમાંજ સૂક્ષ્મરૂપે રહેલ વીર્ય વિશેષપણાને પામેછે. અને વીર્ય વિના પુરૂષની સ્થિતિ રહી શકતિ નથી ને વીર્યથી પુરૂષની ઉત્પત્તિ પ્રસિદ્ધ છે, માટે પુરૂષ વીર્યનું કાર્ય છે; અર્થાત્ વીર્યમાંજ સૂક્ષ્મરૂપે રહેલ પુરૂષ વિશેષતાને પામેલ છે. હમણાં જેમ સર્પ, વીંછી, ખજુરા, દેડકા તથા મત્સ્યાદિ નાહાના મોહોટા અનેક પ્રકારના જીવજંતુઓ, પ્રથમ પદાર્થોનો સંયોગ બની તે સડવાથી ઉત્પન્ન થાયછે, ને તે પછી તેમનામાં મૈથુન ધર્મ જોવામાં આવેછે, તેમ પૂર્વે પૃથિવીના જુદા જુદા સ્થાનઉપર હવા ભેદેકરી નાના પ્રકારના મનુષ્યાદિ જંગમ પ્રાણિયોનાં જોડલાં પણ પદાર્થોનો સંયોગ થઇ તે સડવાથી ઉત્પન્ન થયાં હશે. તેમ થવાને તે સમયનાં હવા, પ્રકાશ તથા પાણી અનુકૂલ હશે. પછી તે ઉત્પન્ન થએલ જંગમ પ્રાણિઓમાં મૈથુનધર્મ હોવાથી, તેમની વસ્તીનો વધારો થયેલો છે. હવે પ્રથમ પ્રત્યેક જાતિના મનુષ્યાદિ જંગમ પ્રાણિયોનું એક એક જોડલું ઉત્પન્ન થયું કે, પૃથિવીના જુદા જુદા સ્થાનઉપર હવા ભેદેકરી અનેક જોડલાં થયાં, તેવિષે કંઇ નિશ્ચય કહેવાતું નથી. કેમકે શાંત સમુદ્રમાં આવેલા ઘણા છેટેના ટાપુઓમાં પણ ત્યાંની હવાપ્રમાણે નાના પ્રકારનાં જંગમ પ્રાણિયો ઉત્પન્ન થયેલાં દેખાયછે, જેવાં અહીં થતાં નથી. તે જો એક એક જોડલાંથી પૃથિવી ઉપર પ્રાણિયોની વસ્તિ થઇ હોય, તો તે ટાપુઓમાં પૂર્વે તેમને કોણ મુકવા ગયો હશે! ને પૃથિવી ઉપર સર્વત્ર એક સરખાં પ્રાણિયો કેમ દેખાતાં નથી! એ રીતે તૈત્તિરીય ઉપનિષદમાં કહેલા ક્રમથી સૃષ્ટિ ઉત્પન્ન થયેલી છે. એવિષે હમણાના વિદ્વાનો પણ આ પ્રમાણે કહેછે કે, સૃષ્ટિની પૂર્વે આ પૃથિવી વાયુરૂપ હતી. તે વાયુ અગ્નિરૂપ થઈ અતિ ઉષ્ણ પ્રવાહિ પિંડરૂપે પૃથિવી થયો તે સમય કોઈ પણ પ્રાણી અથવા વનસ્પતિ પૃથિવી ઉપર ન હતાં. પછી સમય જતાં તેમાં રહેલી ઉષ્ણતા કિરણેકરી અનંત આકાશમાં પ્રસરી જવાથી અને તે વારંવાર જલની વૃષ્ટિવડે હણાયાથી કંઈ શીતતાને પ્રાપ્ત થતાં, પ્રથમ એક આવરણરૂપ પુટવાળી થઈ. તે પછી વાયુ, તેજ તથા જલના સંયોગવડે તે ઉપર અનેક પ્રકારનાં વૃક્ષો ઉત્પન્ન થયાં ને નાશ પામ્યાં. એમ વારંવાર થવાથી ઘણે કાળે તેમના રૂપાંતરેકરી પૃથિવી અનેક આવરણવાળી થઈ ને પ્રાણિયોને વસવા યોગ્ય થઇ, તેથીજ હમણા કોઇ પણ ઠેકાણે પૃથિવીને ખોદી જોતાં અનેક જાતિના પાષાણ મૃત્તિકાદિના થરો જોવામાં આવેછે. પૃથિવી ઉપર મનુષ્યની ઉત્પત્તિ સર્વ પ્રાણિયોથી છેલ્લી થયેલી છે. જે ક્રમે આ પૃથિવી વાયુથી થયેલી છે, તે ક્રમે વા તેથી કંઇ ફેરફારથી આ અનંત આકાશમાં રહેલ સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્રાદિ અસંખ્ય ગોળ વાયુથી થયેલા છે. બૃહદારણ્યક ઉપનિષદના પાંચમા પ્રપાઠકના ત્રીજા બ્રાહ્મણમાં કહ્યું છે કે,

**वायुरेव व्यष्टिर्वायुः समष्टिः ॥ २७ ॥** વાયુજ પ્રથકરૂપ તથા વાયુજ અખિલરૂપ છે ॥ ૨૭ ॥

તેમ શ્રીમાહાભારતાંતર્ગત વનપર્વના ૩૧૩ મા અધ્યાયમાં યુધિષ્ઠિરે યક્ષને કહ્યું છે કે,

**वायुः सर्वमिदं जगत् ॥ २८ ॥** — આ સર્વ જગત્ વાયુ છે ॥ ૨૮ ॥

હવે જેમ આ પૃથિવી ઉપર હવા ભેદેકરી અનેક પ્રકારના સ્થાવર તથા જંગમાત્મક પ્રાણિયોની વસ્તિ થયેલીછે, તેમ આકાશમાં દેખાતા અસંખ્ય તેજસ્વી ગોળ ઉપર પણ ત્યાંની હવા પ્રમાણે પ્રાણિયોની વસ્તિ થયેલી હશે. જ્યારે આ પૃથિવી ઉપરની થોડામાં થોડી જગ્યા પણ કોઈપણ જાતિના સૂક્ષ્મ જીવ વગરની નથી, તો આ પૃથિવીથી કેટલાક ઘણા મોહોટા, કેટલાક નાના તથા કેટલાક તેના જેવડા ગોળો પ્રાણિઓની વસ્તિ વગરના હોય એમ મનાતું નથી.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીયે રચેલ પ્રમાણસહસ્રીના સૃષ્ટિપ્રકરણમાં પેહેલું ઉત્પત્તિ વર્ણન.

---

## ॥ पृथिवी वर्णन ॥

હવે જેની ઉપર આપણે વસિયે છૈયેં, એવી આ પૃથિવીવિષે પ્રથમ વિચાર કરવામાં આવે છે. આ પૃથિવી ગોળાકાર છે. ઋગ્વેદના પેહેલા મંડલના તેતરીશમા સૂક્તની આઠમી ઋચામાં કહ્યું છે કે,

**चक्राणासः परीणहं पृथिव्याः ॥ २९ ॥** — પૃથિવીની પરિધિને ફરતાં ફરતાં ॥ ૨૯ ॥

વળી સૂર્યસિદ્ધાંતના ભૂગોળાધ્યાયમાં કહ્યું છે કે,

**मध्ये समंतादंडस्य भूगोलो व्योम्नि तिष्ठति ।**
**बिभ्राणः परमां शक्तिं ब्रह्मणो धारणात्मिकां ३०**

ચોમેરથી બ્રહ્માંડની મધ્યે રહેલો, ભૂગોળ, બ્રહ્માંની પરમ એવી ધારણાત્મક શકિતને ધારણ કરતાં આકાશમાં રહેછે ॥ ૩૦ ॥

તેમ આર્યસિદ્ધાંતના ગોળ પાડમાં કહ્યું છે કે,

**वृत्तभपंजरमध्ये कक्ष्या-**
**परिवेष्टितः खमध्यगतः ।**
**मृज्जलशिखिवायुमयो भूगोलः**
**सर्वतो वृत्तः ॥ ३१ ॥**

ગોળ એવાં નક્ષત્ર પંજરની મધ્યમાં ચંદ્રાદિના માર્ગે કરી વિંટાયલો અને આકાશની વચ્ચમાં રહેલો પૃથિવી, જલ, તેજ તથા વાયુમય ભૂગોળ ચોમેરથી ગોળ છે ॥ ૩૧ ॥

તેમજ ભાસ્કરાચાર્યકૃત સિદ્ધંતશિરોમણિના ગોળાધ્યાયમાં પણ કહેલ છે કે,

**भूमेः पिंडः शशांकज्ञकविरविकुजेज्यार्कि-**
**नक्षत्रकक्षावृत्तैर्वृत्तो वृतः सन् मृदनिलस-**
**लिलव्योमतेजोमयोऽयम् । नान्याधारः**
**स्वशक्त्यैव वियति नियतं तिष्ठतीहास्य-**
**पृष्ठे निष्ठं विश्वं न शश्वत् सदनुजमनुजा-**
**दित्यदैत्यं समंतात् ॥ ३२ ॥**

ચંદ્ર, બુધ, સુક્ર, સૂર્ય, મંગલ, ગુરૂ, શનિ તથા નક્ષત્રોના વર્તુલ માગ કરી વિંટાયલો અને કોઇ બીજાના આધાર વગરનો, પૃથિવી, જલ, તેજ, વાયુ તથા આકાશમય આ ભૂમિનો પિંડ, ગોળાકાર થઈ પોતાની શકિતવડેજ આકાશમાં નિરંતર રહેછે. એના આ પૃષ્ઠ ઉપર દાનવ, માનવ, દેવ તથા દૈત્યો સહિત વિશ્વ ચોમેર રહેલું છે ॥ ૩૨ ॥

એજ પ્રમાણે જ્યોતિષના બીજા બ્રહ્મ સિદ્ધાંતાદિ ગ્રંથોમાં પૃથિવી ગોળ કહી છે. વિચાર કરિયે તો પ્રતિ દિવસે સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્રાદિ સર્વ ગોળ પૂર્વમાં ઉદય પામી પશ્ચિમ દિશામાં જઈને પાછા પૂર્વ દિશામાં ઉદય પામેછે, માટે પૃથિવી અનંત નથી, પણ એક પરિછિન્ન એટલે હદવાળો પદાર્થ છે, ને આકાશમાં નિરાધાર રહેલ ભાસેછે. સિદ્ધાંત શિરોમણિના ગોળાધ્યાયમાં ભાસ્કરાચાર્યે કહ્યું છે કે,

भपंजरस्य भ्रमणावलोकादाधारशून्या कुरिति प्रतीतिः ॥ ३३ ॥

નક્ષત્ર પંજરનું ભ્રમણ દેખાવાથી પૃથિવી આધાર વગરની છે, એમ જણાય છે ॥૩૩॥

જો આધાર હોય તો આ પ્રમાણે ભાસ્કરે ત્યાં શંકા કરેલ છે.

मूर्तो धर्ता चेद् धरित्र्यास्ततोऽन्य-
स्तस्याप्यन्योऽस्यैवमत्रानवस्था ।
अंत्ये कल्प्या चेत् स्वशक्तिः किमाद्ये
किं नो भूमेः साष्टमूर्तेश्च मूर्तिः ॥ ३४ ॥

પૃથિવીને ધારણ કરનાર કોઈ મૂર્તિમાન્ પદાર્થ હોય, તો તે પદાર્થને ધરનાર કોઈ બીજો હોવો જોઈયે, અને તેને ધરનાર ત્રીજો, ને એ રીતે વળી તેને ધરનાર ચોથો હોવો જોઈયે! એમ થતાં અનવસ્થા એટલે જેનો છેડો આવે નહિ એવો દોષ પ્રાપ્ત થાયછે. માટે શું છેલ્લામાં સ્વશકિત કલ્પવી! એમ હોય તો પેહેલામાં શું કામ નહિ! અર્થાત્ પૃથિવીનીજ સ્વશકિત છે, કારણ તે ઈશ્વરની આઠ મૂર્તિમાંની એક મૂર્તિ છે ॥ ૩૪ ॥

એ ઉપરથી પૃથિવીનું પરિછિન્નપણું સિદ્ધ થતાં ગોળાકારપણું પણ યુક્તિથી સિદ્ધ થાયછે. કોઈ યાત્રાલુ પુરૂષ પૃથિવીના કોઈ પણ સ્થાનથી પૂર્વ દિશામાં સન્મુખ જતાં પ્રવાસ કરે, તો તે પાછો તેજ સ્થાને આવેછે, એમ સાંપ્રત એટલે હમણાના કાળમાં અનુભવ કરાયછે, તેથી પૃથિવી પૂર્વ પશ્ચિમ ગોળાકાર લાગેછે. દક્ષિણ ઉત્તર દિશાથી પણ પૃથિવી ગોળ છે. સૂર્યસિદ્ધાંતના ભૂગોળાધ્યાયમાં કહ્યું છે કે,

ध्रुवोन्नतिर्भचक्रस्य नतिर्मेरुं प्रयास्यतः ।
निरक्षाभिमुखं यातुर्विपरीते नतोन्नते ३५

પૃથિવીની ઉત્તર અથવા દક્ષિણ ટોંચની સન્મુખ જનારા પુરૂષને, તે તે દિશાનો ધ્રુવનો તારો ઉંચે અને નક્ષત્રમંડળ નીચે થતાં દેખાયછે. તેમ ત્યાંથી પૃથિવીની વર્તુલ મધ્યરેખાના પ્રદેશ સન્મુખ આવનારને તેથી ઉપટું દેખાય છે અર્થાત્ ધ્રુવ નીચે ને નક્ષત્રમંડળ ઉંચે થતાં દેખાયછે ॥ ૩૫ ॥

તેમ ભાસ્કરાચાર્યે સિદ્ધાંત શિરોમણિના ગોળાધ્યાયમાં કહ્યું છે કે,

उदग्दिशं याति यथा यथा नर-
स्तथा तथा खान्नतमृक्षमंडलम् ।
उदग्ध्रुवं पश्यति चोन्नतं क्षितेः ॥ ३६ ॥

જેમ જેમ પુરૂષ ઉત્તર દિશામાં જાયછે, તેમ તેમ નક્ષત્ર મંડળને આકાશથી નમતું અને ઉત્તર ધ્રુવના તારાને પૃથિવીથી ઉંચે દેખે છે ॥ ૩૬ ॥

પૃથિવી દક્ષિણ ઉત્તર દિશાથી ગોળ હોય તોજ એમ દેખાય, બીજી રીતે હોય તો દેખાય નહીં. વળી સપાટ પ્રદેશમાં ઉભેલો પુરૂષ, કોઈ પણ દિશાથી દૂરનાં ગૃહ વૃક્ષાદિને જોય તો, તેને પ્રથમ તેમના ઉપલા ભાગ જોવામાં આવે છે. પછી જેમ જેમ તે પુરૂષ તે ગૃહ વૃક્ષાદિની પાસે જતો જાય, તેમ તેમ તેને તેમના નીચલા ભાગ જોવામાં આવે છે. તેમ પૃથિવીની કોઈ પણ દિશામાં સમુદ્રના કિનારા પાસે આવેલ વાહાણમાં કુવા ઉપર બેસનારા મનુષ્યને, વાહાણના તુતક ઉપર બેસનાર મનુષ્યથી પ્રથમ કિનારા ઉપરનાં પર્વત વૃક્ષાદિ દેખાય છે; પૃથિવી સપાટ હોય તો એમ થવું ન જોઈયે, પણ સર્વને એક સરખી રીતે દૂરના પદાર્થો દેખાવા જોઈયે. વળી ઘણે છેટેના ઉંચા પર્વત વૃક્ષાદિ પણ દૃષ્ટિયે પડવા જોઈયે. લલ્લસિદ્ધાંતમાં કહ્યું છે કે,

समता यदि विद्यते भुव-
स्तरवस्तालनिभा बहूच्छ्रयाः ।
कथमेव न दृष्टिगोचरं तरवो
यांति सुदूरसंस्थिताः ॥ ३७ ॥

પૃથિવી જો સપાટ હોય તો ઘણો દૂર રહેલા તાલ વૃક્ષ સમાન ઘણા ઉંચા વૃક્ષો મનુષ્યની દૃષ્ટિયે કેમ પડતા નથી ! ॥૩૭॥

તેમ સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

यदि समा मुकुरोदरसन्निभा
भगवती धरणी तरणिः क्षितेः ।
उपरि दूरगतोऽपि परिभ्रमन्
किमु नरैरमरैरिव नेक्ष्यते ॥ ३८ ॥

જો ભગવતી પૃથિવી દર્પણના ઉદર જેવી સપાટ હોય તો, તેની ઉપર ફરતો સૂર્ય દૂર ગયેલો હોય તોપણ ઉત્તર ટોંચવાસી જનોની પેઠે મધ્યપ્રદેશવાસી જનોને કેમ દેખાતો નથી ! ॥ ૩૮ ॥

यदिनिशाजनकः कनकाचलः
किमु तदंतरगः स न दृश्यते ।
उदगयं ननु मेरुरथांशुमान्
कथमुदेति च दक्षिणभागके ॥ ३९ ॥

જો રાત્રિ ઉત્પન્ન કરનાર મેરૂપર્વત હોય, ને સૂર્ય તેણે કરી ઢંકાયલો હોય, તો તે મેરૂ કેમ દેખાતો નથી ! જો એ મેરૂ ઉત્તર દિશામાં હોય, તો સૂર્ય દક્ષિણ ભાગમાં કેમ ઉદય પામે છે ! ॥ ૩૯ ॥

એ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે, પૃથિવી સર્વ દિશાથી ગોળ છે, તથાપિ સમાન અને ચક્રાકાર દેખાયછે, તેનું કારણ સૂર્યસિદ્ધાંતના ભૂગોળાધ્યાયમાં કહ્યું છે કે,

अल्पकायतया लोकाः स्वस्थानात्सर्वतोमुखम् ।
पश्यंति वृत्तामप्येतां चक्राकारां वसुंधराम् ॥४०॥

પૃથિવી ગોળ છે તથાપિ એને શરીરના અલ્પપણાએ કરી લોકો પોતાના સ્થાનથી ચારેકોર ચક્રાકાર દેખેછે ॥ ૪૦ ॥

તેમ સિદ્ધાંતશિરોમણિના ગોળાધ્યાયમાં પણ આ પ્રમાણે કહેલ છેઃ—

समो यतः स्यात्परिधेः शतांशः
पृथ्वी च पृथ्वी नितरां तनीयान् ।
नरस्य तत्पृष्ठगतस्य कृत्स्ना समेव
तस्य प्रतिभात्यतः सा ॥ ४१ ॥

પૃથિવી મોહોટી છે ને મનુષ્ય અતિ નાહાનુંછે, અને પૃથિવીના ઘેરાવાનો સૈકડામો અંશ શરખો છે, માટે પૃથિવીની પીઠ ઉપર વસનાર મનુષ્યને સમગ્ર એટલે આખી પૃથિવી સરખી હોય એમ દેખાય છે ॥૪૧॥

એ પ્રમાણે પૃથિવી ચોમેરથી ગોળ છે ખરી, પણ તે ઉપર પર્વત, ટેકરા, ખાડા તથા ખીણો હોવાથી ઉંચી નીચી છે. ઉત્તર તથા દક્ષિણ ટોંચ આગળ ચપટી છે, અને મધ્યમાં ઉપસેલી છે. પર્વત, ટેકરા, ખાડા તથા ખીણો થવાનું કારણ વિદ્વાનો એમ અનુમાન કરેછે કે, પૃથિવીના પેટમાં ગંધક તથા સુરોખાર વિગેરે જ્વાલાગ્રાહી પદાર્થો છે, તેમની સાથે કોઈ યોગથી ઉષ્ણતાનો સંબંધ થતાં તે વરાળરૂપ થઇ, અથવા જલના પરમાણું પણ પૃથિવીના પડોને ભેદીને તેના પેટમાંના ઉષ્ણ રસ સાથે સંયોગ પામવાથી વરાળરૂપ થઇ, પોતાની પ્રસરણશક્તિવડે પૃથિવીના પૃષ્ટને કંપાવી એટલે ભૂકંપ કરીને જ્યાં ત્યાં ઉંચો નીચો કરી નાખેછે, જેથી પર્વતાદિ થાયછે. કોઇ ઠેકાણે તે વરાળ સંકોચાયાથી પૃથિવીના પૃષ્ટને ભેદી નાંખેછે, જેથી તોપ ફુટવા જેવો મોહોટો શબ્દ થઈ, તે વરાલ સાથે પૃથિવીમાંનો ઉષ્ણ રસ બહાર આવેછે, જે ઠરી જતાં ગોળ પથ્થરરૂપ ટેકરા બની જાયછે, અને ભેદ પામી છિદ્રરૂપ થયેલ ભૂપૃષ્ટ જ્વાલામુખી કેહેવાયછે. એ પ્રમાણે કાળેકરી ભૂકંપથી પૂર્વના પર્વત, ટેકરા, જ્વાલામુખી, ખાડા તથા ખીણો થયેલી છે. જેવા કાર્ય થવાનો હમણા પણ કોઇ કોઇ વેળા અનુભવ થાયછે. જ્યારે ભૂકંપ જોરમાં થાયછે, ત્યારે જલ ત્યાં સ્થલ ને સ્થલ ત્યાં જલ કરી નાખેછે. વળી પર્વતાદિ ઉંચા ભાગ ઉપર પ્રતિવર્ષે વૃષ્ટિ થવાથી, નીચાંણ પ્રત્યે વેહેવાના સ્વભાવને લીધે, જલની નાનાપ્રકારના પ્રવાહરૂપ નદિયો બની આગળ જતાં મળી જઈ મોહોટી નદીરૂપ થઇને સમુદ્રમાં મળી જાયછે; તેના પ્રવાહના પ્રતિવર્ષે નાનાપ્રકારના આઘાતવડે તથા કંઈ કારણમાટે મનુષ્યથી પણ પૃથિવી ખાડાવાળી થયેલી છે, જેમ હમણા પણ થતું જોવામાં આવે છે. પૃથિવી ઉત્તર તથા દક્ષિણ ટોંચ આગળ ચપટી અને મધ્યમાં ઉપસેલી થવાનું કારણ વિદ્વાનો એમ કહેછે કે, જેમ કોઇ થોડા નરમ પદાર્થને ફેરવ્યો હોય, તો તે બાજુમાંથી ચપટો થઇ મધ્યમાં ઉપસી આવેછે, તેમ પૃથિવી પણ પૂર્વે જ્યારે નરમ હશે ત્યારે તેને સૂર્યના આકર્ષણથી પોતાના અંગ ઉપર ફરવાની ગતિ પ્રાપ્ત થવાથી, મધ્યમાં ઉપસેલી તથા બાજુમાંથી ચપટી થઇ છે. એવા પ્રકારના ભૂગોલની પ્રતિવર્ષે વૃદ્ધિ થાયછે, કેમકે એના ઉપર સ્થાવર તથા જંગમાત્મક પ્રાણિયોના

વારંવાર ઉત્પત્તિ લય થવાથી એના પરમાણુમાં વધારો થાયછે; ઉપરાંત આકાશમાંન અનેક પ્રકારના સૂક્ષ્મ પરમાણુ પ્રતિવર્ષે આકર્ષણથી એને આવી મળેછે, જેથી જાણવામાં આવતું નથી એવી રીતે ચોમેરથી એનું કદ વધતું જાયછે, ભૂગર્ભશાસ્ત્ર જાણનારા કહેછે કે, પૃથિવીના પૃષ્ઠથી આસરે દશથી પંદર કોસ નીચે એટલી તો ગરમી છે કે પૃથિવીની સપાટી ઉપરની કંઇ પણ વસ્તુ તે ઠેકાણે પીગળી શકેછે. માટે પૃથિવીના ગર્ભમાં ઉષ્ણ રસ છે, જે કંઈ કારણથી ગંધકાદિ જવાલાગ્રાહી પદાર્થના સંયોગને લીધે ભૂકંપ તથા પાણીના ઉષ્ણ ઝરા થવાનું પણ કારણ છે, તે ઉપર કાળેકરી થરો થઈ પૃથિવી વધીને હમણાની સ્થિતિયે પોહોંચી છે. આર્યસિદ્ધાંતના ગોલપાદમાં કહ્યું છે કે,

ब्रह्मदिवसेन भूमे-
रुपरिष्टाद्योजनं भवति वृद्धिः ।
दिनतुल्ययैव रात्र्या
मृदुमुपचितायास्तदिह हानिः ॥ ४२ ॥

બ્રહ્માના દિવસે એટલે ચાર અબજ ને બત્રીશ ક્રોડ વર્ષે કરી પૃથિવીની ઉપર એક યોજન વૃદ્ધિ થાયછે; અને પાછી તે દિવસ જેવડીજ રાત્રિયે કરી આ માટીથી વધેલી પૃથિવીની તેટલીજ હાનિ થાયછે ॥ ૪૨ ॥

સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં પણ કહ્યું છે કે,

वृद्धिर्विधेरह्नि भुवः समंतात्
स्याद्योजनं भूभवभूतपूर्वैः ।
ब्राह्मे लये योजनमात्रवृद्धेर्नाशो
भुवः प्राकृतिकेऽखिलायाः ॥ ४३ ॥

બ્રહ્માના દિવસમાં પૂર્વ પૂર્વ ઉત્પન્ન થયેલાં સ્થાવર જંગમાત્મક શરીરોવડે ચોમેરથી પૃથિવીની એક યોજન વૃદ્ધિ થાયછે, ને બ્રહ્માની રાત્રિસંબંધિ લયમાં, તે યોજનમાત્ર વૃદ્ધિનો નાશ થાયછે; પણ આખી પૃથિવીનો નાશ મહાપ્રલયમાં થાયછે ॥ ૪૩ ॥

એવા ભૂગોલની પીઠ ઉપર નાના પ્રકારના વનસ્પતિ તથા પ્રાણીવર્ગની વસ્તી થયેલી છે. આર્યભટ્ટે પોતાના સિદ્ધાંતના ગોલપાદમાં કહ્યું છે કે,

यद्वत् कदंबपुष्प
ग्रंथिः प्रचितस्समंततः कुसुमैः ।
तद्वद्धि सर्वसत्वै
र्जलजैः स्थलजैश्च भूगोलः ॥ ४४ ॥

જેમ કદંબ પુષ્પની ગ્રંથી ચોમેરથી પુષ્પે વ્યાપ્ત છે, તેમજ ભૂગોલ જલ તથા સ્થલજન્ય સર્વ પ્રાણિયોથી વ્યાપ્ત છે ॥ ૪૪ ॥

સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં પણ કહેલ છે કે,

सर्वतः पर्वतारामग्रामचैत्यचयैश्चितः ।
कदंबकुसुमग्रंथिः केसरप्रसरैरिव ॥ ४५ ॥

જેમ કદંબ વૃક્ષના ફુલની ગાંઠ કેસરના પ્રસારે કરી વ્યાપ્ત છે, તેમ ભૂગોલ ચોમેરથી પર્વત, બગીચા, ગામ તથા યજ્ઞશાળા સમૂહે કરી વ્યાપ્ત છે ॥ ૪૫ ॥

એ રીતે પૃથિવીની પીઠઉપર સર્વ પ્રાણી રહેલાં છે, ને પૃથિવીજ સર્વને આધાર છે. માટે ઋગ્વેદના મંડલ ૧ સૂકત ૧૬૪ માં કહ્યું છે કે,

**बंधुर्मे माता पृथिवि महीयम् ॥ ४६ ॥**

આ મોહોટી પૃથિવી મારી બંધુ તથા માતા છે ॥ ૪૬ ॥

પૃથિવીયે સર્વને ધારણ કરી રાખવાનું કારણ કે તેનામાં ખેંચવાની શકિત છે, તેથી તે પદાર્થોને પોતાની તરફ ખેંચીને ધરી રાખેછે. સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં ભાસ્કરાચાર્યે કહ્યું છે કે,

**आकृष्टशक्तिश्च महीतया यत्**
**खस्थं गुरु स्वाभिमुखं स्वशक्त्या ।**
**आकृष्यते तत्पतीव भाति**
**समे समंतात् क्व पतत्वियं खे ॥ ४७ ॥**

પૃથિવી આકર્ષણશક્તિવાળી છે. તે આકાશમાં રહેલ જે ભારી વસ્તુને પોતાની તરફ સ્વશક્તિયે કરી ખેંચે છે, તે પડેછે, એમ ભાસેછે. ચોમેરથી સમાન આકાશમાં આ પૃથિવી ક્યાં પડે ! ॥ ૪૭ ॥

યુક્તિમાં પણ આવેછે કે, એક માટીનો મોહોટો પિંડ આસરે દશ અથવા બાર હાથના ઘેરાવાનો બનાવ્યો હોય, ને તેની એક ધરી કરી હોય; પછી તે પિંડ ઉપર તેની શકિત પ્રમાણે ઝીણી વનસ્પતિ વાવી હોય, તેમાં ઘણાજ નાહાના ખાડા કરી માંયં પાણી ભરયું હોય, ને તેની પીઠ ઉપર ઝીણા કીટ પતંગાદિ પ્રાણિયોનિ વસ્તી કરી હોય, અને પછી તેને ફેરવ્યો હોય, તો કંઈ પણ વસ્તુ, જોકે તેના ઉપર પાસેની પૃથિવીનું મહત્ આકર્ષણ છતાં પણ તે માટીના પિંડના આકર્ષણને લીધે તે ઉપરથી નીચે પડશે નહીં, પણ તેને વળગી રેહેશે; તો જેની પાસે બીજા કોઈનું મહદાકર્ષણ નથી એવી પૃથિવી ઉપર આકર્ષણથી વસ્તુ માત્ર વળગી રહે તેમાં આશ્ચર્ય નથી. વૈશેષિકદર્શન સબંધિ તર્કસંગ્રહ ગ્રંથમાં કહ્યું છે કે,

**गंधवती पृथिवी सा द्विविधा नित्याऽनित्या चेति । नित्या परमाणुरूपा अनित्या कार्यरूपा ॥ ४८ ॥**

પૃથિવી ગંધવતી છે, તે નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારની છે. પરમાણુરૂપે નિત્ય અને કાર્યરૂપે અનિત્ય છે ॥ ૪૮ ॥

જે અલ્પ વસ્તુથી પણ અલ્પ છે, તે પરમાણુ કેહેવાય છે. ન્યાયદર્શનમાં ચોથા અધ્યાયના બીજા અન્હિકમાં ભાષ્યકાર વાત્સ્યાયને કહ્યું છે કે,

**यतो हि नाल्पतरमास्ति स परमाणुः॥४९॥**

જેનાથી વધારે અલ્પ નથી તે પરમાણુ કહેવાય છે ॥ ૪૯ ॥

એ પરમાણુમાત્રમાં ખેંચવાની શકિત છે, જેથી તેમની સાથે જલ જેવા દ્રવ પદાર્થોનો સંયોગ થવાથી તેઓ પરસ્પરે ખેંચાઈ એકઠા મળી પદાર્થરૂપ થાય છે. તર્કસંગ્રહમાં કહ્યું છે કે,

चूर्णादिपिंडीभावहेतुर्गुणः स्नेहः ॥ ५० ॥ ચૂર્ણાદિનું પિંડરૂપ થવું તેમાં સ્નેહ ગુણ કારણ છે ॥ ૫૦ ॥

ગૌતમ મુનિના ન્યાયદર્શનમાં ત્રીજા અધ્યાયના પ્રથમ આન્હિકમાં કહેલ છે કે,

अनेकद्रव्यसमवायात् रूपविशेषाच्च रूपोपलब्धिः ॥ ५१ ॥ અનેક દ્રવ્યના દઢ સંબંધથી રૂપ વિશેષે કરી રૂપની પ્રાપ્તિ થાય છે ॥ ૫૧ ॥

કણાદ મુનિયે પણ વૈશેષિકદર્શનમાં ચોથા અધ્યાયના પ્રથમ આન્હિકમાં કહ્યું છે કે,

महत्यनेकद्रव्यवत्त्वात् रूपाच्चोपलब्धिः ५२ મોહોટા પદાર્થનેવિષે અનેક દ્રવ્યવાનપણાથી રૂપની પ્રાપ્તિ છે ॥ ૫૨ ॥

એ રીતે પદાર્થ માત્ર પરમાણુના સંયોગથી બનેલા છે, ને પરમાણુમાં આકર્ષણ શકિત છે, તો "કારણ ગુણ પૂર્વક કાર્ય ગુણ હોય છે," એ નિયમ પ્રમાણે પદાર્થમાં પણ આકર્ષણ શકિત છે. પણ તે શકિત પૃથિવી ઉપર પડેલા પદાર્થોમાં દેખાવામાં આવતી નથી, કારણ પૃથિવીના આકર્ષણને લીધે પદાર્થો પૃથિવી સાથે વળગી રહેલા છે, જેથી પરસ્પરે ખેંચાય છે, તોપણ પૃથિવીનું આકર્ષણ તોડી ન શકવાથી ત્યાંજ પડ્યા રહેછે. પણ પાણી જેવા દ્રવ પદાર્થમાં પદાર્થોમાંની આકર્ષણ શકિત જાણવામાં આવી શકેછે. પાણીથી ભરેલું એક વાસણ લેવું અને જ્યાં વાયુ વાતો ન હોય તેવા સ્થાનમાં મુકવું; જ્યારે પાણી સ્થિર થાય ત્યારે તેમાં તરી શકે એવા પદાર્થના કટકા છુટા છુટા મુકવા. થોડી વારમાં તે કટકા એક બીજા પાસે જતા દેખાઈને સાથે વલગી જશે, અથવા તે વાસણની કીનારી પાસે હશે, તો તે સાથે જઈ અથડાશે. પાસે આવતી વેળા તેઓ વેગથી દોડેછે, કારણ આકર્ષણ શકિતનું બળ દીપકના તેજની પેઠે પાસેથી વધારે ને છેટેથી થોડું હોય છે, એ અનુભવ સિદ્ધ છે. સમુદ્રની મધ્યમાં ભાંગેલા વાહાણનો તરી શકે એવો માલ તથા ડુબેલા પ્રાણીયો પાસેના કિનારા ઉપર ખેંચાઈ આવેછે, તેનું કારણ પણ કિનારાની આકર્ષણ શકિત છે. વળી લોહચુંબક સોઇને પોતાની તરફ ખેંચેછે એ પ્રસિદ્ધ છે; અને સમુદ્રમાં ફરનારા નાવિકો દિશા જાણવા માટે વાહાણમાં હોકાયંત્ર રાખેછે, જેની સોઈના છેડા નિરંતર ઉત્તર તથા દક્ષિણ ધ્રુવની તરફ રહે છે; ને જેમ જેમ તે ધ્રુવો પાસે જવામાં આવેછે, તેમ તેમ તે સોઈના છેડા પૃથિવીની સપાટી ભણી નમતા જાયછે. અને છેક ઉત્તર ધ્રુવ સમીપ સોઇનો ઉત્તર છેડો ને દક્ષિણ ધ્રુવ સમીપ સોઈનો દક્ષિણ છેડો પૃથિવીની સપાટી ભણી થઇ સોઇ ઉભી થઇ જાયછે. એ ઉપરથી અનુમાન થાયછે કે, પૃથિવીની ઉત્તર તથા દક્ષિણ ટોચો લોહચુંબક ધાતુનો ગુણ ધરાવે છે. એ પ્રમાણે વિશેષ આકર્ષણ શકિત સ્પષ્ટ દેખવામાં આવેછે, ને સામાન્ય શકિત પણ પાણીમાં મુકેલા પદાર્થોમાં દેખાય છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, પદાર્થ માત્રમાં ખેંચવાની શકિત છે, ને તેજ શકિત, આ ભૂગોલ પદાર્થોથી થયેલી છે, માટે એમાં પણ રહેલી છે. તેથીજ એની પીઠ ઉપર સ્થાવર તથા જંગમાત્મક સર્વ પદાર્થ રહેલા છે, પણ જંગમ પ્રાણીમાં એનું આકર્ષણ

તોડી ગતિ કરવાની શકિત હોયછે. આ ભૂગોલના બે ભાગ જલથી તથા એક ભાગ સ્થલથી રોકાયલા છે. એના ઉત્તર ભાગમાં પૃથિવી વિશેષ છે ને દક્ષિણ ભાગમાં જલ વિશેષ છે. એની ઉત્તર તથા દક્ષિણ ધ્રુવ પાસેની પૃથિવી નિરંતર થંડીને લીધે થીજી ગએલા ખારા સમુદ્રથી ઘેરાયલી છે. ઉત્તર તરફના સમુદ્રને ઉત્તર સમુદ્ર, ને દક્ષિણ તરફના સમુદ્રને દક્ષિણ સમુદ્ર કહેછે. તે પછી પૂર્વ અર્ધ ગોલમાં પરસ્પરે જોડાયલા એશિયા આફ્રીકા તથા યૂરોપખંડ અને આસ્ટ્રેલિયાદિ મોહોટા તથા ઘણાક નાહાના દ્વીપો છે, તેમાં આફ્રીકાખંડ તથા આસ્ટ્રેલિયા મહાદ્વીપના દક્ષિણ છેડા દક્ષિણ ધ્રુવ સમીપ પર્યંત અમેરિકા ખંડ તથા ઘણાક નાના મોહોટા દ્વીપો છે. બન્ને અર્ધ ગોલની પૃથિવીને પૂર્વે પશ્ચિમ મહાન્ ક્ષાર સમુદ્રથી અંતર પડેલો છે, તેથી એક બીજામાં જવું હોય તો જલ માર્ગે જવાય છે. પણ પૂર્વાર્ધ ગોલની જમીનનો ઈશાન કોણ તથા પશ્ચિમાર્ધ ગોલની જમીનનો વાયવ્ય કોણ એટલા તો પાસે પાસે આવી ગયા છે કે, તેમની વચ્ચે માત્ર આઢાર કોશ પોહોળી સમુદ્રની ખાડી છે; તો તે રસ્તે એ અર્ધગોલની જમીનમાંથી બીજા અર્ધગોલની જમીનમા, સ્થલમાર્ગે જવાયછે. પૂર્વાર્ધ ગોલની જમીનની પૂર્વે તથા પશ્ચિમાર્ધ ગોલની જમીનની પશ્ચિમે આવેલા સમુદ્રને શાંત સમુદ્ર કહેછે. અને પશ્ચિમાર્ધ ગોલની જમીનની પૂર્વે તથા પૂર્વાર્ધ ગોલની જમીનની પશ્ચિમે આવેલા સમુદ્રને આટ્લાનટીક સમુદ્ર કહેછે. બન્ને સમુદ્રો ઉત્તર તથા દક્ષિણ મમુદ્રને મળેલા છે. શાંત શમુદ્ર વધુમાં વધુ ચાર હજાર કોશ પોહોળો અને અટ્લાનટીક સમુદ્ર વધુમાં વધુ બે હજાર કોશ પેહોળો છે. પૂર્વાર્ધ ગોલનો એશિયાખંડ ભૂમંડલના સર્વ ખંડોથી મોહોટો છે. એની લંબાઇ એમાં આવેલા આરબસ્થાન દેશના નૈરૃત કોણના છેડાથી તે એની ઉત્તરમાં આવેલા સાઇબીરિયા દેશના ઈશાન કોણના છેડાસુધી ત્રણ હજાર ચારસો કોશ તથા પોહોળાઈ એના વાયવ્ય કોણની સીમામાં આવેલ યુરલ પર્વતથી તે ચીન દેશના અગ્નિ કોણના છેડાસુધી અઢારસો કોશ છે. અગ્નિકોણમાં આઠસો કોશ સુધી એક બીજાને લગતા અનેક દ્વિપોદ્વારા એ ખંડ આસ્ટ્રેલિયા નામે મહાદ્વિપ સાથે સંબંધ ધરાવેછે. એ ખંડમાં આખી પૃથિવીના પર્વતો કરતાં ઉંચામાં ઉંચો હિમાલય પર્વત ભરતખંડની ઉત્તરેછે, જેનાં ગૌરીશંકર, કિંચિનગંગા તથા ધવલગિરિ નામે ત્રણ શિખરો આશરે ત્રણત્રણ કોશ સીધીલીટીમાં ઉંચા છે. એ ખંડમાં મોહોટામાં મોહોટી અઢારસો કોશ લાંબી યાંગ્ટ્સીકિયાંગ નામે નદી ચીનદેશમાં છે. આ ભરત ખંડ એ ખંડના દક્ષિણ છેડામાં છે, ને તેની દક્ષિણે લંકા નામે મહાદ્વીપ છે. વળી એ ખંડની પશ્ચિમ સીમામાં મોહોટામાં મોહોટું ખારા પાણીનું કાસ્પિયન નામે સરોવર છે, જે ત્રણસો પચાસ કોશ લાંબું તથા સોથી બસો કોશ પોહોળું છે. મીઠા પાણીનું બેકલ નામે સરોવર એકસો ને નેવું કોશ લાંબું તથા વીશથી ત્રીણ કોશ પોહોળું એની ઉત્તરમાં સાઇબીરિયા દેશમાં છે, એ ખંડના ભરત ખંડ, સીયામ તથા બ્રહ્મદેશાદિ દક્ષિણ દેશો ગરમ છે, તોય પણ તેઓ ભૂમંડળની વર્તુલ મધ્યરેષા પાસે હોવાથી ત્યાં વરસાદ ઘણો પડેછે, જેથી ઘણા

ફલદ્રૂપ છે. ઉત્તરના દેશો ધ્રુવ નજીક હોવાથી ઘણા થંડા છે, ને દક્ષિણના દેશોજેવા ફલદ્રૂપ નથી. એ ખંડમાં ધવરાવનારા પ્રાણિયો એટલે પશુવર્ગની ત્રણસો અડતાલીશ જાતિછે, જેમાં બસો ચોવીશ જાતિ નવાઇની જે છે, બીજા ખંડોમાં દેખાતી નથી. એ નવાઇની જાતિમાં તેત્રીશ જાત તો ફક્ત વાંદરાઓની છે. પક્ષિયોની નવસો ને સાડત્રીશ જાતિછે, જેમાં છસો ને એકવીશ નવાઈનીછે. પેટે ચાલનાર પ્રાણિયોની છોતેર જાતિ છે, જેમાં ઓગણપચાસ નવાઈની છે. એ ખંડમાં સુમારે પંચોતેર કોટી મનુષ્ય વસે છે, જેમના શરીરના ઘાટ યથા વર્ણ હવા ભેદે કરી નાના પ્રકારના થયેલા છે. એશિયાખંડથી નાહાનો આફ્રીકાખંડ છે, જે ઉત્તર દક્ષિણ લંબાઇમાં બે હજાર પાંચસો કોશ તથા પૂર્વ પશ્ચિમ પોહોળાઇમાં સુમારે એકથી બે હજાર કોશ છે. એ ખંડમાં વાયવ્ય કોણમાં રેતીનાં મોહોટાં વેરાન મેદાનો છે, ને મધ્ય ભાગમાં મોહોટાં જંગલો છે. એની દક્ષિણે માડાગાસ્કર નામે મહાદ્વીપછે. એ ખંડમાં ઉંચામાં ઉંચો પર્વત જંગબાર દેશની પશ્ચિમે કેનિયા નામે છે, જે બે કોશ સીધી લીટીમાં ઉંચો છે. એમાં મોહોટી નદી નાઇલ નામની બે હજાર કોશ લાંબી મીશર દેસમાં છે. એ ખંડમાં મીઠા પાણીના મોહોટા સરોવરો નિયાનઝા, નિયાસા તથા ટાંગનિકા નામના છે, જેમાંનો છેલ્લો સરોવર બસો પચીસ કોશ લાંબો છે. એ ખંડમાં ધવરાવનાર પ્રાણિયોનિ ચારસો ને છેતાલીશ જાતિ છે, જેમાંની ત્રણસો ને ઓગણચાલીશ જાતિ બીજા ખંડમાં દેખાતી નથી. એમાં અનેક જાતિનાં પક્ષીછે ને પેટે ચાલનારી ઘણીક સર્પ જાતિછે. એમાં સુમારે બાર કોટી મનુષ્ય વસેછે, જે ત્યાં નિરંતર ઉષ્ણ હવા હોવાને લીધે શ્યામ થાયછે. એ બન્ને ખંડોથી નાહાનો ત્રીજો યૂરોપ ખંડ, લંબાઈમાં તેના નૈરૃત કોણમાં આવેલ પોર્ટુગલ દેશના દક્ષિણ છેડાથી તે તેના ઈશાન કોણમાં આવેલા યુરલ પર્વતસુધી સત્તર સો કોશ તથા પોહોળાઇમાં તેના અગ્નિકોણમાં આવેલ ખારાપાણીના કાસ્પિયન સરોવરથી તે તેના વાયવ્ય કોણમાં આવેલ નાર્વે દેશના છેડાસુધી અગ્યારસો કોસ છે. એ ખંડમાં ઉંચામાં ઉંચો પર્વત બ્લાક નામે ફ્રાન્સ દેશમાં છે, જે સીધી લીટીમાં આસરે દોઢ કોશ ઉંચોછે. એમાં મોહોટી નદી વાલ્ગા નામે બારસો કોશ લાંબી રૂશિયા દેશમાંછે. એ ખંડ ઉત્તર ધ્રુવ સમીપે આવ્યાથી ઘણો થંડોછે, ને તેમાં થંડા દેશને લગતી વનસ્પતિ થાયછે. પશુ વર્ગની ત્યાં કંઈ ઘણી જાતિ નથી, પણ પક્ષી તથા પેટે ચાલનારાં પ્રાણિયોની ઘણી જાતિછે. એ ખંડમાં ત્રીશ કોટી મનુષ્ય વસેછે, જેમનાં શરીર ત્યાં ઉષ્ણતા થોડી હોવાને લીધે કદમાં ઉંચાં, દઢ તથા શ્વેત વર્ણનાં હોયછે. એ ત્રણે ખંડોથી નાહાનો મહાદ્વીપ આસ્ટ્રેલિયા પૂર્વ પશ્ચિમ સાડાબારસો કોશ લાંબો તથા ઉત્તર દક્ષિણ એક હજાર કોશ પોહોળોછે. એમાં સૌથી ઉંચો કુક નામે પર્વત એના ઈશાન કોણમાં છે, જે સુમારે એક કોશ સીધી લીટીમાં ઉંચો છે. એમાં મરે નામની મોહોટી નદી બારસો કોશ લાંબીછે તથા અમેડીઅસ, એઈર, ગેર્ડનર તથા ટોરેન્સ નામે મોહોટા સરોવરો સુમારે સો સો કોશ લાંબાછે. એ મહાદ્વીપનો મધ્યભાગ હજીપૂર્ણ શોધમાં આવ્યો નથી, એમાં મોહોટામાં મોહોટાં જંગલોછે. એની જુનીવસ્તિ જંગલી શ્યામવર્ણનીછે. એમાં વનસ્પતિ તથા પ્રાણીવર્ગ ઘણા નવાઈનાં છે. કેટલાક બે પગવાળા પક્ષિયોને

રૂંવાટી ને કેટલાક ચાર પગવાળા પશુઓને ચાંચ હોયછે. પક્ષિયોની આસરે છસો જાતિછે, જેમાં પાંચસો પચાસ નવાઈની છે. એ મહાદ્વીપ ઉપરાંત પૂર્વાર્ધ ગોલમાં એથી ઉતરતા માડાગાસ્કર, લંકા, સુમાત્રા, બોર્નિયો, સેલીબીસ, જાવા, ન્યુગીનિ તથા ટાસ્માનિયા નામે મોહોટા અને ઘણાક બીજા નાહાના દ્વીપો છે, જે સર્વમાં હવા ભેદે કરી નાનાપ્રકારની વનસ્પતિ, પશુ, પક્ષી, કીટ તથા મનુષ્યની વસ્તિ થયેલી છે. હવે પશ્ચિમમાર્ધ ગોલમાં અમેરિકા ખંડ છે, જેના ઉત્તર તથા દક્ષિણ એવા બે ભાગ કલ્પેલાં છે. ઉત્તર ભાગનો દક્ષિણ છેડો દક્ષિણ ભાગના ઉત્તર છેડા સાથે ઓછામાં ઓછી પચીશ કોશની પોહોળી જમીનથી મળેલો છે; એમ ન હોત તો બન્ને ભાગ જુદા દ્વીપો વા ખંડો કેહેવાત. ઉત્તર અમેરિકાની લંબાઇ ઉત્તર દક્ષિણ એક હજાર સાતસો ત્રીશ કોશ તથા પોહોળાઇ પૂર્વ પશ્ચિમ એક હજાર છસો પાંશઠ કોશ છે. એમાં ઉંચામાં ઉંચો પર્વત પોપોકેટિપેટ નામે પોણાબે કોશ શીધી લીટીમાં ઉંચોછે. એ ખંડમાં આખી પૃથિવીમાંની નદિયોમાં સૌથી મોહોટી નદી મીસીસીપી નામની બે હજાર બસો કોશ લાંબી છે, એમાં સુપીરિયર, હ્યુરન, મીચીગન, ઈરી તથા આન્ટેરિયો નામે મોહોટા સરોવરો છે, જેમાં સુપીરિયર, તથા મીચીગન બન્ને મળી આસરે સાડા ચારસો કોશ લાંબા છે. એ ખંડનો ઉત્તર ભાગ ધ્રુવપાસે આવ્યાથી ઘણો થંડો તથા દક્ષિણ ભાગ મધ્યરેષા પાસે આવ્યાથી ગરમછે, ત્યાં ઘણી જાતિની વનસ્પતિ, અનેક તરેહના પશુ પક્ષી તથા સર્પાદિ પ્રાણિઓની વસ્તિ છે. ત્યાંના અસલી રેહેવાસી જંગલી છે, જે ઉત્તર તરફના શ્વેત તથા દક્ષિણ તરફના ઘંઉલા વર્ણના છે. એમાં પોણાપાંચ કોટી મનુષ્યોની વસ્તિ છે. દક્ષિણ અમેરિકા ત્રિકોણાકારે દ્વીપકલ્પ જેવોછે. એ ઉત્તર દક્ષિણ બે હજાર ત્રણસો કોશ લાંબો છે, અને પૂર્વ પશ્ચિમ વધુમાં વધુ એક હજાર છસો કોશ તથા ઓછામાં ઓછો દોઢસો કોશ પોહોળો છે; એમાં ઉંચામાં ઉંચો આકનકાગુઆ નામે પર્વત સીધી લીટીમાં અઢીકોશ ઉંચો છે એમાં મોહોટામાં મોહોટી નદી એમેઝાન નામની બે હજાર કોશ લાંબી છે. એ ખંડમાં વનસ્પતિ પણ ઘણી જાતિની શ્રેષ્ટ થાયછે, જેમાં કેટલીક જાતિ તદ્દન નવાઇની છે. ત્યાં ધવરાવનારા પ્રાણિયોની પાંચસો સાડત્રીસ જાતિ છે, જેમાં ચારસો એંશી તો બીજા ખંડમાં દેખાતી પણ નથી. પક્ષિયોની જાતિ પણ ઘણી છે, જેમાંની એક હજાર જાતિ તો અત્યંત નવાઇની છે એ ખંડના અસલી રેહેવાસી જંગલી છે. એમાં સવાકોટિ મનુષ્યની વસ્તિ છે, ઉત્તર તથા દક્ષિણ અમેરિકાની અસલની વસ્તિ પૂર્વે એશિયા ખંડના ઇશાન કોણમાંથી ગયેલી લાગેછે, ને તે સુધરેલી હોવી જોઇયે, કેમકે એ ખંડના કેટલાક ભાગમાં ખોદી જોતાં સુધરેલી બાંધણીના ઘરો નીકળે છે; પણ કાળે કરી એ લોકો જેમ ચતુર પુરૂષના પુત્રો મૂર્ખ થાયછે, તેમ જંગલી થઇ ગયા હશે. પશ્ચિમ ગોલાર્ધમાં એ ઉપરાંત ઘણા નાહાના તથા મોહોટા દ્વીપો છે, જે સર્વમાં હવા ભેદેકરી નાનાપ્રકારના સ્થાવર જંગમાત્મક પ્રાણિયો ઉત્પન્ન થઇ વસેલા છે. એ સઘળા ખંડો તથા દ્વીપોમાં કુલ મનુષ્યની વસ્તિ આસરે એક અબજ ત્રીશ કોટિની ધારવામાં આવેછે. એપ્રમાણે ભૂગોલના સ્થલ ભાગ ઉપર જેમ નાનાપ્રકારના પ્રાણિયોની વસ્તી થઇ છે, તેમ જલ ભાગમાં પણ હવા ભેદે કરી નાનાપ્રકારના મત્સ્યાદિ લઇ અનેક

જાતિનાં પ્રાણિયો ઉત્પન્ન થઈ વસેછે; જેમાં દરિયાઇ મનુષ્ય, ઘોડા, હાથી, વાઘ, સર્પ, કાચબા તથા પોપટ ઇત્યાદિ પ્રાણિયો કેટલે અંશે સ્થલભાગે ઉપરના તેજ જાતિનાં પ્રાણિયો સરખા હોયછે. એવો આ ભૂગોલ પોતાના અંગે ચક્રની પેઠે પશ્ચિમથી પૂર્વમાં મધ્યભાગ ઉપર કલાકે પાંચસો કોશના વેગથી ચોવીશ કલાકમાં ફરી રહેછે. જેથી એમાં દિવસ તથા રાત્રિ થાયછે, ને આકાશમાં રહેલ સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્રાદિ સર્વ ગોલ નિત્ય ઉદય પામી અસ્ત થતા દેખાય છે. આર્યસિદ્ધાંતના ગોલપાદમાં કહ્યું છે કે,

अनुलोमगतिर्नौस्थः
पश्यत्यचलं विलोमगं यद्वत् ।
अचलानि भानि तद्वत्
समपश्चिमगानि लंकायाम् ॥ ५३ ॥

જેમ સન્મુખ ગતિયે જતો વાહાણમાં બેઠેલો પુરૂષ, અચલ એવી કિનારાપરની વૃક્ષ પર્વતાદિ વસ્તુને ઉલટી ગતિયે જતાં દેખેછે, તેમ પૃથિવીના પૂર્વ તરફ ફરવાથી અચલ એવાં નક્ષત્રોને મનુષ્ય લંકાને-વિષે પશ્ચિમદિશામાં સરખાં જતાં દેખે-છે ॥ ૫૩ ॥

તેમ બૃહદાર્યસિદ્ધાંતમાં કહ્યું છે કે,

भपंजरः स्थिरो भूरेवावृत्यावृत्य प्रातिदैव-सिकौ । उदयास्तमयौ संपादयति ग्रहनक्षत्राणाम् ॥ ५४ ॥

નક્ષત્રમંડળ સ્થિર છે, અને પૃથિવીજ પોતાના અંગે વારંવાર ભ્રમણ કરીને ગ્રહ તથા નક્ષત્રના પ્રતિ દિવસના ઉદય અને અસ્તને ઉત્પન્ન કરે છે ॥ ૫૪ ॥

આર્યભટ્ટ પછીના જ્યોતિષિયોએ, પૃથિવી પોતાના અંગે ફરેછે તેવિષે આ પ્રમાણે શંકા કરી છે. બ્રહ્મગુપ્ત કહેછે કે,

आवर्तनमुर्व्याश्चेन्न पतंति समुच्छ्रयाः कस्मात् ॥ ५५ ॥

પૃથિવી ફરતી હોય તો ઉંચા પદાર્થો કેમ પડી જતા નથી ! ॥ ૫૫ ॥

લલ્લે પણ કહ્યું છે કે,

यदि च भ्रमति क्षमा तदा
स्वकुलायं कथमाप्नुयुः खगाः ।
इषवोऽभिनभः समुज्झिता
निपतंतः स्युरपांपतेर्दिशि ॥ ५६ ॥

જો પૃથિવી ફરતી હોય તો પક્ષિયો પોતાના માળા પ્રત્યે કેમ આવી શકેછે! વળી આકાશમાં ઉંચે ફેંકેલા બાણ પશ્ચિમ દિશામાં પડવા જોઇયે ! ॥ ૫૬ ॥

पूर्वाभिमुखे भ्रमे भुवो
वरुणाशाभिमुखो व्रजेद्घनः ।
अथ मंदगमात् तथा भवेत्
कथमेकेन दिवा परिभ्रमः ॥ ५७ ॥

પૃથિવીનું પૂર્વ દિશામાં ભ્રમણ હોય તો વાદળાં પશ્ચિમ દિશામાં જવાં જોઇયે ! પણ કદિ પૃથિવીનું ભ્રમણ મંદ હોય ને તેને લીધે વાદળાં પશ્ચિમ દિશામાં જતાં દેખાય નહીં, એમ હોય તો એક દિવસમાં પૃથિવીનું ભ્રમણ કેમ થાય ! ॥૫૭॥

શ્રીપતયે પણ એમજ કહેલ છે કે,

यद्येवमंबरचरा विहगाः स्वनीड-
मासादयंति न खलु भ्रमणे धरित्र्याः ।
किंचांबुदा अपि न भूरिपयोमुचः स्यु-
र्देशस्य पूर्वगमनेन चिराय हंत ॥ ५८ ॥

જો એરીતે પૃથિવીનું ભ્રમણ હોય તો, આકાશમાં ઉડનારાં પક્ષિયો જરૂર પોતાના માળાપ્રત્યે આવી શકે નહીં ! વળી ભૂભ્રમણ સાથે દેશનું પણ પૂર્વમાં ભ્રમણ હોવાને લીધે વાદળાં ઘણા કાળ સુધી ઘણું પાણી વર્ષનારાં કેમ થતાં નથી ! ॥૫૮॥

भूगोलवेगजनितेन समीरणेन
केत्वादयोऽप्यपरदिग्गतयः सदा स्युः ।
प्रासादभूधरशिरांस्यपि संपतंति
तस्माद्भ्रमत्युडुगणस्त्वचलाऽचलैव ॥५९॥

વળી ભૂગોલના ફરવાના વેગેકરી ઉત્પન્ન થયેલા વાયુવડે ધ્વજાદિ નિરંતર પશ્ચિમ દિશા ભણી ઉડવા જોઇયે, ને મંદિર તથા પર્વતના શિખરો પણ પડી જવા જોઇયે ! માટે નક્ષત્રસમૂહ ફરેછે, ને પૃથિવી અચળજ છે ॥ ૫૯ ॥

પણ પૃથિવીમાં આકર્ષણ શક્તિછે, તેથી ઉંચા શિખરાદિ પડતા નથી, ને પૃથિવી પોતાના વાતાવરણ સહિત ફરેછે, તેથી પક્ષી, બાણ, મેઘ તથા ધ્વજાદિ વિષે શંકા કર્યા પ્રમાણે થતું નથી. જો કોઇ ચાલતી બળદની, ઘોડાની વા આગની ગાડીમાં અથવા ચાલતા વાહાણ વા આગબોટમાં બેઠેલો પુરૂષ કંઇપણ વસ્તુને સીધિ લીટીમાં ઉંચે ફેંકશે, તો તે વસ્તુ પાછી તેના હાથમાંજ આવશે, પણ પછવાડે પડશે નહીં. વળી ઉડનારાં મક્ષિકાદિ ઝીણાં જંતુઓ ચાલતી ગાડી અથવા વાહાણમાં આવ્યા પછી તેની આસપાસ ઉડેછે, તોપણ પછવાડે રહિ જતા નથી. કારણ ચાલતી ગાડી અથવા વાહાણનો વેગ તે વસ્તુ તથા જંતુઓમાં આવેછે, ને તે વસ્તુ તથા જંતુઓ તે ગાડી અથવા વાહાણ કરતાં અલ્પ હોવાથી તેના વેગમાંથી છુટી શકતા નથી, માટે તેની સાથેજ રહેછે; એ અનુભવસિદ્ધ છે. એજ પ્રમાણે આ ભૂગોલનો ફરવાનો વેગ તેની આસપાસ ફરતા વાતાવરણમાં તથા વાતાવરણમાં રહેલા પક્ષ્યાદિ પદાર્થોમાં આવેછે, તેથી તે પૃથિવીની સાથેજ નિરંતર ફર્યા કરેછે. માટે પૃથિવીના ફરવાથી વાતાવરણમાં કંઇ ઉલટો વેગ ઉત્પન્ન થતો નથી, તેથી શિખરો પડતા નથી, પક્ષિયો પણ ગાડી અથવા વાહાણમાંની માંખીની પેઠે પોતાના નિત્ય સ્થાનમાં આવી શકેછે; ઉંચે ફેંકેલો બાણ પશ્ચિમ દિશામાં જતો નથી પણ ચાલતી ગાડી અથવા વાહાણમાં ઉછાળેલા પદાર્થની પેઠે પાછો ત્યાંજ પડેછે; અને વાદળ તથા ધ્વજાદિ પણ નિત્ય પશ્ચિમ તરફ જતા નથી. માટે આર્યભટ્ટે કહ્યા પ્રમાણે ભૂગોળ ફરેછે, તે નક્ષત્રો સ્થિર છે, પણ ભૂના ભ્રમણથીજ તેમનો નિત્ય ઉદયાસ્ત દેખાયછે; અને તેથીજ દિવસ તથા રાત્રિ થાયછે. વળી પૃથિવી ફરતી ન હોય તો ઉંચેથી મુકી દીધેલો કોઇ પણ ભારી પદાર્થ પૃથિવીના આકર્ષણને લીધે પોતાના પડવાના સ્થાનની નીચેના બિંદુ ઉપરજ પડવો જોઇએ, પણ તેમ ન થતાં તે નિત્ય નીચેના બિંદુથી પૂર્વમાં થોડેક દૂર પડે છે; માટે પૃથિવી પશ્ચિમથી પૂર્વમાં ફરેછે એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલ છે. જેમ કોઈ ચાલ-

તી ગાડીના ચક્રના ઘેરાવા ઉપરના બિંદુ તે ચક્રની ધરી પાસેના બિંદુ કરતાં વધારે વેગથી ફરેછે, કારણ પાસેના બિંદુ કરતાં દૂરના બિંદુને વધારે પ્રદેશ ફરવો પરેછે; જેથી એમ સિદ્ધ થાયછે કે, ફરતી વસ્તુના પાસેના બિંદુ કરતાં દૂરના બિંદુમાં વધારે વેગ આવે છે; તેજ પ્રમાણે આ ફરનારી પૃથિવીના પાસેના બિંદુ કરતાં ગિરિ, મંદિર તથા મેહેલના શિખરાદિ ઉંચા ભાગના બિંદુનો વેગ વધારે હોયછે, જે તે ઠેકાણેથી મૂકી દીધેલા પદાર્થમાં તેના પૃથ્વી ઉપર આવતા સુધી ચાલુ રહેછે, તેથી તે પદાર્થ પોતાની નીચેના બિંદુથી પૂર્વમાં થોડેક દૂર નિત્ય પડેછે, એ અનુભવસિદ્ધ છે માટે પૃથિવી ફરેછે. વળી આકર્ષણ શક્તિના નિયમ પ્રમાણે મોહોટા પદાર્થ નાહાના પદાર્થને ફરતા નથી, તો સૂર્ય તથા નક્ષત્રો પૃથ્વીના ગોલકરતાં ઘણા મોહોટા હોવાથી તેને ફરવા ન જોઇયે, પણ પૃથિવીના ફરવાથીજ ફરતા ભાસવા જોઇયે. પૃથિવીનો અર્ધગોળ સૂર્યકિરણોથી એકજ સમય પ્રકાશિત થાયછે, જ્યાં દિવસ કહેવાય છે; ને જેમ જેમ પૃથિવી ફરતી જાય છે, તેમ તેમ તેનો પશ્ચિમ ભાગ સૂર્યની સામે આવતાં પ્રકાશિત થતો જાય છે, ને પૂર્વ ભાગ પૃથિવીનુંજ અંગ સૂર્યની આડે આવ્યાથી અપ્રકાશિત થાયછે, જ્યાં રાત્રિ કેહેવાય છે. પૃથિવીના મધ્ય ભાગ ઉપર જે જે સ્થાને સૂર્યનો ઉદય તથા મધ્યાન્હ થાયછે, તે તે સ્થાનથી પૂર્વ પશ્ચિમે છ હજાર કોશ ઉપર સૂર્યનો અસ્ત તથા મધ્ય રાત્રિ થાયછે. એશિયાખંડના આ હિંદુસ્થાન દેશથી અમેરિકાખંડનો મેક્સિકો દેશ છ હજાર કોશ પૂર્વ પશ્ચિમ દૂર છે, તેથી કહ્યા પ્રમાણે તે એક દેશમાં જો સૂર્યનો ઉદય તથા મધ્યાન્હ હોયછે, તો બીજા દેશમાં સૂર્યનો અસ્ત તથા મધ્યરાત્રિ હોયછે, એમ હમણાં વિજળીના તારથી ખબર થઈ સિદ્ધ થયેલું છે, આર્યસિદ્ધાંતના ગોલપાદમાં કહ્યું છે કે,

उदयो यो लंकायां
सोऽस्तमयः सवितुरेव सिद्धपुरे ।
मध्याह्नो यमकोट्यां
रोमकविषयेऽर्धरात्रिस्स्यात् ॥ ६० ॥

લંકામાં જે સૂર્યનો ઉદય, તેજ સિદ્ધપુરમાં અસ્ત, યમકોટિમાં મધ્યાન્હ અને રોમક દેશમાં અર્ધરાત્રિ હોય છે ॥ ૬૦ ॥

સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં પણ કહ્યું છે કે,

लंकापुरेऽर्कस्य यदोदयः स्या-
त्तदा दिनार्धं यमकोटिपुर्याम् ।
अधस्तदा सिद्धपुरेऽस्तकालः
स्याद्रोमके रात्रिदलं तदैव ॥ ६१ ॥

લંકાપુરીમાં જ્યારે સૂર્યનો ઉદય હોયછે, ત્યારે યમકોટિ પુરીમાં મધ્યાન્હ, નીચેના સિદ્ધપુરમા અસ્તસમય અને રોમક પુરમાં અર્ધરાત્રિ હોયછે ॥ ૬૧ ॥

પૃથિવી ઉપરની એ ચારે પુરીનાં સ્થાન તથા બન્ને ધ્રુવની વસ્તી વિષયમાં ભાસ્કરાચાર્યે ગોળાધ્યાયમાં આ પ્રમાણે કહ્યું છેઃ—

लंकाकुमध्ये यमकोटिरस्याः
प्रक्पश्चिमे रोमकपत्तनं च ।
अधस्ततः सिद्धपुरं सुमेरुः
सौम्येऽथ याम्ये वडवानलश्च ॥ ६२ ॥

લંકા પૃથિવીની મધ્યમાં છે, એની પૂર્વે યમકોટિ, પશ્ચિમે રોમક શેહેર તથા નીચે સિદ્ધપુર છે. અને ઉત્તરમાં સુમેરૂ એટલે પૃથિવીની ઉત્તર ટોંચ તથા દક્ષિણમાં વડવાનળ એટલે પૃથિવીની દક્ષિણ ટોંચ છે ॥ ૬૨ ॥

कुवृत्तपादांतरितानि तानि
स्थानानि षड्गोलविदो वदंति ।
वसंति मेरौ सुरसिद्धसंघा
और्वे च सर्वे नरकाः सदैत्याः ॥ ६३ ॥

તે છ સ્થાન પૃથિવી ગોલના ચોથા ચોથા ભાગને અંતરે છે, એમ ભૂગોલ જાણનારા કહેછે. ઉત્તર ટોંચમાં દેવતા તથા સિદ્ધના સમૂહ વસેછે અને દક્ષિણ ટોંચમાં દૈત્યો સહિત સર્વ નરકો છે ॥ ૬૩ ॥

આ ભૂગોલ ઉપર રેહેનારા મનુષ્યોને પરસ્પરે આ પ્રમાણે લાગેછે. સૂર્યસિદ્ધાંતના ભૂગોલાધ્યાયમાં કહેલછે કે,

उपर्यात्मानमन्योन्यं
कल्पयंति सुरासुराः ।
अन्येऽपि समसूत्रस्था
मन्यंतेऽधः परस्परम् ॥ ६४ ॥

ઉત્તર ટોંચવાસી દેવ અને દક્ષિણ ટોંચવાસી દૈત્ય પોતપોતાને એક બીજાની ઉપર કલ્પેછે. બીજા પણ ભૂગોલના સમસૂત્રમાં રેહેનારા પરસ્પરે નીચે માનેછે ॥ ૬૪ ॥

તેમ આર્યભટ્ટે પણ ગોલપાદમાં કહ્યું છે કે,

स्वर्मेरुस्थलमध्ये
नरको वडवामुखश्च जलमध्ये ।
अमरमरा मन्यंते
परस्परमधः स्थितान्नियतम् ॥ ६५ ॥

સ્વર્ગરૂપ ઉત્તર ટોંચ સ્થલના મધ્યમાં, ને નરકરૂપ દક્ષિણ ટોંચ જલના મધ્યમાં છે. દેવ અને દૈત્યો નિત્ય પરસ્પરે નીચે રહેલા માનેછે ॥ ૬૫ ॥

સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં પણ કહ્યું છે કે,

यो यत्र तिष्ठत्यवनीं तलस्था-
मात्मानमस्या उपरि स्थितं च ।
स मन्यतेऽतः कुचतुर्थसंस्थो-
मिथश्च ते तिर्यगिवामनंति ॥ ६६ ॥

જે જ્યાં રહેછે, તે ત્યાં પૃથિવીને પોતાના પગની નીચે અને પોતાને તેની ઉપર રહેલા માનેછે. માટે પૃથિવી ગોલના ચોથા ચોથા ભાગને અંતરે રેહેનારા મનુષ્યો પરસ્પરે જાણે વાંકા રહ્યા હોય તેમ માનેછે ॥ ૬૬ ॥

अधःशिरस्काः कुदलांतरस्था-
श्छायामनुष्या इव नीरतीरे ।
आनाकुलास्तिर्यगधःस्थिताश्च
तिष्ठंति ते तत्र वयं यथात्र ॥ ६७ ॥

પૃથિવીના બીજા અર્ધગોલમાં રેહેનારા મનુષ્ય, પાણીના કીનારા ઉપર ઉભેલા મનુષ્યની પાણીમાં દેખાતી છાયાની પેઠે જાણે ઉંધે મસ્તકે રહેલાં છે, અને એ રીતે નીચે તથા વાંકા રહેલ તેઓ, કૈંપણ આકુળતા વગર આપણે જેમ અહીં રહિયે છૈયે, તેમ ત્યાં રહેછે ॥ ૬૭ ॥

પણ ભૂગોલ ચોમેરથી ગોલ છે, ને તેને ફરતું આકાશ છે, તેથી તેના કોઇ પણ સ્થાન ઉપર ઉભેલા મનુષ્યના ઉપર નિરંતર આકાશ હોય છે, માટે નીચે ઉંચેની કલ્પના વ્યર્થ છે. સૂર્યસિદ્ધાંતના ભૂગોલાધ્યાયમાં કહ્યું છે કે,

सर्वत्रैव महीगोले
स्वस्थानमुपरिस्थितम् ।
मन्यंते खे यतो गोल-
स्तस्य क्वोर्ध्वं क्वाप्यधः ॥ ६८ ॥

પૃથિવી બધી બાજુથી ગોલજ છે, માટે મનુષ્ય પોતપોતાના સ્થાનને ઉપર રહેલું માનેછે. પણ આકાશમાં ગોલ છે, તેનું ઉંચાપણું અથવા નીચાપણું કયાં છે? અર્થાત્ નથી ॥ ૬૮ ॥

આ ભૂગોલની વર્તુલમધ્યરેષા તથા તેની બન્ને બાજુનો પ્રદેશ જે ઉત્તર તથા દક્ષિણ અયનની વચમાં આવેલ છે, ત્યાં સૂર્યકિરણ સીધાં પડવાથી ઉષ્ણતા અધિક હોયછે; માટે તેટલા પ્રદેશને ઉષ્ણકટિબંધ કેહેછે, ને ત્યાંની વસ્તી કદે નાહાની અને રંગે શ્યામ તથા ઘઉલા વર્ણે થાયછે. ઉત્તર અયન તથા ઉત્તર ધ્રુવની વચ્ચે અને દક્ષિણ અયન તથા દક્ષિણ ધ્રુવની વચ્ચે આવેલા દેશો ઉપર સૂર્યકિરણો વાંકાં પડવાથી ત્યાં ઉષ્ણતા ન્યૂન હોયછે; માટે તેટલા પ્રદેશને સમશીતોષ્ણ કટિબંધ કહેછે, ને ત્યાંના લોક શરીરે દઢ, ઉંચા તથા શ્વેત થાયછે. અને છેક ઉત્તર તથા દક્ષિણ ધ્રુવ પાસેના દેશોમા સૂર્યકિરણ તદન આડાં પડેછે, જેથી ત્યાં ઉષ્ણતા નહીં જેવી હોવાથી તે શીત કટિબંધ કેહેવાય છે; ને ત્યાંના મનુષ્યો શરીરે ઠીંગણા, ભરેલા તથા શ્વેત થાયછે. એ સર્વ ઠેકાણે વસનારા મનુષ્યોને પૃથિવી ગોલ હોવાથી તથા તેના ફરવાથી સૂર્ય તથા નક્ષત્રો આ પ્રમાણે ફરતા દેખાયછે. સૂર્યસિદ્ધાંતના ભૂગોલાધ્યાયમાં કહ્યું છે કે,

सव्यं भ्रमति देवाना-
मपसव्ये सुरद्विषाम् ।
उपरिष्टाद्भगोलोऽयं
व्यक्षे पश्चान्मुखः सदा ॥ ६९ ॥

આ નક્ષત્રમંડલ ઉત્તર ટોચવાસી દેવોને સુલટી રીતે એટલે પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, તથા ઉત્તર દિશાના ક્રમથી અને દક્ષિણ ટોચવાસી દૈત્યોને એથી ઉલટા એટલે પૂર્વ, ઉત્તર; પશ્ચિમ તથા દક્ષિણ દિશાના ક્રમથી ફરેછે. પણ મધ્ય પ્રદેશવાસી મનુષ્યોને સદા માથે રહી પૂર્વથી પશ્ચિમ દિશાતરફ ફરેછે ॥ ૬૯ ॥

देवासुरा विषुवति
क्षितिजस्थं दिवाकरम् ।
पश्यंत्यन्योन्यमेतेषां
वामसव्ये दिनक्षपे ॥ ७० ॥

દિવસ રાત્રિ સરખાં થવાના સમયે દેવ અને દૈત્યો સૂર્યને, ક્ષિતિજ એટલે જ્યાં પૃથ્વી અને આકાશ મળેલાં ભાસેછે, તે વૃત્તમાં રહેલો દેખેછે; એમના દિવસ રાત્રિ એક બીજાથી ઉલટાં થાયછે ॥ ૭૦ ॥

બ્રહ્મગુપ્તે પણ આ પ્રમાણે કહેલ છે:—

सौम्यमपमंडलार्धं
मेषाद्यं सव्यगं सदा देवाः ।
पश्यन्ति तुलाद्यर्धं
दक्षिणमपसव्यगं दैत्याः ॥ ७१ ॥

રાશિચક્રના મેષથી કન્યા રાશિપર્યંત ઉત્તર તરફના અર્ધભાગને સદૈવ દેવો સુલટી રીતે અને તુલાથી મીન રાશિપર્યંત દક્ષિણ તરફના અર્ધભાગને દૈત્યો ઉલટી રીતે ફરતા દેખેછે ॥ ૭૧ ॥

આર્યસિદ્ધાંતના ગોલપાદમાં કહ્યું છે કે,

देवाः पश्यंति भगोलार्ध-
मुदङ्मेरुसंस्थिताः सव्यम् ।
अपसव्यगं तथार्धं
दक्षिणवडवामुखे प्रेताः ॥ ७२ ॥

ઉત્તર ટોંચમાં રહેનારા દેવો નક્ષત્ર મંડળના અર્ધભાગને સુલટી રીતે અને બાકીના અર્ધ ભાગને દક્ષિણ ટોંચમાં રહેનારા દૈત્યો ઉલટી રીતે ફરતો દેખેછે ॥ ૭૨ ॥

સિદ્ધાંતશિરોમણિમાં પણ કહ્યું છે કે,

निरक्षदेशे क्षितिमंडलोपगौ
ध्रुवौ नरः पश्यति दक्षिणोत्तरौ ।
तदाश्रितं खेजलयंत्रवत्तथा
भ्रमद्भचक्रं निजमस्तकोपरि ॥ ७३ ॥

પૃથ્વીની વર્તુલમધ્યરેષા ઉપર રહેનાર મનુષ્ય દક્ષિણ તથા ઉત્તર ધ્રુવના તારાને પૃથ્વી ગોલના સાથે લાગેલા દેખેછે અને આકાશમાં જાણે તે બન્ને ધ્રુવના આધારે રહેલ નક્ષત્રમંડળને પોતાના માથા ઉપર પાણીના રાંહાંટની પેઠે ફરતું દેખેછે ॥૭૩॥

सौम्यं ध्रुवं मेरुगताः खमध्ये
याम्यं च दैत्या निजमस्तकोर्ध्वे ।
सव्यापसव्यं भ्रमदृक्षचक्रं
विलोकयंति क्षितिजं प्रसक्तम् ॥ ७४ ॥

પૃથિવીની ઉત્તર ટોંચમાં રહેલા દેવ, ઉત્તર ધ્રુવના તારાને આકાશની મધ્યમાં અર્થાત્ પોતાના માથાઉપર તથા દક્ષિણ ટોંચમાં રહેલા દૈત્ય દક્ષિણ ધ્રુવના તારાને પોતાનાં માથાઉપર દેખેછે. અને તે બન્ને લોકો એક બીજાથી ઉલટી રીતે નક્ષત્રમંડળને પૃથિવી સાથે લાગેલું તથા ફરતું દેખેછે ॥ ૭૪ ॥

उत्तरगोले क्षितिजा-
दूर्ध्वे परितो भ्रमंतमादित्यम् ।
सव्यं त्रिदशाः सततं
पश्यंत्यसुरा अपसव्यगं याम्ये ॥ ७५ ॥

ઉત્તર ગોલમાં દેવ તથા દક્ષિણ ગોલમાં દૈત્ય, પરસ્પરે ઉલટી રીતે સૂર્યને ક્ષિતિજથી ઉપર ચારે દિશામાં નિરંતર ફરતો દેખેછે ॥ ૭૫ ॥

विषुवद्वृत्तं द्युसदां
क्षितिजत्वमितं तथा च दैत्यानाम् ।
उत्तरयाम्यौ क्रमशो
मूर्धोर्ध्वगतौ ध्रुवौ यतस्तेषाम् ॥ ७६ ॥

દેવ તથા દૈત્યોને ખગોળની વર્તુલમધ્યરેષા પૃથિવી સાથે લાગેલી દેખાયછે, કારણ ક્રમથી ઉત્તર તથા દક્ષિણ ધ્રુવના તારા તેમના માથા ઉપર હોય છે ॥ ૭૬ ॥

यो हि प्रदेशोऽपमंडलस्य
तिर्यक्स्थितो यात्युदयं तथास्तम् ।
सोऽल्पेन कालेन य ऊर्ध्वसंस्थोऽ-
नल्पेन सोऽस्मादुदया न तुल्याः ॥ ७७ ॥

રાશિચક્રનો જે ભાગ અર્થાત્ તારા વાંકા રહેલા ભાસેછે, તે થોડા વખતે અને જે ભાગ એટલે તારા ઉંચે રહેલા ભાસેછે, તે ઘણા વખતે ઉદય તથા અસ્તને પામેછે માટે તારાઓનો ઉદય એકસરખો નથી ॥ ૭૭ ॥

त्र्यंशयुङ्नवरसाः पलांशका
यत्र तत्र विषये कदाचन ।
दृश्यते न मकरो न कार्मुकं
किंच कर्किमिथुनौ सदोदितौ ॥ ७८ ॥

પૃથિવીની વર્તુલમધ્યરેષાથી ઉત્તરે જ્યાં, પૃથિવીની ઉત્તર દક્ષિણ પરિધિના કલ્પેલા ૩૬૦ અંશમાંના ૬૯ $\frac{1}{3}$ અંશ આવેછે, તે દેશમાં કોઈ કાળે મકર તથા ધનુષ્ રાશિના તારા દેખાતા નથી, પણ કર્ક તથા મિથુન રાશિના તારા સદા ઉદય પામેલા હોયછે ॥ ૭૮ ॥

यत्र सांघ्रिगजवाजिसंमिता
तत्र वृश्चिकचतुष्टयं न च ।
दृश्यतेऽथ वृषभाच्चतुष्टयं
सर्वदा समुदितं च लक्ष्यते ॥ ७९ ॥

અને જ્યાં ૭૮ $\frac{1}{4}$ અંશ આવેછે, તે દેશમાં વૃશ્ચિકથી કુંભ પર્યંત ચાર રાશિના તારા દેખાતા નથી, પણ વૃષભથી સિંહ પર્યંત ચાર રાશિના તારા સદા ઉદય પામેલા જણાયછે ॥ ૭૯ ॥

यत्र तेऽथ नवतिः पलांशका-
स्तत्र कांचनगिरौ कदाचन ।
दृश्यते न भदलं तुलादिकं
सर्वदा समुदितं क्रियादिकम् ॥ ८० ॥

તેમ જ્યાં તે ૯૦ અંશ આવેછે, તે ઉત્તર ટોચ સંબંધી દેશમાં કોઈ કાળે તુળાથી મીન પર્યંત નક્ષત્રમંડલનું અર્ધ દેખાતું નથી, પણ સદા કર્કથી ધનુષ્ પર્યંત અર્ધ નક્ષત્રમંડળ ઉદય પામેલું દેખાયછે ॥ ૮૦ ॥

આ ભૂગોલ પણ અનંત આકાશમાં દેખાતા બુધ શુક્રાદિ ગ્રહ જેવો એક ગ્રહ છે. એ સર્વ ગ્રહ ચક્રની પેઠે પોતાના અંગે ફરેછે, જેથી તેમના ઉપર દિવસ તથા રાત્રિ

થાયછે. અને પોતાના અંગે ફરતાં ફરતાં તેઓ સૂર્યને ફરી આવેછે, તેવા એક ફેરાનો તેમનો વર્ષ કેહેવાય છે, ને તેટલા વખતમાં તેમના ઉપર ઋતુઓ થાયછે. કેટલાક ગ્રહને ફરનારા ઉપગ્રહો છે, જે ચંદ્રો કહેવાય છે; તેમના પણ પોતાના અંગે ફરવાથી દિવસ રાત્રિ થાયછે, અને પોતાના ગ્રહ સાથે રહી સૂર્યને ફરવાથી વર્ષ તથા ઋતુઓ થાયછે. સર્વ ગ્રહો પોતાની વચમાંના એક ગોલને મધ્યમાં રાખી તેને ફરેછે, અને મધ્ય ગોલથી જે ગ્રહ પાસે હોયછે, તેને આકાશમાં થોડો પ્રદેશ ફરવો પડેછે, એટલે તે થોડા વખતમાં રાશિ ચક્ર ફરી રહેછે; પણ જે ગ્રહ દૂર હોયછે, તેને ઘણો પ્રદેશ ફરવો પડેછે, જેથી બારે રાશિ ફરી રેહેતાં તેને ઘણો વખત લાગેછે. સૂર્યસિદ્ધાંતના ભૂગોલાધ્યાયમાં કહેલ છે કે,

**उपरिस्थस्य महती**
**कक्षाल्पाधःस्थितस्य च ।**
**महत्या कक्षया भागा**
**महांतोऽल्पास्तथाल्पया ॥ ८१ ॥**

ઉંચેના ગ્રહનો ફરવાનો માર્ગ મોહોટો તથા નીચેના ગ્રહનો નાહાનો હોયછે. અને મોહોટા માર્ગે કરી રાશિચક્રના મોહોટા તથા નાહનાએ કરી નાહાના ભાગ થાયછે ॥ ૮૧ ॥

**कालेनाल्पेन भगणं**
**भुंक्तेऽल्पभ्रमणाश्रितः ।**
**ग्रहः कालेन महता**
**मंडले महति भ्रमन् ॥ ८२ ॥**

નાહાના માર્ગે કરી ફરનાર ગ્રહ રાશિચક્રને થોડો કાલ અને મોહોટા માર્ગેકરી ફરનાર ગ્રહ ઘણો કાળ ભોગવેછે ॥ ૮૨ ॥

સર્વ ગ્રહો પશ્ચિમથી પૂર્વમાં જઇ લંબગોલ માર્ગે કરી સૂર્યને ફરેછે, પૃથિવીને ફરતા નથી, કેમકે જો પૃથિવીને ફરતા હોય તો પૃથિવીના ચંદ્રની પેઠે તેઓ એક સરખી રીતે ફરવા જોઇયે. પણ તેમ ન થતાં તેઓ કોઇ સમય જલદી તથા કોઈ વેળા આસ્તે જતાં જણાયછે. કોઇ વેળા પાછા હઠતા તથા કોઇ સમય સ્થિર ભાસેછે. વળી કોઈ વેળા પૃથિવીથી ઘણા દૂર જાયછે, ને કોઈ સમય ઘણા પાસે આવેછે; માટે તેઓ પૃથિવીને ફરતા નથી, પણ પૃથિવી સહિત તે સર્વ સૂર્યને ફરેછે, તેથીજ એમ દેખાયછે. બુધ તથા શુક્ર ગ્રહ નિરંતર સૂર્યની આગળ પાછળ દેખાયછે, કોઇ કાલે પણ સૂર્યની સામે દેખાતા નથી, એટલે તેમની તથા સૂર્યની વચ્ચે પૃથિવી આવતી નથી. કેમકે તેઓ સૂર્યને પાસેના ગ્રહ છે, ને પૃથ્વી તે પછીનો ગ્રહ છે, તેથી તેમના સૂર્યને ફરવાના માર્ગ પૃથિવીના માર્ગની અંદર આવેલા છે. જ્યારે તેઓ ફરતા ફરતા સૂર્ય અને પૃથિવીની વચમાંથી જાયછે, ત્યારે પાછા હઠતા દેખાયછે, ને પૃથિવીની પાસે આવેછે. પણ જ્યારે સૂર્યની બીજી બાજુએ જાયછે, ત્યારે આગળ જતા દેખાયછે, ને પૃથિવીથી છેટા થાયછે. જ્યારે પોતાના માર્ગમાં વળીને પૃથિવીના માર્ગની પાછળથી સામે આવતા હોય અથવા આગળથી સામે જતા હોય, ત્યારે પ્રથમ સ્થિર ભાસી પછી આસ્તે જતા જણાઇ બાજુએ આવવાથી જલદી જતા જણાયછે. તેમ જેના સૂર્યને ફરવાના માર્ગ પૃથિવીના માર્ગથી બાહેર છે, એવા પૃથિવી પછીના મંગળાદિ ગ્રહમાંના કોઈ ગ્રહના માર્ગની પાછલથી

પૃથિવી સામે જતી હોય, તો તે ગ્રહ પ્રથમ સ્થિર ભાસેછે. પછી જેમ જેમ પૃથિવી પોતાના માર્ગમાં વળતી જાયછે, તેમ તેમ તે ગ્રહ પાછો હટતો દેખાયછે; પછી સ્થિર દેખાઇ જ્યારે પૃથિવી વધારે વળેછે, ત્યારે ફરી પૂર્વમાં પ્રથમ આસ્તે જતો જણાઈ બાજુમાં આવવાથી જલદી જતો દેખાયછે. વળી પૃથિવી પોતાથી બાહારના ગ્રહ કરતાં સૂર્યને જલદી ફરી રહેછે, તેથી ફરતી ફરતી જ્યારે તે ગ્રહ અને સૂર્યની વચ્ચે આવેછે, ત્યારે તે ગ્રહ પૃથિવીની પાસે અને સૂર્યની સામે હોયછે, તેથી વધારે પ્રકાશિત દેખાયછે. પણ જ્યારે પૃથિવી સૂર્યની બીજી તરફ જાયછે, ત્યારે તે ગ્રહ પૃથિવીથી ઘણો દૂર અને સૂર્યની તરફ હોયછે; જેથી ઓછો પ્રકાશિત દેખાયછે. ભાસ્કરાચાર્યે સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

उच्चस्थितो व्योमचरः सुदूरे
नीचस्थितः स्यान्निकटे धरित्र्याः ।
अतोऽणुबिंबः पृथुलश्च भाति
भानोस्तथाऽऽसन्नसुदूरवर्ती ॥ ८३ ॥

જ્યારે ગ્રહ ઉચ્ચનો થાયછે, ત્યારે પૃથિવીથી દૂર અને જ્યારે નીચનો થાયછે, ત્યારે પૃથિવીની પાસે હોયછે; તેથી નાહાનો તથા મોહોટો અને સૂર્યની સમીપ તથા દૂર ભાસેછે ॥ ૮૩ ॥

એથી એમ જણાયછે કે, પૃથિવી સહિત સર્વ ગ્રહો સૂર્યને ફરેછે; અને તેને ફરનારા હરકોઈ ગ્રહઉપરથી તે ગ્રહના ફરવાના માર્ગની અંદર જેમના માર્ગ છે એવા ગ્રહ, પૃથિવી ઉપરથી બુધશુક્રની પેઠે દેખાયછે. વળી જેમના ફરવાના માર્ગ તે ગ્રહના માર્ગથી બાહેર છે એવા ગ્રહ, પૃથિવી ઉપરથી મંગલાદિ ગ્રહની પેઠે દેખાયછે. પણ સૂર્યઉપરથી તો બધા ગ્રહ એકજ રીતે પોતપોતાના માર્ગમાં ફરતા દેખાયછે, કારણ તે સર્વની મધ્યમાં છે. સર્વ ગ્રહ પરમાણુનાં કાર્ય છે, ને પરમાણુ તેમના કારણ છે. પરમાણુ માત્રમાં પરસ્પરે ખેંચવાની શક્તિ છે, જે "કારણગુણપૂર્વક કાર્યગુણ હોયછે" એ નિયમ પ્રમાણે તે સર્વ ગ્રહોમાં પણ વર્તમાન છે. પણ સૂર્ય સર્વ કરતાં મોહોટો હોવાથી તેનામાં સર્વ કરતાં વધારેછે, જેથી તે પોતે મધ્યમાં રહી સર્વ ગ્રહોને ધારણ કરી પોતાની આસપાસ ફેરવેછે. ઋગ્વેદના ત્રીજા મંડળના ૫૯ સૂક્તની પેહેલી ઋચામાં કહ્યું છે કે,

मित्रो दाधार पृथिवीमुत द्याम् ॥ ८४ ॥

સૂર્યે પૃથિવી અને ગ્રહોને ધારણ કરેલછે ॥ ૮૪ ॥

એજ વેદના ચોથા મંડલના સૂક્ત ૫૩ ની બીજી ઋચામાં કહેલ છે કે,

दिवो धर्ता भुवनस्य प्रजापतिः ॥ ८५ ॥

પ્રકાશ તથા વૃષ્ટયાદિયે કરી પાલન કરનાર સૂર્ય, ગ્રહો તથા ભૂલોકને ધારણ કરનાર છે ॥ ૮૫ ॥

વળી એજ વેદના દશમા મંડળના સૂક્ત ૧૪૯ ની પેહેલી ઋચામાં કહ્યું છે કે,

सविता यंत्रैः पृथिवीमरम्णात् ।
अस्कंभने सविताद्यामदृंहत् ॥ ८६ ॥

નિરાધાર પ્રદેશમાં સર્વના મધ્યસ્થાનમાં રહેલા સૂર્યે યંત્રેકરી પૃથિવીને રમાડીછે, ને ગ્રહોને દૃઢ કર્યાછે ॥ ૮૬ ॥

એજ આકર્ષણશકિતવડે ચંદ્ર તથા સૂર્ય સમુદ્રના પાણીને ખેંચેછે, જેથી તેમાં ભરતી તથા ઓટ થાયછે. અમાવાસ્યાયે તે બન્ને એકજ બાજુ હોવાથી સમુદ્રઉપર તેમનું બેવડું આકર્ષણ હોયછે, જેથી ભરતી મોહોટી થાયછે. પછી જેમ જેમ ચંદ્ર સૂર્યથી છેટો થઈ પૃથિવીની બીજી બાજુમાં આવતો જાયછે, તેમ તેમ ભરતી ઓછી થતી જાયછે. એ ક્રમ શુકલપક્ષની સાતમ આઠમ સુધી રેહેછે; એ બન્ને દિવસે ભરતી ઓછામાં ઓછી થાયછે, કારણ ચંદ્ર સામે હોયછે, ને સૂર્ય બાજુમાં હોયછે, તેથી એકનું સામેથી ને બીજાનું બાજુમાંથી આકર્ષણ થવાને લીધે ભરતી વંટાઈ જાયછે. પછી જેમ જેમ ચંદ્ર સૂર્યની સામે આવતો જાયછે, તેમ તેમ પાછી ભરતી મોહોટી થતી જાયછે. એ ક્રમ પૌર્ણિમાસુધી રહી તે દિને ભરતી મોહોટી થાયછે, કારણ સમુદ્ર ઉપર એક તરફથી ચંદ્રનું ને બીજી તરફથી સૂર્યનું આકર્ષણ હોયછે. તે પછી ચંદ્ર પાછો સૂર્યની તરફ જાયછે, તેથી શુકલપક્ષની પેઠે કૃષ્ણપક્ષમાં પણ સાતમ આઠમ સુધી ભરતી ઓછી થવાનો ક્રમ તથા તે પછી અમાવાસ્યા પર્યંત વધવાનો ક્રમ ચાલુ રહેછે. આકર્ષણ સમસૂત્રમા થાયછે, તેથી પૃથિવી જે ભાગઉપર ભરતી હોયછે, તે ભાગથી પૂર્વ પશ્ચિમ છ હજાર કોશે પણ ભરતી થાયછે. જોકે સૂર્ય તથા ચંદ્ર બન્નેના આકર્ષણથી ભરતી થાયછે, તોયપણ ચંદ્ર પૃથિવીથી ઘણો નજીક છે, ને સૂર્ય ઘણો છેટે છે, તેથી ભરતીનો બધો આધાર ચંદ્રઉપર છે. માઘકાવ્યના બીજા સર્ગમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **पूर्णचंद्रोदयाकांक्षी दृष्टांतोऽत्र महार्णवः ॥ ८७ ॥** | સમુદ્ર પૂર્ણ ચંદ્રોદયની ઇચ્છા રાખેછે એ દૃષ્ટાંત ॥ ૮૭ ॥ |

વળી વીષ્ણુશર્માયે પંચતંત્રના બીજા તંત્રમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **नदीशःपरिपूर्णोऽपिचंद्रोदयमपेक्षते ॥८८॥** | સમુદ્ર પરિપૂર્ણછતાં ચંદ્રોદયને ઇચ્છેછો॥૮૮॥ |

ભૂગોલના ચંદ્રની સન્મુખના ભાગઉપર જે વખતે પાણી વધેછે, તેજ વખતે બાજુના ભાગ ઉપર પાણી ઘટેછે. જ્યાં પાણી વધેછે, ત્યાં ભરતી ને જ્યાં ઘટેછે, ત્યાં ઓટ કેહેવાયછે, પણ મૂલ પાણીમાં કંઈ વધારો કે ઘટારો થતો નથી.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્ત્રીના સૃષ્ટિપ્રકરણમાં પૃથિવીવર્ણન.

---

## ॥ तेजोवर्णन ॥

હવે ગ્રહ તથા ઉપગ્રહોમાં જે પ્રકાશ દેખાયછે, તે તેમનો પોતાનો નથી પણ સૂર્યનો છે, કેમકે તેમના ઉપર સૂર્યનો જે પ્રકાશ પડેછે, તેજ પ્રતિફલિત થઈને દેખાયછે. માટે તેઓ પરપ્રકાશ અને સૂર્ય સ્વપ્રકાશ ગોલ કેહેવાયછે. ઋગ્વેદના મંડલ ૪ સૂક્ત ૫૩ ઋચા ૪ માં કહ્યું છે કે,

| | |
|---|---|
| **अदाभ्यो भुवनानि प्रचाकशत् ॥ ८९ ॥** | અવિનાશી સૂર્ય, ગ્રહ તથા ઉપગ્રહાદિ લોકોને પ્રકાશ કરનારો છે ॥ ૮૯ ॥ |

વળી એજ વેદનાં મંડલ ૧૦ સૂક્ત ૮૪ ઋચા ૧૫ માં કહ્યું છે કે,

अत्राहगोरमन्वत नाम त्वष्टुरपीच्यम् ।
इत्थाचंद्रमसो गृहे ॥ ९० ॥

પૃથિવીને ફરનારા આ ચંદ્રમંડલમાં રાત્રીની વખતે જે તેજ છે, તે સૂર્યનું છે એમ પ્રાચીન પુરૂષોએ માન્યું છે ॥ ૯૦ ॥

આર્યભટ્ટે પોતાના સિદ્ધાંતના ગોલપાદમાં પણ કહ્યું છે કે,

भूग्रहभानां गोलार्धानि
स्वच्छायया विवर्णानि ।
अर्धानि यथासारं
सूर्याभिमुखानि दीप्यंते ॥ ९१ ॥

પૃથિવી, ગ્રહ તથા નક્ષત્રોના અર્ધગોલ પોતાની છાયાયે કરી પ્રકાશહીન હોયછે, ને અર્ધગોલ જે સૂર્યની સન્મુખ હોયછે, તે પોતપોતાના કદ પ્રમાણે પ્રકાશે-છે ॥ ૯૧ ॥

તેમ ભાસ્કરાચાર્યે પણ સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં કહેલ છે કે,

तरणिकिरणसंगादेष पीयूषपिंडो
दिनकरदिशि चंद्रश्चंद्रिकाभिश्चकास्ति ।
तदितरदिशि बालाकुंतलश्यामलश्री-
र्घट इव निजमूर्तिच्छाययैवातपस्थः ॥९२॥

તડકામાં રાખેલા ઘડાની પેઠે સૂર્યકિરણના સંગથી આ અમૃતપિંડરૂપ ચંદ્ર, પોતાના સૂર્ય તરફના ભાગમાં ચંદ્રિકાયે કરી પ્રકાશેછે, ને બીજા ભાગમાં પોતાના અંગનીજ છાયાયે કરી કુમારી સ્ત્રીના ગુછલિયાળા કેશ જેવી શ્યામ શોભાવાળો હોયછે ॥ ૯૨ ॥

શ્રીપતિયે પણ એમજ કહ્યુંછેઃ—

धम्ना धामनिधेरयं जलमयो
धत्ते सुधादीधितिः
सद्यः कृत्तमृणालकंदविशद-
च्छायां विवस्वद्दिशि ।
हर्म्ये घर्मघृणेः करैर्घट इवा-
न्यस्मिन् विभागे पुन-
र्बालाकुंतलकालतां कलयति
स्वच्छां तनोश्छायया ॥ ९३ ॥

જેમ ઘરમાં રાખેલો ઘડો સૂર્યકિરણે કરી અર્ધ પ્રકાશિત તથા અર્ધ અપ્રકાશિત થાયછે, તેમ આ જલમય અમૃતકિરણવાળો ચંદ્ર, સૂર્યના પ્રકાશે કરી પોતાના સૂર્ય તરફના અર્ધ ભાગમાં તત્કાળ છેદેલા કમલકંદ જેવી શ્વેત કાંતિને ધારણ કરેછે, ને ફરી બીજા અર્ધ ભાગમાં પોતાની છાયાવડે કુમારી સ્ત્રીના કેશ જેવી સ્વચ્છ શ્યામતાને ધારણ કરેછે ॥ ૯૩ ॥

સૂર્યનો પ્રકાશ ગ્રહ વા ઉપગ્રહોના અર્ધગોલ જે સૂર્યની સામે હોયછે, તેના ઉપર નિરંતર પડેછે, તેથી જ્યારે ચંદ્ર અને સૂર્યની વચ્ચે પૃથિવી હોયછે, ત્યારે ચંદ્રનો પૃથિવી ઉપરથી દેખાતો અર્ધગોલ સૂર્યની સામે હોયછે, જેથી તે પૂર્ણ પ્રકાશવાળો દેખાયછે, ને તે દિવસે પૌર્ણિમા કહેવાયછે. પછી કૃષ્ણપક્ષમાં જેમ જેમ ચંદ્ર પૃથિ

વીની બીજી બાજુમાં અર્થાત્ પૃથિવી અને સૂર્યની વચમાં આવતો જાયછે, તેમ તેમ તેના પૃથિવી તરફના અર્ધગોલ ઉપર સૂર્યનો પ્રકાશ ઓછો થઇ, બીજી તરફના અર્ધગોલ ઉપર વધતો જાયછે. તે અમાવાસ્યાપર્યંત એ ક્રમ ચાલુ રહી, તે દિને ચંદ્ર, સૂર્ય અને પૃથિવીની વચ્ચે આવેલ હોયછે, એટલે તેનો સૂર્ય તરફનો અર્ધભાગ પ્રકાશિત અને પૃથિવી તરફનો પ્રકાશ વગરનો હોયછે. ફરી શુકલપક્ષમાં પૌર્ણિમાપર્યંત ચંદ્ર ફરતાં ફરતાં પૃથિવીને પોતાની અને સૂર્યની વચ્ચે આણતો જાયછે, તેથી પ્રતિદિવસે તેના પૃથિવી તરફના અર્ધગોલ ઉપર પ્રકાશ વધતો જઇ બીજી તરફના અર્ધગોલ ઉપર ઓછો થતો જાયછે. ચંદ્રના એક તરફના અર્ધગોલનો જેટલો ભાગ પ્રકાશિત હોયછે. તેટલોજ તેની બીજી તરફના અર્ધગોલનો ભાગ પ્રકાશ રહિત હોયછે. વરાહમિહિરે પોતાની સંહિતાના ચોથા અધ્યાયના આરંભમાં કહ્યું છે કે,

नित्यमधस्थस्येंदो-
र्भाभिर्भानोः सितं भवत्यर्धम् ।
स्वच्छाययान्यदसितं
कुंभस्येवातपस्थस्य ॥ ९४ ॥

તડકામાં મુકેલા ઘટની પેઠે સૂર્યના તેજે કરી, નીચે રહેલા ચંદ્રનો અર્ધભાગ સદા શ્વેત થાયછે, ને બીજો અર્ધભાગ તેની પોતાનીજ છાયાયે કરી શ્યામ થાયછે ॥૯૪॥

सलिलमये शशिनि रवे-
र्दीधितयो मूर्च्छितास्तमो नैशम् ।
क्षपयंति दर्पणोदर-
विहता इव मंदिरस्यांतः ॥ ९५ ॥

જેમ દર્પણમાં પડેલા સૂર્યકિરણો પ્રતિફલિત થઇને ગૃહમાંના અંધકારને નાશ કરેછે, તેમ જલમય ચંદ્રને વિષે પડેલા સૂર્યકિરણો પ્રતિફલિત થઇને રાત્રિસંબંધી અંધકારને નાશ કરેછે ॥૯૫॥

त्यजतोऽर्कतलं शशिनः
पश्चादवलंबते यथा शौक्ल्यम् ।
दिनकरवशात्तथेंदोः
प्रकाशतेऽधः प्रभृत्युदयः ॥ ९६ ॥

જેમ સૂર્યની નીચેના ભાગને મુકતા ચંદ્રનું શ્વેતપણું તેની પછવાડેની બાજુમાં હોયછે, તેમ સૂર્યનાજ પ્રકાશથી ચંદ્રના પૃથિવી તરફના અર્ધભાગનો ઉદય નીચેથી આરંભી થાયછે ॥૯૬॥

प्रतिदिवसमेवमर्कात्
स्थानविशेषेण शौक्ल्यपरिवृद्धिः ।
भवति शशिनोऽपराह्ने
पश्चाद्भागे घटस्येव ॥ ९७ ॥

ત્યાર કેડે જેમ મધ્યાન્હ પછી ઘટની પછવાડેના ભાગમાં પ્રકાશ વધતો જાયછે, તેમ પ્રતિદિવસે સૂર્યથી સ્થાનવિષે કરી ચંદ્રની શ્વેતતા વધતી જાયછે ॥૯૭॥

વળી સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

सूर्यादधःस्थस्य विधोरधस्थ-
मर्धं नदृश्यं सकलासितं स्यात् ।
दर्शेऽथ भार्धान्तरितस्य शुक्लं
तत्पौर्णिमास्यां परिवर्तनेन ॥ ९८ ॥

અમાવાસ્યાયે સૂર્યથી નીચે રહેલા ચંદ્રનું મનુષ્ય તરફનું અર્ધ સમગ્ર શ્યામ હોયછે. ને ભ્રમણે કરી પૌર્ણિમાયે સૂર્યથી છ રાશિના અંતરે આવેલા તેનું તેજ અર્ધ શ્વેત હોયછે ॥૯૮॥

**उपाचितिमुपयाति शौक्ल्यमिंदो-**
**स्त्यजत इनं व्रजतश्च मेचकत्वम् ।**
**जलमयजलजस्य गोलकत्वात्**
**प्रभवति तीक्ष्णविषाणरूपतास्य ॥ ९९ ॥**

સૂર્યથી છેટે જતાં ચંદ્રની શ્વેતતા ને પાસે જતાં શ્યામતા વધતી જાયછે; અને જલથી ઉત્પન્ન થયેલા જલમય ચંદ્રનું ગોલપણું હોવાથી એનો બીજને દિવસે ઝીણો શિંગડા જેવો આકાર થાયછે ॥ ૯૯ ॥

પૃથિવીના અંતર્ગ્રહ બુધ તથા શુક્ર પણ નલિકાથી જોયા હોય, તો ચંદ્રની પેઠે ઓછા વધતા પ્રકાશિત દેખાયછે. તેનું કારણ એ કે, જ્યારે તેઓ પૃથિવી અને સૂર્યની વચમાં આવતા જાયછે, ત્યારે તેમના પૃથિવી તરફના અર્ધગોલ ઉપર પ્રકાશ ઓછો થઇ બીજી તરફના અર્ધગોલ ઉપર વધતો જાયછે. તે જ્યારે પૃથિવી અને સૂર્યની વચમાં આવેલ હોયછે, ત્યારે પૃથિવી તરફનો તેમનો આખો અર્ધગોલ પ્રકાશ રહિત થાયછે, ને બીજી બાજુનો અર્ધગોલ પ્રકાશિત થાયછે. પછી જેમ જેમ તેઓ સૂર્યની પેલી બાજુએ જાયછે, એટલે સૂર્યને પોતાની અને પૃથિવીની વચમાં આણતા જાયછે, તેમ તેમ તેમના પૃથિવી તરફના અર્ધગોલ ઉપર સૂર્યનો પ્રકાશ ચાલુ થઈ વધતો જાયછે, ને બીજા અર્ધગોલ ઉપર પ્રકાશ ઓછો થતો જાયછે. પછી ફરતાં ફરતાં જ્યારે તેઓ પોતાની અને પૃથિવીની વચમાં સૂર્યને લાવેછે, ત્યારે તેમનો પૃથિવી તરફનો અર્ધગોલ આખો પ્રકાશિત હોયછે. એજ રીતે સૂર્યને ફરનાર હરકોઈ ગ્રહ ઉપરથી તેના અંતર્ગ્રહ ન્યૂનાધિક પ્રકાશવાળા દેખાયછે. સર્વ પ્રકાશનું મૂલ અગ્નિ છે. કૃષ્ણયજુર્વેદના તૈત્તિરીયારણ્યકમાં ચોથા પ્રપાઠકના દશમા અનુવાકમાં કહેલ છે કે,

**अग्निर्ज्योतिर्ज्योतिरग्निः ॥ १०० ॥**

અગ્નિજ પ્રકાશ છે ને પ્રકાશ અગ્નિ છે ॥ ૧૦૦ ॥

અગ્નિ પદાર્થમાત્રમાં રહેલ છે, માટેજ ઋગ્વેદના પેહેલા મંડલના ૭૦ મા સૂક્તની બીજી ઋચામાં કહ્યું છે કે,

**गर्भो यो अपां गर्भो वनानां**
**गर्भश्च स्थाता गर्भश्च स्थाम् ॥ १०१ ॥**

જે અગ્નિ પાણી, વન, જંગમ પ્રાણી તથા સ્થાવર વસ્તુમાં ગર્ભરૂપે રહેલ છે ॥ ૧૦૧ ॥

તે પોતાના સામાન્યરૂપે હોવાથી ભાસતો નથી, પણ જ્યાં પદાર્થો પરસ્પરે ઘસાયછે ત્યાં વિશેષરૂપ થઇ ભાસેછે. મેઘરૂપ જલમાં રહેલ સામાન્ય અગ્નિ, વર્ષાઋતુમાં મેઘો પરસ્પરે ઘસાયછે, ત્યારે વિશેષપણાને પામી વિજલીરૂપ થાયછે. એજ સામાન્ય અગ્નિ વનમાં વાયુના જોરથી વૃક્ષો ઘસાયછે, ત્યારે વિશેષપણાને પામી વનને બાળી નાખેછે. તેજ અગ્નિ પર્વતોને આઘાત કરવાથી પ્રત્યાઘાતમાં તણખારૂપે વિશેષરૂપ જણાયછે; અને જંગમ પ્રાણીયોમાં જઠરાગ્નિરૂપે પ્રસિદ્ધ છે, ને તેમનાં શરીર પણ પરસ્પરે ઘસ્યાં હોય તો તે વિશેષપણાને પામેછે. અગ્નિ સર્વત્ર છે, તેથીજ પદાર્થોના સંયોગવડે વિજલી ઉત્પન્ન થાયછે, જેની સહાયતાવડે હમણાના વિદ્વાનોએ દૂરશ્રવણ તથા દૂરસંકેતાદિ ઘણાં ચમત્કારી યંત્રો સિદ્ધ કર્યાં છે, ને હવે પછી પણ ઘણાં થવાની

આશા રાખેછે. એજ સામાન્ય અગ્નિ સૂર્યબિંબમાં વા તેના વાતાવરણમાં નિરંતર રસાયની ક્રિયા થવાથી વિશેષપણાને પામી પ્રજ્વલિત થાયછે. તેનોજ પ્રકાશ સૂર્યને ફરનાર સર્વે ગ્રહ તથા ઉપગ્રહ ઉપર. એક સેકંડ એટલે અઢી વિપલમાં આસરે ૯૩ હજાર કોશના વેગથી પડેછે. પ્રકાશનો વેગ આ પ્રમાણે શોધી કહાડેલ છેઃ—બૃહસ્પતિના ચંદ્રોના ગ્રહણ થવાનો વખત હમણાના જ્યોતિષિયો ગણિતથી સિદ્ધ કરેછે. તે જ્યારે પૃથિવી બૃહસ્પતિની પાસેમાં પાસે હોયછે, ત્યારે તેના ચંદ્રગ્રહણ પૃથિવી ઉપરથી દૂરદર્શક યંત્રવડે બરાબર ગણી કાઢેલા વખતે દેખાયછે. પણ જ્યારે પૃથિવી બૃહસ્પતિથી છેટામાં છેટી હોયછે, ત્યારે ગણી કાઢેલા વખતથી તેગ્રહણ ૧૬½ મીનીટ મોડા દેખાયછે; બૃહસ્પતિથી પાસેના કરતાં પૃથિવીનું છેટેનું અંતર આસરે નવ કરોડ પચાશ લાખ કોશ વધારે હોયછે, કારણ પૃથિવીના સૂર્યને ફરવાના માર્ગનો વ્યાસ તેટલા કોશનો છે. તેટલે અંતરે ગ્રહણ દેખાવાને જે વખત લાગેછે, તે વખત પ્રકાશને આવતાં થાયછે એમ સમજવું. પ્રકાશમાં સામાન્ય રીતે તેજસ્વી શુકલ રૂપ અને ઉષ્ણ સ્પર્શ એવા બે ગુણ છે. કણાદ મુનિયે વૈશેષિકદર્શનના બીજા અધ્યાયના પહેલા આન્હિકમાં કહ્યું છે કે,

**तेजो रूपस्पर्शवत्** ॥ १०२ ॥

તેજ રૂપ અને સ્પર્શવાળું છે ॥ ૧૦૨ ॥

પણ એ તેજ કાર્ય હોવાથી તિરોભાવને પામેછે, માટે અનિત્ય કેહેવાયછે, ને સામાન્ય અગ્નિ તેનું કારણ હોવાથી નિત્ય કેહેવાયછે. તર્કસંગ્રહમાં કહ્યુંછે કે,

**तच्च द्विविधं नित्यमनित्यं च नित्यं परमाणुरूपं अनित्यं कार्यरूपम्** ॥ १०३ ॥

તે નિત્ય અને અનિત્ય એવા બે પ્રકારનું છે; પરમાણુરૂપે નિત્ય અને કાર્યરૂપે અનિત્ય છે ॥ ૧૦૩ ॥

અગ્નિ નિરંતર પોતાના સામાન્ય રૂપમાં હોયછે, પણ ઉપાધિથી વિશેષરૂપ થાયછે; જે ટળી જતાં ફરી પોતાના મૂળરૂપે રહેછે, પણ કોઈ કાળે તેનો નાશ થતો નથી. પ્રકાશનું સ્વરૂપ સાધારણ દૃષ્ટિયે શ્વેત જણાયછે. પણ તેમ નથી. તેમાં સાત પ્રકારના રંગ છે, જે મિશ્રિત થઈને એકરૂપે ભાસેછે, પણ જો ત્રિકોણાકારક કાચમાંથી પ્રકાશના કિરણ પસાર થવા દઈ જોયા હોય, તો તેઓ પૃથક્તાને પામી સાત રંગના જણાયછે. તેમ જળથી ભરેલ કાચનું ગોલ પાત્ર પોતાના મસ્તકથી ઉંચા સ્થાને મૂકી, તે પાત્ર અને સૂર્યની વચમાં ઉભી તે પાત્ર તરફ જોયું હોય, તો તેમાં સૂર્યકિરણો પૃથક્તાને પામી અનેક રંગના દેખાયછે. એજ રીતે વર્ષાકાળમાં પડતા જલબિંદુસમૂહમાં સૂર્યકિરણો પૃથક્ પૃથક્ થઈ જુદાજુદા રંગના ભાસેછે, જેને ઇંદ્રધનુષ્ કહેછે, વરાહમિહિરે બૃહત્સંહિતાના ૩૫ મા અધ્યાયના આરંભમાં કહ્યું છે કે,

**सूर्यस्य विविधवर्णाः पवनेन विघट्टिताः कराः साभ्रे ॥ वियति धनुःसंस्थाना ये दृश्यंते तदिंद्रधनुः** ॥ १०४ ॥

સૂર્યના નાનાપ્રકારના કિરણો, જે વાદળવાળાં આકાશમાં વાયુવડે વિશીર્ણ થઈ ધનુષ્ આકારે દેખાયછે, તે ઇંદ્રધનુષ્ કેહેવાયછે ॥ ૧૦૪ ॥

તેમ વર્ષાઋતુમાં સૂર્ય અને ચંદ્રને ફરતા કુંડાળા જેવું થઈ રહેછે તેનું કારણ પણ બહૃત્સંહિતાના ૩૪ માં અધ્યાયના આરંભમાં વરાહમિહિરે કહ્યુંછે કે,

**संमूर्च्छिता रवींद्वोः**
**किरणाः पवनेन मंडलीभूताः ।**
**नानावर्णाकृतय-**
**स्तन्वभ्रे व्योम्नि परिवेषः ॥ १०५ ॥**

સૂર્ય તથા ચંદ્રના કિરણો જે અલ્પ વાદળાંવાળાં આકાશમાં ચોમેરથી પ્રસરવાને લીધે પવનેકરી મંડલાકાર તથા નાનાવર્ણાકૃતિવાળાં થાયછે, તે કુંડાલારૂપ ભાસેછે ॥ ૧૦૫ ॥

વળી પ્રકાશ કિરણોના સાત રંગવિષે ઋગ્વેદના પેહેલા મંગલના સૂક્ત ૧૦૫ ની નવમી ઋચામાં કહ્યુંછે કે,

**अमीयेसप्तरश्मस्तत्रामेनाभिरातता ॥१०६॥**

આ જે સૂર્યના સાત કિરણો છે, તેમાં મારી નાભી બાંધેલી છે ॥ ૧૦૬ ॥

એજ વેદના ૮મા મંડલમાં સૂકત ૭૨ ની ઋચા૧૬ મી માં કહ્યુંછે કે,

**सूर्यस्य सप्तरश्मिभिः ॥ १०७ ॥**

સૂર્યના સાત કિરણોએ કરી ॥ ૧૦૭ ॥

એ સાત રંગ આ પ્રમાણે છેઃ—જાંબલો, નીલો, આસ્માની, ગુલાબી, પીળો, નારંગી તથા લાલ. પ્રકાશકિરણોમાં પરાવર્તન પામવાનો સ્વભાવ છે, તેથીજ દર્પણમાં મુખ દેખાયછે ને રત્નાદિ સ્વચ્છ વસ્તુઓ ચકચકેછે, પણ અંધારામાં તેમ થતું નથી; કારણ ત્યાં પ્રકાશનો અભાવ છે. એમ છતાં પણ જે જે પદાર્થમાં અગ્નિ વિશેષ અંશે છે તે અંધારામાં પણ સેજ પ્રકાશેછે. પ્રકાશકિરણો પદાર્થઉપર પડીને પાછા વળેછે, તેથીજ તેમની સહાયતાવડે હમણાના વિદ્વાનોએ છબી પાડવાદિ યંત્રો સિદ્ધ કર્યાં છે, ને હવે પછી પણ એજ સહાયતાથી ઘણા થવા ધારેછે. સરલ પડતા પ્રકાશકિરણો તેજ દિશામાં પાછા વળેછે, પણ ડાબી બાજુમાંથી પડતા કિરણો તેવીજ રેષામાં જમણી બાજુએ પાછા વળેછે, તેથીજ દર્પણમાં બાજુની વસ્તુઓ દેખાયછે; આપણું જમણું અંગ ડાબાની પેઠે ને ડાબું અંગ જમણાની પેઠે ભાસેછે. અને દર્પણ કદિ નાહાનું હોય તોપણ તેમાં આપણા કદનો મોહોટો ભાગ દેખાયછે. કેટલાક પદાર્થ ઉપરથી કિરણો પાછા વળવાને બદલે તેમાં ચુસાઈ જાયછે, ને કેટલાકઉપરથી થોડા કિરણો વિખરાઈ જઇ અથવા ચુસાઇ બાકીના પાછા વળેછે. પારદર્શક વસ્તુમાંથી કિરણો આરપાર જાયછે. જે પદાર્થપરથી કિરણો મુદલ પાછા ફરતા નથી તે કાળો હોયછે, ને જેનાપરથી ઘણું કરી બધા કિરણો પાછા ફરેછે, તે સપેત હોયછે. પણ જેનાપરથી ચોક્કસ રંગના કિરણો પાછા ફરેછે, તે પદાર્થ તે રંગનો હોયછે, ને બાકીના રંગના કિરણો તેમાં સમાઈ જાયછે એમ સમજવું. પારદર્શક વસ્તુમાંથી પ્રકાશકિરણો જો સરલ રેષમાં પસાર થાયછે, તો વાંકા વળતા નથી, પણ જો વાંકી રેષામાં પસાર થાય, તો વાંકા વળેછે; તેથીજ પ્યાલામાં મૂકેલો સિક્કો જે પ્યાલાની કોર આડે હોવાથી દેખાતો નથી, તે પ્યાલામાં પાણી રેડ્યાથી દેખાયછે. પાણીમાં વાંકી ધરેલી લાકડી ટુંકી તથા ભાંગ્યા જેવી દેખાયછે તેનું કારણ પણ

કિરણોની પાછા ફરવામાં વક્રતા છે. એજ કારણથી નદી તથા તલાવાદિ જલસ્થાનોનાં તળિયાં ઉંચા દેખાય છે, જેથી પાણી ઊંડું હોય તોપણ થોડું ભાસેછે. સૂર્ય તથાચંદ્રાદિ ગોલ તથા ઉદય તથા અસ્ત થવાસમય ક્ષિતિજથી નીચે હોય તોપણ ઉંચા તથા મોહોટા દેખાયછે, તેનું કારણ પણ વાતાવરણમાં કિરણોની વક્રતા છે. અને પ્રથમ તેઓ લાલ દેખાયછે, કારણ તેમના પ્રકાશના લાલ કિરણો સૌથી પેહેલાં વક્ર થઇ દૃષ્ટિયે પડેછે. સાંઝસવાર આકાશમાં લાલાશ દેખાયછે તેનું કારણ પણ એ કે, વાતાવરણમાં સૂર્યના કિરણો વક્ર થઇ પ્રથમ લાલા કિરણ આપણી દૃષ્ટિયે પડેછે. કોઇ સમય સવારસાંઝ આકાશમાં છુટાં છુટાં થયેલ પાતળાં વાદળા હોય, તો તેમાં પૃથક્તાને પામેલ સૂર્યકિરણોના વિચિત્ર રંગો દેખાયછે. પણ જો ઘટ્ટ થએલ વાદળ હોય, તો સૂર્યકિરણોથી માત્ર પ્રકાશિત દેખાયછે. સૂર્ય અસ્ત થયાપછી પણ પ્રકાશ રહેછે તેનું કારણ કે, સૂર્યના કિરણો વાતાવરણમાં પરાવર્તન પામેછે. સવારસાંઝ આકાશમાં લાલાશ દેખાવાનું કારણ સિદ્ધાંતશિરોમણિના ૨૬૮ પાને ટિપ્પણમાં આ પ્રમાણે કહેલ છેઃ—

**भूम्युत्थितै रजोधूमैर्दिगन्तव्योम्नि संस्थितैः । सूर्याल्पकिरणैर्मिश्रैरारुण्यमवभासते ॥ १०८ ॥**

પૃથિવીથી ઉડેલી, દિશારૂપ અંતવાળા આકાશમાં રહેલી અને સૂર્યના અલ્પ કિરણેકરી મિશ્રિત થયેલી રજરૂપ ધૂમવડે આકાશમાં રતાશ ભાસેછે ॥ ૧૦૮ ॥

**विरलावयवं वस्तु यद्दृष्टेर्व्यवधायकम् । तेनाभ्रमरुणीभूतं दृश्यते शक्रचापवत् ॥ १०९ ॥**

છુટા પડયા છે અવયવ જેના એવી દૃષ્ટિને આડે આવનારી જે રજરૂપ વસ્તુ, તેણેકરી ઇંદ્રધનુષની પેઠે વાદળ લાલ થયેલું ભાસેછે ॥ ૧૦૯ ॥

**संध्यारागः स विज्ञेयो दिनादौ च दिनात्यये । राकायां तु निशावक्त्रे तथैवेंदुकरोद्गमे ॥ ११० ॥**

દિવસના આદિ તથા અંતમાં, પૌર્ણિમાએ, તથા રાત્રિમુખમાં તેમજ ચંદ્રકિરણના ઉદય સમયમાં જે રતાશ દેખાયછે, તે તેજ જાણવી ॥ ૧૧૦ ॥

પ્રકાશના કિરણો જેમ જેમ દૂર જાયછે, તેમ તેમ અધિક અધિક પ્રસારને પામતા જાયછે. એક હાથને અંતરે જેટલો પ્રકાશ પડેછે તેનો $\frac{1}{4}$ બે હાથને અંતરે $\frac{1}{9}$ ત્રણ હાથને અંતરે અને $\frac{1}{16}$ ચાર હાથને અંતરે પડેછે. એ ઉપરથી જે ગ્રહ પૃથિવી કરતાં સૂર્યથી જેટલાગણો પાસે હોયછે, તેટલાના વર્ગ જેટલો તે ગ્રહઉપર કિરણો પ્રસાર ઓછો થવાથી, ત્યાં સૂર્ય તેટલો મોટો દેખાયછે, ને પ્રકાશ થતા ઉષ્ણતા તેટલાં અધિક પડેછે. તેમ જે ગ્રહ પૃથિવી કરતાં સૂર્યથી જેટલા ગણો દૂર હોયછે, તેટલાના વર્ગ જેટલો તે ગ્રહઉપર કિરણોનો પ્રસાર અધિક થવાથી, ત્યાં સૂર્ય તેટલો ન્હાનો દેખાયછે. ને પ્રકાશ તથા ઉષ્ણતા તેટલાં ઓછાં પડેછે. પ્રકાશકિરણો વક્ર થવાના સ્વભાવને લીધે મધ્યમાં ઘટ્ટ કરેલ કાચમાં વધારે એકઠા થાયછે, જેથી સાદી આંખ કરતાં તેવા કાચમાં પદાર્થો દેખાડવાનું બળ વધારે હોયછે. તેવડે જોયાથી સૂક્ષ્મ પદાર્થો પાસે

તથા મ્હોટા દેખાયછે, જેથી તેને સૂક્ષ્મદર્શક કહેછે. તેવા કાચોમાં સૂર્યકિરણો એટલા તો એકઠા થાયછે કે તેમની ગરમીથી પાસે રાખેલ વસ્ત્રાદિ વસ્તુ પણ સળગી ઉઠેછે. જેમ પ્રકાશકિરણો મધ્યમાં ઘટ્ટ કરેલ કાચની સર્વ બાજુથી વક્ર થઇ તેના મધ્યબિંદુમાં એકઠા થાયછે, તેમ મનુષ્યની આંખના અગ્રભાગમાં પણ સ્વચ્છ જલનિર્મિત નેત્રાંશમાં પ્રકાશકિરણો વક્ર થઈ એકઠા થાયછે; જેથી પદાર્થ સ્પષ્ટ દેખાયછે. ઘણું કરી વૃદ્ધ મનુષ્યના નેત્રમાંનું જલાંશ ઘટી જવાથી ત્યાં પ્રકાશકિરણોની વક્રતા થોડે અંશે થાયછે, જેથી તેની દૃષ્ટિ ઝાંખી પડેછે. પણ ચશ્માની સહાયતાવડે તે મનુષ્યને બરાબર દેખાયછે, કારણ તેના નેત્રમાંની કિરણવક્રતાનું ન્યૂનપણું ચશ્મામાં થતી કિરણવક્રતાવડે પૂરાયછે. જો પાતળા ત્રાંબાનાં પત્રામાં ગોલ છિદ્ર કરી તેમાં પાણી ઠેરવ્યું હોય, તો તે મધ્યોન્નત કાચની પેઠે બની સૂક્ષ્મદર્શક થાયછે. વળી દિવસે કોઇ અંધારાઘરમાં બેસી તે ઘરના દ્વારમાં છિદ્ર કરી તેની સામે શ્વેત વસ્ત્ર ધરયું હોય, તો તેઉપર તે ઘરની બાહાર રહેલ મનુષ્ય, ગૃહ તથા વૃક્ષાદિનાં પ્રતિબિંબ પડેછે. જો તે છિદ્રમાં મધ્યોન્નત કાચ ગોઠવ્યો હોય, તો બાહારની વસ્તુના પ્રતિબિંબ સ્પષ્ટતાથી પડેછે. એજ રીતે નેત્રમાં પણ પ્રતિબિંબ પડવાથી પદાર્થ દેખાયછે. મધ્યમાં પાતળા કરેલ કાચમાં મધ્યમાં ઘટ્ટ કરેલ કાચથી ઉલટી રીતે કિરણોં વક્રતા પામેછે, જેથી તે મધ્યોન્નત કાચના મધ્યબિંદુમાં જેમ કિરણો એકઠા થઇ પદાર્થ મોટો દેખાડેછે, તેમ તે મધ્યનિમ્ન કાચના મધ્યબિંદુમાં કિરણો ઓછા થઈ પદાર્થ નાનો દેખાડેછે. જેમના નેત્ર એ મધ્યનિમ્ન કાચના જેવાં હોયછે, તેમને પદાર્થ ઘણા પાસે હોય તોજ સ્પષ્ટ રીતે દેખાયછે. માટેજ વાંચતી વખતે તેઓ પુસ્તકાદિને પોતાની આંખની અત્યંત પાસે એટલે નાકના અગ્રભાગ આગળ ધરેછે. વાસ્તે દૂરદર્શક યંત્રોમાં સ્પષ્ટ દેખાવામાટે એ બન્ને જાતિના કાચો ગોઠવવામાં આવેછે. હાલના વિદ્વાનોએ સાદી આંખ કરતાં ચારસોથી એક હજાર ગણા સુધી વધારે દેખાય તેવા બલના દૂરદર્શક યંત્રો બનાવેલા છે. પ્રકાશની ઉષ્ણતાવડે મેદાનોમાં પાણીની બાફની પેઠે બાફ નીકળેછે, તેથી મૃગજલ એટલે ઝાંઝવાનું પાણી ભાસેછે. વળી ઉષ્ણતાવડે પદાર્થ વિસ્તારને પામેછે, તેથીજ કાચની નલીમાં પારો ઉંચો ચડેછે, જેથી ઉષ્ણતા માપી શકાયછે. પણ ઉષ્ણતામાં કાંઇ ગુરૂત્વ જણાતું નથી, કેમકે તપાવેલી વસ્તુ વજનમાં વધતી નથી. ઉષ્ણતામાં આકર્ષણ તોડવાનો ધર્મ છે, તેથી જો પદાર્થ ગરમ કરયા હોય તો તેમના પરમાણુ છુટા થવા માંડેછે, જેથી તે વિસ્તારને પામ્યા જણાયછે. અધિક ઉષ્ણતા આપ્યાથી ઘટ્ટ પદાર્થ પણ પ્રવાહિરૂપ બનેછે, ને જો અત્યંત ઉષ્ણતા આપી હોય, તો તેજ પ્રવાહિરૂપ પદાર્થ વાયુરૂપ થઇ ઉડી જાયછે. કેટલાક પદાર્થ ઉષ્ણતાવડે પ્રવાહિરૂપ બન્યાવગર પણ વાયુરૂપ થઈ જાયછે.

એ રીતે યદુવંશી ઠાકસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના સૃષ્ટિપ્રકરણમાં તેજવર્ણન.

---

## ॥ जलवर्णन ॥

જલની વૃષ્ટિ પણ પ્રકાશની ઉષ્ણતાવડે થાયછે. જેમ હરકોઈ વાસણમાં પાણી ભરી ગરમ કરવા ચુલાઉપર મુકયું હોય, ને તે વાસણઉપર જો કંઇ ઢાંકવામાં આવ્યું હોય, તો તે ગરમ થતા પાણીમાંથી ઉત્પન્ન થયેલી વરાળ ઢાંકણ આડે આવવાથી તેને વળગી રહેછે; જે ઢાંકણ ઉપાડતી વેળાયે બાહારના વાયુની શીતતાનો સ્પર્શ થતાં પાછી પાણીરૂપ થાયછે, એ ઘણાના અનુભવમાં આવેલ હોયછે. તેમજ સૂર્યકિરણોની ઉષ્ણતાવડે પૃથિવી ઉપરનાં સઘળાં જલસ્થાનકોમાંથી નિરંતર પાણી વરાળરૂપ થઈ, એ રૂપમાં વાયુ કરતાં હલકું હોવાથી આકાશમાં ઉડી જઈ, જ્યાં વાયુસાથે સમતોલપણાને પામેછે, ત્યાં શીતતાને પામી ઘટ્ટ બની મેઘરૂપે રેહેછે; જે ઘણું એકઠું થવાથી ગુરૂપણાંને પામી ફરી ઉષ્ણતાવડે પ્રવાહિરૂપ બની પૃથિવી ઉપર પડેછે, જેને વૃષ્ટિ કહેછે. કૃષ્ણ યજુર્વેદના બીજા કાંડમાં ચોથા પ્રપાઠકના દશમાં અનુવાકમાં કહેલ છે કે,

**अग्निर्वा इतो वृष्टिमुदीरयति मरुतः सृष्टां नयन्ति यदा खलु वा असावादित्योन्यङ्र-श्मिभिः पर्यावर्ततेऽथ वर्षति ॥ १११ ॥**

અગ્નિજ વૃષ્ટિને પ્રેરેછે, અર્થાત્ આ પૃથિવીમાંથી વરાળરૂપ પાણીદ્વારા આકાશમાં વૃષ્ટિ ઉત્પન્ન કરેછે, તેને વાયુ જુદે જુદે સ્થલે લઈ જાયછે, અને જ્યારે આ સૂર્ય તીવ્ર કિરણોયે કરી અતિશય તાપ કરેછે, ત્યારે વર્ષેછે ॥ ૧૧૧ ॥

વળી એજ વેદના તૈત્તિરીયારણ્યકમાં દશમાં પ્રપાઠકના ૬૩ મા અનુવાકમાં આ પ્રમાણે કહ્યું છેઃ—

**याभिरादित्यस्तपति रश्मिभिस्ताभिः पर्जन्यो वर्षति ॥ ११२ ॥**

જે કિરણોયે કરી આદિત્ય તપેછે, તે કિરણોવડે વર્ષાત્ પડેછે ॥ ૧૧૨ ॥

તેમ મનુસ્મૃતિમાં ત્રીજા અધ્યાયના ૭૬ મા શ્લોકમાં કહ્યું છે કે,

**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ११३ ॥**

સૂર્યથી વૃષ્ટિ થાયછે, વૃષ્ટિથી અન્ન અને અન્નથી પ્રજા થાયછે ॥ ૧૧૩ ॥

કણાદ મુનિયે પણ પોતાના દર્શનમાં પાંચમા અધ્યાયના બીજા આન્હિકમાં કહ્યું છે કે,

**अपां नाड्यो वायुसंयोगादारोहणम् ॥ ११४ ॥**

વાયુના સંયોગથી સૂર્યકિરણો પાણીને ઉંચે ચડાવેછે ॥ ૧૧૪ ॥

એ રીતે પાણીજ ઉષ્ણતાથી વરાળરૂપ થઈ આકાશમાં જઈ મેઘરૂપ બનેછે. એ મેઘમાં પણ અગ્નિ છે. કૃષ્ણયજુર્વેદના પાંચમાં કાંડના પાંચમા અધ્યાયના પેહેલા અનુવાકમાં કહેલ છે કે,

**या अग्निं गर्भं दधिरे सुवर्णाः ॥ ११५ ॥**

જે સ્વચ્છ પાણીયે અગ્નિને ગર્ભમાં ધારણ કરયો છે ॥ ૧૧૫ ॥

પણ જ્યારે એ મેઘો પરસ્પરે ઘસાયછે, ત્યારે ગર્જના થાયછે, ને તેમાં રહેલ સામાન્ય અગ્નિ વિજલિરૂપે વિશેષપણાને પામી ભાસેછે. વૈશેષિકદર્શનમાં કણાદ મુનિયે પાંચમા અધ્યાયના બીજા આન્હિકમાં કહ્યું છે કે,

**तत्र विस्फूर्ज्जथुर्लिंगम् ॥ ११६ ॥**

મેઘમાં અગ્નિ છે, એ વિષયમાં વિજલિ સહિત ગર્જના ચીન્હ છે ॥૧૧૬॥

**अपां संयोगाद्विभागाच्च स्तनयित्नोः ॥ ११७ ॥**

એ ગર્જના, મેઘના પાણીનો વાયુવડે સંયોગ અને વિભાગ થવાથી થાયછે ॥ ૧૧૭॥

વાદળાં વર્ષાકાળમાં ભારી હોવાથી ઘણાં નીચે આવેછે; તે સમય તેઓ પૃથિવીથી ઘણું કરી અર્ધાથી એક કોશ સુધી છેટે હોયછે. બીજા કાળમાં સુમારે ૩ થી ૪ કોશ દૂર હોયછે. પાણીની વરાળ વાયુથી હલકી હોવાને લીધે તેમાં ઉંચે ઉડી જવાનો સ્વભાવ છે; તેથી જો કોઈ પદાર્થમાં તે સંકોચ પામી હોય, તો તે એટલું તો બલ કરેછે કે, તે પદાર્થને તોડી નાખી બાહાર નીકળી ઉડી જાયછે. એ જાણવામાં આવ્યાથી હમણાના વિદ્વાનોયે તેને મહાન યંત્રોમાં યોજી અગ્નિરથાદિ અનેક કાર્ય સિદ્ધ કર્યાં છે. પાણીને વરાળરૂપે રેહેવામાં અતિઉષ્ણતાની જરૂર છે; કારણ તે વિના વરાળ ટંડી થઈ પાણીરૂપ થઇ જાયછે. એથીજ દિવસની ગરમીથી થયેલી વરાળમાંથી જેટલી વરાળ આકાશમાં પોતાના રેહેવાના સ્થાન સુધી પોહોંચતી નથી, તેને રાત્રિની શીતતા લાગવાથી તે પાણીરૂપ થઇ પાછી પૃથિવીઉપર પડેછે, જેને ઝાકળ કહે છૈયે. શિયાળામાં સવાર સાંજ બહુ ધુમસ પડેછે, તેવિષે સિદ્ધાંતશિરોમણિના ૨૬૭ તથા ૨૬૮ મે પાને ટિપ્પણમાં કહેલ છે કે,

**वर्षांते निर्जला मेघा वायुना विरलीकृताः । ईषद्बाष्पावशेषास्तु पतंति वसुधातले ॥ ११८ ॥**

વર્ષાકાળના અંતમાં, જેમાં થોડી વરાળ બાકી રહેલી છે, એવા જલ વિનાના મેઘો, વાયુવડે છુટા થઇ પૃથિવીના પૃષ્ઠઉપર પડેછે ॥૧૧૮॥

**धूमावयवरूपैस्तैश्छाद्यंते गिरयो द्रुमाः । रामाऽऽरामादयस्ते तु पुनरर्कांशुशोभिताः ॥ ११९ ॥**

તેમના ધૂમ જેવા અવયવેકરી ગિરિ, વૃક્ષ તથા સુંદર બગીચા આદિ ઢંકાઇ જાયછે. ફરી સૂર્યકિરણો વડે શોભિતા તેઓ ॥૧૧૯॥

**भूवायुना विशीर्णास्तु विलीयंते नभस्तले । तद्रजःसंहतिर्धेनुमहिषीक्षीरनाशकृत् ॥ १२० ॥**

પૃથિવીના વાયુયેકરી સુકાઈને આકાશપ્રદેશમાં લીન થઇ જાયછે. તેજ ગાય તથા ભેંસના દુધને નાશ કરનાર ધુમસ કહેવાયછે ॥ ૧૨૦ ॥

પાણીજ અતિ શીતતાને પ્રાપ્ત થતાં હિમરૂપ બનેછે, જે વર્ષાકાળમાં આકાશમાંથી કરારૂપે પડેછે, ને શીતકાળમાં પૃથિવી ઉપરના પર્વત તથા થંડા દેશમાં બંધાઇ બર-

રૂપે ભાસેછે. પર્વતોઉપર બંધાયલું હિમ ઉષ્ણ કાળમાં પીગળેછે, જેથી તે તરફની નદિયોમાં તેવા વખતે પણ પૂર આવેછે. હિમ જેટલી ગરમીથી પીગળેછે, તેટલીજ ગરમી જો જલને આપી હોય તો તે બંધાઇ જાયછે; એથી એવું જણાયછે કે પદાર્થોનું પીગળવું અને બંધાઈજવું એ બન્ને એકજ ઉષ્ણમાને થાયછે. કણાદ મુનિયે વૈશેષિક-દર્શનમાં પાંચમા અધ્યાયના બીજા આન્હિકમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **अपां संघातो विलयनं च तेजःसंयोगात् ॥१२१॥** | પાણીનું બંધાવું તથા પીગળવું તેજના સંયોગથી થાયછે ॥ ૧૨૧ ॥ |

પાણીમાં ગુરૂપણું હોવાથી તેનાથી હલકા પદાર્થો તેમાં તરી શકેછે, કારણ તે પદાર્થ પાણીમાં જેટલી જગ્યા રોકેછે, તેટલી જગ્યાનું પાણી તે પદાર્થ કરતાં ભારી હોય છે. પણ જે પદાર્થ પાણીમાં બુડી જાયછે, તે પદાર્થના આકાર જેટલું પાણી તે પદાર્થથી હલકું હોયછે; એટલે તે પદાર્થ પાણીથી ભારી કેહેવાયછે. પાણી પ્રાણીમાત્રનું જીવન છે, માટે ઋગ્વેદના પેહેલ્લા મંડલનાં સૂક્ત ૨૩ માં કહ્યું છે કે,

| | |
|---|---|
| **अप्स्वन्तरमृतमप्सु भेषजम् ॥ १२२ ॥** | પાણીમાં અમૃત તથા પાણીમાં ઔષધછે॥૧૨૨॥ |

સામાન્ય રીતે પાણીમાં શુકલ રૂપ, મધુર રસ, અને શીત સ્પર્શ એવા ત્રણ ગુણ છે. વૈશેષિકદર્શનના બીજા અધ્યાયના પેહેલ્લા અન્હિકમાં કણાદ મુનિયે કહ્યું છે કે,

| | |
|---|---|
| **रूपरसस्पर्शवत्य आपः ॥ १२३ ॥** | પાણીરૂપ, રસ અને સ્પર્શગુણવાલું છે ॥૧૨૩॥ |

પણ તે પાણી વિશેષરૂપે કાર્ય હોવાથી અનિત્ય કેહેવાયછે, ને સામાન્યરૂપે પર-માણુ હોવાથી નિત્ય કેહેવાયછે. તર્કસંગ્રહમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **ताश्च द्विविधाः नित्या अनित्याश्च । नित्याः परमाणुरूपाः अनित्याः कार्यरूपाः ॥ १२४ ॥** | તે નિત્ય અને અનિત્ય એમ બે પ્રકારનું છે. પરમાણુરૂપે નિત્ય અને કાર્યરૂપે અનિત્ય છે ॥ ૧૨૪ ॥ |

સામાન્ય રૂપમાં પાણી બાષ્પરૂપે, ને વિશેષરૂપમાં પ્રવાહિરૂપે હોયછે. બાષ્પરૂપ થયેલ પાણી મેઘરૂપ થઇ આ ભૂગોલને ફરતા વાતાવરણમાંજ રહેછે, ને દૂધમાં મલાઈ તથા પાણીમાં ફીણની પેઠે તેમાં ફર્યા કરેછે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીયે રચેલ પ્રમાણસહસ્રીના સૃષ્ટિપ્રકર-ણમાં જલવર્ણન.

---

## ॥ वायुवर्णन ॥

વાયુનું આવરણ પૃથિવીથી સુમારે પચાશ કોશ સુધી છે. ભાસ્કરાચાર્યે પોતાના સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

भूमेर्बहिर्द्वादशयोजनानि
भूवायुरत्रांबुदविद्युदाद्यम् ॥ १२५

પૃથિવીને ફરતો બાર યોજન પર્યંત ઉંચે ભૂવાયુ છે, એમાં વાદળ તથા વિજળી આદિ રહેલાં છે ॥૧૨૫॥

શ્રીપતિયે પણ કહ્યું છે કે,

निर्घातोल्काघनसुरधनुर्विद्युदन्तः कुवायोः
संदृश्यंते खनगरपरीवेष-
पूर्वं तथान्यत् ॥ १२६ ॥

ગર્જના, ઉંબાડિયાં, વાદળ, ઇંદ્રધનુષ્, વિજલી, ગંધર્વનગર, તથા કુંડાળા આદિ લઈ અન્ય જે દેખાયછે, તે સર્વ ભૂવાયુની અંદર છે ॥૧૨૬॥

વાયુના પારમાણુ પારદર્શક હોવાથી તે ચક્ષુવડે દેખાતો નથી, પણ તેનો ત્વચા ઇંદ્રિયને સ્પર્શ થાયછે, તથા તેના ધક્કાથી વૃક્ષાદિ કંપેછે, જેથી તેનું અસ્તિત્વ જણાય છે. જો તેના પરમાણુ પારદર્શક નહોય તો આકાશ તથા પૃથિવી ઉપરનો કોઇ પણ પદાર્થ દૃષ્ટિયે પડે નહીં. પૃથિવી ઉપરની સર્વ આકાશવાળી જગ્યામાં વાયુ ભરેલો હોય છે, જે સેજ જણાતો નથી, પણ જો પંખા વિગેરે વસ્તુને તે ઠેકાણે હલાવી હોય, તો તેનો ધકકો વાગવાથી વાયુ ચલાયમાન થાયછે; જે સ્પર્શ થવાથી જણાયછે. વાયુમાં ગુરૂપણું છે, તેથી પૃથિવી ઉપરની સર્વ સ્થાવર જંગમાત્મક વસ્તુ ઉપર તેનું દબાણ થાયછે. જંગમ પ્રાણિયોને તે દબાણ જાણવામાં આવતું નથી, કારણ તેમના શરીરમાં પણ વાયુ હોયછે, જેનું દબાણ અંદરથી હોવાને લીધે બહારનો વાયુ સમતોલપણાને પામેછે. વાયુનું દબાણ ચોમેરથી હોયછે, તેથી પદાર્થો બરાબર સ્થિતિમાં રહી શકેછે. કોઇ વસ્તુ ઉપર એક બાજુથી વાયુનું દબાણ હોય ને બીજી બાજુથી ન હોય તો તેની સ્થિતિમાં ફેર પડેછે. વાયુમાં ગુરૂપણું હોવાથી તેના પરમાણુ પૃથિવીના આકર્ષણને લીધે પૃથિવીની નજીક ઘણા એકઠા થાયછે; જેથી પૃથિવી પાસેનો વાયુ જાડો હોયછે. દીવાના પ્રકાશની પેઠે આકર્ષણનું જોર પણ અંતરના પ્રમાણમાં ઓછું થતું જાયછે. તેથી ઉંચે ઉંચેના વાયુઉપર પૃથિવીનું આકર્ષણ ઓછું થતું જાયછે, જેથી તે તે ઠેકાણે વાયુના પરમાણુ ઘણા એકઠા ન થવાથી વાયુ પાતળો હોયછે. એથી પૃથિવી પાસેના વાયુનું જેટલું દબાણ થાયછે, તે કરતાં ઉંચેના વાયુનું દબાણ ઓછું થાયછે. ઘણા ઉંચા પર્વતો ઉપર પ્રાણિયોથી બરાબર શ્વાસ લેવાતો નથી, તેમની ચામડી ફાટેછે તથા તેમના નાકમાંથી લોહી નીકળેછે, તેનું કારણ ત્યાં બાહારના વાયુનું દબાણ ઓછું, ને તેમના શરીરની અંદરના વાયુનું દબાણ વધારે હોયછે. એ રીતે વાયુના સમતોલપણામાં ફેર પડવાને લીધે એમ થાયછે. જો સુદ્દલે બાહારના વાયુનું દબાણ ન હોય, તો અંદરના વાયુના દબાણથી પ્રાણિયોનાં શરીર તદ્દન ફાટી

જઈ નાશ પામેછે! જો કોઈ એક છેદવાળો તથા એક વગર છેદનો એવા બે સરખી ધારવાળા વાટકા લઈ, એક બીજા સાથે અંદર હવા જઈ શકે નહીં એવી રીતે બરાબર બેસાડ્યા હોય, ને તે છેદવાળા વાટકામાંથી બંબાવડે હવાને બાહાર ખેંચી કાહાઢી તે છેદને બુચવડે બંધ કરયો હોય તો તે બન્ને વાટકા એવાતો પરસ્પરે ચોંટિ જશે કે, ઘણા જોરથી પણ ઉખેડી શકાશે નહીં. એમ થવાનું કારણ એ કે, તે વાટકાની અંદરનો વાયુ કાહાઢી લેતાં તેમના ઉપર એકલા બાહારનાજ વાયુનું દબાણ થાયછે બન્ને બાજુથી છેદવાળી અખંડિત પોકળ નળી લઈ, તે પાણીથી ભરી તેના બન્ને છેદો આંગળિયોથી ઢાંકીને તે નળી ઉભી ધરવી. પછી ઉપરના છેડને ઢાંકેલ આંગળી કાયમ રાખીને, નીચેના છેદઉપર ઢાંકેલ આંગળી ખસાડી [illegible] હોય, તો તે નળીમાંનું પાણી પૃથિવીઉપર પડવાને બદલે તેમાંજ ઝીલાઈ રહેછે. તેનું કારણ કે વાયુનું દબાણ તે નળીના પાણીઉપર નીચેના છેદથી થાયછે. ઉપરનો છેદ ઢાંકેલ હોવાથી ત્યાં વાયુનું દબાણ થતું નથી. પણ જો તેના ઉપરની ઢાંકેલ આંગળી ખેસવી લૈયે, તો પાણી તદ્દન પૃથિવી ઉપર પડેછે; કેમકે ઉપરથી વાયુનું દબાણ ચાલુ થાયછે. એક છેડેથી છેદવાળી આસરે બે હાથ લાંબી તથા $\frac{1}{4}$ આંગળ વ્યાસવાળી કાચની નળીમાં પારો ભરી, તેનો છેદ આંગળીવતે ઢાંકી પારાના વાસણમાં તે નળી ઉંધી રાખી આગળી ખસાડી લેવી. તો તે નળીમાંનો પારો વાસણમાંના પારાઉપર થતા વાયુના દબાણથી, નળીમાં વાસણના પારાની સપાટીથી ઉંચે ઝીલાઇ રહેછે. એ યંત્રથી વાયુના દાબનું માપ નીકળી શકેછે, ને પર્વતોની ઉંચાઇ પણ એથી જણાઈ આવેછે. કેમકે પૃથિવીની સપાટી ઉપરનો વાયુ જાડો હોવાથી તેનો દાબ વધારે હોવાને લીધે, ત્યાં નળીમાંનો પારો જેટલી ઉંચાઇયે રહેછે, તેના કરતાં ઉંચા ઉંચા સ્થાનમાં ઓછી ઉંચાઈયે રહેછે. કારણ તે તે સ્થાને વાયુ પાતળો હોવાથી તેનું દબાણ ઓછું થતું જાયછે. બે છેડેથી છેદવાળી અંકુશ જેવી અખંડિત પોકળ નળી લઈ, પાણીથી ભરીને તેના બન્ને છેડા આંગળીયોવતે ઢાંકી, એક છેડો પાણીથી ભરેલા ઉંચા વાસણમાં ને એક છેડો નીચેના વાસણમાં, એકજ વખતે છોડી દીધા હોય, તો તે ઉંચા વાસણનું પાણી તે નળીદ્વારા સઘળું નીચેના વાસણમાં વહી આવેછે; કારણ ઉંચા વાસણના પાણી ઉપર વાયુનું દબાણ હોયછે. જ્યારે બન્ને વાસણના પાણીની સપાટી સરખી થશે, ત્યારે પાણી વહેતું બંધ થઇ જશે, કેમકે વાયુનું દબાણ બન્ને વાસણના પાણી ઉપર સરખું થાયછે. ભાસ્કરાચાર્યે શિદ્ધાંતશિરોમણિના યંત્રાધ્યાયમાં કહ્યું છે કે,

**ताम्रादिमयस्यांकुशरूपनलस्याम्बुपूर्णस्य। एकं कुंडं जलांतर्द्वितीयमग्रं त्वधोमुखं च बहिः॥ युगपन्मुक्तं चेत् कं नलेन कुंडाद्बहिः पतति ॥१२७॥**

પાણીથી ભરેલા, તામ્ર આદિ ધાતુના અંકુશ જેવા નળનો એક છેડો, કુંડના જલની અંદર અને નીચે જેનું મુખ છે એવો બીજો છેડો બાહાર રાખી એકદમ છોડી દીધા હોય, તો નળે કરી પાણી કુંડમાંથી બાહાર પડેછે ॥ ૧૨૭ ॥

વાયુ પણ બીજા પદાર્થની પેઠે ઉષ્ણતાથી પાતળો થાયછે, કેમકે તેનાં પરમાણુ

પણ ગરમી લાગવાથી પૃથક્પણાને પામી ઉંચે ચડેછે. એ રીતે જે ઠેકાણે વાયુ પાતળો થાયછે, તે ઠેકાણે ઘટ્ટ વાયુને રેહેવા જગ્યા મળવાથી તે બીજા સ્થાનથી એકદમ આવેછે, એટલે વાયુ જોરમાં વાતો જણાયછે. અને જ્યારે તે ખાલી જગ્યા ઘટ્ટ વાયુથી ભરાઈ જાયછે, ત્યારે જોરનો વાયુ વાતો બંધ પડેછે. ઉષ્ણતામિશ્રિત વાયુ ગરમ હોયછે, ને વરાળમિશ્રિત વાયુ શીત લાગેછે. પાતળા વાયુમાં વજન ઓછું હોયછે, તેથી તે ઉંચે જાયછે. જેમાં દીવો મુકયો હોય એવું કાગળનું ફાનસ ઉંચે ઉડેછે, તેનું કારણ કે દીવાની ગરમીથી ફાનસમાંનો વાયુ પાતળો થાયછે, તેથી બાહારના વાયુ કરતાં હલકો થવાથી ફાનસને ઉંચે લઈ જાયછે. વિમાન આકાશમાં ઉંચે ઉડેછે, તેનું કારણ પણ એજ કે તેમાં પાતળો વાયુ ભરવામાં આવેછે. શબ્દ સંભળાવાનું કારણ પણ વાયુ છે. પદાર્થો ઉપર આઘાત થવાથી ઉત્પન્ન થયેલા શબ્દનો ધકકો વાયુના પરમાણુને લાગવાથી, પાણીની પેઠે વાયુરૂપ સાગરમાં તરંગ ઉત્પન્ન થાયછે; જે કાનને આવી પોહોંચવાથી શબ્દ સંભળાયછે. એજ તરંગ પર્વત ગૃહાદિને અફડાઈને પાછા વળેછે, તેથી શબ્દનો પ્રતિધ્વનિ થાયછે. સામાન્ય રીતે વાયુ સ્પર્શગુણવાળો છે. કણાદ મુનિયે વૈશેષિકદર્શનના બીજા અધ્યાયના પેહેલા અન્હિકમાં કહ્યું છે કે,

स्पर्शवान् वायुः ॥१२८॥ — સ્પર્શગુણવાળો વાયુ છે ॥ ૧૨૮ ॥

પણ તે બે પ્રકારનો કહેલ છે. તર્કસંગ્રહમાં કહ્યું છે કે,

स द्विविधो नित्योऽनित्यश्च नित्यः परमाणुरूपः अनित्यः कार्यरूपः ॥ १२९ ॥ — તે બે પ્રકારનો છે, નિત્ય અને અનિત્ય- પરમાણુરૂપે નિત્ય અને કાર્યરૂપે અનિત્ય ॥ ૧૨૯ ॥

વાયુના એકઠા થયેલા પરમાણુ કાર્ય કેહેવાયછે, ને તેનો સ્પર્શ થાયછે, પણ તે ટળી જાયછે, માટે અનિત્ય કેહેવાયછે. તેજ પરમાણુ પોતાના સૂક્ષ્મરૂપે કારણ કેહેવાયછે. જો કે તે ઘણા સૂક્ષ્મ હોવાથી તેમનો સ્પર્શ જણાતો નથી, તોય પણ કોઈ કાળે તેમનો નાશ થતો નથી, માટે નિત્ય કેહેવાયછે. સામાન્ય વાયુ જો કે એક તત્ત્વ ભાસેછે, પણ રસાયની ક્રિયાથી ઑકિસજન એટલે પ્રાણપ્રદ, નાઈટ્રોજન એટલે જીવાંતક; હાઈડ્રોજન એટલે જલકર તથા કેરબૉન્ એટલે હરિત એવા ચાર પ્રકારના વાયુ જણાયલા છે. પ્રાણપ્રદ એટલે પ્રાણને દેનાર વાયુવિના પ્રાણી જીવી શકતા નથી. એ વાયુમાં કંઈ સ્વાદ તથા ગંધ હોતા નથી. તેમ એને કાચપાત્રમાં ભર્યો હોય તો એનો વર્ણ પણ જણાતો નથી. એ વાયુમાં દહનશક્તિ અતિ હોવાથી એનો સામાન્ય વાયુથી ભેદ જણાયલો છે. લોહ પણ સુકા કાષ્ટની પેઠે એ વાયુમા બળેછે. પ્રાણિયોના અસ્થિમાંથી મળી આવતો પ્રકાશદ એટલે પ્રકાશ આપનાર ફોસફરસ નામે પદાર્થ એ વાયુમાં બાળ્યો હોય તો સૂર્યની પેઠે પ્રકાશેછે, પણ સામાન્ય વાયુમાં એટલો પ્રકાશતો નથી. સામાન્ય વાયુમાં પ્રાણ દેનાર વાયુનો સદ્ભાવ છે, એટલે તેવડે પ્રાણિયો જીવી શકેછે. પણ પ્રાણપ્રદ વાયુજેટલી જ્વલનશક્તિ સામાન્ય વાયુમાં નથી; કારણ તે જીવાંતક વાયુથી મિશ્રિત છે. જીવાંતક વાયુમાં પણ કંઇ સ્વાદ તથા ગંધ હોતા નથી,

તેમ તે કાચપાત્રમાં ભરચો હોય તો તેનો વર્ણ પણ જણાતો નથી. બળતો પદાર્થ જો શુદ્ધ જીવાંતક વાયુમાં મુકયો હોય તો તરત ઓલ્હાઈ જાયછે. જો સામાન્ય વાયુ એકજ જીવાંતક વાયુરૂપ હોત, તો કોઈ પણ વસ્તુ બળી તથા જીવી શકત નહીં. તેમ તે કદિ એકજ પ્રાણપ્રદ વાયુરૂપ હોત, તો એકજ અગ્નિકણના સ્પર્શથી વસ્તુમાત્ર બળીને ભસ્મ થઇ જાત. પણ બન્ને વાયુના મિશ્રણથી સામાન્ય વાયુ થયેલો છે, તેથી તેમ થતું નથી. જલથી ભરેલા પાત્રમાં સળગતી વર્તિકા એવી રીતે મુકવી કે જલમાં તરતી રહે. પછી તે ઉપર ઘંટા જેવું કાચપત્ર એવી રીતે ઢાંકવું કે, તે પાત્રની કીનારી કંઇક પાણીમાં બુડે. એમ થવાથી થોડી વારમાં તે બળતી વાટ પાત્રમાંનો પ્રાણપ્રદ વાયુ બળી જતાં ઓલ્હાઇ જાયછે, ને પાણી તે પાત્રના પાંચમા ભાગ સુધી ઉંચે ચડેછે. એથી એવું જણાયછે કે, સામાન્ય વાયુમાં ચાર અંશ જીવાંતક વાયુના તથા એક અંશ પ્રાણપ્રદ વાયુનો છે. કેમકે તે પાત્રમાંના સામાન્ય વાયુમાં જે પ્રાણપ્રદ વાયુ હતો, તે બળી જવાથી પાત્રમાંની તેટલી જગ્યા ખાલી થવાને લીધે તેમાં જલ ભરાઈ જાયછે. તે પાત્રના પાંચમા ભાગસુધી ભરાયછે. માટે સામાન્ય વાયુમાં તેટલો ભાગ પ્રાણપ્રદ વાયુનો સમજવો. ત્રીજા જલકર વાયુમાં પણ કહેલા બન્ને વાયુની પેઠે રૂપ, રસ તથા ગંધ હોતા નથી. પ્રાણપ્રદ વાયુની સાથે એનો સંયોગ થવાથી જલ ઉત્પન્ન થાયછે, માટે એને જલકર વાયુ કહેછે. રસાયની પ્રયોગથી પાણીમાંના એ બન્ને વાયુ જુદા પાડી કાચપાત્રમાં ભરી શકાયછે. ને પાછા તેજ પાત્રોનાં મુખ સાથે રાખી એક પાત્રમાં મુકયાં હોય, તો તે બન્ને વાયુ મળી જઈ પાછા પાણીરૂપ થતા દેખાયછે. દહન કરવામાં એ પ્રાણપ્રદ વાયુથી વિપરીત ધર્મવાળો છે. એમાં સળગતી બતી નાખીયે, તો આલ્હાઈ જાયછે, પણ એ પોતે સળગી ઉઠેછે. આજ પર્યંત જેટલા લઘુ પદાર્થ જાણવામાં આવ્યા છે, તે સર્વથી એ વાયુ ઘણોજ હલકો છે. તેથી એને જો અંડાકાર વસ્તુમાં ભર્યો હોય, તો તે વસ્તુ પક્ષિગમ્ય માર્ગથી પણ ઉંચે જાયછે. વિમાન પણ એ વાયુ ભર્યાથી ઉડેછે. ચોથા હરિત વાયુમા ઘણું કરી હરિત રૂપ અને અસહ્ય રસ તથા ગંધ હોયછે. એ વાયુ જંગમ પ્રાણિયોનાં જીવનને હાનિ કરનાર તથા વૃક્ષાદિ સ્થાવરોને શુકલ કરનારો છે. વસ્ત્રાદિ શ્વેત કરવામાં તથા દુર્ગંધનો નાશ કરવામાં એ ઘણો ઉપયોગી છે. એ ચારેવાયુમાંનો પ્રાણપ્રદ વાયુ ઘણું કરી પૃથિવીપરના સર્વ પદાર્થોમાં હોયછે. સૃષ્ટિનો $\frac{2}{3}$ ભાગ એ વાયુથી બનેલો છે. પદાર્થો બળેછે તે પણ તેમાં રહેલ એ વાયુજ બળેછે, તેથી એ સામાન્ય અગ્નિ છે એમ અનુમાન કરાયછે. પ્રાણપ્રદ વાયુ તથા જલકર વાયુ મળીને પાણી થયેલ છે. બન્ને વાયુ સળગી ઉઠેછે, માટે સામાન્ય અગ્નિરૂપ છે, ને અગ્નિથી જલ થયેલ છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીયે રચેલ પ્રમાણસહસ્રીના સૃષ્ટિપ્રકરણમાં વાયુવર્ણન.

## ॥ प्राणिवर्गवर्णन ॥

એ ચાર વાયુ તથા ગંધકાદિ બીજા ૧૧ અધાતુરૂપ અને સુવર્ણાદિ ૪૯ ધાતુરૂપ મળી ૬૧ મૂલતત્ત્વો છે; જેનું અનેક રીતે મિશ્રણ થવાથી આ અપાર ચમત્કારવાળી સૃષ્ટિ થયેલી છે. એ સર્વ મૂલતત્ત્વોમાં ગંધક તથા હીરકાદિ રત્નો અને સુવર્ણ, રૂપું, ત્રાંબું, લોહ, સીસું તથા પારદાદિ બાર ધાતુઓ પૃથિવીમાંથી સ્વતંત્ર મળી આવેછે, બાકીનાં તત્ત્વો મિશ્રિત પદાર્થોમાંથી પ્રાપ્ત થાયછે. પૃથિવી, જલ, તેજ તથા વાયુ એ ચાર મહાભૂતમાં સઘળાં મૂલતત્ત્વોનો સમાવેશ થયેલ છે, ને એ ચારે ભૂત આકાશથી વ્યાપ્ત છે, માટે પંચમહાભૂતથી સૃષ્ટિ કહેલી છે. મનુએ પોતાની સ્મૃતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

**अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः । ताभिः सार्द्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः ॥ १३० ॥**

પંચમહાભૂતની પરિણામને પામનારી જે સૂક્ષ્મ તન્માત્રા કહેલી છે, તેસહિત આ સર્વ જગત્ ક્રમે કરી ઉત્પન્ન થાયછે ॥ ૧૩૦ ॥

એ પંચમહાભૂતના સંયોગથી પ્રાણિયોનાં શરીર ચાર પ્રકારે ઉત્પન્ન થાયછે. કણાદવિવૃત્તિમાં કહ્યું છે કે,

**शरीरं जरायुजांडजस्वेदजोद्भिज्जभेदाच्चतुर्विधम् ॥ १३१ ॥**

શરીર જરાયુજ, અંડજ, સ્વેદજ, તથા ઉદ્ભિજના ભેદે કરી ચાર પ્રકારનું છે॥૧૩૧॥

એ વિષે મનુસ્મૃતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

**पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः । रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥ १३२ ॥**

પશુ, વનચરપશુ, બન્ને બાજુ દાંતવાળા શીકારી પશુ, રાક્ષસ, પિશાચ અને મનુષ્ય, એ જરાયુજ એટલે જેના ગર્ભને સૂક્ષ્મ ચર્મ વિટાયલું હોયછે, એવા પ્રાણી કેહેવાય છે ॥ ૧૩૨ ॥

**अंडजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः । यानि चैवंप्रकाराणि स्थलजान्यौदकानि च ॥ १३३ ॥**

પક્ષી, સર્પ, ઝુડ, માછલાં તથા કાચબા, એ રીતનાં સ્થળ તથા જલમાં રેહેનાર જે પ્રાણિયો છે, તે અંડજ એટલે ઇંડાથી ઉત્પન્ન થનાર કેહેવાય છે ॥ ૧૩૩ ॥

**स्वेदजं दंशमशकं यूकामक्षिकमत्कुणम् । ऊष्मणश्चोपजायंते यच्चान्यत्किंचिदीदृशम् ॥ १३४ ॥**

ડાંસ, મચ્છર, જુ, માંખ, માંકણ તથા એના જેવા જે કંઇ બીજા પ્રાણિયો ગર્મિથી ઉત્પન્ન થાયછે, તે સર્વ સ્વેદજ એટલે પસીનાથી ઉત્પન્ન થનાર કેહેવાયછે॥ ૧૩૪॥

**उद्भिज्जाः स्थावराः सर्वे बीजकांडप्ररोहिणः । ओषध्यः फलपाकांता बहुपुष्पफलोपगाः ॥ १३५ ॥**

પૃથિવીમાં બીજ અને શાખા વાવવાથી ઉત્પન્ન થનારા સર્વ સ્થાવર એટલે વૃક્ષજાતિ ઉદ્‌ભિજ એટલે ઉંચે ભેદીને ઉત્પન્ન થનાર કેહેવાય છે; તેમાં ફલનો પાક આવવાથીજ જેનો નાશ થાયછે એવા ઘણા પુષ્પ તથા ફળવાળા જે હોય, તે ઓષધિ કેહેવાય છે ॥ ૧૩૫ ॥

**अपुष्पाः फलवंतो ये ते वनस्पतयः स्मृताः । पुष्पिणः फलिनश्चैव वृक्षास्तूभयतः स्मृताः ॥ १३६ ॥**

જે ફુલવિનાના પણ ફળવાળા હોય, તે વનસ્પતિ કહેવાય છે; ને ફુલ તથા ફળ એ બન્ને યુક્ત વૃક્ષ કેહેવાય છે ॥ ૧૩૬ ॥

**गुच्छगुल्मं तु विविधं तथैव तृणजातयः । बीजकांडरुहाण्येव प्रताना वल्ल्य एव च ॥ १३७ ॥**

વિવિધ પ્રકારના ગુંચ્છ, ગુલ્મ, તેમજ તૃણજાતિ, વેલા તથા વેલો કોઇ બીજ તથા કોઈ શાખાથી ઉગનારાં છે ॥ ૧૩૭॥

પૃથિવીમાં રોપેલું બીજ મનુષ્ય શકિતથી અસાધ્ય ગુણોને વૃક્ષમાં ઉત્પન્ન કરેછે. તે પોતાના યોગ્ય વખતે પૃથિવીની અંદર તથા બાહેર અંકુર કાહાડેછે. બાહેરનો અંકુર શાખા ને અંદરનો મૂલ થાયછે. તે પૃથિવીમાંથી નીકળતો અંકુર જાણે પ્રકાશનેજ ઇચ્છતો હોય તેવી રીતે પ્રકાશની સામે વધેછે, ને તે ન મળે તો કરમાઇ જાયછે; પછી વધતાં વધતાં તે વૃક્ષ થાયછે. વૃક્ષો પોતાના શરીરના પોષણ માટે અનુકૂલ પદાર્થોને પૃથિવીમાંથી મૂલવડે, ને વાયુમાંથી પત્રવડે ખેંચી ગ્રહણ કરેછે. ઘણુંકરી પ્રાણપ્રદ, જલકર તથા હરિતવાયુ અને પ્રકાશથી વૃક્ષ જાતિ વધેછે. કેમકે તેમને ઉછરવા માટે તેમના મૂળમાં જલનાં સિંચનની તથા બાહેરથી વાયુ અને પ્રકાશ મળવાની અત્યંત જરૂર પડેછે. મૂળમાં સિંચેલા પાણીમાંથી તેમને પ્રાણપ્રદ તથા જલકર વાયુ પ્રાપ્ત થાયછે. ને બાહેરથી સામાન્ય વાયુમાં આવતો હરિત વાયુ તથા સૂર્યથી આવતો પ્રકાશ પત્રદ્વારે મળેછે. જંગમ પ્રાણિયોના શરીરમાં જેમ ફેફસાં, ધમની, રકતવાહિની તથા સ્નાયુ વિગેરે હોયછે, જેથી તેમણે કરેલા ખાન પાનની ક્રિયા થઇ તેમનું રક્ષણ થાયછે. તેમ વૃક્ષોમાં પણ પાત્રાં, ધમની અને મોહોટી તથા ઝીણી રસવાહિની રેખાઓ વિગેરે હોયછે, જેવડે તેમણે પૃથિવી તથા વાયુમાંથી ચુસી લીધેલા પદાર્થો ક્રિયાને પામી તેમના શરીરના સર્વ ભાગોમાં પ્રસરેછે; જેથી તેમનું રક્ષણ થાયછે. જંગમ પ્રાણિયોના શરીરમાં ફેફસાંવડે જે કાર્ય થાયછે, તે વૃક્ષોમાં પત્રોવડે થાયછે. જેમ જંગમ પ્રાણિ ફેફસાંવડે પ્રાણપ્રદ વાયુને ગ્રહણ કરી હરિત વાયુને બાહાર કાઢેછે, તેમ વૃક્ષો પત્રોવડે હરિત વાયુને ગ્રહણ કરી વધારાના પ્રાણપ્રદ વાયુને બાહાર કાહાડેછે. જંગમ પ્રાણિયોના શરીરમાં જીવિતનું રક્ષણ થવા માટે જેમ ભેજું તથા મજ્જા હોયછે, તેમ વૃક્ષોમાં તેમના રક્ષણ માટે ગાભો તથા જડ હોયછે. ગાભો સર્વ વૃક્ષોમાં હોયછે, જે તેમની પૂર્વ અવસ્થામાં વધતો જાયછે, ને ઉત્તર અવસ્થામાં

ઘટતો જાયછે. તે જ્યારે વૃક્ષ નાશ પામવા આવેછે, ત્યારે તદ્દન જતો રહેછે. વૃક્ષોમાં કેટલાક નર તથા કેટલાક નારી જાતિના વૃક્ષ હોયછે. નર જાતિના વૃક્ષના ફુલમાં જે સૂક્ષ્મ રજ હોયછે, તે પવનમાં ઉડી નારી જાતિના વૃક્ષના ફુલમાં પડેછે, જેથી ફળ ઉત્પન્ન થાયછે; તેમ થયા વિના ફળ થતાં નથી. એ નર જાતિના પુષ્પની ઝીણી રજ છેટેથી પણ વાયુ સાથે આવેછે. કેટલેક ઠેકાણે એમ પણ જોવામાં આવેછે કે, સ્ત્રી જાતિના વૃક્ષની નજર પુરૂષ જાતિના વૃક્ષ સામે થતાંજ તેને ફળ ઉત્પન્ન થવા માંડેછે. જોકે વૃક્ષ જાતિમાં જંગમ પ્રાણીયોની પેઠે બાહ્યજ્ઞાન જોવામાં આવતું નથી, તોય પણ તેમનામાં અંતર્જ્ઞાન છે એમ અનુમાન કરાય છે. કેમકે તેમના વધવામાં કંઈ આડે આવેછે, તો તેઓ બાજુમાં થઈને વધેછે. વળી તેમને તાડન કરવાથી દુઃખ થાયછે, જે રીસામણીના ઝાડમાં સ્પષ્ટ જણાઈ આવેછે. મનુસ્મૃતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| तमसा बहुरूपेण वेष्टिताः कर्महेतुना । अंतःसंज्ञा भवंत्येते सुखदुःखसमन्विताः ॥ १३८ ॥ | પ્રારબ્ધ કર્મ જેમનો હેતુ છે એવા વિચિત્ર પ્રકારના તમોગુણે કરી વિંટાયલા વૃક્ષાદિ સ્થાવર પ્રાણિયો, અંતર્જ્ઞાનવાળા હોવાથી સુખ-દુઃખે કરી યુકત હોયછે ॥ ૧૩૮ ॥ |

જેમ પૃથિવી ચોતરફ અસંખ્ય ઉદ્ભિજ્જ એટલે વૃક્ષજાતિથી ભરેલી છે, તેમ અસંખ્ય જરાયુજ, અંડજ તથા સ્વેદજ પ્રાણિયોથી પણ સર્વત્ર ભરેલી છે. વનસ્પતિનાં પ્રત્યેક ફુલ તથા પત્રમાં ઝીણા જંતુઓ હોયછે. તેમજ આપણા પગની નીચેની જમીન પણ સૂક્ષ્મ જીવોથી ભરેલી છે. આપણી આસપાસનું વાતાવરણ પણ જીવોથી વ્યાપ્ત છે. પ્રત્યેક પર્વત, વન, સાગર, સરોવર, નદી તથા નાળાં સર્વ પ્રાણિયોથી ભરેલાં હોયછે. કોઈ કોઈ ઉષ્ણ પાણીના ઝરામાં પણ કેટલીક જાતિનાં માછલાં તથા કીટ જણાયલા છે. વધારે શું કેહેવું ! પ્રત્યેક પાણીનાં ટીપાં તથા તિલ જેટલાં સ્થાનમાં પણ સૂક્ષ્મદર્શક યંત્રવડે જોયાથી જીવો દેખાવામાં આવેછે. છાંદોગ્ય ઉપનિષદના ત્રિજા પ્રપાઠકમાં કહેલ છે કે,

| | |
|---|---|
| सर्वमिदमभ्यात्तः ॥ १३९ ॥ | આ સર્વને આત્મા વ્યાપિ રહ્યો છે॥૧૩૯॥ |

જરાયુજ પ્રાણિયોને સ્તન હોયછે, તેમનામાં બે હાથવાળા મનુષ્ય, ચાર હાથવાળા વાનરો, હાથે ઉડનારાં વાઘલાં, કીટને ખાનાર છછુંદરાદિ, માંસ ખાનાર સિંહ, વ્યાઘ્ર, જરખ, શિયાળ, વરૂ, કુત્રા તથા બિલાડાદિ, જલમાં રેહેનાર શિશુમારાદિ, જાડી ચાંમડીવાળા ગેંડા, હાથી તથા વરાહાદિ, ઓગાળવાળનારા ઉંટ, ગાય, ભેંસ તથા હરિણાદિ, દાંત વગરના અથવા લઘુ દાંતવાળા સ્લાથ એટલે વજ્રકીટ, આરમાડિલો વિગેરે, કરડી ખાનાર ઉંદર તથા સસલાદિ અને આષ્ટ્રેલિયા મહાદ્વિપમાં વસનાર પેટીવાળા કાંગારૂ તથા મળમૂત્ર કરવાનો જેને એકજ માર્ગ છે એવા ચાર પગ તથા ચાંચવાળા પ્રાણી વિગેરે, પ્રાણિયોના એવા બાર ભેદ છે. અંડજ પ્રાણિયોમાં પક્ષિવર્ગ સર્પવર્ગ તથા મત્સ્યવર્ગ એવા ત્રણ ભેદ છે. તેમાં પક્ષિયોમાં બીજા પક્ષીને મારી ખાનાર ગૃધ્ર, ગરૂડ,

બાજ તથા ઘુવડ વિગેરે, વૃક્ષોપર વસનાર કાગડા, કોયલ, તથા લક્કડખોદાદિ, ઘુઘનારા કબુતર, હોલા, કુકડા તથા શાહામૃગાદિ, જલમાં ચાલનાર બગલા વિગેરે અને પાણીમાં તરનારા બતક, હંસ તથા રાજહંસાદિ એવા પાંચ ભેદ છે. સર્પવર્ગમાં કાચબા, કાકીંડા, સર્પમાસી, દેડકા તથા સઘળી સર્પજાતિ અને જલ તથા સ્થલપર પેટે ચાલનાર સઘળાં પ્રાણિયોનો સમાવેશ કરેલ છે. મત્સ્યવર્ગમાં સઘળા પ્રકારના મત્સ્યની ગણના કરલી છે. સ્વેદજવર્ગમાં પણ અસંખ્ય જાતિના પ્રાણિયોનો સમાવેશ થયેલ છે. જોકે તેમની પણ ઇંડાંથી ઉત્પત્તિ થાયછે, પણ તે ઇંડાં ઘણાં સૂક્ષ્મ હોવાથી દૃષ્ટિયે પડતાં નથી, ને તે ગરમીથી થાયછે, માટે સ્વેદજ કેહેવાય છે. માંકડનાં ઇંડાં ઘણી વેળા જોવામાં આવેછે, ને માંકડ સ્વેદજ કેહેવાય છે. એ સઘળાં પ્રાણિયોમાં જેને પીઠમાં બરડો હોય છે, તેની ગણના પૃષ્ટવંશવિશિષ્ટ પ્રાણીવર્ગમાં થયેલી છે. અને જેને પીઠમાં બરડો હોતો નથી, તેવા પ્રાણિયો પૃષ્ટવંશહીન અર્થાત્ કોમલ શરીરવિશિષ્ટ પ્રાણીવર્ગમાં ગણેલા છે. વળી એક એવો નિયમ છે કે, જેનો કાનને ઠેકાણે છીંડું હોયછે, તે પ્રાણી ઇંડું મૂકેછે, ને જેને કાન હોયછે, તે પ્રાણી બચ્ચાંને જન્મ આપેછે, ને તેને ધવરાવવા માટે થાન હોયછે. અર્થાત્ છીંડાં તેને ઇંડાં, ને કાન તેને થાન હોયછે. એ ચારે પ્રકારના પ્રાણિયોમાં જુદી જુદી રીતે આહાર, નિદ્રા, ભય તથા મૈથુનધર્મ જોવામાં આવેછે. જરાયુજ તથા અંડજ વર્ગમાં જે સ્થલચર પ્રાણિયો છે, તેમનામાં તો એ ચારે ધર્મ પ્રસિદ્ધ રીતે સર્વના દેખવામાં આવેછે, અને એ બન્ને વર્ગના જે જલચર પ્રાણિયો છે, તેમનામાં પણ એ ચારે ધર્મ હોયછે, જે તપાસ કરનારને જણાઇ આવેછે. સ્વેદજ વર્ગના પ્રાણિઓમાં આહાર, નિદ્રા તથા ભય, એ ત્રણ ધર્મ તો સારી રીતે દેખાયછે, પણ મૈથુનધર્મ મત્કુણ મક્ષિકાદિમાં કોઇ કોઈ વખતે જોવામાં આવેછે, તે ઉપરથી એમ અનુમાન થાયછે કે, ઉત્પન્ન થયા પછી સર્વ સ્વેદજમાં કોઇ રીતે પણ એ ધર્મ હોવો જોઇયે. ઉદ્ભિજ્જ એટલે વૃક્ષ જાતિમાં પણ એ ચારે ધર્મ છે, કેમકે એ વધેછે ને તાજી રહેછે; તેથી એને આહાર જણાયછે. રાત્રિયે ગ્લાનિ પામેછે, માટે એ નિદ્રાવશ થાયછે, એમ અનુમાન કરાય છે. એના વધવાના માર્ગમાં પથ્થરાદિ કંઈ આડે આવેતો એ બાજુમાં થઇને વધેછે, માટે એને ભય થાયછે, એમ ધારવામાં આવેછે. એમાં સ્ત્રી તથા પુરૂષ જાતિ છે, ને એમના પુષ્પરજનો સંયોગ થાયછે, માટે એ જાતિમાં પણ એવા પ્રકારે મૈથુન ધર્મ રહેલ છે. એ ઉપરથી આ સર્વ જગત્ પ્રકૃતિ તથા પુરૂષના સંયોગથીજ થયેલું છે, એમ જે આર્ય પ્રજાના પ્રાચીન ગ્રંથોમાં કહેલું છે, તે સિદ્ધ થાયછે, જ્ઞાન પણ એ ચારે પ્રકારના પ્રાણિયોમાં ન્યૂનાધિકપણાએ જણાયછે. મનુષ્યમાં સર્વ કરતાં વિશેષ જ્ઞાન છે, તેમનામાં સારાસાર જાણવાનો વિવેક છે. તેઓ જોકે શરીર શક્તિયે સિંહ, વ્યાઘ્ર તથા હસ્તિ આદિ બળવાન્ પ્રાણિયોથી ઘણા ન્યૂન છે, તોપણ તેમનામાં તે પ્રાણિયો કરતાં જ્ઞાનશક્તિ અધિક હોવાથી તેમને વશ કરી શકેછે. સૃષ્ટિમાંના અનેક પદાર્થોને, તેમની જુદી જુદી રીતે યોજના કરીને, તેઓ પોતાના ખાન, પાન, વસ્ત્ર, ઘર તથા વાહનાદિ વૈભવનાં સાધનો માટે, તેમજ રોગ શમનાર્થ ઔષધાદિ માટે ઉપયોગમાં લાવી, પોતાની

ગરજ પુરી પાડી શકેછે. વિમાનવડે આકાશમાં ગમન કરી શકેછે. અગ્નિરથ તથા અગ્નિનૌકા જેવા વાહનોવડે આખા ભૂગોલ ઉપર સ્હેજ વખતમાં ફરી આવી શકેછે. વિદ્યુદ્યંત્રથી પલવારમાં દૂરદેશના ખબર જાણી શકેછે. દૂરશ્રવણ યંત્રવડે ઘણે છેટેથી સાંભળી શકેછે અને દૂરદર્શક યંત્રવડે આકાશમાં રહેલ અસંખ્ય પ્રકાશિત ગોલોની નિરીક્ષા કરી તેમનાં સ્વરૂપ જાણી શકેછે. સૂક્ષ્મદર્શક યંત્રવડે સાધારણ દૃષ્ટિયે નહીં ભાસતાં સૂક્ષ્મ પદાર્થોને જોઈ શકેછે. અને ટુંકામાં કહીએ તો આ અપાર ચમત્કારવાળી સૃષ્ટિની રચનાંસંબંધી રસાયન શાસ્ત્રવડે વિચાર કરી એના મૂલતત્ત્વોને જાણી, એના અદ્ભુત કારણ સ્વરૂપ નિરાકાર, સર્વજ્ઞ, સર્વશકિતમાન્, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુકત, અખંડાકાર, સચ્ચિદાનંદરૂપ પરમાત્માને ઓળખી મોક્ષને પામી શકેછે. બીજા પ્રાણિયોમાં એનો સહસ્રાંશ પણ જોવામાં આવતો નથી. જોકે તેમનામાં પણ જ્ઞાન છે, પણ તે ઘણું ઉતરતું ભાસેછે. મનુષ્યથી ઉતરતું જ્ઞાન જરાયુજ જાતિના બીજા પ્રાણિયોમાં જણાયછે. તેમાં પણ કેટલીક વાનર જેવી જાતિમાં વિશેષ, ને કેટલીકમાં ન્યૂન હોયછે. મનુષ્યની પેઠે તેઓમાં પણ દશ ઈંદ્રિય તથા મન હોય એમ જણાયછે. તેમનું બોલવું એકજ રીતનું ભાસેછે; પણ તેમ નથી; તેમાં તેમને પોતાને શુભ, અશુભ, પ્રિય તથા અપ્રિયાદિ સૂચક અનેક રીતના ભેદ હોયછે; જે તેમની જાતવાળાજ સમજેછે. તેમને પણ પોતાને અનુકૂલ તથા પ્રતિકૂલ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયનું જ્ઞાન થાયછે; વળી કેળવવાથી તેઓ સુધરીને પોતાના પાલકની આજ્ઞા પાલનાર થાયછે, તે ઉપરથી એમ અનુમાન કરાયછે કે, તેમનામાં પણ થોડે અંશે વિચાર કરવાની શકિત છે. જરાયુજ પ્રાણિયોથી ઉતરતું જ્ઞાન અંડજ પ્રાણિયોમાં હોયછે. તેમાં પણ કેટલીક જાતિમાં ઓછું ને કેટલીકમાં વધતું હોયછે. પક્ષિયોમાં સર્વ અંડજ કરતાં વિશેષ જ્ઞાન હોય એમ દેખાયછે, કેમકે તેઓ પણ કેળવવાથી સુધરીને આજ્ઞા પાલનાર થાયછે. તેમનું બોલવું પણ પોતાને પ્રિય તથા અપ્રિય સૂચક હોયછે, જે તેમની જાતવાળાજ સમજેછે. અંડજથી ઉતરતું જ્ઞાન સ્વેદજ વર્ગના પ્રાણિયોમાં હોયછે, ને ઉદ્ભિજ્જ વર્ગના પ્રાણિયોમાં તો તેથી પણ ઘણુંજ ઉતરતું જણાયછે. એ રીતે વિચિત્ર પ્રકારના સ્થાવર તથા જંગમ પ્રાણિયો આ પૃથિવીના પૃષ્ટ ઉપર વસેછે, તેમ પૃથ્વીના પેટમાં પણ અનેક રીતના મિશ્રિત તથા અમિશ્રિત પદાર્થો ભરેલા હોયછે; જે ખનન કરવાથી પ્રાપ્ત થાયછે; માટે ખનિજ કેહેવાયછે. એવી આ પૃથ્વી સામાન્ય રીતે ચાર ગુણવાળી કહેલ છે. કણાદ મુનિયે કહ્યું છે કે.

**रूपरसगंधस्पर्शवती पृथिवी ॥ १४० ॥** રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળી પૃથિવી છે ॥ ૧૪૦ ॥

તેમાં રૂપના નીલ, શુકલ, પીત, રકત, હરિત, કપિશ તથા ચિત્રાત્મક એવા સાત ભેદ છે. રસના કષાય, મધુર, લવણ, કટુ, તિકત તથા આમ્લ એવા છ ભેદ છે. ગંધની સુગંધ તથા દુર્ગંધ એવા બે ભેદ છે, ને સ્પર્શના શીત, ઉષ્ણ, કઠિણ, તથા કોમળ એવા ચાર ભેદ છે. પૃથ્વીની અંદર તથા બાહેર જળ રહેલ છે, તેજ પણ એના પેટમાં અને બાહેર રહેલ છે, વાયુ પણ એના પરમાણુ વચ્ચેના તથા બાહેરના આકા-

શમાં રહી એને વ્યાપી રહ્યોછે અને આકાશ પણ એના પરમાણુ વચ્ચે તથા બાહેર હોયછે, માટે એ પૃથિવીનો પંચમહાભૂતાત્મક ગોલ કહેલો છે. એના જેવા અસંખ્ય વસ્તિવાળા ગોળ આકાશમાં ઉત્પન્ન થઇ રહેલાછે. માટે ઋગ્વેદ મંડલ ૧ સૂકત ૧૬૪ માં કહ્યું છે કે,

**द्यौर्मे पिता जनिता नाभिरत्र ॥ १४१ ॥** આકાશ મારો પિતા, ઉત્પન્ન કરનાર તથા આદિ કારણ છે ॥ ૧૪૧ ॥

આકાશનો અંત નથી માટે એ અનંત કેહેવાયછે. આકાશમાં શબ્દગુણ કહેલ છે, પણ વસ્તુતાથી જોતાં એ ગુણ વાયુમાં છે, આકાશમાં તો એનો આરોપ કરેલ ભાસેછે. કોઇ પણ એક બાજુથી છિદ્રવાળા ઘડા અથવા હાંડી જેવા પદાર્થોમાંથી બંબાવડે વાયુને ખેંચી લીધો હોય ને પછી તેમાં ઘંટા વગાડી હોય, તો તેનો શબ્દ જાણે ઘણેજ દૂર થતો હોય તેવો ઝીણો સંભળાયછે. એ ઉપરથી શબ્દગુણ વાયુમાં રહેલ ભાસેછે, પણ વાયુ નિઃશેષ ખેંચી શકાતો નથી, ને થોડે અંશે પણ તે પદાર્થમાંના આકાશમાં રહેછે, જેથી ઝીણો પણ શબ્દ સંભળાયછે, માટે શબ્દગુણ આકશમાં આરોપિત કરેલ છે. તર્કસંગ્રહમાં કહ્યું છે કે,

**शब्दगुणमाकाशम् ॥ १४२ ॥** આકાશ શબ્દગુણવાળું છે ॥ ૧૪૨ ॥

આકાશનું કંઈ સ્વરૂપ નથી પણ તેમાં કિંચિત્ પ્રકાશ તથા કિંચિત્ તિમિરના મિશ્રિત યોગથી નીલતા ભાસેછે; અને પૃથ્વી ગોળછે, ને તેની સર્વ બાજુએ આકાશ છે; એટલે તેના અર્ધગોલની સાથે લાગેલું આકાશ ઘુમટ જેવું ભાસેછે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્ત્રીના સૃષ્ટિપ્રકરણમાં પ્રાણિવર્ગવર્ણન.

---

## ॥ खगोलवर्णन ॥

### વલ્કન્

સર્વ ગ્રહો સૂર્યને ફરેછે, તેમાં પેહેલો વલ્કન્ નામનો ગ્રહ છે. ઘણા વર્ષો થયા સૂર્યની પાસેનો ગ્રહ બુધજ જણાયલો હતો, પણ તેની ગતિમાં કંઇ અનિયમિતપણું જણાયાથી, તેની અને સૂર્યની વચ્ચે કોઇ બીજો ગ્રહ હોવો જોઈએ, એમ થોડા વર્ષ પેહેલાં હમણાંના જ્યોતિષિયોના ધારવામાં આવ્યું. પછી તેનો શોધ કરવા માંડ્યો, પણ તે સૂર્યની પાસે હોવાથી તેના પ્રકાશમાં દેખાઈ શકાતો નહીં. છેવટ ઈસ્વીસન ૧૮૭૮ માં ખગ્રાસ સૂર્યગ્રહણ થવા વખતે, અમેરિકાના એક જ્યોતિષિયે દૂરદર્શક યંત્રવડે અવલોકન કરી એ ગ્રહ શોધી કાહાડ્યો. એ સૂર્યની ઘણેજ પાસે હોવાથી તેણે એનું નામ વલ્કન્ એટલે અગ્નિ પાડયું. એનું કદ હજી યંત્રવડે માપી શકાયું

નથી, પણ એ સૂર્યથી ૬૫ લાખ કોશ દૂર છે તથા સૂર્યને પૃથ્વીના વીશ દિવસમાં ફરી રહે છે, એવો સુમાર કાહાડી શકાયો છે. એના ઉપરથી આપણાં કરતાં સૂર્ય આશરે ૫૦ ગણો મોટો દેખાય છે, તેથી પ્રકાશ અને ઊષ્ણતા આપણા કરતાં એના ઉપર તેટલાં વધારે પડેછે; જેને પોહોંચતાં ૫½ મિનિટ લાગેછે. એની સઘળી ઋતુઓ પણ આપણા વીશ દિવસમાં થાયછે, તો એના ઉપર પ્રાણિયોની વસ્તિ પણ એને ઘટતી થઇ હશે.

## બુધ.

વલ્કન્ પછી સૂર્યને ફરનાર ગ્રહ બુધ છે. તેનો વ્યાસ એટલે સરલ મધ્યરેષા અર્થાત જાડાઇ સુમારે એક હજાર પાંચસો કોશની છે. માટે તે આપણી પ્રથ્વી કરતાં ઘનફળમાં અર્થાત્ પોતાના આખા અંગે ઓગણીશ ગણો નહાનો છે. તે સૂર્યથી આશરે એક ક્રોડ ઐશી લાખ કોશ દૂર છે, ને કયારેય પણ સૂર્યની આગળ પાછળ દોઢ કલાકથી વધારે વખત ઊગતો વા આથમતો નથી. તેથી તે જો દૃષ્ટિયે પડે તો ક્ષિતિજ આગળજ પડેછે. તે સૂર્ય પ્રકાશના જોરથી ઘણું કરી દેખાતો નથી; પણ વર્ષમાં એક વેળા સૂર્યોદયની પેહેલાં પૂર્વે ને એક વેળા સૂર્યાસ્તની પછી પશ્ચિમે એ રીતે બે વખત આપણા દેશમાં પંદર અથવા વીશ દિસ સુધી ક્ષિતિજ આગળ દેખાયછે. તે એક કલાકમાં ચોપાન હજાર પાંચશો કોશના વેગથી સૂર્યને આપણા અઠ્યાશી દિવસમાં ફરી રેહેછે. ભાસ્કરે ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

सिंधुसिंधुरनवाष्टगोङ्कषट्-
त्र्यङ्कसप्तशशिनो ज्ञशीघ्रजाः ॥ १४३ ॥

ચાર અબજ બત્રીશ ક્રોડ સૌર વર્ષમાં બુધની ૧૭૯૩૬૯૯૮૯૮૪ શીઘ્ર પર્યય થાયછે, એ હીસાબે તેની એક શીઘ્ર પરિક્રમા થવાને આપણા ૮૮ દિવસ લાગે છે॥૧૪૩॥

એથી તેના ઉપર વસનારાઓનું આપણા ત્રણ માસ જેટલું વર્ષ હોયછે. તે પોતાના અંગ ઉપર ચોવીસ કલાકમાં ફરી રહે છે. એમ અનુમાન થયેલ છે, માટે તેના ઉપરના દિવસ રાત્રિ પૃથ્વીના દિવસ રાત્રિ જેવડા હોયછે. તે પૃથ્વીનો અંતર્ગ્રહ હોવાથી તેના ઉપર થતી પ્રકાશની વધતી ઓછી કળા દૂરદર્શક યંત્રવડે દેખાય છે. પ્રકાશ વિષયમાં કહેલા પ્રકાશ કિરણોના પ્રસરણ ધર્મ પ્રમાણે તે ગ્રહ ઉપરથી આપણા કરતાં સૂર્ય છથી સાતગણો મોટો દેખાયછે, ને ત્યાં પ્રકાશ તથા ઊષ્ણતા પણ તેટલાં અધિક પડેછે; જેને પોહોંચતાં ૩ મીનીટ લાગેછે. એ ઉપરથી પ્રાણિયોની વસ્તિ પણ તેના ઉપર ઘટતી થઇ હશે. કોઇ કોઇ વખત તે સૂર્ય અને પૃથિવીની વચમાંથી જતાં સૂર્યબિંબની આડે આવેછે, પણ સૂર્યકદના પ્રમાણમાં તે ઘણો નહાનો હોવાથી દેખાતો નથી; પરંતુ દૂરદર્શક યંત્રવડે સૂર્યબિંબ ઉપર કાળા ડાઘની પેઠે દેખાઇ રહે છે. જ્યારે તે પૃથિવી અને સૂર્યની વચમાં થઇને જાયછે, ત્યારે પૃથિવીની પાસે ને જ્યારે સૂર્યની પેલી બાજુએ જાયછે ત્યારે પૃથિવીની છેટે હોયછે.

## શુક્ર.

બુધ પછી સૂર્યને ફરનાર ગ્રહ શુક્ર છે. તેનો વ્યાસ આશરે ત્રણ હજાર આઠસો કોશનો છે, જેથી ઘણું કરી તેનું મહત્ત્વ પૃથિવીના મહત્ત્વ જેવડું છે. સૂર્ય ચંદ્ર સિવાય આકાશમાંના સર્વ ગોળ કરતાં તે અધિક તેજસ્વી દેખાય છે. જ્યારે તે સૂર્ય અને પૃથિવીની વચમાં આવે છે, ત્યારે ચંદ્ર વિના સર્વ ગ્રહ કરતાં તે પૃથિવીની અધિક પાસે હોય છે; કારણ તેના ફરવાના માર્ગની પછી પૃથિવીને ફરવાનો માર્ગ છે, અને જ્યારે તે સૂર્યની બીજી બાજુએ જાય છે ત્યારે પૃથિવીથી છેટે હોય છે, તે સૂર્યથી ત્રણ ક્રોડ પાંત્રીશ લાખ કોશ દૂર છે, ને એક કલાકમા બાડત્રીશ હજાર આઠસો કોશના વેગથી આપણા બસો ચોવીશ દિવસમાં સૂર્યને ફરી રહે છે. ભાસ્કરાચાર્યે ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

द्विनन्दवेदाङ्कगजाग्निलोचन-
द्विशून्यशैलासितशीघ्रपर्ययाः ॥ १४४ ॥

ચાર અબજ બત્રીશ ક્રોડ સૌર વર્ષમાં શુક્રની ૭૦૨૨૩૮૯૪૯૨ શીઘ્ર પર્યય થાય-છે, એ હીસાબે તેની એક શીઘ્ર પરિક્રમા થવાને આપણા ૨૨૪ દિવસ લાગે છે॥૧૪૪॥

એટલે તે ઉપરના રહેવાસીનું સુમારે આપણા સવાસાત માસનું વર્ષ થાયછે. તેટલા વખતમાં ત્યાં સઘળી ઋતુઓ થવી જોઈએ. તે પોતાના અંગે સવા ત્રેવીશ કલાકમાં ફરી રહે છે, એવો સુમાર કાહાડી શકાયો છે. જેથી તેના ઉપરના દિવસ રાત્રિ પણ ઘણું કરી આપણા દિવસ રાત્રિ જેવડા હોયછે. તે પણ પૃથિવીથી અંતર્ગ્રહ છે, માટે તેના ઉપર થતી પ્રકાશની વધતી ઓછી કળા દૂરદર્શક યંત્રવડે દેખાયછે, તે જ્યારે સૂર્યની પૂર્વમાં હોયછે ત્યારે સૂર્ય અસ્ત થયા પછી ૨૯૨ દિવસ દેખાયછે. જેથી સાંજનો તારો કેહેવાયછે. અને જ્યારે સૂર્યની પશ્ચિમે હોયછે ત્યારે સૂર્યોદય થયા પેહેલાં તેટલા દિવસ સુધી દેખાયછે, જેથી સવારનો તારો કેહેવાયછે, તે સવારે વા સાંજે ત્રણ કલાકથી વધારે વખત સૂધી દેખાતો નથી. તે સૂર્યને આપણા ૨૨૪ દિવસમાં ફરી રહેછે, ને તેની આંગળ પાછળ ૨૯૨ દિવસ સૂધી દેખાયછે, તેનુ કારણ એ કે, આપણી પૃથિવી પણ મંદ ગતિથી તેની પાછળ પાછળ જતાં સૂર્યને ફરેછે, જેથી તે વધારે વખત સુધી દેખાયછે, પૃથ્વી સ્થિર હોય તો એમ થાય નહિ. પ્રકાશ ધર્મ પ્રમાણે શુક્ર ઉપર પ્રકાશ અને ઉષ્ણતા પૃથિવીના કરતાં આશરે બમણાં પડેછે, જેને ત્યાં પહોંચતાં ૭ મિનિટ લાગેછે. ત્યાંથી સૂર્ય પણ આપણા કરતાં બમણો દેખાયછે, તેથી તેના ઉપર પ્રાણિયોની વસ્તિ પણ તેને ઘટતી થઈ હશે. શુક્ર પણ જ્યારે સૂર્ય અને પૃથિવીની વચમાં થઈને જાયછે, ત્યારે કોઈ કોઈ વખત સૂર્યની આડે આવેછે, જે દૂરદર્શક યંત્રવડે અવલોકન કરતાં સૂર્યબિંબ ઉપર કાળા ડાઘની પેઠે દેખાઈ રહેછે.

## પૃથિવી.

શુક્ર પછી સૂર્યને ફરનાર ગ્રહ આપણી પૃથિવી છે. એ સૂર્યથી સુમારે ચાર ક્રોડ

આસઠ લાખ કોશ દૂર છે. એનો પૂર્વ પશ્ચિમ વ્યાસ આસરે ત્રણ હજાર નવસો સાઠ કોશ અને પરિધિ અર્થાત્ ઘેરાવો ૧૨૩૭૫ કોશ છે. કેમ કે પૃથિવીના મધ્ય ભાગ ઉપર જે સ્થાને સૂર્ય ઉદય પામે છે, તે સ્થાનથી પશ્ચિમે પાંચશો કોશે ઉપર તેનો ઉદય થવાને નજદીક એક હોરા એટલે કલાકનો વખત લાગેછે. એમ હમણાં વિજળીનો તાર આખી પૃથિવીના ઘેરાવા ઉપર ગોઠવેલ હોવાથી ખબર થઇ સિદ્ધ થયેલું છે. હવે જે સ્થાને સૂર્ય ઉદય પામેછે, તેજ સ્થાને પાછો ઉદય પામવાને તેને નજદીક ચોવીશ કલાક લાગેછે, માટે એક કલાકનો વખત જો પાંચસો કોશે થાયછે, તો ચોવીસ કલાકનો વખત બાર હજાર કોશ થવો જોઇયે. એમ થાયછે, માટે પૃથિવીના પૂર્વ પશ્ચિમ ઘેરાવાવિષે કંઇ શંકા રહેલ નથી. હરકોઇ ગોળનો ઘેરાવો સિદ્ધ થતાં તેની જાડાઈ ભૂમિતિના ગણિતથી તરત શોધી કઢાય છે. માટે પૃથિવીના ગોળની જાડાઇ અર્થાત્ વ્યાસવિષે પણ કંઇ શંકા રેહેતી નથી. કાશીવિદ્યાસુધાનિધિમાં કાશીના બાપુદેવ શાસ્ત્રિયે જ્યોતિષસંબંધિ લખી મોકલેલ વિષયમાં કહ્યું છે કે,

**व्यासेभनन्दाग्निहते विभक्ते**
**खबाणसूर्यैः परिधिस्तु सूक्ष्मः ॥ १४५ ॥**

હરકોઇ ગોળના વ્યાસને ૩૯૨૭ થી ગુણી ૧૨૫૦ થી ભાગિયે તો તે ગોળની સૂક્ષ્મ પરિધિ નીકળેછે ॥ ૧૪૫ ॥

કારણ ભાસ્કરાચાર્યે શિરોમણિમાં ગ્રહગણિતાધ્યાયમાં ચંદ્રગ્રહણાધિકારના ભાષ્યમાં કહેલ છે કે,

**भनन्दाग्निमितपरिधेः**
**खबाणसूर्यैर्मितो व्यासः ॥ १४६ ॥**

૩૯૨૭ યોજન પરિધિ એટલે ઘેરાવાનો ૧૨૫૦ યોજન વ્યાસ એટલે જાડાઇ થાયછે ॥ ૧૪૬ ॥

વળી આર્યભટ્ટે પણ આર્યસિદ્ધાંતના ગણિતપાદમાં કહ્યું છે કે,

**चतुरधिकं शतमष्टगुणं द्वाषष्टिस्तथा सहस्राणाम् । अयुतद्वयविष्कंभस्यासन्नो वृत्तपरिणाहः ॥ १४७ ॥**

ગોળનો વ્યાસ વીશ હજાર યોજન હોય તો તેની પાસે પાસેની પરિધિ એટલે ઘેરાવો ૬૨૮૩૨ યોજન થાયછે ॥ ૧૪૭ ॥

ઉત્તર દક્ષિણ ટોચ તરફ પૃથિવી ચપટી હોવાથી પૂર્વ પશ્ચિમ કરતાં જાડાઈમાં આસરે ૧૩ ને પરિધિમાં આસરે એકતાલીસ કોશ ઓછી છે. એ રીતનું પૃથિવી ગોળનું મહત્વ ભૂમિતિના ગણિતથી હમણાના જ્યોતિષિયોયે સૂક્ષ્મ યંત્રોની સહાયવડે શોધી કહાડ્યું છે જેને એ ગણિતનું જ્ઞાન હશે તેને એ શોધી કહાડેલું મહત્વ જાણે પ્રત્યક્ષ માપી કહાડ્યું હોય એમ જણાશે. ભાસ્કરાચાર્યાદિ પૂર્વના આર્ય જ્યોતિષિયોયે પણ એજ ગણિતથી પૃથિવીનું મહત્વ શોધી કાહાડેલ છે, પણ તે સમયે હમણાના જેવાં સૂક્ષ્મ યંત્રો નહોતાં, તેથી તેમણે કાહાડેલા મહત્વમાં કાંઈક ફરક આવેલ છે. સિદ્ધાંત શિરોમણિના ગોલાધ્યાયમાં ભાસ્કરે કહેલ છે કે,

पुरान्तरं चेदिदमुत्तरं स्या-
त्तदक्षविश्लेषलवैस्तदा किम् ।
चक्रांशकैरित्यनुपातयुक्त्या
युक्तं निरुक्तं परिधेः प्रमाणम् ॥ १४८ ॥

કોઈ પણ ઉત્તર દક્ષિણના બે શેહેર વચ્ચેના અક્ષાંશની બાદબાકી કરી જેટલા અંશ બાકી રહે તેટલા અંશ બરોબર જો તે પુરોનો ઉત્તર તરફનો યોજનાત્મક અંતર આટલો છે, તો આખા ભૂગોલચક્રના ૩૬૦ અંશે કરી કેટલો? એ ત્રિરાશિના હીસાબે ભૂગોલના ઘેરાવાનું જે પ્રમાણ કહ્યું, તે યોગ્યજ છે ॥ ૧૪૮ ॥

निरक्षदेशात् क्षितिषोडशांशे
भवेदवन्ती गणितेन यस्मात् ।
तदन्तरं षोडशसंगुणं स्याद्-
भूमानमस्माद्बहु किं तदुक्तम् ॥ १४९ ॥

ઉજ્જન નગરી વિષુવવૃત્તથી પૃથિવીના સોલમા અક્ષાંશ ઉપર ગણિતે કરી આવે છે, માટે વિષુવવૃત્તથી તેનો યોજનાત્મક અંતર એક આક્ષાંશનાં યોજનાત્મક અંતરથી સોલગણો હોય છે. એ ઉપરથી પૃથિવીના ઘેરાવાનું એ પ્રમાણ કહ્યું, બહુ કહેવા વડે શું? ॥ ૧૪૯ ॥

પૃથિવીની પૂર્વ પશ્ચિમ વર્તુલ મધ્યરેષા લંકા ઉપર થઇને જાયછે, એમ પ્રાચીન આર્ય જ્યોતિષિયો ધારતા હતા, તેથીજ ઉજ્જન શેહેર વિષુવવૃત્ત અર્થાત્ વર્તુલમધ્યરેષાથી ૧૬ અંશને અંતરે કહેલ છે. વસ્તુતાથી પૃથિવીની પૂર્વ પશ્ચિમ વર્તુલમધ્યરેષા લંકાથી સાત અંશ દક્ષિણે છે, તેથી સાંપ્રત ઉજ્જન શેહેર ૨૩ અંશને અંતરે આવેલ છે; પણ લંકાથી તો સોલ અંશને અંતરેજ છે. એ રીતનું ગણિત કરી ભાસ્કરે શિરોમણિના એજ અધ્યાયમાં પૃથિવીનું ઉત્તર દક્ષિણ મહત્વ આ પ્રમાણે કહ્યું છેઃ—

प्रोक्तो योजनसंख्यया कुपरिधिः सप्ताङ्ग-
नन्दाब्धयस्तद्व्यासः कुभुजङ्गसायकभुवः
सिद्धांशकेनाधिकाः ॥ १५० ॥

પૃથિવીનો ઘેરાવો ૪૯૬૭ યોજન અને વ્યાસ ૧૫૮૧$\frac{૧}{૨૪}$ યોજન કહેલ છે ॥૧૫૦॥

પૃથિવી પોતાના અંગપર આશરે ચોવીસ કલાકમાં ફરી રહેછે, જેટલા વખતમાં એના ઉપર દિવસ રાત્રિ થાયછે; જેને જ્યોતિષિયો સાવન દિવસ કહેછે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહગણિતાધ્યાયના મધ્યમાધિકારમાં કહેલ છે કે,

इनोदयद्वयांतरं तदर्कसावनं दिनम् ।
तदेव मेदिनी दिनं भवासरस्तु भभ्रमः १५१

સૂર્યના બે ઉદયનો જે અંતર તે સૂર્યને સાવન દિવસ, તેજ પૃથિવીનો દિવસ અને નક્ષત્ર મંડળનો જે ભ્રમ તે નક્ષત્ર સાવન દિવસ કેહેવાયછે ॥ ૧૫૧ ॥

જેમ એક ગોળ દડાની વચમાં સળી પરોવીને તે દડાને તે સળી ઉપર વેગથી

**ફેરવ્યો હોય, તો તેના ઊપસેલા મધ્ય ભાગ ઊપર ઘણો વેગ હોય છે, ને સળી સાથે** લાગેલા તેના છેડા ઊપર વેગ હોતો નથી, તેમ પૃથિવીની વર્તુલમધ્યરેષા પાસે એના ફરવાનો વેગ કલાકે પાંચસો કોશનો છે, જે ઉત્તર તથા દક્ષિણ ધ્રુવો તરફ જતાં ઘટતો જાય છે, તે છેક ધ્રુવો પાસે તો ભાસતો પણ નથી. એ રીતે પોતાના અંગે ફરતાં ફરતાં પૃથિવી એક કલાકમાં ૩૨૫૦૦ કોશના વેગથી સૂર્યને ફરે છે. તે પોતાના માર્ગમાં સૂર્યને પ્રદક્ષિણા કરતાં પ્રત્યે માસે આકાશમાંના ચોક્કસ તારાસમૂહ વા રાશિ નીચેથી ખસીને બીજા તારાસમૂહ વા રાશિ નીચે જાય છે. જે રાશિના તારા નીચે પૃથિવી હોય છે તેથી સાતમી રાશિના તારા નીચે સૂર્ય દેખાય છે. જોકે સૂર્ય ખસતો નથી તોપણ તેની આસપાસ પૃથિવીના ફરવાથી જે જે રાશિ પૃથિવી બદલતી જાય છે તે તે રાશિથી સાતમી રાશિ સૂર્ય બદલતો જણાય છે અને પૃથિવી ઊપરની રાશિનો ઊદય તથા સૂર્ય ઊપરની રાશિનો અસ્ત કેહેવાય છે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

**योऽभ्युदेति समयेन येन तत्**
**सप्तमोऽस्तमुपयाति तेन च ।**
**राशिरूर्ध्वमपमंडलं कुजा-**
**दर्द्धमेव सततं यतः स्थितम् ॥ १५२ ॥**

જે કાળે જે રાશિ ઊદય પામે છે, તેજ કાળે તેથી સાતમી રાશિ અસ્તને પામે છે. જેથી રાશિચક્રનું અર્ધ મંડળ અર્થાત્ છ રાશિ નિરંતર ક્ષિતિજથી ઊપર રહે છે ॥ ૧૫૨ ॥

એ રીતે ફરતાં ફરતાં આકાશમાં જે રાશિના તારા નીચેથી પૃથિવી નીકળી હોય તેજ રાશિના તારા નીચે પાછી આવતાં તેને બાર માસ લાગે છે. માટે આકાશની મધ્યમાં દેખાતા તારાઓના પૂર્વ જ્યોતિષિયોએ બાર ભાગ કલ્પેલા છે, જેને રાશિ કહે છે. પૃથિવીના ગમનથી જે રાશિમાં સૂર્ય જતો જણાય છે, તે રાશિની સંક્રાંતિ કહેવાય છે; ને એક માસ પર્યંત તે રાશિ સાથે સૂર્ય દેખાય છે, માટે તેટલા વખત સુધી તે રાશીના સૂર્ય કેહેવાય છે, જેને સૌર માસ કહે છે. એવા બાર સૌર માસમાં પૃથિવી સૂર્યને ફરી રહે છે, જેમ થવાને ૩૬૫$\frac{1}{4}$ દિવસ લાગે છે, જેને સૌર વર્ષ કહે છે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોલાધ્યાયમાં કહેલ છે કે,

**पंचांगरामास्तिथयः खरामाः**
**सार्द्धद्विदस्राः कुदिनाद्यमब्दे ।**
**अस्यार्कमासोऽर्कलवः प्रदिष्ट-**
**स्त्रिंशद्दिनः सावनमास एव ॥ १५३ ॥**

એક સૌર વર્ષમાં પૃથિવીના ૩૬૫ દિવસ ૧૫ ઘડી ૩૦ પલ તથા ૨૨$\frac{1}{2}$ વિપળ હોય છે. એનો બારમો ભાગ સૌર માસ કહેલો છે, ને સાવન માસ તો ત્રીશ દિવસનો કહેલ છે ॥ ૧૫૩ ॥

## ઋતુ.

પૃથિવી ઊપર સઘળી ઋતુ તથા દિવસ રાત્રિની વધઘટ પણ તેના સૂર્યને ફરી **આવવાથી એક સૌર વર્ષમાં થાયછે. ઋગ્વેદ મં. ૪ સૂ. ૫૩ ઋચા ૭ માં કહ્યું છે કે,**

आगन् देवऋतुभिः ॥ १९४ ॥ સૂર્ય ઋતુએ સહિત આવો ॥ ૧૫૪ ॥

પૃથિવીનો ગોળ સૂર્યની સામે આકાશમાં કંઈક વાંકો રહેલ છે, એટલે તેના સૂર્યને ફરવાના માર્ગમાં તેની ઉત્તર ટોંચ તેની દક્ષિણ ટોંચથી નિરંતર કંઈક ઊંચી રહે છે. તે જ્યારે આકાશમાં મેષ રાશિના તારાઓ નીચે હોય છે, ત્યારે એટલે તારીખ ૨૨ મી સપ્ટેમ્બરે સૂર્ય તુલારાશિના તારા સાથે દેખાય છે. તે સમય પૃથિવી યથાર્થ સૂર્યની પશ્ચિમ બાજુમાં હોય છે. જેથી તેની બન્ને ટોંચો ઉપર સૂર્યનો પ્રકાશ સરખો પડવાથી તેના બન્ને ગોલાર્ધમાં દિવસ રાત્રિ સરખાં હોય છે. તે દિવસથી પૃથિવી મેષરાશિના તારા નીચેથી એટલે સૂર્યની પશ્ચિમ બાજુમાંથી ખસતી ખસતી ક્રમથી વૃષભ, મિથુન તથા કર્કરાશિના તારાઓ નીચે સૂર્યની ઊપલી બાજુમાં આવતી જાય છે, ને સૂર્ય ક્રમથી વૃશ્ચિક, ધન તથા મકરરાશિના તારાઓ નીચે દેખાતો જાય છે. અને પૃથિવીની દક્ષિણ ટોંચ સૂર્ય તરફ થતી જવાથી તેના ઉપર સૂર્યનો પ્રકાશ નિરંતર પડે છે, જેથી ત્યાંના વાસિયોને છ માસના દિવસનો આરંભ થાયછે. તેમ ઉત્તર ટોંચના વાસિયોને, પૃથિવીનો ઊપસેલો મધ્ય ભાગ આડે આવ્યાને લીધે ત્યાં સૂર્યનો પ્રકાશ પડતો બંધ થવાથી છ માસની રાત્રિનો આરંભ થાયછે. દિવસે દિવસે દક્ષિણ ગોલાર્ધના વાસિયોને સૂર્ય વધારે વખત સુધી દેખાતો જાય છે, જેથી ત્યાં દિવસ મોટો ને રાત્રી નાની થતી જાય છે. એથી ઊલટું ઊત્તર ગોલાર્ધના વાસિયોને સૂર્ય થોડો વખત દેખાવાથી ત્યાં રાત્રી મોટી તથા દિવસ નાનો થતો જાય છે. વળી તે દિવસથી ઊત્તર ગોલાર્ધમાં શરદ્, હેમંત તથા શિશિરના ભેદવાળી શિયાળાની ઋતુનો આરંભ થાયછે. કારણુ દિવસે દિવસે સૂર્ય દક્ષિણમાં ઊગવાથી ઊત્તર ગોલાર્ધમાં તેનાં કિરણો વાંકાં પડે છે, જેથી ગરમી ઓછી ને થંડી વધારે થતી જાય છે. દક્ષિણ ગોલાર્ધમાં એથી ઊલટું થાયછે, એટલે સૂર્ય કિરણો ત્યાં સીધાં પડવા માંડ્યાથી ગરમી અધિક થવાને લીધે વસંત, ગ્રીષ્મ તથા વર્ષાના ભેદવાળી ઊન્હાળાની ઋતુનો આરંભ થાયછે. મકર રાશિના તારાઓ નીચે સૂર્ય દેખાય છે ત્યારે એટલે તારીખ ૨૧ મી ડીસેમ્બરે પૃથિવી સૂર્યની ઊપલી બાજુમાં યથાર્થ આવી રહે છે, જેથી તેની દક્ષિણ ટોંચ સૂર્ય તરફ જેટલી થવાની હોય તેટલી થઈ રહે છે, તેથી તે દિવસે દક્ષિણ ગોલાર્ધમાં મોટામાં મોટો દહાડો ને નાનામાં નાની રાત થાયછે. એથી ઊલટું ઊત્તર ગોલાર્ધમાં મોટામાં મોટી રાત્રિ ને નાનામાં નાનો દિવસ થાયછે. ત્યાંસુધી સૂર્ય દક્ષિણાયનના હોયછે તે મટીને ત્યારથી ઉત્તરાયણના થાયછે. કારણ તે દિવસથી પૃથિવી કર્કરાશિના તારા નીચેથી એટલે સૂર્યની ઉપલી બાજુમાંથી ખસતી ખસતી ક્રમથી સિંહ, કન્યા તથા તુલા રાશિના તારા નીચે સૂર્યની પૂર્વ બાજુમાં જવા માંડેછે, ને સૂર્ય ક્રમથી કુંભ, મીન અને મેષ રાશિના તારા સાથે દેખાતો જાયછે. તેથી પૃથિવીની દક્ષિણ તથા ઉત્તર બન્ને ટોંચો સૂર્યની સામે આવતી જવાથી દક્ષિણ ગોલાર્ધમાં મોટો થયેલો દિવસ નાનો ને નાની થયેલી રાત્રિ મોટી થતી જાયછે, તથા ઉત્તર ગોલાર્ધમાં મોટી થયેલી રાત્રિ નાની તથા નાનો થયેલો દિવસ મોટો થવા માંડેછે. અને નિત્ય સૂર્ય ઉત્તર તરફ ખસતાં ઉગતો જણાયછે,

માટે ઉત્તરાયણનો સૂર્ય કેહેવાયછે. ત્યારથી એટલે તારીખ ૨૧ મી ડીસેંબરથી દક્ષિણ ગોલાર્ધમાં વર્ષાઋતુ બેસેછે, અર્થાત્ તારીખ ૨૨ સપ્ટેંબરથી તે ગોલાર્ધમાં સીધાં પડતાં સૂર્ય કિરણોયે ખેંચેલું પાણી પાછું પડવા માંડેછે. મેષ રાશિનો સૂર્ય થાયછે, ત્યારે એટલે તારીખ ૨૨ મી માર્ચે પૃથિવી યથાર્થ સૂર્યની પૂર્વ બાજુમાં આવી રહેછે, જેથી સૂર્ય પૃથિવીની વર્તુલમધ્યરેષા ઉપર ઉગેછે, ને પૃથિવીની બન્ને ટોંચો સૂર્યની સામે બરાબર આવવાથી તેના બન્ને ગોલાર્ધમાં સૂર્યપ્રકાશ સરખો પડવાનેલીધે બેઉ ઠેકાણે પાછાં દિવસ રાત્રિ સરખાં થાયછે. તે દિવસથી પૃથિવી તુલા રાશિના તારા નીચેથી એટલે સૂર્યની પૂર્વ બાજુમાંથી ખસતી ખસતી ક્રમથી વૃશ્ચિક, ધન તથા મકર રાશિના તારા નીચે સૂર્યની નીચલી બાજુમાં આવતી જાયછે, ને સૂર્ય ક્રમથી વૃષભ, મિથુન તથા કર્કના તારાઓ સાથે દેખાતો જાયછે. અને પૃથિવીની ઉત્તર ટોંચ સૂર્ય તરફ થતી જવાથી તેના ઉપર સૂર્યનો પ્રકાશ નિરંતર પડેછે, જેથી ત્યાંના વાસિયોને છ માસની રાત્રિ પુરી થઇને છ માસના દિવસનો આરંભ થાયછે. તેમ દક્ષિણ ટોંચના વાસિયોને પૃથિવીનો ઉપસેલો મધ્યભાગ આડે આવ્યાને લીધે ત્યાં સૂર્યનો પ્રકાશ પડતો બંધ થવાથી છ માસનો દિવસ પુરો થઇને છ માસની રાત્રિનો આરંભ થાયછે. દિવસે દિવસે ઉત્તર ગોલાર્ધના વાસિયોને સૂર્ય વધારે વખત સુધી દેખાતો જાયછે, જેથી ત્યાં દિવસ મોટો ને રાત્રિ નાની થતી જાયછે. એથી ઉલટું દક્ષિણ ગોલાર્ધના વાસિયોને સૂર્ય થોડો વખત દેખાવાથી ત્યાં રાત્રિ મોટી તથા દિવસ નાનો થતો જાય છે. વળી તે દિવસથી દક્ષિણ ગોલાર્ધમાં વસંત, ગ્રીષ્મ તથા વર્ષાના ભેદવાળી ઊન્હાળાની ઋતુ પુરી થઇને શરદ્, હેમંત તથા શિશિરના ભેદવાળી શિયાળાની ઋતુનો આરંભ થાયછે. કારણ દિવસે દિવસે સૂર્ય ઊત્તરમાં ઊગવાથી દક્ષિણ ગોલાર્ધમાં તેનાં કિરણો વાંકાં પડે છે, જેથી ગરમી ઓછી ને ઠંડી વધારે થતી જાય છે. ઊત્તર ગોલાર્ધમાં એથી ઉલટું થાયછે, એટલે સૂર્યકિરણો ત્યાં સીધાં પડવા માંડ્યાથી ગરમી અધિક થવાને લીધે શરદ્, હેમંત તથા શિશિરના ભેદવાળી શિયાળાની ઋતુ પુરી થઇને વસંત, ગ્રીષ્મ તથા વર્ષાના ભેદવાળી ઊન્હાળાની ઋતુનો આરંભ થાયછે. કર્કરાશિનો સૂર્ય થાયછે ત્યારે એટલે તારીખ ૨૧ મી જુને પૃથિવી સૂર્યની નીચે આવી રહેછે, જેથી તેની ઉત્તર ટોંચ સૂર્ય તરફ જેટલી થવાની હોય તેટલી થઇ રહેવાથી તે દિવસે ઉત્તર ગોલાર્ધમાં મોટામાં મોટો દહાડો ને નાનામાં નાની રાત થાયછે. એથી ઊલટું દક્ષિણ ગોલાર્ધમાં મોટામાં મોટી રાત્રિ તથા નાનામાં નાનો દિવસ થાયછે ત્યાંસુધી સૂર્ય ઊત્તરાયણનો હોય છે તે મટીને ત્યારથી દક્ષિણાયનનો થાયછે. કારણ તે દિવસથી પૃથિવી મકર રાશિના તારા નીચેથી એટલે સૂર્યની નીચલી બાજુમાંથી ખસતી ખસતી ક્રમથી કુંભ; મીન તથા મેષ રાશિના તારા નિચે સૂર્યની પશ્ચિમ બાજુમાં આવવા માંડે છે, તે સૂર્ય ક્રમથી સિંહ, કન્યા તથા તુલા રાશિના તારા સાથે દેખાતો જાય છે. તેથી પૃથિવીની ઊત્તર તથા દક્ષિણ બન્ને ટોંચો સૂર્યની સામે આવતી જવાથી ઊત્તર ગોલાર્ધમાં મોટો થયેલો દિવસ નાનો ને નાની થયેલી રાત્રિ મોટી થતી જાય છે. તથા દક્ષિણ ગોલાર્ધમાં મોટી થયેલી રાત્રિ નાની તથા નાનો થયેલો દિવસ

મોટો થતો જાય છે; અને નિત્ય સૂર્ય દક્ષિણ તરફ ખસતાં ઊગતો જણાય છે, માટે દક્ષિણાયનનો સૂર્ય કહેવાય છે. ત્યારથી એટલે તારીખ ૨૧ મી જુનથી ઉત્તર ગોલાર્ધમાં વર્ષાઋતુ બેસે છે, અર્થાત્ તારીખ ૨૨ મી માર્ચથી તે ગોલાર્ધમાં સીધાં પડતાં સૂર્યકિરણોયે ખેંચેલું પાણી પાછું પડવા માંડે છે. તુલા રાશિનો સૂર્ય થાયછે, ત્યારે એટલે તારીખ ૨૨ મી સપ્ટેંબરે પૃથિવી યથાર્થ સૂર્યની પશ્ચિમ બાજુમાં આવી રહે છે, જેથી સૂર્ય પૃથિવીની વર્તુલમધ્યરેષા ઊપર ઊગે છે, ને પૃથિવીની બન્ને ટોંચો સૂર્યની સામે બરાબર આવવાથી તેના બન્ને ગોલાર્ધમાં સૂર્યપ્રકાશ સરખો પડવાને લીધે બેઊ ઠેકાણે દિવસ રાત્રિ સરખાં થાયછે. તે દિવસથી ઊત્તર ટોંચના વાસિયોનો છ માસનો દિવસ પુરો થાયછે, ને છ માસની રાત્રિનો આરંભ થાયછે; અને દક્ષિણ ટોંચના વાસિયોને તેથી ઊલટું થાયછે. ઊત્તર ગોલાર્ધમાં વસંત, ગ્રીષ્મ ને વર્ષાના ભેદવાળી ઊન્હાળાની ઋતુ પુરી થાયછે, ને દક્ષિણ ગોલાર્ધમાં એથી ઊલટું થાયછે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહગણિતાધ્યાયમાં કહેલ છે કે,

**रवेश्चक्रभोगोऽर्कवर्षं प्रदिष्टं**
**द्युरात्रं च देवासुराणां तदेव ॥ १५५ ॥**

સૂર્યનો રાશિચક્ર ભોગવવાનો કાળ સૌર વર્ષ કહેલ છે, ને તેજ દેવ તથા અસુરોનાં દિવસ રાત્રિ કહેલાં છે ॥ ૧૫૫ ॥

સૂર્યસિદ્ધાંતના ભૂગોલાધ્યાયમાં કહ્યું છે કે,

**मेषादावुदितः सूर्यस्त्रीन् राशी-**
**नुदगुत्तरम् । संचरन् प्रागहर्मध्यं**
**पूरयेन्मेरुवासिनाम् ॥ १५६ ॥**

મેષાદિ રાશિમાં ઊદય પામેલો સૂર્ય ક્રમેકરી ઊત્તરની ત્રણ રાશિમાં જતાં પૃથિવીની ઉત્તર ટોંચવાસી જનોના દિવસનું પેહેલું અર્ધ પુરૂં કરે છે ॥ ૧૫૬ ॥

**कर्कादीन् संचरंस्तद्व-**
**दन्हः पश्चार्धमेव सः ।**
**तुलादींस्त्रीन्मृगादींश्च**
**तद्वदेव सुरद्विषाम् ॥ १५७ ॥**

તેની પેઠે કર્કાદિ ત્રણ રાશિમાં જતાં તે દેવોના દિવસનું પાછલું અર્ધ પુરૂં કરે છે; અને તેજ રીતે તુલાદિ તથા મૃગાદિ ત્રણ ત્રણ રાશિમાં જતાં અસુરોના દિવસનું પૂર્વાર્ધ તથા પરાર્ધ પુરૂં કરે છે ॥ ૧૫૭ ॥

**अतो दिनक्षपे तेपामन्योन्यं हि**
**विपर्ययात् । अहोरात्रप्रमाणं च**
**भानोर्भगणपूरणात् ॥ १५८ ॥**

એથી દેવ તથા દૈત્યોનાં દિન રાત્રિ પરસ્પરે ઊલટાં થાયછે, ને એ દિવસ રાત્રિનું પ્રમાણ સૂર્યના એક વખતના રાશિચક્રભોગથી થાયછે ॥ ૧૫૮ ॥

વાગ્ભટ્ટે પણ પોતાના અષ્ટાંગહૃદય નામના વૈદ્યક ગ્રંથના ઋતુચર્યાધ્યાયમાં કહેલ છે કે,

**मासैर्द्विसंख्यैर्माघाद्यैः क्रमात् पड् ऋतवः**
**स्मृताः । शिशिरोऽथ वसंतश्च ग्रीष्मव-**
**र्षाशरद्धिमाः ॥ १५९ ॥**

ક્રમથી માઘાદિ બબે માસે કરી શિશિર, વસંત, ગ્રષ્મ, વર્ષા, શરદ્ તથા હેમંત, એ છ ઋતુ કહી છે ॥ ૧૫૯ ॥

એરીતે મેષના સૂર્યથી તે કન્યા સૂર્ય સુધી ઊત્તર ગોલાર્ધમાં વસંત, ગ્રીષ્મ અને વર્ષા ઋતુના ભેદવાળો ઊન્હાળો અને દક્ષિણ ગોલાર્ધમાં શરદ્, હેમંત અને શિશિર ઋતુના ભેદવાળો શિયાળો થાયછે. તેમ તુલાના સૂર્યથી તે મીનના સૂર્યસુધી દક્ષિણ ગોલાર્ધમાં વંસંત, ગ્રીષ્મ અને વર્ષા ઋતુના ભેદવાળો ઊન્હાળો તથા ઊત્તર ગોલાર્ધમાં શરદ્, હેમંત અને શિશિર ઋતુના ભેદવાળો શિયાળો થાયછે. એમ છતાં પણ મકર રાશિથી આરંભી અર્થાત્ પોષ માસથી મિથુન રાશિ પર્યંત અર્થાત્ જ્યેષ્ઠ માસ સુધી સૂર્ય ઊત્તરાયણના હોય છે, તેટલા વખતમાં ઊત્તર ગોલાર્ધમાં કેટલેક ઠેકાણે દર બબે માસે શિશિર, વસંત તથા ગ્રીષ્મ ઋતુ, ને કર્ક રાશિથી આરંભી અર્થાત્ અષાડ માસથી ધનરાશિ પર્યંત અર્થાત્ માગસર માસ સુધી સૂર્ય દક્ષિણાયનના હોય છે, તેટલા વખતમાં પ્રત્યેક બબે માસે વર્ષા, શરદ્ તથા હેમંત ઋતુ થાયછે. દક્ષિણ ગોલાર્ધમાં એ બન્ને વખતે એથી ઊલટું સમજવું. સૂર્યસિદ્ધાંતના માનાધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **भानोर्मकरसंक्रान्तेः षण्मासा उत्तरायणम् । कर्कादेस्तु तथैव स्यात् षण्मासा दक्षिणायनम् ॥ १६० ॥** | સૂર્યની મકર સંક્રાંતિથી છ માસ ઊત્તરાયણ, તેમજ કર્ક સંક્રાંતિથી છ માસ દક્ષિણાયન કહેવાય છે ॥ ૧૬૦ ॥ |
| **द्विराशिनाथा ऋतव-<br>स्ततोऽपि शिशिरादयः ।<br>मेषादयो द्वादशैते<br>मासास्तैरेव वत्सरः ॥ १६१ ॥** | તે મકર સંક્રાંતિથી શિશિરાદિ છ ઋતુઓ બબે માસની થાયછે; અને મેષાદિ બાર રાશિ એ બાર સૌર માસ ને તે બાર સૌર માસે કરી એક સૌર વર્ષ થાયછે ॥૧૬૧॥ |

શ્રીપતિયે પણ કહેલ છે કે,

| | |
|---|---|
| **मृगादिराशिद्वयभानुभोगात्<br>षडर्तवः स्युः शिशिरो वसंतः ।<br>ग्रीष्मश्च वर्षाश्च शरच्च तद्व-<br>द्धेमंतनामा कथितोऽत्र षष्ठः ॥ १६२ ॥** | સૂર્યના મકરાદિ બબે રાશિના ભોગથી છ ઋતુઓ થાયછે, તેમાં શિશિર, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ્ તેમજ હેમંત નામની છઠ્ઠી ઋતુ કહી છે ॥ ૧૬૨ ॥ |

વળી મેષથી આરંભી કન્યાના સૂર્ય પર્યંત આપણા ભૂગોલના ઉત્તર ધ્રુવ વા ટોંચ ઉપર વસનારા જનોનો દિવસ તથા દક્ષિણ ધ્રુવ વા ટોંચ ઉપર વસનારા જનોની રાત્રિ થાયછે. કારણ તેટલા વખત સુધી ઉત્તર ટોંચના વાસિયોને પ્રથિવીનો મધ્ય ભાગ સૂર્યની આડે આવતો નથી ને દક્ષિણ ટોંચના વાસિયોને સૂર્યની આડે આવેછે. તેમ તુલાના સૂર્યથી તે મીનના સૂર્ય પર્યંત આપણા ભૂગોલના દક્ષિણ ધ્રુવ વા ટોંચ ઉપરના વાસિયોનો દિવસ ને ઉત્તર ટોંચના વાસિયોની રાત્રિ થાયછે. કારણ તેટલા સમયમાં દક્ષિણ ટોંચના વાસિયોને પૃથિવીનો મધ્ય ભાગ સૂર્યની આડે આવતો નથી ને ઉત્તર ટોંચના વાસિયોને સૂર્યની આડે આવેછે. એમ છતાં પણ કેટલાકો એમ

માનેછે કે, મકરના સૂર્યથી આરંભી મિથુનના સૂર્ય પર્યંત ઉત્તરાયણ સમયમાં ઉત્તર ટોંચ વાસિ જનોનો દિવસ ને દક્ષિણ ટોંચ વાસિ જનોની રાત્રિ થાયછે. અને કર્કના સૂર્યથી આરંભી ધનના સૂર્ય પર્યંત દક્ષિણાયન સમયમાં દક્ષિણ ટોંચ વાસિયોનો દિવસ ને ઊત્તર ટોંચ વાસિયોની રાત્રિ થાયછે, પણ તેમ થતું નથી. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

दिनं सुराणामयनं यदुत्तरं
निशेतरत् सांहितिकैः प्रकीर्तितम् ।
दिनोन्मुखेऽर्के दिनमेव तन्मतं
निशा तथा तत्फलकीर्तनाय तत् ॥१६३॥

ઉત્તર અયન દેવોનો દિવસ, ને દક્ષિણ અયન તેમની રાત્રિ એમ જે સંહિતાવાળાઓએ કહ્યું છે, તે માત્ર અયનના ફળ કહેવા માટે છે. પણ તેમનો મત તો જ્યારે દિવસને વધારનાર મેષરાશિના સૂર્ય થાયછે, ત્યારથીજ દેવોનો દિવસ ને દિવસને ઘટાડનાર તુલા રાશિના સૂર્ય થાયછે, ત્યારથીજ દેવોની રાત્રિ થાયછે, એવો હોવો જોઈએ ॥ ૧૬૩ ॥

द्वंद्वान्तमारोहति यः क्रमेण
तैरेव वृत्तैरवरोहतीनः ।
यत्रैव दृष्टः प्रथमं स देवै-
स्तत्रैव तिष्ठन्न विलोक्यते किम् ॥ १६४ ॥

કારણ ક્રમે કરી જે રીતે સૂર્ય બન્ને રાશિના અંતસુધી ચઢે છે, તેજ રીતે પાછો ઊતરે છે; તો જે ઠેકાણે પ્રથમ દેવોને તે દેખાણો તેજ ઠેકાણે રહેલ તે પાછો કેમ ન દેખાય ! ॥ ૧૬૪ ॥

## ચંદ્ર.

જેમ સૂર્યને ફરનારા ગોલને ગ્રહ કહે છે, તેમ ગ્રહને ફરનારા ગોલને ઊપગ્રહ અથવા ચંદ્ર કહે છે. આપણી પૃથિવી પણ એક ગ્રહ છે, ને તેને ફરનારા ચંદ્ર એનો ઉપગ્રહ છે. તેનો વ્યાસ સુમારે ૧૦૮૦ કોશનો છે. માટે તે આપણી પૃથિવી કરતાં ઘનફળમાં અર્થાત્ સર્વ અંગે પચાસ ગણો નાનો છે. તે પૃથિવીથી મધ્યમ અંતરે આસરે એક લાખ વીશ હજાર કોશ દૂર છે, ને દર કલાકે ૧૧૫૦ કોશના વેગથી સુમારે સવાસત્તાવીશ દિવસમાં પૃથિવીને ફરી રહે છે. પણ તેટલા વખતમાં પૃથિવી પોતાના માર્ગમાં આગળ વધી જાય છે, જેને પોંહોચી વળતાં તેને બે દિવસ અધિક લાગે છે. માટે તેનો સૂર્ય સાથે યોગ થવાને ૨૯$\frac{1}{2}$ દિવસ થાયછે, જેને ચાંદ્રમાસ કહે છે. તે પંદર દિવસ ઉત્તર તરફ તથા પંદર દિવસ દક્ષિણ તરફ ખસતો દેખાયછે, કારણ તેની પૃથિવીને ફરવાની ગતિ સર્પગમન પ્રમાણે છે. ચંદ્ર પોતાની એકજ બાજુ પૃથિવી તરફ રાખીને ફરેછે, કોઈ કાળે પણ તેની બીજી બાજુ પૃથિવી ઉપરથી દેખાતી નથી; તેથી એવું સિદ્ધ થયેલું છે કે, તે પોતાના અંગ ઉપર એક ચાંદ્રમાસમાં એકજ વખત ફરી રહેછે. તેથી તેની એક બાજુ સૂર્ય તરફ સુમારે આપણા પંદર દિવસસુધી રહેવાથી ત્યાંના વાસિયોને આપણા પંદર દિવસનો દિવસ ને તેટલાજ વખતની રાત્રિ થાયછે. ભાસ્કરાચાર્યે શિરોમણિના કાળમાનાધ્યાયમાં કહેલ છે કે,

रवीन्द्वोर्युतेः संयुतिर्यावदन्या
विधोर्मास एतच्च पैत्र्यं द्युरात्रम् ॥१६५॥

સૂર્ય અને ચંદ્રના અમાવાસ્યાના યોગથી બીજા અમાવાસ્યાના યોગપર્યંત ચાંદ્રમાસ કેહેવાયછે, ને એજ પિતૃના દિવસ રાત્રિ છે ॥ ૧૬૫ ॥

એજ ગ્રંથના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

कालेन येनैति पुनः शशीनं
क्रमन् भचक्रं विवरेण गत्योः ।
मासः स चान्द्रोऽङ्कयमाः कुरामाः
पूर्णेषवस्तत्कुदिनप्रमाणम् ॥ १६६ ॥

ગતિના જુદાપણાયે કરી અર્થાત્ શીઘ્ર ગતિયે ચંદ્ર, નક્ષત્રમંડળ નીચે જતાં જે કાળે સૂર્યને ફરીથી પામેછે, તે ચાંદ્રમાસ કેહેવાયછે ને તેમાં પૃથિવીના ૨૯ દિવસ ૩૧ ઘડી ને ૫૦ પળ થાયછે ॥ ૧૬૬ ॥

दिनं दिनेशस्य यतोऽत्र दर्शने
तमी तमोहन्तुरदर्शने सति :
कुपृष्ठगानां द्युनिशं यथा नृणां
तथा पितृणां शशिपृष्ठवासिनाम् ॥१६७॥

જે પ્રમાણે પૃથિવીના પૃષ્ઠ ઉપર વસનાર મનુષ્યોને, સૂર્યનાં દર્શન સમય દિવસ ને અદર્શન સમય રાત્રિ થાયછે, તેજ પ્રમાણે ચંદ્રગોલના પૃષ્ઠ ઉપર વસનાર પિતૃઓને પણ દિવસ રાત્રિ થાયછે॥ ૧૬૭ ॥

विधूर्ध्वभागे पितरो वसन्तः
स्वाधः सुधादीधितिमामनन्ति ।
पश्यंति तेऽर्कं निजमस्तकोर्ध्वे
दर्शे यतोऽस्माद्दयुदलं तदैषाम् ॥ १६८ ॥

ચંદ્રગોલના છેક ઉપલા ભાગમાં રહેનારા પિતૃઓ પોતાની નીચેના ભાગને પૃથિવીનો ચંદ્ર માને છે; તેઓ અમાવાસ્યાયે સૂર્યને પોતાના માથા ઉપર જુએ છે, જેથી તે તેમનો મધ્યાન્હ છે ॥ ૧૬૮ ॥

भार्धान्तरत्वान्न विधोरधःस्थं
तस्मान्निशीथः खलु पौर्णमास्याम् ।
कृष्णे रविः पक्षदलेऽभ्युदेति
शुक्लेऽस्तमेत्यर्थत एव सिद्धम् ॥ १६९ ॥

અને પૌર્ણિમાયે ચંદ્રગોલ સૂર્યથી છ રાશિને અંતરે હોવાથી તેના છેક નીચલા ભાગમાં રહેનારાઓને મધ્યાન્હ હોય છે, જે છેક ઉપલા ભાગ વાસિયોનો મધ્યાન્હ નહીં, પણ મધ્યરાત્રિ હોય છે. એથી એમ સિદ્ધ થાયછે કે ચંદ્રગોલના છેક ઉપલા ભાગને વિષે. કૃષ્ણપક્ષના અર્ધમાં સૂર્ય ઉદય પામેછે, ને શુકલપક્ષના અર્ધમાં અસ્ત પામે છે ॥ ૧૬૯ ॥

આર્યભટ્ટે ગોલપાદમાં કહ્યું છે કે,

रविवर्षार्धे देवाः
पश्यन्त्युदितं रविं तथा प्रेताः ।
शशिमासार्धे पितरः
शशिगाः कुदिनार्धमिह मनुजाः ॥१७०॥

છ સૌર માસ પર્યંત દેવ તથા દૈત્યો, અર્ધા ચાંદ્રમાસ પર્યંત ચાંદ્રમાં રહેલા પિતૃઓ તથા અહીં રહેલા મનુષ્યો બાર કલાક પર્યંત, સૂર્યને નિરંતર ઉદય પામેલો દેખેછે ॥ ૧૭૦ ॥

સૂર્યસિદ્ધાંતમાં કહ્યું છે કે,

सकृदुद्गतमब्दार्धं पश्यन्त्यर्कं सुराऽसुराः। पितरः शशिगाः पक्षं स्वदिनं च नरा भुवि ॥ १७१ ॥

દેવ તથા દૈત્યો અર્ધા વર્ષ પર્યંત, ચંદ્રમાં રહેલા પિતરો પક્ષ પર્યંત તથા ભૂમિમાં રહેલા મનુષ્યો પોતાના દિવસ પર્યંત સૂર્યને એકવાર ઉદય પામેલો જોયછે ॥૧૭૧॥

વળી ૨૯$\frac{1}{2}$ દિવસનો ચાંદ્રમાસ થાયછે, ને તેવા બાર માસનું એટલે ૩૫૪ દિવસનું એક ચાંદ્રવર્ષ કહેવાયછે. પણ સઘળી ઋતુઓ એક સૌરવર્ષમાં આવી રહેછે, ને તે વર્ષ ૩૬૫ દિવસનો હોવાથી તેમાં ચાંદ્રવર્ષ કરતાં ૧૧$\frac{1}{4}$ દિવસ વધારે હોયછે. માટે પ્રત્યેક સવા પાંચ સૌરવર્ષમાં ચાંદ્રમાન કરતાં ૫૯ ને કંઈક અધિક દિવસ જે વધે છે, તેના પૂર્વજ્યોતિષિયોયે તેટલા વખતમાં બે વખત ચાંદ્રમાસ ગણી તેમને અધિક માસનાં નામ આપી ચાંદ્રમાનને સૌરમાન સાથે મેળવી દીધેલ છે. એમ ન કર્યું હોત તો સૌરમાન પ્રમાણે થતી ઋતુઓ હમણાં જે ચાંદ્રમાન પ્રમાણે પણ થતી જોવામાં આવેછે, તે આવત નહીં પણ જે ચાન્દ્રમાસમાં જે ઋતુ આવી હોત, તેજ ઋતુ બીજે વર્ષે તેજ ચાંદ્રમાસથી ૧૧$\frac{1}{4}$ દિવસ ને ત્રીજે વર્ષે ૨૨$\frac{1}{2}$ દિવસ એ રીતે મોડી આવ્યા કરત, જેથી ઘણી ગુંચવણ થાત. સવા પાંચ સૌરવર્ષમાં બે વખત અધિક માસ આવતાં જે વર્ષમાં ક્ષય માસ આવે તે વર્ષમાં બે અધિકમાસ આવેછે. ને ક્ષયમાસમાં બે માસની ગણતી થાયછે.

ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

असंक्रान्तिमासोऽधिमासः स्फुटं स्यात्-द्विसंक्रान्तिमासः क्षयाख्यः कदाचित् । क्षयः कार्तिकादित्रये नान्यतः स्यात्तदा वर्षमध्येऽधिमासद्वयं च ॥ १७२ ॥

જેમાં સૂર્યની સંક્રાંતિ નથી, એવો ચાંદ્રમાસ સ્ફુટ અધિમાસ થાયછે, ને કોઇક કાળે જેમાં સૂર્યની બે સંક્રાંતિ આવે છે એવો ચાંદ્રમાસ ક્ષયમાસ થાયછે. ક્ષયમાસ કાર્તિકાદિ ત્રણ માસમાં આવેછે, બીજા કોઈ માસમાં આવતો નથી, ને જે વર્ષમાં ક્ષયમાસ આવેછે, તે વર્ષમાં બે અધિમાસ થાયછે ॥ ૧૭૨ ॥

गतोऽब्ध्यद्रिनन्दैर्मिते शाककाले तिथीशैर्भविष्यत्यथाङ्गाक्षसूर्यैः । गजाद्र्यग्निभूमिस्तथा प्रायशोऽयं कुवेदेन्दुवर्षैः क्वचिद्गोकुभिश्च ॥ १७३ ॥

ક્ષયમાસ શાકે ૯૭૪ ના વર્ષમાં આવી ગયા, તેમ, શાકે૧૧૧૫, ૧૨૫૬ તથા ૧૩૭૮ ના વર્ષમાં થશે. ઘણું કરી એ ૧૪૧ વર્ષે આવેછે, પણ કોઈ કોઈ વેળા ૨૧૨ વર્ષે તથા૧૯૦વર્ષે પણ આવેછે॥૧૭૩॥

શિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| सौरान्मासादैंदवः स्याल्लघीयान्<br>यस्मात्तस्मात्संख्यया तेऽधिकाः स्युः ।<br>चान्द्राः कल्पे सौरचान्द्रान्तरे ये<br>मासास्तज्ज्ञैस्तेऽधिमासाः प्रदिष्टाः ॥१७४॥ | સૌરમાસથી ચાંદ્રમાસ નહાના હોયછે, માટે તે એક કલ્પમાં સંખ્યાયે કરી અધિક થાયછે. તે સૌરમાસથી જેટલા અધિક થાયછે, તેટલા જ્યોતિષ જાણનારાઓએ અધિમાસ કહ્યા છે ॥ ૧૭૪ ॥ |

ચંદ્ર પણ પૃથિવીની સાથે રહી એક સૌરવર્ષમાં સૂર્યને ફરી રહેછે, તેથી તેના ઉપર પણ સઘળી ઋતુઓ તેટલાજ વખતમાં થવી જોઇયે. પ્રાચીન વિદ્વાનોએ એવો તર્ક કરેલો છે કે ચંદ્રમાં જેટલો જળનો ભાગ છે તેટલો તેમાં સૂર્યકિરણો પ્રતિફલિત થવાથી પ્રકાશિત ભાસેછે, ને જેટલો સ્થળનો ભાગ છે, તેટલો તેમાં સૂર્યકિરણો પ્રતિફલિત ન થવાથી કાળો દેખાયછે. કૃષ્ણ યજુર્વેદના પેહેલા કાંડના પ્રપાઠક ૧ ના અધ્યાય ૯ માં કહ્યું છે કે,

| | |
|---|---|
| याभिरयं चंद्रमसिं स्वधाभिः ॥ १७५ ॥ | જે ભૂમિને ચંદ્રગોલમાં અમૃત કણો સાથે સ્થાપન કરી છે ॥ ૧૭૫ ॥ |

પણ અર્વાચીન વિદ્વાનોએ ચંદ્રને દૂરદર્શક યંત્રવડે વારંવાર જોઈ તપાસ કરીને એવો તર્ક કર્યો છે કે, ચંદ્રમાં જળ નથી તેમ વાતાવરણ તથા વાદળાં પણ નથી; પણ માત્ર ઊંચા નીચા પર્વતો છે, જેના ઉપર સૂર્ય કિરણો પડવાથી ચંદ્રનો તેટલો ભાગ પ્રકાશિત દેખાયછે, ને તે પર્વતોની છાયા જે મેદાન, કોતર તથા ખીણોમાં પડેછે, તેટલો ભાગ કાળો દેખાયછે. ચંદ્રમાં જળ હોત તો દૂરદર્શક યંત્રવડે તેટલો ભાગ સપાટ લીસો પ્રકાશિત દેખાવો જોઇતો હતો, પણ તેમ ભાસવાને બદલે ઊંચા નીચા પ્રકાશિત ભાગ ભાસેછે, જેથી ત્યાં જળ નથી પણ પર્વતો છે, એમ અનુમાન કરવામાં આવ્યું છે. વળી ચંદ્રની આસપાસ વાતાવરણ તથા વાદળાં હોત તો દૂરદર્શક યંત્રવડે તે જેવો સાફ દેખાયછે તેવો ન દેખાત, પણ તેની આસપાસ ધુમેર જેવું દેખાત, ને તેમાં વાદળાંની થતી હીલચાલ જોવામાં આવત. એ રીતે ચંદ્રમાં જો જળ, વાતાવરણ તથા વાદળાં નજ હોય, તો ત્યાં કાંઈ વનસપતિ વા આપણી પૃથિવી પરના પ્રાણી જેવાં કોઇ પ્રાણિયો પણ ન હોવાં જોઇયે! ત્યારે શું ત્યાં માત્ર ઉજ્જડ એવાં ભયંકર, પર્વત, ટેકરા, કોતર તથા મેદાનોજ હશે? એમ હોય તો એમજ સમજવાનું કે હજી ચંદ્રગોળ પ્રાણિયોને વસવા લાયક થયો નથી. પણ ચંદ્રપર સૂર્યકિરણો પડેછે, તેજ પ્રતિબિંબ પામવાથી ચંદ્ર આપણને પ્રકાશિત ભાસેછે, એમ પ્રાચીન તથા અર્વાચીન વિદ્વાનોએ સારી પેઠે જાણેલું છે. કેમ કે ચંદ્રની ઓછી વધતી કળા થવાનું કારણ તેની પૃથિવી તરફની બાજુનું ક્રમથી સૂર્ય તરફ સન્મુખ તથા વિમુખ થવાપણું છે. ત્યારે જો ચંદ્રમાં વાતાવરણ તથા જળ બન્ને ન હોય, ને માત્ર ઉજ્જડ પર્વતોજ હોય, તો તેમનાપરથી પાછાં વળતાં સૂર્યકિરણો ઉષ્ણજ રેહેવાથી ચંદ્રનો પ્રકાશ આપ-

ણુને ઊષ્ણુ લાગવો જોઈયે. કારણુ આપણા ભૂગોલમાં પણુ જ્યાં પથ્થરની જમીન છે, તે ઊપરથી પાછા વળતા સૂર્યકિરણો ઊષ્ણુજ લાગેછે. કદી એમ ધારવામાં આવે કે, પૃથિવી ઊપર સૂર્યકિરણોની ઊષ્ણુતાથી દિવસે થતી પાણીની વરાળ, જે પૃથિવી પાસેના ઘટ્ટ વાયુ કરતાં હલકી હોવાથી અંતરીક્ષમાં પોતાની સમતોલ વાયુ સાથે રહેવા ઊંચે જાયછે, તેમાંથી સૂર્ય અસ્ત પામતાં સુધી જેટલી ત્યાં પોહોંચતાં માર્ગમાં રહી જાય છે, તેટલી રાત્રિયે સૂર્યકિરણોની ઊષ્ણુતા બંધ થવાથી થંડી થઇ ઝાકળરૂપ થઇને પાછી પૃથિવી ઊપર પડેછે. તેને લીધે આપણું વાતાવરણુ શીત થઈ જાય છે, ને તેમાંથી આવતા ચંદ્રકિરણો પણુ શીત થઇ જવાથી ચંદ્રનો પ્રકાશ આપણુને શીત લાગેછે. તો એમ ઘટે નહીં, કેમકે પૌર્ણિમાનો ચંદ્ર પૂર્ણ પ્રકાશિત હોયછે, ને સૂર્યાસ્ત થતાંજ લાગલો ઉદય પામેછે; જેથી આપણા વાતાવરણુ તથા તેમાં રહેલ પાણીની વરાળને સૂર્યની ઊષ્ણુતા બંધ થતાંજ ચંદ્રની ઊષ્ણુતા લાગુ પડવાથી રાત્રિયે પણુ ગરમી રહેવી જોઇયે. પણુ તેમ થતું નથી, માટે ચંદ્રમાંજ કંઇ વિલક્ષણુ રીતે જળ તથા વાતાવરણુ બન્ને હોવાં જોઇયે; જેથી તેનાપર પડતા સૂર્યકિરણો ત્યાં થંડા થઈ પાછા વળેછે, જે પૃથિવી ઊપર આવતાં પૃથિવીના વાતાવરણુની ભીનાસ વડે વિશેષ થંડા થવાથી ચંદ્રનો પ્રકાશ આપણુને અત્યંત શીત ભાસેછે. ક્રમે કરી ચંદ્રની એક બાજુ સૂર્ય તરફ ને એક બાજુ તેથી ઊલટી દિશામાં આપણા પંદર દિવસ સુધી રહેવાથી તેના દિવસે ત્યાં ઘણીજ ઊષ્ણુતા તથા તેની રાત્રિયે ત્યાં ઘણીજ શીતતા હોવી જોઇયે. તેવી ઊષ્ણુતાને લીધે ત્યાંનું વાતાવરણુ પણુ ઘણુંજ પાતળું હોવું જોઇયે, ને ત્યાં પર્વતોની છાયા જેમાં પડેછે, એવા કાળા દેખાતા મેદાનોમાં જળ હોય તો, તેમાંથી થતી વરાળ પણુ રાત્રિયે, અતિ શીતતાને લીધે જળરૂપ થઇ ગુરૂપણુાને પામી, એવાં પાતળાં વાતાવરણુમાં ન રહી શકવાથી પાછી વર્ષારૂપે પડી જવી જોઇયે. જેથી ત્યાં વાદળાં હોય તોપણુ નહીં જેવાંજ હોવાં જોઇયે. વાયુના પરમાણુ પારદર્શક હોવાથી વાતાવરણુ દેખાવું ન જોઈયે, પણુ વરાળ તથા વાદળાંની ઉપાધિથી તે ધુમેર જેવું દેખાય ખરૂં. જેમ ચંદ્ર ઊપર ન દેખાવાનું કારણુ ત્યાં અતિ ઊષ્ણુતાને લીધે ત્યાંના વાતાવરણુમાં વરાળ તથા વાદળાંની ઉપાધિ અતિ સૂક્ષ્મ હોવી જોઈયે. માટે કદીચંદ્ર ઊપર દૂરદર્શક યંત્રવડે પણુ ન અટકલાય એવું, સૂક્ષ્મ વરાળ તથા વાદળાંની ઉપાધિવાળું પાતળું વાતાવરણુ તથા જેમ પૃથિવી ઊપર અંધારામાં રહેલું જળ દેખાતું નથી તેમ પર્વતોની છાયારૂપ અંધારામાં આવેલ મેદાનોમાં નહીં દેખાય એવું જળ હોય, તો તેને યોગ્ય એવાં પ્રાણિયોની વસ્તિ પણુ ત્યાં થવી જોઇયે. જ્યારે આ ભૂમંડળમાં નાનામાં નાનું સ્થાન પણુ સૂક્ષ્મ પ્રાણિયોથી ભરેલું છે, તો ચંદ્ર જેવડો ગોલ પ્રાણી વગરનો હોય એમ માનવામાં આવતું નથી. આપણી પૃથિવીમાં પ્રાણિયોનાં શરીર મિશ્રિત પંચમહાભૂતનાં બનેલાં ભાસેછે, તે ઉપરથી જણાય છે કે, પ્રાણિયો થવા માટે પાંચે મહાભૂતની જરૂર છે. તેમ છતાં પણુ કોઇ જાતના પ્રાણિયોના શરીરમાં પૃથિવીનો, કોઈના શરીરમાં જળનો, કોઈનામાં અગ્નિનો તથા કોઇ જાતિના પ્રાણિયોના શરીરમાં વાયુનો ભાગ વધારે જોવામાં આવેછે, તેમ કોઇ જાતના

પ્રાણિયોમાં બે ભૂતનો તો કોઈમાં ત્રણ ભૂતનો ભાગ વધારે ભાસેછે. માટે ચંદ્રમંડળમાં કદિ વાયુ તથા જળ, એ બન્ને મહાભૂત થોડે અંશે હોય તો શું થયું? ત્યાં તેવા પ્રકારના પ્રાણિયો થયા હશે. કારણ વિષમાં પણ કીડા થાયછે, ને તે વિષમાં રહીનેજ જીવેછે, એમ જોવામાં આવેછે, તો એવી કંઈ વિલક્ષણતાથી ચંદ્રમંડળમાં પણ તેને યોગ્ય એવા પ્રાણિયો ઉત્પન્ન થઇ જીવી શકતા હોય, એમાં કંઇ આશ્ચર્ય ભાસતું નથી. જેમ ચંદ્રગોળ સૂર્યપ્રકાશ વડે રાત્રિયે આપણને પ્રકાશિત થયેલો ભાસેછે, તેમ ચંદ્રગોળ ઉપર જો મનુષ્યની વસ્તી હશે, તો તેને ત્યાંની રાત્રિયે આપણો ભૂગોળ પણ સૂર્યપ્રકાશ વડે પ્રકાશિત થયેલ ભાસતો હશે. માટે ચંદ્રગોળ જેમ પૃથિવીનો ચંદ્રછે, તેમ ભૂગોળ ચંદ્રગોળનો ચંદ્ર સમજવો. ચંદ્રગોળ કરતાં ભૂગોળનું ક્ષેત્રફળ ચૌદગણું છે, માટે તેવડા મોટા કદથી તથા તેટલા વધુ પ્રકાશથી એ ચંદ્ર ઉપરથી દેખાતો હશે. ચંદ્રની એકજ બાજુ જે નિરંતર પૃથિવી તરફ રહેછે, તેના ઉપરથી ત્યાંથી રાત્રિયે આપણો ભૂગોળ પ્રકાશિત દેખાયછે; પણ તેની બીજી બાજુ જે પૃથિવી ઉપરથી કોઈ કાળે પણ દેખાતી નથી, ત્યાંની વસ્તિને તેની રાત્રિયે આપણો પ્રકાશિત થયેલ ભૂગોળ કોઈ સમય પણ દેખાતો નથી. ચંદ્રની પૃથિવી તરફની બાજુમાં કોઇ કાળે પણ અંધારૂ પડતું નથી, કારણ ત્યાં દિવસે સૂર્યનો ને રાત્રિયે પૃથિવીનો પ્રકાશ હોયછે. પણ તેની બીજી બાજુમાં રાત્રિયે મુદલ પ્રકાશ હોતો નથી, કારણ ત્યાંથી પૃથિવી દેખાતી નથી. જેમ ચંદ્રની ઓછી વધતી કળા થતી આપણે જોઈએ છિયે, તેમ ચંદ્રઉપરથી આપણા ભૂગોળની કળા ઓછી વધતી થતી દેખાતી હશે. વળી જેમ આપણે ચંદ્ર ઉપર પર્વતાદિ દેખિયે છિયે, તેમ ચંદ્રની વસ્તિ પણ આપણી પૃથિવી ઉપરના સ્થલ તથા જળના વિભાગ કદાચ દેખતી હશે. આપણે ચંદ્રની એકજ બાજુ દેખિયે છિયે, કારણ તે પોતાને અંગે એક ચાંદ્રમાસમાં ફરી રહેછે, પણ ચંદ્રઉપરથી આપણા ભૂગોળની સઘળી બાજુ દેખાતી હશે, કારણ એ ચોવિસ કલાકમાં પોતાને અંગે ફરી રહેછે.

## ગ્રહણ.

ચંદ્ર, સૂર્ય અને પૃથિવી એ ત્રણે ગોળ જ્યારે એક સમસૂત્રમાં હોયછે, ત્યારે ગ્રહણ થાયછે. પૌર્ણિમાને દિવસે પૃથિવી વચમાં હોય છે, ને તેની એક બાજુમાં ચંદ્ર ને બીજી બાજુમાં સૂર્ય હોય છે. માટે જે પુનેમે એ ત્રણે ગોળ સીધી લીટીમાં હોય, તે પુનેમે ચંદ્રગ્રહણ થાયછે; કારણ જેમ દીપક અને ભીંતની વચમાં મૂકેલા પદાર્થપર દીપકનો પ્રકાશ પડવાથી તે પદાર્થની છાયા ભીંત ઉપર પડેછે, તેમ ચંદ્ર અને સૂર્યની વચમાં પૃથિવી હોવાથી પૃથિવીની ઉપર સૂર્યપ્રકાશ પડવાને લીધે પૃથિવીની છાયા ચંદ્ર ઉપર પડેછે; જેને ચંદ્રગ્રહણ કહેછે. જે સમય પૃથિવી ઉપર ચંદ્રગ્રહણ દેખાયછે, તેજ સમય ચંદ્રલોકવાસિ જનોને સૂર્યગ્રહણ ભાસેછે, કેમકે પૃથિવી વચમાં હોવાથી તેમને સૂર્યનું દર્શન થતું નથી. એજ રીતે અમાવાસ્યાએ ચંદ્ર વચમાં હોયછે, તે તેની એક બાજુમાં સૂર્ય ને બીજી બાજુમાં પૃથિવી હોય છે. માટે જે અમાવાસ્યાએ એ

ત્રણે ગોળ સીધી લીટીમાં હોય, તે અમાવાસ્યાયે સૂર્યગ્રહણ થાયછે; કારણ જેમ દીપકની વચમાં પદાર્થ આવવાથી દીપક દેખાતો નથી; તેમ પૃથિવી અને સૂર્યની વચમાં ચંદ્ર આવવાથી સૂર્ય દેખાતો નથી; માટે સૂર્યગ્રહણ કેહેવાયછે. જે સમય પૃથિવી ઉપર સૂર્યગ્રહણ દેખાયછે, તેજ સમય ચંદ્રલોકવાસી જનોને તેમના ચંદ્રનું ગ્રહણ ભાસેછે; કેમકે ચંદ્રગોળની છાયા પૃથિવી ઉપર પડેછે. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગોલાધ્યાયમાં કહ્યું છે કે,

**पूर्वाभिमुखो गच्छन् कुच्छायान्तर्यतः शशी विशति । तेन प्राक् प्रग्रहणं पश्चान्मोक्षोऽस्य निःसरतः ॥ १७६ ॥**

ચંદ્ર પૂર્વ પૂર્વમાં જતાં પૃથિવીની છાયામાં પ્રવેશ કરેછે, જેથી તેમાંથી નીકળતાં તેને આગળથી ગ્રહણ ને પાછળથી મોક્ષ થાયછે ॥ ૧૭૬ ॥

**पश्चाद्भागाज्जलदवदधःसंस्थितोऽभ्येत्य चंद्रो भानोर्बिंबं स्फुरदसितया छादयत्यात्ममूर्त्या । पश्चात्स्पर्शो हरिदिशि ततो मुक्तिरस्यात एव क्वापिच्छन्नः क्वचिदपिहितो नैष कक्षान्तरत्वात् ॥ १७७ ॥**

વાદળની પેઠે નીચે રહેલો ચંદ્ર, પાછળથી આવીને સૂર્યબિંબને, પોતાની સ્ફુરાયમાન થએલી કાળી મૂર્તિવડે ઢાંકેછે, તેથી સૂર્યને પાછળથી ગ્રહણ ને આગળથી મોક્ષ થાયછે, માટેજ ગતિમાર્ગના ભેદથી ક્યાંક ચંદ્રવડે ઢંકાયલો સૂર્ય દેખાતો નથી, ને ક્યાંક ઢંકાયલો ન હોવાથી દેખાયછે ॥ ૧૭૭ ॥

એજ ગ્રંથના ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

**भूभा विधुं विधुरिनं ग्रहणे पिधत्ते ॥ १७८ ॥**

ગ્રહણ સમય પૃથિવીની છાયા ચંદ્રને અને ચંદ્ર સૂર્યને ઢાંકેછે ॥ ૧૭૮ ॥

આર્યભટ્ટે પણ ગોલપાદમાં કહ્યું છે કે,

**चन्द्रो जलमर्कोऽग्निर्मृद्भूश्छायापि या तमस्तद्धि । छादयति शशी सूर्यं शशिनं महती च भूच्छाया ॥ १७९ ॥**

ચંદ્ર જળમય, સૂર્ય અગ્નિમય તથા પૃથિવી માટીમય છે, ને જે છાયા તે અંધકાર છે. માટે સૂર્યને ચંદ્ર, ને ચંદ્રને પૃથિવીની છાયા ઢાંકેછે ॥ ૧૭૯ ॥

સૂર્યસિદ્ધાંતના ચંદ્રગ્રહણાધિકારમાં પણ આ પ્રમાણે કહ્યું છે કેઃ—

**छादको भास्करस्येन्दुरधःस्थो घनवद्भवेत् । भूच्छायां प्राङ्मुखश्चन्द्रो विशत्यस्य भवेदसौ ॥ १८० ॥**

મેઘની પેઠે નીચે રહેલ ચંદ્ર સૂર્યને ઢાંકનારો થાયછે, ને પૂર્વમાં જતો ચંદ્ર ભૂછાયામાં પ્રવેશ કરેછે, તેથી એને ભૂછાયા ઢાંકનારી થાયછે ॥ ૧૮૦ ॥

તેમ ગ્રહલાઘવમાં પણ કહ્યું છે કે,

छादयत्यर्कमिन्दुर्विधुं भूमिभा ॥ १८१ ॥

સૂર્યને ચંદ્ર, અને ચંદ્રને પૃથિવીની છાયા ઢાંકેછે ॥ ૧૮૧ ॥

વળી બૃહત્સંહિતાના પાંચમાં અધ્યાયમાં કહેલ છે કે,

भूच्छायां स्वग्रहणे
भास्करमर्कग्रहे प्रविशतीन्दुः ।
प्रग्रहणमतः पश्चा-
न्नेन्दोर्भानोश्च पूर्वार्धात् ॥ १८२ ॥

ચંદ્ર પોતાના ગ્રહણ સમય પૃથિવીની છાયામાં અને સૂર્યગ્રહણ સમય સૂર્યની આડે પ્રવેશ કરેછે, તેથી કોઈ કાળે ચંદ્રનું પાછલા અર્ધથી, ને સૂર્યનું આગલા અર્ધથી ગ્રહણ થતું નથી ॥ ૧૮૨ ॥

सूर्यात् सप्तमराशौ यदि
चोदग्दक्षिणे न नातिगतः ।
चन्द्रः पूर्वाभिमुखश्छायामौर्वी
तदा विशति ॥ १८३ ॥

પૂર્વ પૂર્વમાં જનારો ચંદ્ર, જ્યારે સૂર્યથી સાતમી રાશિને વિષે ઉત્તર તથા દક્ષિણ ગતિયે કરી અતિ ખસી ગયેલો ન હોય, ત્યારે પૃથિવીની છાયામાં પ્રવેશ કરેછે ॥ ૧૮૩ ॥

चंद्रोऽधःस्थः स्थगयति रविमम्बुदवत्समागतः पश्चात् । प्रतिदिशमतश्चित्रं दृष्टिवशाद्भास्करग्रहणम् ॥ १८४ ॥

મેઘની પેઠે નીચે રહેલો ચંદ્ર, સૂર્યને પછવાડેથી આવીને ઢાંકેછે, જેથી દેશ દેશમાં દૃષ્ટિવશથી વિચિત્ર પ્રકારનું સૂર્ય ગ્રહણ દેખાયછે ॥ ૧૮૪ ॥

आवरणं महदिन्दोः
कुण्ठविषाणस्ततोऽर्धसञ्छन्नः ।
स्वल्पं रवेर्यतोऽत-
स्तीक्ष्णविषाणो रविर्भवति ॥ १८५ ॥

ચંદ્રને ઢાંકનારી પૃથિવીની છાયા મોટી હોવાથી, ગ્રહણ સમય ચંદ્ર ઘેરાયલા શીંગડાવાળો તથા અર્ધ ઢંકાયલો, અને સૂર્યને ઢાંકનાર ચંદ્ર નહાનો હોવાથી સૂર્ય તીક્ષ્ણ શીંગડાવાળો થાયછે ॥ ૧૮૫ ॥

एवमुपरागकारणमुक्तमिदं दिव्यदृग्भिराचार्यैः । राहुरकारणमस्मिन्नित्युक्तः शास्त्रसद्भावः ॥ १८६ ॥

એ રીતે ખગોલ જાણનારા આચાર્યોયે ગ્રહણનું કારણ કહ્યું છે, માટે ગ્રહણ થવામાં રાહુ કારણ નથી, એમ શાસ્ત્રનો ખરેખરો અભિપ્રાય કહેલો છે ॥ ૧૮૬ ॥

* ઘણુંકરી પ્રત્યેક અઢાર વર્ષ ને દશ વા અગિયાર દિવસે એનાએ સૂર્ય તથા ચન્દ્રગ્રહણ ફરીથી થાયછે. કારણ આકાશમાં ફરતાં ફરતાં પૃથિવી તથા ચંદ્ર જે ચોક્કસ સ્થાનથી ખસેલાં હોય, તેજ ચોક્કસ સ્થાને પાછા આવતાં તેમને તેટલો વખત લાગે છે, અને ત્યારથી પાછા પૂર્વ પ્રમાણેજ ગ્રહણો થવા માંડેછે. ચંદ્ર તથા સૂર્યગ્રહણ થતી વખતે તેમના વર્ણ આ પ્રમાણે દેખાયછે. શિરોમણિના ગ્રહગણિતાધ્યાયમાં કહેલ છે કે,

स्वल्पे छन्ने धूम्रवर्णः सुधांशो-
रर्धे कृष्णः कृष्णरक्तोऽधिकेऽर्धात् ।
सर्वच्छन्ने वर्ण उक्तः पिशंगो
भानोश्छन्ने सर्वदा कृष्ण एव ॥ १८७ ॥

ચંદ્રનો વર્ણ, સ્વલ્પ ગ્રહણમાં ધૂમ્ર જેવો અર્ધા ગ્રહણમાં કાળો, અર્ધાથી અધિક ગ્રહણમાં લાલમિશ્રિત કાળો, ને આખા ગ્રહણમાં ભુરો કહેલ છે. અને સૂર્યનો વર્ણ ગ્રહણસમય સર્વદા કાળોજ કહેલ છે ॥ ૧૮૭ ॥

## મંગળ.

પૃથિવી પછી સૂર્યને ફરનાર ગ્રહ મંગળ છે. તેનો વ્યાસ આસરે ૨૧૦૦ કોશનો છે માટે તે આપણી પૃથિવી કરતા ઘનફળમાં અર્થાત્ આખા અંગે સાત ગણો ન્હાનો છે. તે સૂર્યથી આસરે સાત ક્રોડ પાંચ લાખ કોશ દૂર છે. તે જ્યારે સૂર્યાસ્તની વખતે ઉદય પામેછે, ત્યારે પૃથિવીની પાસેમાં પાસે હોયછે, ને તેનું અંતર પૃથિવીથી કેવળ એક ક્રોડ પંચોતેર લાખ કોશનું થાયછે. પણ જ્યારે તે સૂર્યની પેલી બાજુમાં હોઈને સૂર્યની સાથેજ અસ્ત પામેછે ત્યારે પૃથિવીથી છેટામાં છેટે હોયછે, ને તેનું અંતર સુમાર અગિયાર ક્રોડ સીતેર લાખ કોશનું થાયછે. તે દર કલાકે ૨૭ હજાર કોશના વેગથી સૂર્યને આપણા ૬૮૭ દિવસમાં ફરી રહેછે. ભાસ્કરે ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

युग्मयुग्मशरनागलोचन-
व्यालषण्णवयमाश्विनोऽसृजः ॥ १८८ ॥

ચાર અબજ બત્રીશ ક્રોડ સૌર વર્ષમાં મંગળની ૨૨૯૬૮૨૮૫૨૨ પરિક્રમ થાયછે, એ હિસાબે તેની એક પરિક્રમા થવાને આપણા ૬૮૭ દિવસ લાગેછે ॥ ૧૮૮ ॥

જેથી તેના ઉપરના વાસિયોને સુમારે આપણા બે વર્ષ જેવડું વર્ષ થાયછે, ને તેમની એક એક ઋતુ પણ આપણા કરતાં બમણા વખતની હોયછે. તે સુમારે સાડી ચોવીશ કલાકમાં પોતાને અંગે ફરી રહેછે, તેથી આપણા કરતાં તેના ઉપરનાં દિવસ રાત્રિ સ્હેજ મોટાં હોયછે. તેના ઉપર સૂર્યપ્રકાશને પોહોંચતાં બાર મીનીટ લાગે છે, ને આપણા કરતાં ત્યાં અર્ધું અજવાળું તથા ઉષ્ણતા પડેછે, જેથી ત્યાંના પ્રાણિયો પણ તેને ઘટતાં થતાં હશે. ત્યાં સૂર્ય પણ આપણા કરતા અર્ધો દેખાયછે. એ ગ્રહને ફરનારા બે ઉપગ્રહ અથવા ચંદ્રો છે, જેમાંનો એક સુમારે ૬૧૫૦ કોશ તેનાથી દૂર છે, ને ત્રીશ કલાકમાં તેને ફરી રહેછે. બીજો ઉપગ્રહ કેવળ તેનાથી આસરે અઢારસો કોશ દૂર છે, ને સુમારે $૭\frac{3}{4}$ કલાકમાં તેને ફરી રહેછે. એ ઉપગ્રહોના મહત્વ હજી શોધી શકાયાં નથી. સારા દૂરદર્શક યંત્રવડે મંગળ જોયો હોય, તો તેના ઉપરના જળ તથા સ્થળના આકારો ઓળખાઇ આવેછે, ને તેનું વાતાવરણ પણ વાદળાંથી ભરેલું દેખાયછે. એ ગ્રહ લાલ અગ્નિ જેવો પ્રકાશિત ભાસેછે, તે કાંતો એવી જમીન લાલ છે, વા કાંતો એના વાતાવરણમાંથી સૂર્યનાં લાલ રંગનાં કિરણો પરાવર્તન પામેછે. એ ગ્રહના વાસિયોને આપણી પૃથિવી, આપણને શુક્ર જેવડો મોટો દેખા-

યછે, તેવડી મોટી દેખાતી હશે; ને જેમ કોઈ સમય આપણને બુધ, શુક્ર સૂર્ય ઉપર થઇને જતા દેખાયછે, તેમ તેના ઉપરથી બુધ, શુક્ર તથા આપણી પૃથિવી, એ ત્રણે ગ્રહો કોઈ સમય સૂર્ય ઉપરથી જતા દેખાતા હશે; કારણ તે એ ત્રણેથી બાહેર રહીને સૂર્યને ફરેછે.

## અલ્પગ્રહ.

મંગળ પછી સૂર્યને ફરનાર સીરીસ, પાલાસ, જુનો અને વેસ્ટા આદિ લઇ આસરે બસો અલ્પગ્રહો જણાયલા છે, જે સાદી આંખે કોઈ વેળા દેખાતા નથી; પણ દૂરદર્શક યંત્રવડે જોતાં દેખાઇ આવેછે. તે સર્વે સૂર્યથી સુમારે દશથી તેર ક્રોડ કોશ દૂર છે, ને તેને આપણા આસરે ત્રણથી છ વર્ષમાં ફરી રહેછે. એ સર્વ ગ્રહો એટલા તો નાના છે કે, તેમનાં કદ તથા અંગે ફરવાના કાળ હજી શોધી શકાયા નથી.

## બૃહસ્પતિ.

સર્વ અલ્પગ્રહો પછી સૂર્યને ફરનાર ગ્રહ બૃહસ્પતિ છે. સર્વ ગ્રહો કરતાં તે મોટો છે. તેનો વ્યાસ આસરે ૪૩ હજાર કોશનો છે, માટે તે આપણી પૃથિવી કરતાં ઘનફળે અર્થાત્ પોતાના સર્વ અંગે બારસો પચાસ ગણો મોટો છે. તે સૂર્યથી ૨૪ ક્રોડ કોશ દૂર છે, અને એક કલાકમાં આસરે ૧૪૫૦૦ કોશના વેગથી તેને આશરે આપણા બાર વર્ષમાં ફરી રહેછે. જેથી તેના ઉપર તેટલા વખતનું એક વર્ષ થાયછે, ને ત્યાં એક એક ઋતુ પણ આપણા બબે વર્ષની હોવી જોઇએ. ભાસ્કરાચાર્યે શિરોમણિના ગહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

**पंच पंच युगषट्कलोचन-**
**द्व्यब्धिषड्गुणमिता गुरोर्मताः ॥ १८९ ॥**

ચાર અબજ બત્રીશ ક્રોડ વર્ષમાં બૃહસ્પતિની ૩૬૪૨૨૬૪૫૫ પરિક્રમા થાયછે, એ હિસાબે તેની એક પરિક્રમા થવાને આશરે આપણાં ૧૨ વર્ષ લાગેછે ॥ ૧૮૯ ॥

તે પોતાને અંગે આપણા દશ કલાકમાં ફરી રહેવાથી તેના ઉપરના વાસિયોને નજદીક આપણા અર્ધા દિવસ જેવડો દિવસ ને અર્ધી રાત્રિ જેવડી રાત્રિ થતી હશે. ત્યાં સૂર્યપ્રકાશને પોહોંચતા ૪૦ મીનીટ લાગેછે, ને ત્યાંથી સૂર્ય આપણા કરતાં સત્તાવીશ ગણો નાનો દેખાયછે અને ત્યાં પ્રકાશ તથા ઉષ્ણતા પણ તેટલાં ઓછાં પડેછે. માટે ત્યાં પ્રાણિયોની વસ્તી પણ તેને ઘટતી થઇ હશે. દૂરદર્શક યંત્રવડે જોતાં એ ગ્રહના અંગ ઉપર ઊભા કાળા પટા દેખાયછે, જેમનાં સ્થાન વારંવાર ખસતાં દેખાવાથી એમ અનુમાન કરવામાં આવ્યું છે કે, એ ગ્રહના પોતાના અંગ ઉપર ફરવાના વેગથી એની આસપાસના વાતાવરણમાં રહેલ વાદળાંના પટા થઇ રહેતા હશે. વળી આપણી પૃથિવીને ફરનાર જેમ આપણો ચંદ્ર છે તેમ દૂરદર્શક યંત્રવડે એ ગ્રહને જોતાં એને ફરનારા ચાર ઉપગ્રહ એટલે ચંદ્રો દેખાયછે; જેમનાં વારંવાર થતાં ગ્રહણો પણ એ યંત્રવડે જોવામાં આવેછે. એમાંના પેહેલા ચંદ્રનો વ્યાસ આસરે બારસો કોશનો

છે, ને તે બૃહસ્પતિથી સુમારે એક લાખ ચોતરીશ હજાર કોશ દૂર છે; અને આપણા એક દિવસ ને અઢાર કલાકમાં બૃહસ્પતિને ફરી રહેછે. બીજા ચંદ્રનો વ્યાસ સુમારે એક હજાર કોશનો છે, ને તે બૃહસ્પતિથી બે લાખ બાર હજાર કોશ દૂર છે; અને આપણા ત્રણ દિવસ ને તેર કલાકમાં તેને ફરી રહેછે. ત્રીજા ચંદ્રનો વ્યાસ સત્તરસો કોશનો છે, ને તે બૃહસ્પતિથી આસરે ત્રણ લાખ ચાળીસ હજાર કોશ દૂર છે; અને આપણા સાત દિવસ ને ચાર કલાકમાં તેને ફરી રહેછે. ચોથા ચંદ્રનો વ્યાસ આસરે પંદરસો કોશનો છે, ને તે બૃહસ્પતિથી સુમારે છ લાખ કોશ દૂર છે; અને આપણા સોલ દિવસ ને સોલ કલાકમાં તેને ફરી રહેછે. એ સઘળું દૂરદર્શક યંત્રવડે અવલોકન કરી સિદ્ધ કરેલું છે.

## શનિ.

બૃહસ્પતિ પછી સૂર્યને ફરનાર ગ્રહ શનિ છે. તેનો વ્યાસ સુમારે ૩૫ હજાર કોશનો છે. માટે તે આપણી પૃથિવી કરતાં ઘનફળમાં અર્થાત્ સર્વ અંગે સાતસો ગણો મોટો છે. તે સૂર્યથી આસરે ૪૪ ક્રોડ ને ૫ લાખ કોશ દૂર છે, અને એક કલાકમાં ૧૦ હજાર ૫ સો કોશના વેગથી તે સૂર્યને આપણા સુમારે ત્રીસ વર્ષમાં ફરી રહેછે. જેથી તેના ઉપરના રેહેવાસિયોને તેટલા વખતનું એક વર્ષ થાયછે, ને તેથી તેમની એક એક ઋતુ આપણાં પાંચ પાંચ વર્ષની હોવી જોઇયે. ભાસ્કરાચાર્યે ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

भुजङ्गनन्दद्विनगाङ्गबाणपट्
कृतेन्दवः सूर्यसुतस्य पर्ययाः ॥ १९० ॥

ચાર અબજ બત્રીશ ક્રોડ વર્ષમાં શનિની ૧૪૬૫૬૭૨૯૮ પરિક્રમા થાયછે, એ હીસાબે તેની એક પરિક્રમા થવાને આપણાં સુમારે ત્રીશ વર્ષ લાગેછે ॥ ૧૯૦ ॥

શનિ પોતાને અંગે આપણા ૧૦¼ કલાકમાં ફરી રહેછે, જેથી તેના ઉપરનાં દિવસ રાત્રિ આપણા કરતાં અર્ધા વખતનાં થાયછે. ત્યાં સૂર્યપ્રકાશને પોહોંચતાં આપણો ૧¼ કલાક લાગેછે, ને ત્યાંથી સૂર્ય આપણા કરતાં ૯૦ ગણો નાનો ભાસેછે, તેથી પ્રકાશ અને ઉષ્ણતા પણ ત્યાં તેટલાં ઓછાં પડેછે; માટે ત્યાં પ્રાણિયોની વસ્તિ પણ તેને ઘટતી થઇ હશે. દૂરદર્શક યંત્રવડે જોતા બૃહસ્પતિની પેઠે શનિના અંગ ઉપર ઉભા પટા ભાસે છે, ને તેને ફરનારા આઠ ઉપગ્રહ એટલે ચંદ્રો દેખાયછે. જેમાંના પેહેલા ચંદ્રનો વ્યાસ ૫ સો કોશનો છે, ને તે શનિથી સુમારે ૬૦ હજાર ૫ સો કોશને અંતરે છે. અને તેને આપણા ૨૨½ કલાકમાં ફરી રહેછે. બીજા ચંદ્રનો વ્યાસ હજી માપી શકાયો નથી પણ તે શનિથી ૭૭ હજાર ૫ સો કોશને અંતરે છે, ને તેને આપણા એક દિવસ ને નવ કલાકમાં ફરી રહેછે. ત્રીજા ચંદ્રનો વ્યાસ અઢીસો કોશનો છે, ને તે શનિથી ૯૫ હજાર ૫ સો કોશને અંતરે છે અને આપણા ૧ દિવસ ને ૨૧ કલાકમાં તેને ફરી રહેછે. ચોથા ચંદ્રનો વ્યાસ પણ ૨૫૦ કોશનો છે, ને તે શનિથી

સુમારે ૧ લાખ ૨૩ હજાર કોશને અંતરે છે અને આપણા ૨ દિવસ ને ૧૮ કલાકમાં તેને ફરી રહે છે, પાંચમા ચંદ્રનો વ્યાસ ૬ સો કોશનો છે, ને તે શનિથી ૧ લાખ ૭૧ હજાર ને ૫ સો કોશ દૂર છે અને આપણા ૪ દિવસ ને ૧૨½ કલાકમાં તેને ફરી રહેછે. છઠ્ઠા ચંદ્રનો વ્યાસ ૧ હજાર ૬ સો ૫૦ કોશનો છે, તે શનિથી ૩ લાખ ૯૮ હજાર કોશ દૂર છે, અને આપણા ૧૫ દિવસ ને ૨૩ કલાકમાં તેને ફરી રહેછે. સાતમાં ચંદ્રનો વ્યાસ હજી માપી શકાયો નથી, પણ તે શનિથી ૪ લાખ ૬૯ હજાર ને ૫ સો કોશ દૂર છે અને આપણા ૨૧ દિવસ ને ૭ કલાકમાં તેને ફરી રહેછે. આઠમા ચંદ્રનો વ્યાસ ૯ સો કોશનો છે, નેતે શનિથી ૧૧ લાખ ૫૬ હજાર ને ૫ સો કોશ દૂર છે અને આપણા ૭૯ દિવસ ને ૮ કલાકમાં તે ને ફરી રહેછે. વળી શનિ ઉપર સર્વ ગ્રહોથી એવું એક વિલક્ષણપણું છે કે, તેના અંગને ફરતાં એક પછી એક એમ ત્રણ ગોળ ચપટાં ચક્રો છે, જેમાંનું ઉપલું ચક્ર ૫ હજાર કોશ ને વચલું આઠ હજાર બસો પચાસ કોશ પોહોળું અને જાડાઈમાં આસરે ૫૦ થી ૧૦૦ કોશ છે. વચલું ચક્ર શનિથી સુમારે ૯ હજાર કોશ દૂર છે. એ બન્ને ચક્રો ઘણાં તેજસ્વિ ભાસેછે, ને તેમની નીચે એક ત્રીજું ઝાંખું ચક્ર દેખાય છે. એ સઘળું દૂરદર્શક યંત્રવડે જોઈને સિદ્ધ કર્યું છે; અને જ્યારે એ રીતે શનિગ્રહને ફરતાં તેજસ્વિ ચક્રો તથા આઠ ચંદ્રો છે, ત્યારે એ સઘળાના પ્રકાશવડે ત્યાંના વાસિયોની રાત્રિ કેવી રળિયામણી થતી હશે!

## યુરાનસ.

શનિ પછી સૂર્યને ફરનાર ગ્રહ યુરાનસ છે. તે સૂર્યથી ૮૮ કોડ ૫૫ લાખ કોશને અંતરે છે. તેનો વ્યાસ સુમારે ૧૫ હજાર ૮ સોને ૫૦ કોશનો છે, માટે તે આપણી પૃથિવી કરતાં ઘનફળમાં અર્થાત્ સર્વ અંગે ૬૫ ગણો મોટો છે, અને એક કલાકમાં આસરે ૭ હજાર ૫ સો ને ૬૦ કોશના વેગથી સૂર્યને આપણાં ૮૪ વર્ષમાં ફરી રહેછે. જેથી તેના ઉપરના વાસિયોનું તેટલા વખતનું એક વર્ષ થાયછે, ને તેમની એક એક ઋતુ આપણાં ચૌદ ચૌદ વર્ષની થતી હશે. દૂરદર્શક યંત્રવડે જોતાં હજીસુધી તેના અંગ-ઉપર કોઈ ચોકસ ડાઘ જોવામાં આવ્યો નથી, તેથી તેના પોતાના અંગ ઉપર ફરવાનો કાળ નક્કી ન કરી શકાયાને લીધે, તેના ઉપર થતાં દિવસ રાત્રિના વખતની ખબર પડી નથી. તેના ઉપરથી સૂર્ય આપણા કરતાં ત્રણસો સાઠ ગણો નહાનો દેખાય છે, ને પ્રકાશ તથા ઉષ્ણતા પણ ત્યાં તેટલાં ઓછાં પડે છે, જેથી ત્યાં પ્રાણિઓની વસ્તિ પણ તેને ઘટતી થઇ હશે. ત્યાં સૂર્યપ્રકાશને પોહોંચતાં આપણા ૨½ કલાક લાગે છે. વળી દૂરદર્શક યંત્રવડે જોઈને કરેલા છેલ્લા શોધ પ્રમાણે તે ગ્રહને ફરનારા ચાર ચંદ્રો જણાયલા છે. જેમાંનો પેહેલો ચંદ્ર તેનાથી ૬૧ હજાર ૫ સો કોશને અંતરે છે, ને તેને આપણા ૨ દિવસ ને ૧૨½ કલાકમાં ફરી રહેછે. બીજો ચંદ્ર તેનાથી સુમારે ૮૫ હજાર ૫ સો કોશને અંતરે છે, ને તેને આપણા ૪ દિવસ ને ૩½ કલાકમાં ફરી રહેછે. ત્રીજો ચંદ્ર તેનાથી આસરે ૧ લાખ ૪૦ હજાર ને ૫ સો કોશ દૂર છે, ને તેને આપણા ૮ દિવસ ને ૧૭ કલાકમાં ફરી રહેછે. ચોથો ચંદ્ર તેનાથી ૧ લાખ ૮૮ હ-

જાર કોશ દૂર છે, ને તેને આપણા ૧૩ દિવસ ને ૧૭ કલાકમાં ફરી રહે છે. આપણા સૂર્યને ફરનાર સર્વ ગ્રહ તથા ગ્રહોને ફરનાર સર્વ ઉપગ્રહ પશ્ચિમથી પૂર્વમાં જતાં એકજ સામાન્ય રીતે ફરેછે, પણ એ યુરાનસ ગ્રહના ચાર ચંદ્રો તો વિલક્ષણ રીતે પૂર્વથી પશ્ચિમમાં જતાં તેને ફરે છે.

## નેપ્ચ્યુન.

યુરાનસ પછી સૂર્યને ફરનાર ગ્રહ નેપ્ચ્યુન છે. તે સૂર્યથી આસરે ૧ અબજ ૩૮ ક્રોડ ને ૭૫ લાખ કોશ દૂર છે. તેનો વ્યાસ સુમારે ૧૭ હજાર ૨ સો ને ૫૦ કોશનો છે, માટે તે આપણી પૃથિવી કરતાં ઘનફળમાં અર્થાત્ સર્વ અંગે પંચાસી ગણો મોટો છે, ને તે એક કલાકમાં ૬૦૪૮ કોશના વેગથી સૂર્યને આપણા ૧૬૪$\frac{1}{2}$ વર્ષમાં ફરી રહેછે. જેથી તેના ઉપરના વાસિયોનું તેટલા વખતનું વર્ષ થાયછે, ને તેમની એક એક ઋતુ આપણા નજદીક ૨૭$\frac{1}{2}$ વર્ષની થતી હશે. દૂરદર્શક યંત્રવડે અવલોકન કરતાં હજીસુધી તેના અંગ ઉપર પણ કોઈ ચોકસ ચિન્હ જોવામાં આવ્યું નથી, જેથી તેના પોતાના અંગ ઉપર ફરવાનો કાળ જાણવામાં ન આવવાથી તેના ઉપરના દિવસ રાત્રિના વખતની ખબર પડી નથી. તેના ઉપરથી સૂર્ય આપણા કરતાં ૯ સો ગણો નાનો દેખાયછે, ને પ્રકાશ તથા ઉષ્ણતા પણ તેટલાં ઓછાં પડેછે, જેથી ત્યાં પ્રાણિયોની વસ્તિ પણ તેને ઘટતી થઇ હશે. ત્યાં સૂર્યપ્રકાશને પોહોંચતાં આપણા ૪ કલાક લાગેછે. વળી દૂરદર્શક યંત્રવડે કરેલા છેલ્લા શોધ પ્રમાણે તેને ફરનાર એક ઉપગ્રહ જણાયલો છે. જે તેનાથી ૧ લાખ ૧૯ હજાર કોશ દૂર છે, ને તેને આપણા ૫ દિવસને ૨૧ કલાકમાં ફરી રહેછે. એ પણ યુરાનસના ઉપગ્રહો પ્રમાણે ઉલટી દિશામાં ફરે છે. આપણા જેવી જેને જોવાની શકિત હોય એવા જનો જો બૃહસ્પતિ, શનિ, યુરાનસ તથા નેપ્ચ્યુન ઉપર વસ્તાં હશે, તો સૂર્યને ફરનાર સર્વગ્રહોમાં માત્ર તેમને એ ચારે ગ્રહ પરસ્પરે દેખાતા હશે. પણ જેમાં આપણી પૃથિવી પણ આવી જાય છે, એવા વલ્કનથી અલ્પગ્રહો સુધીના સર્વગ્રહો દેખાતા નહિ હોય! કારણ તે સર્વે એ ચારે ગ્રહોથી ઘણા દૂર ને તે સાથેના પ્રમાણમાં ઘણાજ ન્હાના છે. માટે જો આપણા કરતાં એ ચારેના વાસિયોની જોવાની શકિત અધિક હશે, અથવા જો તેમની પાસે આપણા જેવા દૂરદર્શક યંત્રો હશે. તો તો તેમને સૃષ્ટિમાં આપણી પૃથિવી જેવા પદાર્થોના અસ્તિત્વનું કંઇક ભાન થતું હશે. નહિતર તેમના મનથી તો વલ્કનથી અલ્પગ્રહ સુધીના સર્વ ગ્રહોનું અસ્તિત્વ ત્રણે કાળમાં નથી! છેલ્લા શોધ પ્રમાણે સૂર્યને ફરનાર ગ્રહોમાં છેલ્લો ગ્રહ નેપ્ચ્યુન જણાયલો છે, તે પછી કોઈ ગ્રહ જણાતો નથી. પણ કદિ હવે પછી હમણાના કરતાં વધારે શકિતવાળાં યંત્રો થાય તો કદાચિત્ તે પછી પણ કોઈ ગ્રહ જણાઇ આવે! તેવિષે કંઇ કહેવાય નહીં.

## ધૂમકેતુ.

ગ્રહો ઉપરાંત સૂર્યને ફરનાર ધૂમકેતુઓ છે, જે પુછડિયા તારા કહેવાયછે. દૂરદર્શક યંત્રવડે જોતાં તેઓ કંઇ નક્કર પદાર્થ ભાસતા નથી, પણ વરાળના ગોટાજેવા

ભાસેછે. માટે તેઓ કંઇ ગ્રહ વા ઉપગ્રહની પેઠે વસ્તિવાળા ગોળ હોય તેમ ભાસતું નથી. તેમની પુછડિયો સૂર્યની સામી બાજુમાં હોય છે, તેથી છાયાની પેઠે જાણે સૂર્યપ્રકાશવડે તેમનાપરની વરાળ વિસ્તાર પામી પ્રકાશતી હોય, તેમ જણાયછે. વળી તે પુછડિયોમાંથી તેમની પેલી મેરના તારા દેખાયછે. તે જો તેઓ નક્કર હોય તો દેખાય નહીં. એ ધૂમકેતુઓ કેટલા છે, તે હજી યથાર્થ જાણી શકાયું નથી, કારણ તેમનું સૂર્યને ફરવું કંઇ ગ્રહોની રીતે નથી. તેઓ ગ્રહોના માર્ગ ભેદી સૂર્યની ઘણેજ પાસે આવીને પાછા ઘણેજ છેટે જાયછે; એ રીતે તેઓ સૂર્યને એક બીજાથી છેટે હોઇને ફરેછે. જેથી જેમના ફરવાના માર્ગ ન્હાના છે, તે સૂર્ય પાસે જલદી આવવાથી થોડા વર્ષને અંતરે પાછા દેખાયછે, અને જેમના ફરવાના માર્ગ મોટા છે, તે સૂર્ય પાસે ઘણેક કાળે આવવાથી હજારો વર્ષને અંતરે પાછા દેખાયછે; જેથી તેમનું ગણિત પણ યથાર્થ થઇ શકતું નથી. જોકે ધૂમકેતુઓની સંખ્યા નક્કી કહેવાતી નથી તોપણ ઘણા પ્રાચીન કાળથી આજદિન સુધી ઘણુંકરી તેઓ બસેથી વધારે જણાયલા નથી. તેઓ આકાશના સઘળા ભાગમાં દેખાયછે, ને સઘળી દિશાએ ફરેછે. એ ધૂમકેતુઓવિષે વરાહમિહિરે બૃહત્સંહિતાના ૧૧ મા અધ્યાયમાં કહ્યું છે કે,

दर्शनमस्तमयो वा न गणितविधिनास्य शक्यते ज्ञातुम् । दिव्यान्तरिक्षभौमास्त्रिविधाःस्युः केतवो यस्मात् ॥ १९१ ॥

ધૂમકેતુનાં ઊદય તથા અસ્ત ગણિતે કરી જણાઇ શકાતાં નથી, કારણ તે દિવ્ય અંતરિક્ષ તથા ભૌમ એવા ત્રણ પ્રકારનાછે ॥ ૧૯૧ ॥

अहुताशेऽनलरूपं
यस्मिंस्तत्केतुरूपमेवोक्तम् ।
खद्योतपिशाचालय-
मणिरत्नादीन् परित्यज्य ॥ १९२ ॥

ખદ્યોત, પિશાચનું સ્થાન, મણિ તથા રત્નાદિને છોડીને જે અગ્નિવિનાના સ્થાનમાં અગ્નિરૂપ ભાસે છે, તે ધૂમકેતુનું સ્વરૂપ કહેલું છે; અર્થાત્ તે વરાળરૂપ છે ॥ ૧૯૨ ॥

शतमेकाधिकमेके सहस्रमपरे वदन्ति केतूनाम् । बहुरूपमेकमेव प्राह मुनिर्नारदः केतुम् ॥ १९३ ॥

ધૂમકેતુની સંખ્યા કેટલાક એકસો એકની ને કેટલાક હજારની કહેછે, પણ નારદ મુનિ તો, એકજ કેતુ બહુરૂપે ભાસે છે, એમ કહેછે ॥ ૧૯૩ ॥

## ખરતા તારા.

વળી જેમ ગ્રહ તથા ઉપગ્રહો ઉત્પન્ન થાયછે, તેમ આકાશમાં રહેલા અનેક જાતિના સૂક્ષ્મ પરમાણું પરસ્પરે આકર્ષણના ધર્મથી એકઠા મળી, કાળે કરી ન્હાના ન્હાના ગોળ થાયછે. જેઓ પણ ગ્રહોની પેઠે સૂર્યને ફર્યા કરેછે. તે ફરતાં ફરતાં જે ગ્રહના આકર્ષણમાં આવી જાયછે, તે ગ્રહ ઉપર જઇને પડેછે. પડતાં પડતાં તે ગ્રહના વાતાવરણ સાથે તેનો ઘસારો લાગવાથી પ્રકાશ ઉત્પન્ન થાયછે. એ પડતા ગોળ

ખરતા તારા અથવા ઉલ્કા નામથી પ્રસિદ્ધ છે. પૃથિવી ઉપર એવા ઘણા પડેછે તેમાં મોટામાં મોટો સાતસો ફુટના ઘેરાવાનો તારો પડેલ જણાયલો છે. એ ખરતા તારા વિષે શિરોમણિના પાને ૨૬૭ ટિપ્પણમાં કહેલ છે કે,

यासां गतिर्दिवि भवेद्गणितेन गम्या तास्तारकाः सकलखेचरतोऽतिदूरे । तिष्ठन्ति या अनियतोद्गतयश्च ताराश्चन्द्राद‌धो हि निवसन्ति तदाश्रितास्ताः॥१९४॥

આકાશમાં જે તારાઓની ગતિ ગણિતે કરી જણાયલી છે, તે તારાઓ સઘળા ગ્રહોથી અતી દૂર રહેલ છે ને જેની ગતિ જણાઈ નથી એવા જે તારા છે, તે ચંદ્રનો આશ્રય કરી તેની નીચે રહેલ છે ॥ ૧૯૪ ॥

शीतांशुवज्जलमयास्तपतात्स्फुरन्तितताश्चावहप्रहमारुतसंधिसंस्थाः । पूर्वानिलैः स्लितमितभावमुपागतेऽस्मिंस्तारा: पतन्ति कुहचिद्गुरुतावशेन ॥ १९५ ॥

તે ચંદ્રની પેઠે જળમય હોવાથી સૂર્યવડે પ્રકાશે છે, ને આવહ તથા પ્રવહ નામના વાયુની સંધિમાં રહેલા છે, અને પૂર્વ પવને કરી સંધિ ચલાયમાન થતાં ભારી હોવાનેલીધે કયાંક પડેછે ॥ ૧૯૫ ॥

## સૂર્ય.

હવે ઉપગ્રહો સહિત ગ્રહ, ધૂમકેતુ તથા ઉલ્કા જેને ફરેછે, એવો સૂર્ય તે સર્વની મધ્યમાં છે તે પોતે સ્વપ્રકાશ છે, એટલે તેનામાં પ્રકાશ ઉત્પન્ન કરવાની અને તે બીજા પદાર્થો ઉપર નાખવાની સ્વતઃશકિત છે. તે પોતાની આકર્ષણ શકિતવડે ગ્રહાદિને ધારણ કરી પોતાની આસપાસ ફેરવેછે, ને તેમને પ્રકાશ આપેછે. સર્વ ગ્રહો ઉપર ઋતુસંબંધી ફેરફાર તેનાથીજ થાયછે, ને તેવડેજ પ્રાણિ માત્ર જીવી શકેછે. માટે ઋગ્વેદના મંડળ ૧ સૂ. ૧૧૫ ની ઋચા ૧ લીમાં કહ્યું છે કે,

सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ १९६ ॥ સૂર્યસ્થાવર તથા જંગમનોઆત્માછે॥૧૯૬॥

સૂર્યનો વ્યાસ એટલે ઉભી મધ્યરેષા અર્થાત્ જાડાઈ ૪ લાખ ૩૦ હજાર કોશની છે; માટે ઘનફળમાં અર્થાત્ સર્વ અંગે તે આપણી પૃથિવી કરતાં ૧૨ લાખ ૫૦ હજાર ગણો મોટો છે. દૂરદર્શક યંત્રવડે સૂર્યને જોતાં તેના ઉપર નાનાપ્રકારનાં કાળાં ધાબાં તથા ઉંચા નીચાપણું દેખાયછે. વરાહમિહિરે બૃહત્સંહિતાના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

तामसकीलकसंज्ञा राहुसुताः केतवस्त्रयस्त्रिंशत् । वर्णस्थनानाकारैस्तान् दृष्ट्वार्के फलं ब्रूयात् ॥ १९७ ॥

સૂર્યમાં જે કાળાં ધાબાં દેખાયછે, તે તમથી ઉત્પન્ન થનાર તામસકીલક નામના તેંતરીશ કેતુ કલ્પેલા છે; તેમને વર્ણ, સ્થાન આકારે કરી સૂર્યમાં જોઇને ફળ કેહેવું ॥ ૧૯૭ ॥

એ ધાબાં તથા ઉંચા નીચાપણું ખસતાં જણાયછે, માટે એમ અનુમાન થાયછે કે, સૂર્ય પોતાના અંગે ફરેછે. જે ચોક્કસ ઉંચા નીચાપણું એક વખત દેખાયું હોય, તેજ

ફરી દેખાવાને આપણા ૨૫½ દિવસ લાગેછે, માટે તેટલા દિવસમાં સૂર્ય પોતાને અંગે ફરી રહેછે, એવો નિશ્ચય કરવામાં આવ્યો છે. સર્વ ગ્રહોનું પોતાના અંગ ઉપરનું ફરવું પશ્ચિમથી પૂર્વમાં છે, પણ સૂર્યનું તો પૂર્વથી પશ્ચિમમાં જણાયલું છે, માટે જેમ કોઇ દાંતાવાળું ચક્ર પોતાની સામે વળગેલા તેવાજ ચક્રને પોતે ફરતાં પોતાથી ઉલટી દિશામાં ફેરવેછે, તેમ સૂર્ય જાણે આકર્ષણ અથવા પ્રકાશ કિરણરૂપી દાંતાવડે પોતાની સામે વળગેલા ગ્રહોને તેમના અંગ ઉપર પોતાના અંગે ફરવાની દિશાથી ઉલટી દિશામાં ફેરવેછે. સૂર્ય ઉપરના ડાઘવિષે એવી અટકળ કરવામાં આવી છે કે, સૂર્યની આસપાસ નિરંતર રસાયણી ક્રિયાવડે પ્રકાશ ઉત્પન્ન કરનાર વાતાવરણ છે, તેમાં મોટો ક્ષોભ ઉત્પન્ન થઇ ખાંચા પડેછે; જેમાંથી સૂર્યનું કાળું અંગ નજરે પડી આપણને ડાઘરૂપે ભાસેછે. વળી કેટલાક વિદ્વાનો એમ પણ ધારેછે કે, સૂર્યના અંગમાંજ વારંવાર હજારો બળતાં ઉત્પન્ન થઈ પ્રકાશે છે, ને જે સ્થાને બળતું ઠરી જાયછે, તે સ્થાન કાળા ડાઘની પેઠે ભાસે છે. સૂર્યની ઉષ્ણતા જોતાં તે ઉપર પ્રાણિયોની વસ્તી મુદ્દલ સંભવતી નથી, પણ કદિ હોય તો તેવી ઉષ્ણતા ખમી શકે એવી રીતે ઉત્પન્ન થએલી હોવી જોઇયે. એવિષે માનવી જ્ઞાન ઘણું અલ્પશકિતવાળું હોવાથી કંઈ નિશ્ચય ઉપર આવી શકાતું નથી. એ સૂર્ય, ગ્રહ તથા ઉપગ્રહોના અંતર અને કદ ત્રિકોણમિતિના ગણિતથી શોધી કહાઢેલ છે. જેમને એ ગણિતનું જ્ઞાન હશે, તેમને તો એવિષે કંઈ સશય રહેશે નહીં, પણ જાણે પ્રત્યક્ષ માપી કાહાડ્યાં હોય એમ જણાશે. એ ગણિતથી પૃથિવી ઉપરના દૂરના પદાર્થનું અંતર તથા કદ છેટેથી શોધી કાઢયું હોય તો તે યથાર્થ ઉભે છે, ત્યારે આકાશમાં રહેલ દૂરના પદાર્થોના અંતર તથા કદ એજ ગણિતથી શોધી કાહાડ્યાં છે, તે યથાર્થ હોવાં જોઇયે, ને કંઈ ફેર આવે તો ઘણો આવવો ન જોઇયે. પ્રાચીન આર્ય જ્યોતિષવેત્તાઓએ પણ એજ ગણિતથી ગ્રહોના અંતર તથા કદ શોધી કાહાડ્યાં છે, પણ તેમની પાસે સૂક્ષ્મ રીતે નિર્ણય કરવા માટે હમણાના જેવાં દૂરદર્શકાદિ યંત્રો નહોતાં, તેથી તેમણે શોધી કાહાડેલાઅંતર તથા કદમાં ફરક આવેલ છે. તેમણે પણ જોકે વાંસની નલિકાઓ કરી તે દ્વારે જોઇને સિદ્ધ કરેલું છે, પણ તે નલિકાઓમાં હમણાની પેઠે કાચની સહાયતા નહિ હોવાથી સાદી આંખવડે જોયેલું, માટે હમણાના જેવો સૂક્ષ્મ સિદ્ધાંત થઇ શકયો નથી. ભાસ્કરે ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

**दृगुच्चमूलं नलकं निवेश्य**
**वंशद्व्याधारमथास्य रंध्रे ।**
**विलोकयेत्खे खचरं किलैवं**
**जले विलोमं तदपि प्रवक्ष्ये ॥ १९८ ॥**

બે વાંસને આધારે રહેલ નલિકાને, ઉંચી દૃષ્ટિ રાખી જોવાય તે રીતે ગોઠવી, તેના મૂલના છિદ્રદ્વારે આકાશમાં ગ્રહને જોવો અને એમજ જળનેવિષે તેથી ઉલટી રીતે જોવો તે પણ હું કહું છું ॥ ૧૯૮ ॥

સર્વ ગ્રહો સૂર્યને ફરેછે, એમ પ્રાચીન આર્ય જ્યોતિષિયોને પણ ખબર હોવી જોઇયે; કારણ કોઇબી ગ્રહ પૃથિવીથી છેટેમાં છેટે હોયછે; ત્યારે સૂર્ય તે ગ્રહ અને પૃથિવીની વચમાંજ હોયછે; અને જ્યારે કોઇ પણ ગ્રહ પૃથિવીથી પાસેમાં પાસે

હોયછે, ત્યારે તે ગ્રહ અને પૃથિવી બન્ને સૂર્યની એકજ બાજુમાં હોયછે. જો સૂર્ય નેજ સર્વ ગ્રહો ફરતા હોય, તોજ એમ થાય. પૃથિવીને ફરતા હોય તો, તેમના છેટેમાં છેટે હોવા વખતે સૂર્ય વચમાંજ હોવો જોઇયે અને પાસેમાં પાસે હોવા વખતે પૃથિવી અને તે ગ્રહ બન્ને સૂર્યની એકજ બાજુમાં હોવાં જોઈયે, એવો નિયમ રહે નહિ. એ વાતથી પૂર્વ જ્યોતિષિયો અજાણ્યા હોય એમ જણાતું નથી, તથાપિ પ્રત્યક્ષ લોકદૃષ્ટિમાં, સૂર્યસહિત સર્વ ગ્રહો પૃથિવીને જૂદી જૂદી ગતિયે ફરેછે, એમ આવવાથી તેમણે પણ એમજ વર્ણન કર્યું છેઃ કારણ તેમ કરતાં ગ્રહોનું ગણિત કરવામાં કંઇ ફેર આવતો નથી, ને લોકમતથી વિરૂદ્ધ જવું પડતું નથી, જેમ કરવું અસલના વખતમાં ઘણું મુશ્કેલ હતું. માટે ભાસ્કરાચાર્યે શિરોમણિના ગ્રહગણિતાધ્યાયમાં કહ્યું છે કે,

**कक्षाः सर्वा अपि दिविषदां चक्रलिप्तां कितास्ता वृत्ते लघ्व्यो लघुनि महति स्युर्महत्यश्च लिप्ताः ॥ तस्मादेते शशिजभृगुजादित्यभौमेज्यमन्दा मन्दाक्रान्ता इव शशधराद्भान्ति यान्तः क्रमेण ॥ १९९ ॥**

સર્વ ગ્રહોના ફરવાના માર્ગ ચક્રને વિંટાયલાની પેઠે ગોળ છે, ને ન્હાના વૃત્તમાં ન્હાના અને મોટા વૃત્તમાં મોટા હોયછે; માટે બુધ, શુક્ર, સૂર્ય, મંગળ, ગુરૂ તથા શનિગ્રહ ક્રમે કરી ચંદ્રથી મંદ ગતિયે જતા ભાસેછે ॥૧૯૯ ॥

તેમ આર્યભટ્ટે પોતાના સિદ્ધાંતના કાળક્રિયાપાદમાં કહ્યું છે કે,

**भानामधश्शनैश्चर सुरगुरुभौमार्कशुक्रबुधचन्द्राः । तेषामधश्च भूमिर्मेढीभूता खमध्यस्था ॥ २०० ॥**

નક્ષત્રોની નીચે ક્રમે કરી શની, ગુરૂ, મંગળ, સૂર્ય, શુક્ર, બુધ તથા ચંદ્ર રહેલા છે, ને તે સર્વની નીચે આકાશના મધ્યમાં ધાણીના થાંભલાની પેઠે પૃથિવી રહી છે ॥ ૨૦૦ ॥

**मण्डलमल्पमधस्तात् कालेनाल्पेन पूरयति चन्द्रः । उपरिष्टात्सर्वेषां महच्च महता शनैश्चारी ॥ २०१ ॥**

સર્વની નીચે હોવાથી ચંદ્ર, પોતાના અલ્પ માર્ગને થોડા કાળે કરી ફરી રહેછે ને સર્વની ઉપર હોવાથી શનિ પોતાના મોટા માર્ગને ઘણે કાળે કરી ફરી રહેછે ॥ ૨૦૧ ॥

એ ગ્રહો પૃથિવીથી કેટલા દૂર છે તે વિષયમાં શિરોમણિના ચંદ્રગ્રહણાધિકારમાં ભાસ્કરે કહ્યું છે કે,

**नगनगाग्निनवाष्टरसा रवे रसरसेषुमहीषुमिता विधोः । निगदितावनिमध्यत उच्छ्रितिः श्रुतिरियं किल योजनसंख्यया ॥ २०२ ॥**

પૃથિવીના મધ્યથી સૂર્યની ઉંચાઈ ૬૮૯૩૭૭ અને ચંદ્રની ૫૧૫૬૬ યોજનની કહી છે, એમ સાંભળ્યું છે ॥ ૨૦૨ ॥

અને શિરોમણિના પૃષ્ટ ૧૫૪ ની ટિપ્પણમાં કહેલ છે કે,

| | |
|---|---|
| भौमस्य गोकुरसषण्णवसूर्यसंख्या<br>दन्ताभ्रषण्नृपमिताश्रुतिरिन्दुजस्य ।<br>पूज्यस्य नागगुणपञ्चरसाद्रिभूमिनागाश्च<br>सर्पगजखाब्धियमाब्धयोऽथ॰॥ २०३ ॥ | પૃથિવીથી મંગળની ઊંચાઇ ૧૨૯૬૬૧૯ યોજનની.<br>બુધની ૧૬૬૦૩૨ યોજનની.<br>ગુરૂની ૮૧૭૬૫૩૮ યોજનની.<br>શુક્રની ૪૨૪૦૮૮ યોજનની. ॥ ૨૦૩ ॥ |
| शुक्रस्य सूर्यतनयस्य कुसप्तखाङ्क<br>भूत्र्यभ्रदस्रमितयोजनकर्ण एवम् ।<br>नागाक्षषड्यमरसाग्निकुवेदसंख्यो<br>नक्षत्रमण्डलभवश्रवणो निरुक्तः ॥२०४॥ | શુક્રની તથા શનિની ૨૦૩૧૯૦૭૧ યોજનની.<br>અને નક્ષત્રમંડળની ૪૧૩૬૨૬૫૮યોજનની કહી છે ॥ ૨૦૪ ॥ |

પૃથિવીની આસપાસ ગ્રહોના ફરવાના માર્ગની લંબાઇવિષે સિદ્ધાંતશિરોમણિના ગ્રહગણિતાધ્યાયમાં કહેલ છે કે,

| | |
|---|---|
| सार्धाद्रिगोमनुसुराब्धिमितार्ककक्षा<br>चान्द्रीसहस्रगुणिताजिनरामसंख्या २०५ | સૂર્યની કક્ષા ૪૩૩૧૪૯૭$\frac{1}{2}$ યોજનની.<br>અને ચંદ્રની૩૨૪૦૦૦યોજનનીકહીછે૨૦૫ |

બાકીના ગ્રહોની કક્ષાના યોજન શ્રીપતિયે આ પ્રમાણે કહેલ છેઃ—

| | |
|---|---|
| अष्ट्यङ्कषण्मनुगजाः क्षितिनन्दनस्य<br>ज्ञस्यैशदन्तकृतखेन्दुमिताथ सूरेः ।<br>रूपाश्विनागयुगशैलगुणेन्दुबाणाः<br>खाग्न्यङ्कसागररसोत्कृतयः सितस्य॥२०६ | મંગળની કક્ષા ૮૧૪૬૯૧૬ યોજનની.<br>બુધની ૧૦૪૩૨૧૧ યોજનની.<br>ગુરૂની ૫૧૩૭૪૮૨૧ યોજનની.<br>શુક્રની ૨૬૬૪૬૩૦ યોજનની ॥ ૨૦૬ ॥ |
| भूधराहिनगनागरसर्तु<br>क्ष्माधराश्विशशिनःशनिकक्षा ॥ २०७ ॥ | અને શનિની કક્ષા ૧૨૭૬૬૮૭૮૭ યોજનની કહેલ છે ॥ ૨૦૭ ॥ |

સૂર્ય તથા ચંદ્રગોળના વ્યાસવિષે.શિરોમણિના ચંદ્રગ્રહણાધિકારમાં કહેલ છે કે,

| | |
|---|---|
| बिंबं रवेर्द्विद्विशरर्तुसंख्या-<br>नीन्दोःखनागाम्बुधियोजनानि ॥ २०८॥ | સૂર્યનો વ્યાસ ૬૫૨૨ યોજન ને ચંદ્રનો વ્યાસ ૪૮૦ યોજન છે ॥ ૨૦૮॥ |

શ્રીપતિયે પણ કહ્યું છે કે,

| | |
|---|---|
| व्यासा रवीन्दुक्षितिगोलकानां क्रमेण ते-<br>जो जलमृन्मयानाम्।स्युर्योजनैः[illegible]ण-<br>षड्भिर्व्योमाष्टवेदैः कुगजेषुचन्द्रैः॥२०९॥ | ક્રમથી તેજ, જળ અને માટીમય એવા સૂર્ય, ચંદ્ર અને પૃથિવીના વ્યાસ ૬૫૨૨, ૪૮૦ તથા ૧૫૮૧ યોજનના છે ॥ ૨૦૯ ॥ |

સૂર્યસિદ્ધાંતના ચંદ્રગ્રહણાધિકારમાં કહ્યું છે કે,

**सार्धानि षट्सहस्राणि योजनानि विवस्वतः। विष्कम्भो मण्डलस्येन्दोः सहाशीत्या चतुःशतम् ॥ २१० ॥**

સૂર્યનો વ્યાસ ૬૫૦૦ યોજનનો અને ચંદ્ર મંડળનો ૪૮૦ યોજનનો છે ॥ ૨૧૦ ॥

બીજા ગ્રહોના વ્યાસ સૂર્યસિદ્ધાંતના ગ્રહયુત્યધિકારમા ૧૩ મા શ્લોકમાં કહેલી ગણિતની રીતે કાશીવિદ્યાસુધાનિધિમાં બાપૂદેવ શાસ્ત્રિયે આ પ્રમાણે લખી જણાવેલ છેઃ—

**क्षितिजस्याब्धिबाणाद्रिप्रमितस्त्रिलवान्वितः। दिगंशोनेषु वेदेन्दुप्रमितः शशिजस्य च ॥ २११ ॥**

મંગળનો વ્યાસ ૭૫૪$\frac{1}{3}$ યોજન.
બુધનો વ્યાસ ૧૪૪$\frac{9}{10}$ યોજન ॥ ૨૧૧ ॥

**व्यंघ्रीषु दन्तवसवो गुरोरथ भृगोस्तथा। विंशत्यंशोनसार्धाग्निनन्दाब्धिप्रमितस्तथा ॥ २१२ ॥**

ગુરૂનો વ્યાસ ૮૩૨૪$\frac{3}{4}$ યોજન.
શુક્રનો વ્યાસ ૪૯૩$\frac{9}{20}$ યોજન ॥ ૨૧૨ ॥

**शनेः पंचगुणार्कांशरसाद्र्यद्रीन्द्रसंयुतिः। विष्कम्भो योजनैरित्थमर्काद्युक्तिप्रमाणतः ॥ २१३ ॥**

તથા શનિનો વ્યાસ ૧૪૭૭૬$\frac{5}{12}$ યોજનનો છે. એ રીતે સૂર્યસિદ્ધાંતથી યુકિત અને પ્રમાણે કરી ગ્રહોના વ્યાસ યોજન કહ્યા છે ॥ ૨૧૩ ॥

એજ વિષયપર આર્યભટ્ટે આ પ્રમાણે કહેલ છેઃ—

**नृषि योजनं ञिलाभू व्यासोऽर्केन्द्वोर्घ्रिञागिणकमेरोः भृगुगुरुबुधशनिभौमाःश्शशिङञणनमांशकाःसमार्कसमाः ॥२१४॥**

આઠ હજાર દંડનો એક યોજન, એવા ૧૦૫૦ યોજન પૃથિવીનો, ૪૪૧૦ યોજન સૂર્યનો, ૩૧૫ યોજન ચંદ્રનો તથા એક યોજન મેરૂનો વ્યાસ છે. અને શુક્ર, ગુરૂ, બુધ, શનિ તથા મંગળના વ્યાસ ક્રમે કરી ૫૧૮, ૪૯૯૫, ૬૮, ૬૨૦૬, તથા ૩૧૭ યોજનના છે ॥ ૨૧૪ ॥

સૂર્ય ચંદ્ર સિવાય બાકીના ગ્રહોના વ્યાસવિષે ભાસ્કરાચાર્યે આ પ્રમાણે કહેલ છેઃ—

**व्यंघ्रीषवः सचरणा ऋतवस्त्रिभागयुक्ताद्रयो नव च सत्रिलवेषवश्च। स्युर्मध्यमास्तनुकलाः क्षितिजादिकानाम् ॥ २१९ ॥**

મંગળ, બુધ, ગુરૂ, શુક્ર તથા શનિ ગ્રહના બિંબોની મધ્યમકળા ક્રમથી ૪$\frac{3}{4}$, ૬$\frac{1}{4}$, ૭$\frac{1}{3}$, ૯ તથા ૫$\frac{1}{3}$ છે, તેના ચંદ્રકક્ષા પ્રમાણે સાધતાં ૧૭૯૧, ૩૦૧, ૧૭૪૪૨, ૧૧૧૦ તથા ૩૧૫૨૩ યોજન વ્યાસ થાયછે ॥ ૨૧૫ ॥

પણ હમણાના વિદ્વાનોએ સૂક્ષ્મ યંત્રોવડે વારંવાર વેધ કરી ગ્રહોના જે વ્યાસ

નિર્ણય કર્યા છે, તે કાશિનાં બાપૂદેવ જ્યોતિષિયે કાશીવિદ્યાસુધાનિધિમાં આ પ્રમાણે જણાવેલ છેઃ—

**व्यासो भुवःखाद्रियहियोजनानि**
**खेः खखाभ्राद्रिनवप्रमाणं ।**
**सुधाकरस्याभ्रजिनैः समानि**
**खाक्षाब्धिसंख्यानि महीसुतस्य ॥ २१६ ॥**

પૃથિવીનો વ્યાસ ૮૭૦ યોજન, સૂર્યનો ૯૭૦૦૦ યોજન, ચંદ્રનો ૨૪૦ યોજન, મંગળનો ૪૫૦ યોજન ॥ ૨૧૬ ॥

**चान्द्रेःखबाणानलयोजनानि**
**व्यासो गुरोः खेष्विषुगोमितानि ।**
**भृगोःखवाणेभमितानि सौरेः ।**
**खखाश्वनागप्रमितानि नूनम् ॥ २१७ ॥**

બુધનો ૩૫૦ યોજન, ગુરૂનો ૯૫૫૦ યોજન, શુક્રનો ૮૫૦ અને શનિનો ૮૭૦૦ યોજન છે ॥ ૨૧૭ ॥

## તારા.

હવે ગ્રહ, ઉપગ્રહ, ધૂમકેતુ, ઉલ્કા તથા આપણા સૂર્ય ઉપરાંત આકાશમાં બીજા અનેક તારા જોવામાં આવેછે, જે સર્વે આપણા સૂર્યની પેઠે સ્વપ્રકાશક ગોળ જણાયછે; કારણ તેમનો પ્રકાશ પણ સૂર્ય પ્રકાશવત્ ચકચકેછે. પરપ્રકાશ ગોળ જે ગ્રહ તથા ઉપગ્રહ કહેવાયછે, તેમનો પ્રકાશ ચકચકતો નથી. પણ સ્થિર ભાસેછે; અને ઓછી વધતી કળાવાળો થાયછે. એ રીતે અનંત આકાશમાં પરસ્પરે આકર્ષણ ધર્મવડે નિયમમાં રહેલ એ અનેક ગોળ સ્વયંપ્રકાશ અને પરપ્રકાશ એવા બે પ્રકારના છે. સ્વયંપ્રકાશ ગોળ સૂર્ય સમજવા, ને પરપ્રકાશ ગોળ ગ્રહ તથા ઉપગ્રહ જાણવા. બન્ને પ્રકારના ગોળો પોતાના પ્રકાશની જાતવડે તુરત ઓળખાઈ આવેછે. એ સ્વયંપ્રકાશ ગોળો આપણને ચકચકિત તારારૂપે ભાસેછે; તેમાંના જેટલા તારાસમૂહ અર્થાત્ તારાઓના જથ્થા, ગ્રહોના સૂર્યને ફરવાના માર્ગની ઉપર આવેલા છે, તેમના પ્રાચીન આર્ય જ્યોતિષિયોયે સત્તાવીસ વીભાગ કલ્પી તેમને અશ્વિની, ભરણી આદિ નામ આપી નક્ષત્ર નામથી પ્રસિદ્ધ કર્યા છે. ફરી તે નક્ષત્રના સવા બે નક્ષત્રનો એક ભાગ, એ રીતે બાર ભાગ કલ્પી મેષ, વૃષભાદિ નામ આપી રાશી નામથી પ્રસિદ્ધ કરેલ છે. એ સિવાય ઉત્તર તથા દક્ષિણધ્રુવોની આસપાસ ઘણાક તારાસમૂહો દેખાયછે જેમને પણ ઓળખવા માટે બૃહદક્ષ અર્થાત્ સપ્તઋષિ, ઉત્તરધ્રુવમત્સ્ય તથા દક્ષિણધ્રુવમત્સ્ય ઈત્યાદિ નામ આપેલાં છે. એ બધા સ્વપ્રકાશ તારા આપણો ભૂગોળ પોતાના અંગે નિત્ય ભ્રમણ કરેછે, તેથી પૂર્વમાં ઉદય પામી પશ્ચિમમાં અસ્ત પામતા દેખાયછે. એમ છતાં પણ ઉત્તરધ્રુવનો તારો મુદ્દલ ખસતો ભાસતો નથી, કારણ તે પૃથિવી ગોળની ઉત્તર ટોંચ ઊપર આવેલ હોવાથી, પૃથિવીભ્રમણના વિકારમાં આવી શકતો નથી. વળી તે એટલો તો દૂર છે કે, તેના અંતરના પ્રમાણમાં પૃથિવીનો સૂર્યને ફરવાનો માર્ગ અત્યંત સૂક્ષ્મ છે; જેથી પૃથિવીની વાર્ષિક ગતિથી પણ તે ખસતો ભાસતો નથી. એજ રીતે દક્ષિણધ્રુવના તારાવિષે પણ જાણવું, પણ તે આપણને દેખાતો નથી; કારણ આપણો દેશ પૃથિવીની વર્તુલમધ્યરેષાથી ઉત્તરમાં આવેલ

હોવાથી પૃથિવીનો મધ્ય પૃષ્ઠભાગ આપણાને આડો આવેછે. એજ રીતે પૃથિવીની વર્તુલમધ્યરેષાની દક્ષિણે આવેલ દેશવાસિયોને ઉત્તરધ્રુવ દેખાતો નથી. સાદી આંખે દેખાતા તારા ઉપરાંત આકાશમાં ઝાંખાં શ્વેત ધાબાં દેખાયછે, જે દૂરદર્શક યંત્રવડે જોતાં ધાબાં નથી, પણ ઘણે છેટેના તારા જે નરી આંખે દેખાતા નથી, તેમનો પ્રકાશ છે. એવા ધાબાં અનેક દેખાયછે, ને તેમાં અનેક તારા જોવામાં આવેછે. સૌથી મોટામાં મોટું શ્વેત ધાબું લાંબા ગોળ પટાને આકારે આકાશના મધ્યભાગમાં દક્ષિણધ્રુવથી તે ઉત્તરધ્રુવપર્યંત વાંકું ગયેલું દેખાયછે. જેને આકાશગંગા કહે છે. દૂરદર્શક યંત્રવડે જોતાં તેમાં લાખો તારા દેખાયછે. વળી સાદી આંખે આકાશનો જે ભાગ તારાવગરનો દેખાતો હોય, તેજ ભાગ દૂરદર્શક યંત્રવડે જોયાથી તેમાં અનેક તારા દેખાયછે. એ ઉપરથી એમ અનુમાન થાયછે કે, જેમ આકાશ અનંત છે, તેમ તેમાં ઉત્પન્ન થઇ રહેલ ગોળોની સંખ્યાનો પણ અંત નથી. પાણીમાં જેમ બરફ બંધાઈને તરેછે તેમ આકાશમાં રહેલ સૂક્ષ્મ પરમાણુ બંધાઈ ગોળરૂપ થઇને તરેછે. એ અસંખ્ય સ્વયંપ્રકાશ ગોળો જે સૂર્ય છે, તેમની આસપાસ રહેલ ગોળો આપણી પૃથિવીની પેઠે ગ્રહરૂપ થઈ તેમને ફરતા હશે; ને તે ગ્રહો પાસેના ગોળ આપણા ઉપગ્રહોની પેઠે તેમના ઉપગ્રહો થઇ તેમને ફરતા હશે. આપણને તે પ્રત્યેક સૂર્ય તારા જેવો દેખાયછે, પણ તેના ગ્રહ ઉપગ્રહાદિ ગોળ મુદ્દલ દેખાતા નથી, કારણ તેમનું કદ ન્હાનું હશે ને અંતર ઘણું છે. એજ રીતે તે ગ્રહો ઉપરના વાસિયોને પણ આપણો સૂર્ય તારા જેવો દેખાતો હશે, પણ તેને ફરનાર આપણા ગ્રહાદિ દેખાતા નહીં હોય. સૃષ્ટિકર્ત્તા ઈશ્વરનિર્મિત આકર્ષણશક્તિ સર્વ ગોળમાં વ્યાપ્ત હોવાથી એવો નિયમ થએલ છે કે, અનંત આકાશમાં હર કોઈ ન્હાના ગોળે પોતાની પાસેના મોટા ગોળને ફરવું જોઇએ. એ નિયમને લીધે ઉપગ્રહો ગ્રહને ફરેછે, જેની ઉપગ્રહમાળા કેહેવાયછે. ઉપગ્રહે સહિત ગ્રહો સૂર્યને ફરેછે માટે તેમની ગ્રહમાળા કેહેવાય છે. ગ્રહોએ-સહિત સૂર્યો પોતાથી મોટા કોઈ સૂર્ય ગોળને ફરે છે, જેને સૂર્યમાળા કહેછે. એ સૂર્યો પોતાના મધ્યમાં રહેલ તે મોટા સૂર્ય ગોળથી એટલા તો દૂર છે કે, તેમની એક પરિક્રમા પૂરી થવાને આપણાં ક્રોડો વર્ષ થાયછે. માટે તેમની ગતિ આપણને જાણવામાં આવી શકતી નથી. જેથી તેઓ સ્થિર ભાસેછે, પણ વસ્તુતાથી જોતાં સૃષ્ટિમાંનો કોઇ પણ પદાર્થ સ્થિર નથી. તે મોટો સૂર્ય ગોળ તથા તેના જેવા બીજા ગોળ પોતાને ફરનાર સૂર્યો સહિત કોઈ મહાન્ સૂર્યને ફરેછે, જેમની સૂર્યમાળાસમૂહ કહેવાયછે. તેમની એક પરિક્રમા પૂરી થવાને આપણાં અબ્જો વર્ષ થાયછે. એવા સૂર્યમાળાસમૂહ ઘણા છે, ને તે પણ પોતાની વચમાંના કોઇ અતિ મહાન્ સૂર્ય ગોળને ફરે છે, જેથી નક્ષત્ર જથ્થાની માળાઓ થઈ છે. તેમની એક પરિક્રમા પૂરી થવાને આપણાં ખર્વથી પણ ઉપરની સંખ્યાનાં વર્ષો થાયછે, જેથી તે સઘળા સ્થિર ભાસેછે. તે નક્ષત્ર જથ્થાની માળાઓ આપણને તારાઓના જુદા જુદા ઝુમખારૂપે દેખાય છે. તેમાંના ગ્રહો ઉપરથી આપણો સૂર્ય દેખાતો નહીં હોય, ને કદિ દેખાતો હશે તો, તે કોઇ નક્ષત્ર જથ્થાની માળામાં ઘણા સૂક્ષ્મ તારા જેવો દેખાતો હશે.

જ્યારે એવડો મોટો સૂર્ય પણ એવી રીતે દેખાય, ત્યારે ત્યાંથી આપણા ગ્રહો દેખાવાની તો વાતજ કેવી !

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના સૃષ્ટિપ્રકરણમાં ખગોળવર્ણન.

---

## ॥ ईश्वरमहिमावर्णन ॥

આહા! સૃષ્ટિનો કેવડો મોટો વિસ્તાર છે! જે જાણવાને માનવીજ્ઞાન બીલકુલ સમર્થ નથી! અનંત આકાશમાં ઇશ્વરનિર્મિત આકર્ષણશકિતવડે સૂક્ષ્મ પરમાણુથી પૃથિવી, જળ, તેજ તથા વાયુની ઉત્પત્તિ, ને એ ચારે મહાભૂતનું ચોક્કસ નિયમમાં રહી પરસ્પરે જોડાઇને રેહેવું ને વળી ગોલરૂપ થવું, એ શું થોડું આશ્ચર્ય છે! વળી તે ગોલ ઉપર મહાન્ આકર્ષણ શકિતવડેજ એજ મહાભૂતોના કંઈ વિલક્ષણ મિશ્રિત યોગથી વિચિત્રપ્રકારના સ્થાવર જંગમાત્મક પ્રાણિયોનાં શરીર થવાં, એ શું થોડું વિસ્મયકારિ છે! કોઈ પણ ફૂળફુળવાળા સ્થાવર પ્રાણી અર્થાત્ વૃક્ષને જોઇયે, તો તેની રચના થવામાં એટલું તો ચાતુર્ય જણાય છે કે, માનવીજ્ઞાન તેનું વર્ણન કરવાને પણ સમર્થ નથી. કયાં તે બીજ અને કયાં તેમાંથી વૃક્ષ! કયાં તે પૃથિવીમાંના રસ અને કયાં તે રસોમાંથી, જોકે પાસે પાસે વાવ્યાં હોય તોપણ પોતાને યોગ્ય એવા રસનું વૃક્ષે ગ્રહણ કરવું! અને પૃથિવીમાંથી મૂળવડે ને વાયુમાંથી પત્રોવડે પોતાને યોગ્ય ખોરાકને ગ્રહણ કરી, રેષાવડે પોતાના સર્વ અંગમાં ફેલાવીને જીવવું! વળી રંગ બેરંગી પત્ર, પુષ્પ તથા ફ્ળો ઉત્પન્ન કરી તેવડે શોભવું, ને પોતાના કોમળ અંગ તથા ફ્ળના ગર્ભની રક્ષા થવા માટે તેમના ઉપર જાડી છાલ ઊત્પન્ન કરવી, ઇત્યાદિ રચનાની વ્યવસ્થા થવામાં કાંઇ વિલક્ષણ ચાતુર્ય ભાસેછે! એજ રીતે સૂક્ષ્મ વનસ્પતિવિષે પણ જાણવું. વળી જંગમ પ્રાણિયોની રચના પણ કંઈ આગાધ ડહાપણથી થઇ હોય એમ જણાયછે. કારણ કયાં તે વીર્ય ને કયાં તેનું માતાના ગર્ભમાં પોષાઇને અવયવવાળું રૂધિર, અસ્થિ તથા માંસમય શરીર થવું! અને વળી તેની રક્ષા માટે ત્વચાનું આચ્છાદન! કયાં તે અન્નાદિનું ભક્ષણ અને કયાં તેથી રૂધિરાદિની ઉત્પત્તિ અને તેવડે શરીરનું જીવવું! ઈત્યાદિ રચનાની વ્યવસ્થા થવામાં શું કાંઈ ઓછું ડહાપણ ભાસે છે! એજ રીતે વિચિત્રપ્રકારના રંગ બેરંગી પશુ, પક્ષી, તથા મત્સ્યાદિ સૂક્ષ્મ જીવ જંતુવિષે પણ જાણી લેવું. વિદ્યારણ્ય મહામુનિયે રચેલ પંચદશીના ચિત્રદીપ પ્રકરણમાં કહ્યું છે કે,

**तस्मात्किमिवेंद्रजालमपरं यद्गर्भवासस्थितं रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम् । पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनेकैर्वृतं पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यागच्छति ॥ २१८ ॥**

ગર્ભાશયમાં રહેલું વીર્ય, જે હાથ, પગ તથા માથારૂપ અંકુરવાળું શરીર બની. ક્રમે કરી બાળક, યુવા તથા જરારૂપ અનેક વેષે કરી વિંટાઇ, જુએછે, ખાયછે, સાંભળેછે, સુંઘેછે તથા જાયછે ને આવે છે, એ ઉપરાંત બીજું આશ્ચર્ય શું! ॥ ૨૧૮ ॥

**देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् । क्व धानाः कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥ २१९ ॥**

દેહની પેઠે વટાદિ વૃક્ષોના બીજવિષે પણ સારી રીતે વિચાર કરી જોવું; કયાં તે બીજ અને કયાં તે વૃક્ષ! માટે એ ઈશ્વરી શકિત છે, એમ નિશ્ચય કર ॥ ૨૧૯ ॥

આહા! શું એ ઈશ્વરની શકિતનો મહિમા! કે આપણા પ્રત્યક્ષ ભૂગોળસંબંધી રચનાનો વિચાર કરતાં આપણું મન મુઝાઈ જાયછે, તો તેના જેવા બીજા અસંખ્ય પરોક્ષ ગોળો ઉપર સ્થાવર જંગમાત્મક પ્રાણિયોની કેવી રીતની રચના થઈ હશે, તેનો વિચાર કેમજ કરી શકે! જોકે ઉપગ્રહમાળા, ગ્રહમાળા સૂર્યમાળા, સૂર્યમાળાસમૂહ અને નક્ષત્ર જથ્થાની માળા એ સર્વનો હમણાં દૂરદર્શક યંત્રવડે શોધ થયેલો છે, તથાપિ અનંત આકાશમાં સર્વ ગોળની એજ પ્રમાણે વ્યવસ્થા થએલ છે, એમ કંઇ નિશ્ચય કહેવાતું નથી. કારણ માનવી બુદ્ધિની શકિત થોડી, ગોળોની સંખ્યા મોટી અને આપણાથી તે એટલા દૂર કે, એ વિષયપર કંઇ નિશ્ચિતપણે કહી શકાતું નથી. જગત્ ઉપર જગત્ અને માળા ઉપર માળા! એ જોઇને સૃષ્ટિના મહત્વનો વિચાર કરવામાં આપણું મન તદ્દન હારી જાયછે! યોગવાસિષ્ઠના ઉત્પત્તિપ્રકરણના ત્રીશમાં સર્ગમાં વસિષ્ઠે શ્રીરામને કહ્યું છે કે,

**यथा विंध्यवनाभोगे**
**प्रस्फुरंति करेणवः ।**
**तथा तस्मिन् पराभोगे**
**ब्रह्मांडत्रसरेणवः ॥ २२० ॥**

જેમ વિંધ્યાચળ પર્વત સંબંધિ વનના, સંપૂર્ણ ઉપચારે કરી પરિપૂર્ણ સ્થાનમાં હાથણિયો વિચરેછે, તેમ તે પરમાત્માના સંપૂર્ણ શકિતયુક્ત સંસ્થાનમાં બ્રહ્માંડરૂપી ત્રસરેણુઓ ફરે છે ॥ ૨૨૦ ॥

**प्रत्येकस्यांडगोलस्य स्थितः**
**कटकरत्नवत् । भूताकृष्टिकरो**
**भावः पार्थिवः स्वस्वभावतः ॥ २२१ ॥**

એ પ્રત્યેક ગોળમાં, પોતપોતાના સ્વભાવથી પદાર્થોને ખેંચનારી પૃથિવી સંબંધી આકર્ષણ શકિત રત્ન જડિત કડાની પેઠે ચોમેર હોયછે ॥ ૨૨૧ ॥

**यः सर्वविभवोऽस्माकं धियां**
**न विषयस्ततः । तज्जगत्कथने**
**शक्तिर्न ममास्ति महामते ॥ २२२ ॥**

હે મહાબુદ્ધિમાન, પરમાત્માથી શક્તિનો જે સર્વ વૈભવ છે, તે મારી બુદ્ધિનો વિષય નથી, માટે એ સર્વ સૃષ્ટિ કહેવાને મારી શક્તિ નથી ॥ ૨૨૨ ॥

**भीमांधकारगहने सुमहत्यरण्ये**
**नृत्यंत्यदर्शितपरस्परमेत्र मत्ताः ।**
**यक्षा यथा प्रवितते परमांबरेऽत-**
**रेवं स्फुरांति सुबहूनि महाजगंति ॥ २२३ ॥**

ભયંકર અંધકારે કરી ગહન એવાં અત્યંત મોટાં અરણ્યમાં જેમ મદોન્મત્ત યક્ષો પરસ્પરે ન દેખાતાં નાચેછે, તેમ અનંત એવા પરમાકાશમાં અસંખ્ય મોટાં જગતો ફર્યા કરેછે ॥ ૨૨૩ ॥

એ રીતે બ્રહ્માંડોની સંખ્યાનો અંત નથી, ત્યારે જે આપણે જોઇએ છીયે તે સર્વ ઉત્પત્તિનો કંઈક ભાગ માત્ર છે! આહા! સૃષ્ટિકર્ત્તા ઈશ્વરની શકિત સાથે સરખાવતાં માનવિશકિત અતિ તુચ્છ છે. કારણ આપણો ભૂગોળ જે અનંત આકાશમાં રહેલ અસંખ્ય ગોળમાંનો એક ગોળ છે, તેના ઉપરના એક ખંડમાં, તે ખંડના પણ એક દેશમાં, તે દેશના પણ એક પ્રાંતમાં, તે પ્રાંતના પણ એક શેહેરમાં, અને તે શેરેરના પણ એક ગૃહમાં અને તે ગૃહના પણ એક ભાગમાં રેહેનાર આપણે શી ગણતીમાં છીયે! અર્થાત્ કંઈજ નહીં. એટલું છતાં સ્ત્રી પુરૂષોને પોતાના રૂપ, યૌવન, વિદ્યા તથા ધનાદિ સંપત્તિનો ગર્વ આવ્યા વગર રહેતો નથી. પણ જ્યારે એવો ગર્વ આવે ત્યારે તેમણે વિચારવું કે, એવડા મોટા વિસ્તારવાળી સૃષ્ટિમાં તેમના વર્ત્તમાન સમયે તેમના જેવા રૂપ, યૌવન, વિદ્યા તથા ધનાદિ સંપત્તિવાળા કેટલા હશે! વળી ભૂતકાળમાં તેમના જેવા કેટલા થયા હશે! ને ભવિષ્યકાળમાં કેટલા થશે! અને વળી એ બધા નાશવંત! એવો વારંવાર વિચાર કરી સર્વ સ્ત્રી પુરૂષોએ ગર્વથી મુકત રહેવાનો પ્રયત્ન સદા જારી રાખવો, ને કોઇનો તિરસ્કાર કરવો નહીં. કારણ તિરસ્કારથી પ્રાણીમાત્રના અંતરાત્મા દુઃખિત થાયછે. માટે શ્રીમહાભારતના આદિપર્વના અધ્યાય ૮૭ માં યયાતિ રાજાયે કહ્યું છે કે,

नहीदृशं संवननं त्रिषु लोकेषु किंचन ।
दया मैत्री च भूतेषु दानं च
मधुरा च वाक् ॥ २२४ ॥

પ્રાણીમાત્રને વિષે દયા, મૈત્રી દાન તથા મધુર વાણીથી વર્ત્તવું, એના જેવું વશીકરણ ત્રણ લોકમાં બીજું કંઈ નથી ॥૨૨૪॥

એ રીતે વર્તતાં નિત્ય મનુષ્યે સૃષ્ટિકર્ત્તા ઈશ્વરસંબંધી વિચાર કરી તેને શરણ રેહેવું એમ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાયછે, ને પાપમાં પ્રવૃત્તિ થતી નથી. પ્રાચીન આર્ય ધર્મ પ્રતિપાદન કરનાર વેદના અંતભાગ અર્થાત્ વેદાંતનામથી પ્રસિદ્ધ આરણ્યકના અંતર્ભૂત ઉપનિષદ્ ગ્રંથોમાં સારી રીતે વિચાર કરી ઇશ્વરના સ્વરૂપ તથા મહિમા આપ્રમાણે કહેલ છે. કૃષ્ણયજુર્વેદના તૈત્તિરીયારણ્યકના દશમા પ્રપાઠકમાં કહ્યું છે કે,

यतः प्रसूता जगतः प्रसूतिस्तोयेन. जीवान् व्यचसर्ज्य भूम्याम् । यदोषधीभिः पुरुषान् पशूंश्च विवेश भूतानि चराचराणि॥२२५॥

જેથકી જગતની ઉત્પત્તિ થઇ છે, ને જે પૃથિવીને વિષે જલવડે જંતુને અને ઓષધિવડે મનુષ્ય તથા પશુને સૃજીને ચરાચર ભૂતમાં વ્યાપક છે ॥ ૨૨૫ ॥

अतः परं नान्यदणीयसं हि परात्परं यन्महतो महान्तम् । यदेकमव्यक्तमनंतरूपं विश्वं पुराणं तमसः परस्तात् ॥ २२६ ॥

એનાથી બીજું શ્રેષ્ઠ તથા અતિ સૂક્ષ્મ કંઇ નથી, એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, મહતમાં મહત્ એક, અવ્યક્ત, અનંત, વિશ્વરૂપ, અનાદિ તથા અજ્ઞાનથી પર છે ॥ ૨૨૬ ॥

એજ વેદનાં શ્વેતાશ્વતર ઉપનિષદ્માં કહ્યું છે કે,

यस्मात्परं नापरमस्ति किंचित् ।
यस्मान्नाणीयो न ज्यायोऽस्ति किंचित् ।
वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येक-
स्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥ २२७ ॥

જેનાથી શ્રેષ્ઠ, અતિસૂક્ષ્મ તથા અતિમોટું બીજું કંઈ નથી, તે એકજ ઈશ્વર પોતાના પ્રકાશરૂપ મહિમામાં વૃક્ષની પેઠે નિશ્ચળ રહેછે, ને તેણે કરી આ સર્વ વ્યાપ્ત છે ॥ ૨૨૭ ॥

सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम् ।
सर्वस्य प्रभुमीशानं
सर्वस्य शरणं सुहृत् ॥ २२८ ॥

તે સર્વ ઇન્દ્રિયોના ગુણને પ્રકાશ કરનાર, સર્વ ઇન્દ્રિયોથી રહિત અને સર્વનો પ્રભુ, નિયંતા, રક્ષણ કરનાર તથા બંધુ છે॥૨૨૮॥

अपाणिपादो जवनो गृहीता
पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता
तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥ २२९ ॥

તે હાથ અને પગ વિનાનો છતાં ગ્રહણ તથા ગમન કરેછે, ને ચક્ષુ અને કાન વિનાનો છતાં જુએ તથા સાંભળેછે; તે વસ્તુમાત્રને જાણેછે, પણ તેને જાણનાર કોઈ નથી; તેને આદિકારણ, પૂર્ણ તથા મહાન્ કહેછે ॥ ૨૨૯ ॥

नैनमूर्ध्वं न तिर्यंचं न मध्ये
परिजग्रभत् । न तस्य प्रतिमा
अस्ति यस्य नाम महद्यशः ॥ २३० ॥

જેનું મહદ્ યશ નામ છે, એવા એ પરમેશ્વરને ઉંચે, આડે તથા મધ્યે કોઇ ગ્રહણ કરી શકતું નથી, કારણ તેની પ્રતિમા નથી ॥ ૨૩૦ ॥

सर्वादिश ऊर्ध्वमधश्च तिर्यक्
प्रकाशयन् भ्राजते यद्वदनड्वान् ।
एवं स देवो भगवान् वरेण्यो
योनिस्वभावानधितिष्ठत्येकः ॥ २३१ ॥

સૂર્ય જેમ સર્વ દિશામાં ઊંચે નીચે તથા આડે પ્રકાશ કરતાં શોભેછે, તેમ તે પ્રાર્થના કરવા યોગ્ય સ્વયંપ્રકાશ એકજ પરમેશ્વર જગતના ઉપાદાન કારણ પૃથિવ્યાદિ પંચભૂતોને નિયમમાં રાખેછે ॥ ૨૩૧ ॥

यच्च स्वभावं पचाति विश्वयोनिः
पाच्यांश्च सर्वान् परिणामयेद्यः ।
सर्वमेतद्विश्वमधितिष्ठत्येको
गुणांश्च सर्वान् विनियोजयेद्यः ॥ २३२ ॥

જે, પદાર્થોમાં સ્વાભાવિક ધર્મ નિર્માણ કરેછે, સર્વ પાકવા યોગ્ય વસ્તુને પરિણામ પમાડે છે, અને સર્વ ગુણોને ઘટતી રીતે યોજેછે, તે વિશ્વના આદિ કારણ એકજ પરમેશ્વર આ સર્વ વિશ્વને નિયમમાં રાખેછે ॥ ૨૩૨ ॥

स्वभावमेके कवयो वदन्ति
कालं तथान्ये परिमुह्यमानाः ।
देवस्यैष महिमा तु लोके
येनेदं भ्राम्यते ब्रह्मचक्रम् ॥ २३३ ॥

કેટલાક મોહ પામેલા પંડિતો જગતનું કારણ સ્વભાવ, ને કેટલાક કાળ કહેછે; પણ જેણેકરી આ મોટું સૃષ્ટિચક્ર ફરેછે, એ, લોકમાં દેવનોજ મહિમા કહેવાયછે॥૨૩૩॥

न तस्य कार्यं करणं च विद्यते
न तत्समश्चाभ्यधिकश्च दृश्यते ।
परास्य शक्तिर्विविधैव श्रूयते
स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ २३४ ॥

તેને શરીર તથા ઇન્દ્રિયો નથી, તેની સમાન તથા તેથી વિશેષ કોઇ દેખાતો નથી; એની ઊત્કૃષ્ટ શકિત વિવિધપ્રકારની સંભળાય છે, અને એમાં જ્ઞાન તથા બળની ક્રિયા સ્વાભાવિક છે ॥ ૨૩૪ ॥

न तस्य कश्चित् पतिरस्ति लोके
न चेशिता नैव च तस्य लिंगम् ।
स कारणं करणाधिपाधिपो
न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥२३५॥

લોકમાં તેનો કોઈ સ્વામી તથા નિયંતા નથી, તેમ તેનું ચિન્હ પણ નથી; તે સર્વનું કારણ તથા મનનો અધિપતિ છે, ને એનો કોઈ પિતા તથા અધિપતિ નથી ॥ ૨૩૫ ॥

न तत्र सूर्यो भाति न चन्द्रतारकम्
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥ २३६ ॥

તેને સૂર્ય, ચંદ્ર, તારા તથા આ વિજળી પણ પ્રકાશ કરી શકતાં નથી, ત્યારે આ અગ્નિ તો કયાંથી પ્રકાશ કરી શકે ! તે સ્વયંપ્રકાશની પાછળ સર્વ શોભે છે, ને તેના પ્રકાશવડે આ સર્વ પ્રકાશે છે ॥ ૨૩૬ ॥

स विश्वकृद्विश्वविदात्मयोनि-
र्ज्ञः कालकारो गुणी सर्वविद्यः ।
प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः
संसारमोक्षस्थितिबंधहेतुः ॥ २३७ ॥

તે સૃષ્ટિનો કર્ત્તા તથા જ્ઞાતા, સ્વયંભૂ, પ્રજ્ઞાવાન, કાળનો કર્ત્તા, ગુણી, સર્વજ્ઞ, માયા તથા જીવનો પ્રભુ, ગુણનો નિયંતા, અને સંસારનાં મોક્ષ, સ્થિતિ તથા બંધનું કારણ છે ॥ ૨૩૭ ॥

એવા ઇશ્વરને પોતાના હૃદયમાંજ જોઇ તેની ઉપાસના કરી તેને શરણ રેહેવા એજ ઉપનિષદ્‌માં કહેલ છે કે,

आदिः स संयोगनिमित्तहेतुः
परस्त्रिकालादकलोऽपि दृष्टः ।
तं विश्वरूपं भवभूतमीड्यं
देवं स्वचित्तस्थमुपास्महेऽहं ॥ २३८ ॥

તે સર્વનો આદિ, સર્વ સંયોગ નિમિત્તકારણ, ત્રણે કાળથી પર તથા કાળરહિત જણાયલો છે; તે વિશ્વરૂપ વિશ્વના કારણ, સત્ય સ્વરૂપ, સ્તુતિ કરવા લાયક તથા પોતાના ચિત્તમાં રહેલા દેવને પ્રથમ ઊપાસી ॥ ૨૩૮ ॥

सवृक्षकालाकृतिभिः परोन्यो
यस्मात् प्रपंचः परिवर्तते यम् ।
धर्मावहं पापनुदं भगेशं
ज्ञात्वात्मस्थममृतं विश्वधाम ॥ २३९ ॥

તથા જેથકી આ પ્રપંચ વારંવાર થાયછે, ને જે પ્રપંચથી જૂદો છે, તે સંસારરૂપ વૃક્ષ, કાળ તથા આકૃતિથી પર, ધર્મને વહન કરનાર, પાપને ટાળનાર, મરણધર્મ રહિત અને વિશ્વના આધારભૂત ઇશ્વરને પોતાના આત્માવિષે રહેલ જાણીને ॥ ૨૩૯ ॥

तमीश्वराणां परमं महेश्वरं
तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्ताद्
विदाम देवं भुवनेशमीड्यम् ॥ २४० ॥

તે નિયમમાં રાખનારાઓને પણ નિયમમાં રાખનાર, પ્રકાશ કરનારાઓને પણ પ્રકાશ કરનાર, સ્વામીના પણ સ્વામી, માયાથી પર, જગતના નિયંતા તથા સ્તુતિ કરવા યોગ્ય દેવને જાણિયે છિયે ॥ ૨૪૦ ॥

यो ब्रह्माणं विदधाति पूर्वं
यो वै वदांश्च प्रहिणोति तस्मै ।
तं ह देवमात्मबुद्धिप्रकाशं
मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥ २४१ ॥

જે પૂર્વે પિતામહને સૃજે છે, ને તેને જ્ઞાન પ્રેરે છે, તે જીવોની બુદ્ધિને પ્રકાશ કરનાર દેવને, મોક્ષની ઇચ્છાવાળો હું શરણ જાઉં છું ॥ ૨૪૧ ॥

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણુસંહસ્રીના સૃષ્ટિપ્રકરણમાં ઇશ્વરમહિમા વર્ણન.

## ॥ इति सृष्टिप्रकरणम् ॥



॥ ॐतत्सद्ब्रह्मणेनमः ॥

श्री

# प्रमाणसहस्री.

## ॥ आचारप्रकरणप्रारंभः ॥

### उपदेश.

य एकोऽवर्णो बहुधा शक्तियोगाद्वर्णाननेकान् निहितार्थो दधाति ।
विचैति चान्ते विश्वमादौ स देवः स नो बुद्धया शुभया संयुनक्तु ॥ १ ॥

श्वेताश्वतरोपनिषद्

જે એકજ વર્ણરહિત છતાં પ્રાણિયોનાં પ્રયોજન માટે વિવિધ પ્રકારના શક્તિના યોગથી અનેક વર્ણના પદાર્થોને સૃજેછે, ને જેને વિષે આદિ, મધ્ય તથા અંત સમય વિશ્વ રહ્યું છે, તે સ્વયંપ્રકાશ પરમેશ્વર અમને શુભ બુદ્ધિ સાથે જોડો અર્થાત્ સારી બુદ્ધિ આપો ॥ ૧ ॥

પેહેલા પ્રકરણમાં સૃષ્ટિસંબંધી વિચાર કર્યો છે, ને આ બીજા પ્રકરણમાં આચાર વિષે વિચાર કરવામાં આવેછે. આચારના સદાચાર અને દુરાચાર એવા બે ભેદ છે. સદાચરણથી ઉલટી રીતે વર્તવું તેને દુરાચરણ કહેછે. જેમ સૃષ્ટિસંબંધી જ્ઞાન મેળવવાની જરૂર છે, તેમ સદાચાર જાણી લેવાની ઘણીજ અગત્ય ભાસેછે. કેમકે જેમ સૃષ્ટિની વિચિત્ર રચનાનું જ્ઞાન થતાં તેના કર્ત્તા સર્વ શક્તિમાન્ પરમેશ્વરના અસ્તિત્વવિષે નિશ્ચય થવાથી મનુષ્ય આસ્તિક બની, તેને શરણ રહી શાંતિરૂપ સુખ પામેછે; તેમ સદાચાર જાણતાં તે પ્રમાણે વર્તવાથી તે જીવતાં સારી પ્રતિષ્ઠાને પામી મરણ પછી સદ્ગતિને પામેછે. કૃષ્ણયજુર્વેદના તૈત્તિરીય ઉપનિષદ્‌ની શિક્ષાવલ્લિમાં આચાર્યે શિષ્યને સદાચરણવિષે આ પ્રમાણે ઉપદેશ કર્યો છે;—

सत्यं वद । धर्मं चर । स्वाध्यायान्माप्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्नप्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । यान्यनवद्यानि कर्म्माणि तानि सेवितव्यानि नो इतराणि । यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥ २ ॥

સાચું બોલ, ધર્માચરણ કર, વિદ્યાભ્યાસમાં પ્રમાદ મા કર, વિદ્યાગુરૂને પ્રિય ધન આપી પ્રજા તંતુનો ઉચ્છેદ મા કર, તારે સત્યમાં પ્રમાદ ન કરવો, ધર્મમાં પ્રમાદ ન કરવો, કુશળમાં પ્રમાદ ન કરવો, સમૃદ્ધિ મેળવવામાં પ્રમાદ ન કરવો, જે અનિંદિત કર્મ હોય તે કરવાં બીજાં નહી, અને જે અમારાં સારાં આચરણ હોય તે તારે ગૃહણ કરવાં બીજા નહીં ॥ ૨ ॥

---

## ॥ सत्यं वद ॥

હવે પ્રથમ ઉપદેશ સત્ય બોલવા માટે છે, કારણ સર્વ સદાચરણનું મૂળ સત્ય છે. સત્યવડે સર્વ ન્હાના મોટા રાજ્યોની વ્યવસ્થા યથાર્થ રહી શકેછે. કેમકે રાજા, પ્રધાન, કાર્યભારી તથા પ્રજા પરસ્પરે સત્ય રાખી વર્તતાં હોય, તોજ રાજ્યમાં સુખશાન્તિ રહેછે. તેમાંથી કોઇ પણ અસત્ય રીતે વર્તે તો સુખશાન્તિનો નાશ થતાં કલેશ ઉત્પન્ન થાયછે. માટે જે રાજ્યમાં અસત્યની વૃદ્ધિ થાયછે, તે રાજ્ય સમૂલ નાશ પામેછે. સર્વ પ્રકારની ખેતી કરનાર, કારીગર તથા વ્યાપારી આદિ લઈ સર્વ પ્રજાનો વ્યવહાર પરસ્પરે સત્યવડે સમાધાનથી ચાલેછે. કયાંય અસત્ય વર્તે તો ત્યાં કલેશ થાયછે, જેને શમાવવા તથા ફરી સત્યને પ્રવર્ત્તાવવા માટે, રાજાએ નિર્માણ કરેલા ન્યાયાધીશ પાસે પ્રજાએ જવું પડેછે. પિતા, પુત્ર, સ્ત્રી, પુરૂષ, ભાઇયો તથા મિત્રોની પરસ્પરે ગમે એવી પ્રીતિ હોય, તથાપિ અસત્યવડે તુટી જાયછે. એ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે, સૃષ્ટિનો સર્વ વ્યવહાર સત્યવડે ચાલેછે, માટે સર્વ સ્ત્રી પુરૂષોએ સત્ય બોલવું અને સત્ય આચરવું તેમ કરવાથી પ્રતિષ્ઠા વધેછે, ને સર્વના વિશ્વાસને પાત્ર થવાયછે. અને જેનો વિશ્વાસ બેઠો તેનો વ્યવહાર સારી રીતે ચાલેછે.

વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

विश्वासः संपदां मूलं
तेन यूथपतिर्गजः ।
सिंहो मृगाधिपत्येऽपि
न मृगैः परिवार्यते ॥ ३ ॥

પોતા ઉપર મેળવેલો વિશ્વાસ સંપતનું મૂળ છે; કેમકે વિશ્વાસથી હાથી યૂથપતિ થાયછે, ને સિંહ જોડે વનચર પશુનો પતિ કહેવાયછે, તો પણ વિશ્વાસ વિના તેમનાથી વીંટાતો નથી ॥ ૩ ॥

સર્વને સત્ય રીતે વર્તાવવા માટે છેક પ્રાચીન કાળથી રાજાઓ નિયમ બાંધતા આવ્યા છે. આર્ય પ્રજાના પ્રથમ નિયમ મનુએ બાંધેલા છે. તે નિયમથી વિરૂદ્ધ વર્તનારને તેણે શિક્ષા કરવા કહેલ છે. કારણ માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં તેણે કહ્યું છે કે,

सर्वो दंडजितो लोको
दुर्लभो हिं शुचिर्नरः ।
दंडस्य हिं भयात्सर्वं
जगद्भोगाय कल्पते ॥ ४ ॥

શિક્ષાથી સર્વ જન નિયમમાં રહેછે, કેમકે કેવળ નિરપરાધી મનુષ્ય મળી આવવો કઠિણ છે. દંડના ભયથીજ સર્વ જગત્ ભોગ ભોગવવા સમર્થ થાયછે ॥ ૪ ॥

તેમ વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

नियतविषयवर्ती प्रायशो दंडयोगा-
ज्जगति परवशेऽस्मिन्दुर्लभः साधुवृत्तः ।
कृशमपि विकलं वा व्याधितं वा धनं वा
पतिमपि कुलनारी दंडभीत्याभ्युपैति ॥५॥

મનુષ્ય ઘણું કરી દંડના યોગથીજ વિષયમાં નિયમથી વર્તનાર થાયછે, કેમકે આ પરવશ જગતમાં સારા આચરણવાળો પુરૂષ દુર્લભ છે. શરીરે દુર્બલ, વિકલ, રોગી વા નિર્ધન પતિને કુળવાન્ સ્ત્રી પણ દંડના ભયથી ભજેછે ॥ ૫ ॥

વળી સત્ય રીતે વર્તવાની એટલી તો અગત્ય છે કે, કદી વડીલ, મિત્ર અથવા સંબંધી વા રાજા પોતે અસત્ય રીતે વર્તતાં હોય, તો તેમને પણ શિક્ષા કરવી, એમ આર્યશાસ્ત્રોમાં આજ્ઞા છે. મનુસ્મૃતિના આઠમા અધ્યાયમાં કહ્યું છે કે,

पिताचार्यः सुहृन्माता भार्या पुत्रः
पुरोहितः । ना दंड्यो नाम राज्ञो-
ऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥ ६ ॥

પિતા, ગુરૂ, મિત્ર, માતા, સ્ત્રી, પુત્ર તથા પુરોહિત, એમાંથી પણ જે સ્વધર્મમાં ન રહે, અર્થાત્ અન્યાયથી વર્તે તેને રાજાએ શિક્ષા કરવી ઘટેછે ॥ ૬ ॥

कार्षापणं भवेद्दंड्यो
यत्रान्यः प्राकृतो जनः ।
तत्र राजा भवेद्दंड्यः
सहस्रमिति धारणा ॥ ७ ॥

વળી જે અપરાધ માટે કોઇ સાધારણ મનુષ્યને એક રૂપીયો દંડ કરવામાં આવતો હોય, તેવો અપરાધ જો રાજા કરે તો તેનો ન્યાયાધીશે એક હજાર રૂપીયા દંડ કરવો એમ શાસ્ત્રનો ઠેરાવ છે ॥૭॥

તેમ શ્રીમહાભારતાંતર્ગત શાન્તિપર્વના ૫૭ મા અધ્યાયમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિરને, તથા આદિ કાવ્ય રામાયણના અયોધ્યાકાંડના એકવીશમા સર્ગમાં લક્ષ્મણે રામને કહ્યું છે કે,

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ॥
उत्पथप्रतिपन्नस्य कार्यं भवति शासनम् ।८।

ઉદ્ધત થઈ ગયેલા, કાર્યાકાર્યને નહીં જાણનાર તથા અવળે માર્ગે ચાલનાર ગુરૂને પણ શિક્ષા કરવી ॥ ૮ ॥

જેમ સત્ય વર્તાવવા માટે રાજાએ બાંધેલા નિયમપ્રમાણે મનુષ્યો દંડના ભયથી વર્તેછે, તેમ સૃષ્ટિકર્ત્તા પરમેશ્વરની સ્વતઃસિદ્ધ અદ્ભુત શકિતવડે બંધાયલા નિયમો-પ્રમાણે સર્વ પદાર્થો જાણે હાનિના ભયથી વર્તતા હોય એમ જણાયછે! કોઇનાથી પણ તે નિયમનું ઉલ્લંઘન કરી શકાતું નથી, કારણ તેમ થયાથી તે પદાર્થને મહા હાનિ થાયછે; જે તેને નિયમથી ઉલટી રીતે વર્તવાનો જાણે દંડ હોય એમ ભાસે છે! માટે તેમનું નિયમ પ્રમાણે વર્તવું એ સત્યનોજ મહિમા છે. તૈત્તિરીયોપનિષદ્‌ની બ્રહ્માનંદવલ્લીમાં કહ્યું છે કે,

**भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः ।**
**भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः९**

ઈશ્વરના ભયથી વાયુ વાયછે, સૂર્ય ઉદય પામેછે, અને અગ્નિ, મેઘ તથા પાંચમો મૃત્યુ દોડેછે ॥ ૯ ॥

તેમ તૈત્તિરીયારણ્યકના ૧૦ મા પ્રપાઠકના ૬૩ મા અનુવાકમાં કહ્યું છે કે,

**सत्येन वायुरावाति। सत्येनादित्यो रोचते दिवि । सत्यं वाचः प्रतिष्ठा । सत्ये सर्वं प्रतिष्ठितं। तस्मात्सत्यं परमं वदंति॥१०॥**

સત્યવડે વાયુ વાયછે તથા સૂર્ય આકાશમાં પ્રકાશેછે; સત્ય વાણીની પ્રતિષ્ઠા છે, સત્યમાં સર્વ રહ્યું છે, માટે સત્યને શ્રેષ્ઠ કહેછે ॥ ૧૦ ॥

એજ રીતે ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः।**
**सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितं११**

સત્યવડે પૃથ્વી ધારણ કરાયછે, સૂર્ય તપેછે, તથા વાયુ વાયછે, માટે સર્વ સત્યમાં રહ્યું છે ॥ ૧૧ ॥

સત્યમાં સર્વ રહ્યું છે અર્થાત્ તેની સર્વ કાર્યમાં જરૂર પડેછે. તે વિના કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. દુષ્ટ પુરૂષો પણ બીજાને શરીર અથવા સંપત્તિ સંબંધી હાનિ કરવામાં ઉપરથી સત્ય દેખાડેછે. જો તેમ ન કરે તો તેમનું કાર્ય સિદ્ધ થતું નથી કારણ પ્રાણિમાત્રને સત્ય પ્રિય છે, કેમકે સત્યમાં તેમનું કલ્યાણ રહ્યું છે.જેથી ઉપર ઉપરના સત્યને ખરૂં માની તેઓ પોતાનું કલ્યાણ થવાના લોભને લીધે વિશ્વાસથી, દુષ્ટોએ રચેલ પાશમાં ફસાઈ જાયછે. સત્ય સર્વત્ર પ્રતિષ્ઠાને પામેછે, ને તેનોજ સર્વત્ર જય થાયછે. અથર્વવેદના મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કે,

**सत्यमेव जयते नानृतं ॥ १२ ॥**

સત્યજ જીતેછે, અસત્ય જીતતું નથી ॥૧૨॥

વળી સત્ય બોલવાથી પ્રપંચ કરવો પડતો નથી, પણ જો એક અસત્ય બોલાયું હોય તો તેને ઢાંકવા વળી બીજું અસત્ય બોલવું પડેછે. અને એ રીતે જો કોઈ તપાસનાર મળે તો અસત્ય બોલવાનો પાર આવે નહીં, ને છેવટ સત્ય બોલવું પડે છે,

માટે પ્રથમથીજ સત્ય બોલવું. શ્રીમહાભારતના આદિપર્વના ૭૪ મા અધ્યાયમાં શકુંતલાએ દુષ્યંતને કહ્યું છે કે,

नास्ति सत्यसमो धर्मो न सत्याद्विद्यते परं।
नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते॥१३॥

આ લોકમાં સત્ય સમાન ધર્મ નથી, સત્યથી કંઇ શ્રેષ્ઠ નથી અને અસત્યથી બીજું કંઈ અતિશય ખરાબ નથી ॥ ૧૩ ॥

કારણ, કલ્પતરૂમાં કહ્યું છે કે,

नासत्यवादिनः सख्यं न पुण्यं न यशो भुवि। दृश्यते नापि कल्याणं कालकूटमिवाश्नतः ॥ १४ ॥

જગતમાં જુઠું બોલનારને મિત્રતા, પુણ્ય તથા યશ મળતાં નથી, ને ઝેર ખાનારાની પેઠે તેનું કયાંય કલ્યાણ દેખાતું નથી ॥ ૧૪ ॥

માટે સદા સત્ય બોલવું. પણ કોઇ વેળા એવો પ્રસંગ આવે કે, સત્ય બોલવાથી મહા અનર્થ થવાનો સંભવ હોય, તો તે વેળા ચાલતાં સુધી મૌન રહેવું, પણ કદી બોલવાની જરૂરજ પડે તો યુક્તિથી બોલવું પણ અનર્થ થવા દેવો નહીં. એ પ્રમાણે આચાર્યે શિષ્યને સત્ય બોલવા ઉપદેશ કરેલ છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં પ્રથમ સત્ય બોલવાનો ઉપદેશ.

## ॥ धर्मं चर ॥

બીજો ઉપદેશ ધર્મ આચરવા માટે કર્યો છે, કારણ કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીયારણ્યકના દશમા પ્રપાઠકના ૬૩ મા અનુવાકમાં કહ્યું છે કે,

धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा
लोके धर्मिष्ठं प्रजा उपसर्पंति।
धर्मेण पापमपनुदति धर्मे सर्वं
प्रतिष्ठितं तस्माद्धर्मं परमं वदन्ति ॥ १५ ॥

ધર્મ સર્વ પ્રાણિને આશ્રય છે, જગતમાં ધર્માધર્મ જાણવા માટે લોકો ધાર્મિષ્ઠની પાસે જાયછે, ધર્મે કરી પાપને ટાળે છે, ને ધર્મમાં સર્વ રહ્યું છે; માટે ધર્મને શ્રેષ્ઠ કહેછે ॥ ૧૫ ॥

પણ એ ધર્મ શું છે તે સર્વ મનુષ્યે જાણવું અવશ્ય છે, માટે આપસ્તંબ ધર્મસૂત્રના પ્રથમ પ્રશ્નના સાતમા પટલમાં કહ્યું છે કે,

यं त्वार्याः क्रियमाणं प्रशंसन्ति स धर्मो यं गर्हंते सोऽधर्मः ॥ १६ ॥

જે આચરણને આર્ય પુરૂષો વખાણે, તે ધર્મ અને જેને નિંદે તે અધર્મ કહેવાયછે ॥ ૧૬ ॥

તેમ વૈશેષિકદર્શનના પેહેલા અધ્યાયના પ્રથમ આન્હિકમાં કહેલ છે કે,

यतोऽभ्युदयानःश्रेयससिद्धिः स धर्मः १७

જેનાથી ઉદય તથા કલ્યાણ થાય તેજ ધર્મ ॥ ૧૭ ॥

વળી શ્રીમહાભારતાંતર્ગત વનપર્વના ૨૦૭ મા અધ્યાયમાં ધર્મવ્યાધે કૌશિક બ્રાહ્મણને કહ્યું છે કે,

आरंभो न्याययुक्तो यः स हि धर्म इति स्मृतः । अनाचारस्त्वधर्मेति एतच्छिष्टानुशासनम् ॥ १८ ॥

જે કાર્ય આરંભથીજ ન્યાય યુકત હોય, તેજ ધર્મ, અને જે અનાચાર તે અધર્મ કહેલ છે; એ આર્ય પુરૂષોનું કેહેવું છે ॥ ૧૮ ॥

એ રીતે પ્રાણિમાત્રનું જેથી હિત થાયછે, એવા સદાચરણને ધર્મ કહેલ છે, માટે મનુષ્યે નિરંતર સદાચારે વર્તવું, જેથી તે આ લોકમાં સુખ તથા યશને પામેછે, અને મરણ પછી દુર્ગતિને પામતો નથી. શ્રીમદ્ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે,

नहि कल्याणकृत् कश्चित्
दुर्गतिं तात गच्छति ॥ १९ ॥

હે તાત, શુભાચરણ કરનાર કોઈ પણ દુર્ગતિને પામતો નથી ॥ ૧૯ ॥

વળી સદાચરણરૂપ ધર્મવડે ઉચ્ચતા તથા અસદાચરણરૂપ અધર્મવડે નીચતા પ્રાપ્ત થાયછે. આપસ્તંબ ધર્મસૂત્રના બીજા પ્રશ્નના ચોથા પટલમાં કહ્યું છે કે,

धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ २० ॥

જાતિ બદલવામાં હલકો વર્ણ પણ, ધર્માચરણે કરી પોતાથી ઉત્તમ ઉત્તમ વર્ણપણાને પામેછે ॥ ૨૦ ॥

अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥ २१ ॥

અને ઉત્તમ વર્ણ પણ અધર્માચરણે કરી પોતાથી હલકા હલકા વર્ણપણાને પામેછે ॥ ૨૧ ॥

કારણ શુક્રનીતિના ચોથા અધ્યાયના ચોથા પ્રકરણમાં કહ્યું છે કે,

विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः । तपोविशेषैःसंप्राप्ता उत्तमत्वं न जातितः २२

વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ તથા નારદાદિ ઋષિઓ, તપોવિશેષે કરી ઉત્તમપણાને પામ્યા પણ જાતિથી નહીં ॥ ૨૨ ॥

કેમકે શ્રીમહાભારતાંતર્ગત શાન્તિપર્વના ૧૮૮ મા અધ્યાયમાં ભૃગુ ઋષિયે ભારદ્વાજને કહ્યું છે કે,

न विशेषोस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् । ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥ २३ ॥

બ્રહ્માએ સૃજેલું આ સર્વ જગત્ પૂર્વે બ્રાહ્મણ જાતિવાળું હતું, કંઈ વર્ણભેદ ન હતો; પણ પછી કર્મે કરી વર્ણપણાને પામ્યું ॥ ૨૩ ॥

कामभोगप्रियास्तीक्ष्णाः
क्रोधनाः प्रियसाहसाः ।
त्यक्तस्वधर्मा रक्तांगा-
स्ते द्विजाः क्षत्रतां गताः ॥ २४ ॥

તેમાં જે બ્રાહ્મણો, કામ તથા ભોગમાં પ્રીતિ રાખનાર, તીક્ષ્ણ સ્વભાવવાળા, ક્રોધી, સાહસિક, સ્વધર્મને છોડી દેનાર તથા રજોગુણવાળા હતા, તે ક્ષત્રિયપણાને પામ્યા ॥ ૨૪ ॥

गोभ्यो वृत्तिं समास्थाय
पीताः कृष्युपजीविनः ।
स्वधर्मान्नानुतिष्ठंति
ते द्विजा वैश्यतां गताः ॥ २५ ॥

જે બ્રાહ્મણો,પશુઓને ઉછેરી તેથી પોતાની વૃત્તિ ચલાવનાર, રજોગુણ તથા તમોગુણવાળા, ખેતી કરનાર અને પોતાના ધર્મથી વિમુખ હતા, તે વૈશ્યપણાને પામ્યા ॥ ૨૫ ॥

हिंसानृतप्रिया लुब्धाः
सर्वकर्मोपजीविनः ।
कृष्णाः शौचपरिभ्रष्टा-
स्ते द्विजाः शूद्रतां गताः ॥ २६ ॥

જે બ્રાહ્મણો, હિંસા તથા અસત્યમા પ્રીતિ રાખનાર, લોભી, હર કોઇ કર્મે કરી પોતાનું ગુજરાન ચલાવનાર તમોગુણી તથા અપવિત્ર હતા, તે શૂદ્રપણાને પામ્યા ॥૨૬॥

इत्येतैः कर्मभिर्व्यस्ता द्विजा वर्णान्तरं गताः । धर्मो यज्ञक्रिया तेषां नित्यं न प्रतिषिध्यते ॥ २७ ॥

એ રીતે કહેલાં કર્મે કરી જુદા થઇ બ્રાહ્મણો વર્ણાન્તરને પામ્યા, પણ તે સર્વ વર્ણને ધર્મ તથા યજન ક્રીયા કરવાની, નિરંતર મના નથી ॥ ૨૭ ॥

વળી એજ પર્વના ૧૮૯ મા અધ્યાયમાં કહ્યું છે કે,

सत्यं दानमथाद्रोह आनृशंस्यं त्रपा घृणा ।
तपश्च दृश्यते यत्र स ब्राह्मण इति स्मृतः २८

જેને વિષે સત્ય, દાન, અદ્રોહ, અક્રૂરતા, લજ્જા, દયા, તથા ઇંદ્રિયનિગ્રહ દેખાતાં હોય, તે બ્રાહ્મણ કહેલ છે ॥ ૨૮ ॥

क्षत्रजं सेवते कर्म
वेदाध्ययनसंगतः ।
दानादानरतिर्यस्तु
स वै क्षत्रिय उच्यते ॥ २९ ॥

જે યુદ્ધકર્મ કરનાર, યુદ્ધવિદ્યા શિખેલો અને દાન આપવામાં તથા પ્રજાપાસેથી તેના રક્ષણ બદલ પોતાનો હક લેવામાં પ્રીતિવાળો હોય, તે ક્ષત્રિય કહેવાય છે ॥૨૯॥

वाणिज्या पशुरक्षा च कृष्या
दानरतिः शुचिः । वेदाध्यय-
नसंपन्नः स वैश्य इति संज्ञितः ॥ ३० ॥

જે વેપારી, પશુ પાળનાર, ખેતીથી નીપજ કરવામાં પ્રીતિવાળો, પવિત્ર તથા વિદ્યાભ્યાસ કરેલો હોય, તે વૈશ્ય કહેલ છે ॥૩૦॥

सर्वभक्षरतिर्नित्यं सर्वकर्मकरो-
ऽशुचिः । त्यक्तवेदस्त्वनाचारः
स वै शूद्र इति स्मृतः ॥ ३१ ॥

જે અભક્ષ્યનું પણ ભક્ષણ કરવામાં પ્રીતિમાન્, નિરંતર બધું કામ કરનાર, અપવિત્ર; મૂર્ખ, તથા આચાર વગરનો હોય તે શૂદ્ર કહેલ છે ॥ ૩૧ ॥

વળી શુક્રનીતિના પ્રથમાધ્યાયમાં કહેલ છે કે,

न जात्या ब्राह्मणः क्षात्रःक्षत्रियो वैश्य एव न । न च शूद्रो न वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥३२ ॥

આ લોકને વિષે જન્મથી કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને મ્લેચ્છ નથી, પણ ગુણ તથા કર્મે કરી થયેલ છે ॥ ૩૨ ॥

ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः । शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः स्मृतः ॥ ३३ ॥

જે, જ્ઞાન, કર્મ તથા ઉપાસનાએ કરી ઈશ્વરભજન કરવામાં પ્રીતિ રાખનાર, શાંત, જીતેન્દ્રિય તથા દયાળુ હોય, તે, એવા ગુણે કરી બ્રાહ્મણ કહેલ છે ॥ ૩૩ ॥

लोकसंरक्षणे दक्षः शूरो दान्तः पराक्रमी । दुष्टनिग्रहशीलो यः स वै क्षत्रिय उच्यते ॥ ३४ ॥

જે, પ્રજાનું સંરક્ષણ કરવામાં નિપુણ, શૂરવીર, જીતેન્દ્રિય, પરાક્રમી તથા દુષ્ટોને દંડ દેવાના સ્વભાવવાળો હોય, તેજ ક્ષત્રિય કેહેવાય છે ॥ ૩૪ ॥

क्रयविक्रयकुशला ये नित्यं पण्यजीविनः । पशुरक्षाः कृषिकरास्ते वैश्याः कीर्तिता भुवि ॥ ३५ ॥

જે, નિત્ય માલ લેવા તથા વેચવામાં કુશળ વ્યાપારી, પશુ પાળનાર અને ખેતિ કરનાર હોય, તે પૃથિવીને વિષે વૈશ્ય કહેલ છે ॥ ૩૫ ॥

द्विजसेवार्चनरताः शूराः शान्ता जितेन्द्रियाः । सीरकाष्ठतृणवहास्ते नीचाः शूद्रसंज्ञकाः ॥ ३६ ॥

જે, બીજા વર્ણની હલકી ચાકરી તથા તાબેદારી કરવામાં પ્રીતિમાન્, કામ કરવામાં સમર્થ, સારા સ્વભાવવાળો, જીતેન્દ્રિય, અને હળ, કાષ્ઠ તથા ઘાંસ ઉપાડવાનું હલકું કામ કરનાર હોય, તે શૂદ્ર કહેલ છે ॥ ૩૬ ॥

त्यक्तस्वधर्माचरणा निर्घृणाः परपीडकाः । चण्डाश्च हिंसका नित्यं म्लेच्छास्ते ह्यविवेकिनः ॥ ३७ ॥

જે, સ્વધર્માચરણ રહિત, નિર્દય, પારકાઓને પીડા કરનાર, ક્રૂર, નિરંતર હિંસા કરનાર તથા અવિવેકી હોય, તે મ્લેચ્છ કેહેવાય છે ॥ ૩૭ ॥

વળી એજ ગ્રંથના ચોથા અધ્યાયના ત્રીજા પ્રકરણમાં કહ્યું છે કે,

कर्मणोत्तमनीचत्वं कालतस्तु भवेद्गुणैः । विद्याकलाश्रयेणैव तन्नाम्ना जातिरुच्यते ॥ ३८ ॥

મનુષ્યને કર્મ તથા ગુણવડે કાળે કરી ઉત્તમ તથા નીચપણું પ્રાપ્ત થાયછે; ને જે જે વિદ્યા તથા કળાના આશ્રયથી તે પોતાનો નિર્વાહ ચલાવે છે, તે તે વિદ્યા તથા કળાના નામથી તેની જાતિ કહેવાય છે ॥ ૩૮ ॥

પણ જેમાં અસદાચરણ ન હોય એવો કોઈ પણ પ્રકારનો ધંધો કરવામાં હલકાઈ નથી, કેમકે હલકાઇને દેનાર તો કેવળ અસદાચરણજ છે. એ રીતે આપણા આર્ય શાસ્ત્રમાં જ્યારે સદાચરણરૂપ ધર્મ પાળવાવડે ઉત્તમતા તથા અસદાચરણરૂપ અધર્મ પાળવાવડે અધમતાની પ્રાપ્તિ કહી છે, ને જોવામાં પણ એમજ છે, ત્યારે સર્વ સ્ત્રી પુરૂષોએ અસદાચરણનો ત્યાગ કરી સદાચરણે વર્ત્તવું યોગ્ય છે, માટેજ આચાર્યે શિષ્યને ધર્મ આચરવા ઉપદેશ કરેલ છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં ધર્મ આચરવાનો ઉપદેશ.

---

## ॥ स्वाध्यायान्माप्रमदः ॥

ત્રીજો ઉપદેશ વિદ્યાભ્યાસમાં સાવધાન રેહેવાનો છે; કારણ જેમ ખેડથી સુધારેલી જમીન, તેમાં રોપેલા બીજને ઉછેરી વૃક્ષરૂપ કરવામાં ઘણી સહાયતા કરેછે, તેમ વિદ્યાભ્યાસથી કેળવાએલી બુદ્ધિ, પ્રાપ્ત થયેલા હરકોઇ મોટાં કાર્ય સિદ્ધ કરવામાં ઘણી સહાય થઇ પડેછે. જેની બુદ્ધિ કેળવાએલી નથી તે વગર ખેડેલી જમીન જેમ છોડને મુંઝવી દેછે, તેમ પ્રાપ્ત થયેલા કાર્યને ગુંચવી નાખેછે. માટે વિદ્યાભ્યાસરૂપ ખેડથી બુદ્ધિરૂપ જમીનને જરૂર સુધારવી જોઇયે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**अनेकसंशयोच्छेदि परोक्षार्थस्य दर्शकं ॥ सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यंध एव सः ॥ ३९ ॥**

અનેક સંશયને ટાળનારૂ તથા પરોક્ષ અર્થને દેખાડનારૂં શાસ્ત્ર સર્વનું નેત્ર છે, માટે તે જેને નથી, તે આંધળોજ છે ॥ ૩૯ ॥

ભર્તૃહરિયે પણ નીતિશતકમાં કહેલ છે કે,

**विद्यानाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं विद्या भोगकरी यशःसुखकरी विद्या गुरूणां गुरुः । विद्या बंधुजनो विदेशगमने विद्या परं दैवतं विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥ ४० ॥**

વિદ્યાજ નરનું અધિકરૂપ તથા ઢાંકેલું ગુપ્ત ધન, ભોગ, યશ તથા સુખને આપનારી, ગુરૂની પણ ગુરૂ, પ્રવાસમાં બંધુજન સમાન અને પરમ દૈવતરૂપ છે; રાજદરબારમાં વિદ્યાજ પૂજાય છે, ધન પૂજાતું નથી, માટે વિદ્યાહીનને પશુ સમાન જાણવો ॥ ૪૦ ॥.

તેમ ભોજપ્રબંધના આરંભમાં કહ્યું છે કે,

**मातेव रक्षति पितेव हिते नियुंक्ते कान्तेव चाभिरमयत्यपनीय खेदं । लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिं किंकिन्न साधयति कल्पलतेव विद्या॥४१॥**

વિદ્યા માતાની પેઠે રક્ષા કરેછે, પિતાની પેઠે હિતમાં જોડેછે, સ્ત્રીની પેઠે ખેદને ટાળી આનંદ પમાડેછે, લક્ષ્મીને વધારેછે અને સર્વ દિશામાં કીર્તિને વિસ્તારેછે; માટે તે કલ્પલતાની પેઠે શું શું મેળવી આપતી નથી! અર્થાત્ બધું મેળવી આપેછે ॥ ૪૧ ॥

વળી સિદ્ધાંતશિરોમણિના ગ્રહગણિતાધ્યાયના ત્રિપ્રશ્નાધિકારના ભાષ્યમાં કહેલ છે કે,

**विद्यानाम नरस्य कीर्तिरतुला भाग्यक्षये चाश्रयो धेनुः कामदुघा रतिश्च विरहे नेत्रं तृतीयं च सा । सत्कारायतनं कुलस्य महिमा रत्नैर्विना भूषणं तस्मादन्यमुपेक्ष्य हेतुविषयं विद्याधिकारं कुरु ॥ ४२ ॥**

વિદ્યા મનુષ્યને અતુલ કીર્તી આપનારી, પડતી દશામાં આશ્રયરૂપ, કામદુઘાની પેઠે ઇચ્છિત ફળ દેનારી, સ્નેહિયોના વિયોગ સમયે પણ આનંદ આપનારી, ત્રીજા નેત્રરૂપ, માન અપાવનારી, કુળનો મહિમા વધારનારી તથા રત્ન વિનાનું ભૂષણ છે; માટે બીજું પડતું મેલી વિદ્યા સંપાદન કર ॥ ૪૨ ॥

તેમ સભાતરંગમાં કહ્યું છે કે,

**न चोरहार्यं न च राजहार्यं**
**न भ्रातृभाज्यं न च भारकारि ।**
**व्यये कृते वर्द्धत एव नित्यं**
**विद्याधनं सर्वधनप्रधानं ॥ ४३ ॥**

વિદ્યારૂપી ધન ચોર તથા રાજાથી હરાતું નથી, ભાઇયોથી વંટાતું નથી, કંઇ ભાર કરતું નથી અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરંતર વધેછે, માટે વિદ્યાધન સર્વ ધનમાં મુખ્ય છે ॥ ૪૩ ॥

જેમણે વિદ્યાભ્યાસ કર્યો નથી, તેમના માટે લોકો ઘણું ઉંચું મત રાખતા નથી, કેમકે વિદ્યા વિના તેમનામાં ડહાપણ ઘણું ઓછું હોયછે. જેથી કંઇ કાર્યપ્રસંગમાં તેમણે આપેલા વિચાર ઉપર ઘણું વજન રાખવામાં આવતું નથી. સભામાં બોલવું હોય તો તેમનાથી કાંઇ બોલાતું નથી. મુંગા બેસી સાંભળ્યા કરવું પડેછે. માટે માતાપિતાએ બાળકોને વિદ્યાભ્યાસ અવશ્ય કરાવવો જોઇયે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**मातृपितृकृताभ्यासो गुणितामेति बालकः ।**
**नगर्भच्युतिमात्रेण पुत्रो भवति पंडितः ४४**

માતાપિતાએ અભ્યાસ કરાવેલો બાળક ગુણવાન થાયછે, જન્મ માત્રથી કંઇ પુત્ર પંડિત થતો નથી ॥ ૪૪ ॥

**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः । न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥ ४५ ॥**

જેમણે બાળકને ભણાવ્યો નહીં, તે માતાપિતા બન્ને તેનાં શત્રુ જાણવાં; કારણ તે હંસોમાં બગલાની પેઠે વિદ્વાનોની સભામાં શોભતો નથી ॥ ૪૫ ॥

**रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः । विद्याहीना न शोभंते निर्गंधा इव किंशुकाः ॥ ४६ ॥**

રૂપાળા, યુવાન તથા મોટા કુળમાં ઉત્પન્ન થયેલા પણ જો વિદ્યાહીન હોય, તો સુગંધ વિનાનાં કેશુડાંની પેઠે શોભતા નથી ॥ ૪૬ ॥

**विद्या रूपं कुरूपाणां क्षमा रूपं तपस्विनां ।**
**कोकिलानां स्वरो रूपं स्त्रीणां रूपं पतिव्रतं ४७**

કદરૂપાનું વિદ્યા, તપસ્વિનું ક્ષમા, કોયલનું સ્વર, તથા સ્ત્રીનું પતિવ્રત, રૂપ છે ॥ ૪૭ ॥

मूर्खोपि शोभते तावत्सभायां वस्त्रवेष्टितः।
यावन्न भाषते किंचित्पंडितानांपुरःस वै ४८

સભામાં સુશોભિત વસ્ત્ર પેહેરેલો મૂર્ખ જ્યાંસુધી પંડિતોની આગળ કંઇ બોલતો નથી ત્યાંસુધીજ શોભેછે ॥ ૪૮ ॥

વળી શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે;

कृष्णं वपुर्वहतु चुंबतु सत्फलानि
रम्येषु संवसतु चाम्रवनांतरेषु।
पुंस्कोकिलस्य चरितानि करोतु कामं
काकःकलध्वनिविधौ सतु काकएव॥४९॥

ભલે કાગડો કાળુ શરીર વહન કરે, સારાં ફળ ખાય, તથા મનોહર આંબાના વનમાં રેહેવા રૂપ કોયલનાં ચરિત્ર ઇચ્છાપ્રમાણે કરે, પણ મધુર શબ્દ બોલવા સમયે તો કાગડો તે કાગડોજ ॥ ૪૯ ॥

માટે કહ્યું છે કે,

विद्याविनयोपेतो हरति न चेतांसि
कस्य मनुजस्य। कांचनमणिसंयोगो
नो जनयति कस्य लोचनानंदं ॥ ५० ॥

વિદ્યા તથા વિનયવાન્ પુરૂષ કયા મનુષ્યનાં ચિત્તને હરણ કરતો નથી! કારણ સુવર્ણ તથા મણિનો સંયોગ કેનાં નેત્રને આનંદ પમાડતો નથી ॥ ૫૦ ॥

यः पठति लिखति पश्यति परिपृच्छति
पण्डितानुपासयति। तस्यदिवाकरकि-
रणैर्नलिनीदलमिव विकास्यते बुद्धिः ५१

જે ભણેછે, લખેછે, વિચારેછે, પુછેછે તથા પંડિતોની સોબત રાખેછે, તેની બુદ્ધિ, સૂર્યકિરણે કરી કમળની પાંખડીની પેઠે પ્રફુલ્લિત થાયછે ॥ ૫૧ ॥

कुत्र विधेयो यत्नो विद्याभ्यासे सदौ-
षधे दाने ॥ अवधीरणा क्व कार्या-
खलपरयोषित्परधनेषु ॥ ५२ ॥

યત્ન કયાં કરવો? તો કે વિદ્યાભ્યાસ, સદૌષધ તથા પરોપકારમાં; તેમ અનાદર કયાં કરવો? તો કે દુર્જન, પારકી સ્ત્રી, તથા પરધનમાં ॥ ૫૨ ॥

માટે બાળકને વિદ્યાધ્યયન કરાવવું, પણ તે અધુરૂં કરાવવું નહીં. કારણ અધુરા અભ્યાસથી તે અધુરા ઘડાની પેઠે છલકાઇ જાયછે, અર્થાત્ તેને વિદ્યા ભણ્યાનો ગર્વ થાયછે; જેથી પોતે પંડિતમન્ય થઈ બેસેછે એટલે કોઇની સારી શિખામણ સ્વીકારતો નથી, ને પોતાના વિચાર સુજબ ચાલવા જાયછે; તેથી ઘણા ખત્તા ખાઈ છેવટ ભવિષ્યમાં સુખી થવું હોય તો ઠેકાણે આવેછે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य क-
रोति किम्। लोचनाभ्यां विहिनस्य
दर्पणः किं करिष्यति ॥ ५३ ॥

જેને પોતાની બુદ્ધિ નથી, તેને ઉપદેશ શું કરી શકે! કેમકે નેત્રરહિત મનુષ્યને દર્પણવડે શું? ॥ ૫૩ ॥

વળી ભર્તૃહરિયે કહ્યું છે કે,

**अज्ञः सुखमाराध्यः**
**सुखतरमाराध्यते विशेषज्ञः ।**
**ज्ञानलवदुर्विदग्धं**
**ब्रह्मापि तं नरं न रंजयति ॥ ५४ ॥**

સાવ અજ્ઞાની મનુષ્ય સેહેલી રીતે સમજાવવા યોગ્ય છે, તેમ વિશેષ જાણુનાર પણુ વધારે સેહેલાઇથી સમઝાવી શકાય છે; પણુ જ્ઞાનના લેશ માત્રથી પોતાને પંડિત માનનાર મનુષ્યને પ્રજાપતિ પણુ સમઝાવી શકે નહીં ॥ ૫૪ ॥

**शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो नागेन्द्रो निशितांकुशेन समदो दंडेन गोगर्दभौ । व्याधिर्भेषजसंग्रहैश्च विविधैर्मंत्रप्रयोगैर्विषं सर्वस्योषधमस्ति शास्त्रविहितं मूर्खस्य नास्त्योषधं ॥ ५५ ॥**

અગ્નિ જળવડે, તડકો છત્રવડે, મદોન્મત્ત હસ્તી તીક્ષ્ણુ અંકુશવડે, બળદ તથા ગધેડો લાકડીવડે, રોગ વિવિધ પ્રકારનાં ઔષધ સેવવાવડે અને વિષ વિચાર પૂર્વક ઔષધના પ્રયોગવડે નિવારણુ કરી શકાય છે; એ રીતે સર્વનો ઉપાય શાસ્ત્રે કહ્યોછે, પણુ પંડિતમન્ય મૂર્ખને સમઝાવવાનો ઉપાય છેજ નહીં ॥ ૫૫ ॥

વળી કલ્પતરૂમાં કહ્યું છે કે,

**मूर्खस्य पंच चिह्नानि गर्वो दुर्वचनं तथा ।**
**क्रोधश्च दृढवादश्च परवाक्येष्वनादरः ५६**

પંડિતમન્ય મૂર્ખનાં ગર્વ, દુર્વચન,ક્રોધ, હઠ, તથા પારકાં વચનનો અનાદર, એ પાંચ ચિન્હ હોય છે ॥ ૫૬ ॥

વળી કહ્યું છે કે,

**संपूर्णकुंभो न करोति शब्द-**
**मर्द्धो घटो घोषमुपैति नूनं ॥**
**विद्वान्कुलीनो न करोति गर्वं**
**गुणैर्विहीना बहुजल्पयंति ॥ ५७॥**

સંપૂર્ણુ ભરેલો કુંભ જેમ શબ્દ કરતો નથી, પણુ અધુરોજ શબ્દ કરેછે; તેમ કુલીન વિદ્વાન્ ગર્વ કરતો નથી, પણુ ગુણુહીન મનુષ્યોજ બહુ બકવાદ કરેછે ॥ ૫૭ ॥

પણુ તે પંડિતમન્ય પુરૂષ કદી વિદ્વાનોની સભામાં જાય તો તેને પોતાની અપૂર્ણુતા જણાઇ આવેછે. ભર્તૃહરિયે કહ્યું છે કે,

**यदा किंचिद्ज्ञोहं द्विप इव मदांधः समभवं तदा सर्वज्ञोस्मीत्यभवदवलिप्तं मम मनः । यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगतं तदा मूर्खोस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥ ५८ ॥**

જ્યારે હું થોડું જાણુતો ત્યારે હાથીની પેઠે મદાંધ થતો, ને સર્વજ્ઞ છું એમ મારૂં મન ગર્વિષ્ઠ થતું; પણુ જ્યારે મેં પંડિત જનોની પાસેથી થોડું થોડું વધારે જાણુવા માંડયું, ત્યારે હું મૂર્ખ છું એમ મને ભાસ્યું , ને જ્વરની પેઠે મારો મદ જતો રહ્યો ॥ ૫૮ ॥

બાળકને આઠ વર્ષ પુરાં થાય કે તેને વિદ્યાભ્યાસમાં જોડવો યોગ્ય છે, કેમકે તેટલી વય થતાં તેની સ્મરણુશકિત શીખવેલું ધારણુ કરવા સમર્થ થાયછે. અને કુ-

મણું ઝાડ જેમ વાળિયે તેમ વળે છે પણ મોટું થઈ દઢ થવાથી વળતું નથી' તેમ તે પણ નહાનપણમાં જેમ કેળવિયે તેમ કેળવાય છે, મોટપણે કેળવાઈ શકાતો નથી. માટે આઠથી વીશ વર્ષનો થાય, ત્યાંસુધી તેને વિદ્યાભ્યાસ કરાવવો, કારણ તેટલો કાળ અભ્યાસ કર્યાવિના વિદ્યાજ્ઞાન સારી રીતે સંપાદાન થઈ શકતું નથી. આશ્વલાયન ગૃહ્યસૂત્રના પ્રથમાધ્યાયની બાવીશમી કંડિકામાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **द्वादशवर्षाणि वेदब्रह्मचर्यं ॥ ५९ ॥** | વિદ્યાભ્યાસનું બ્રહ્મચર્ય બાર વર્ષ પર્યંત કહ્યું છે ॥ ૫૯ ॥ |

હવે મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું કહેલ છે, પણ તે સર્વજ્ઞ ન હોવાથી અજાણે સૃષ્ટિનિયમથી ઉલટી રીતે ચાલતાં વેહેલું મરણ પામે છે. તથાપિ કોઇ કોઇ સો વર્ષ વા તેથી પણ કંઇક અધિક કાળસુધી જીવેછે, માટે ઋગ્વેદ મંડળ ૧ સૂકત ૮૯ ઋચા ૯ મીમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **शतमिन्नु शरदो अंति देवा ॥ ६० ॥** | હે દેવ, મનુષ્યનું આયુષ્ય તમોએ સો વર્ષજ નિર્માણ કર્યું છે ૬૦ ॥ |

એજ• વેદના મંડળ ૩ સૂકત ૩૬ ઋચા ૧૦ મીમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **अस्मे शतं शरदो जीवसेधाः ॥ ६१ ॥** | હે દેવ, અમને જીવવા માટે સો વર્ષ આપો ॥ ૬૧ ॥ |

વળી મંડળ ૭ સૂકત ૬૬ ઋચા ૧૬ મીમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **पश्येम शरदः शतं जीवेम शरदः शतम् ६२** | અમે સો વર્ષ જોઈએ તથા જીવિયે ॥૬૨॥ |

તેમ મંડળ ૧૦ સૂકત ૧૬૧ ઋચા ૪ થીમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **शतं जीव शरदो वर्धमानः शतं हेमंतान्शतमु वसंतान् ॥ ६३ ॥** | વૃદ્ધિને પામનાર તું સો શરદ્ ઋતુ, સો હેમંત ઋતુ અને સો વસંત ઋતુ જીવ ॥૬૩॥ |

વળી ઋગ્વેદના કૌષિતકિ બ્રાહ્મણોપનિષદ્‌ના ત્રીજા અધ્યાયમાં પુત્રને આ પ્રમાણે આશિર્વાદ આપવા માટે મંત્ર કહેલ છેઃ—

| | |
|---|---|
| **अंगादंगात् संभवसि हृदयादधिजायसे । आत्मा वै पुत्रनामासि सजीव शरदः शतम् ॥ ६४ ॥** | હે પુત્ર, તું મારા પ્રત્યેક અવયવ તથા હૃદયથી ઉત્પન્ન થયો છે, માટે પુત્ર નામથી મારૂંજ સ્વરૂપ છે, તે તું સો વર્ષ જીવ ॥ ૬૪ ॥ |

સૃષ્ટિમાં એવો કોઈ પણ પદાર્થ નથી કે જેની વૃદ્ધિ તથા ક્ષય થતાં નહીં હોય; એ નિયમ કોઈને થોડે કાળે તો કોઈને ઘણે કાળે પણ પ્રાપ્ત થાયછે. જેને ઘણે કાળે પ્રાપ્ત થાયછે, તે પદાર્થ અનાદિ જેવાં ભાસે છે, પણ તેમ નથી. સ્થાવર જંગ-

ત્મક સર્વે જીવંત પ્રાણિયોનાં શરીર જુદા જુદા વખત સુધી વૃદ્ધિ તથા ક્ષય થતાં જોવામાં આવેછે; એ ઉપરથી એમ અનુમાન થાયછે કે, પ્રત્યેક જાતિનાં પ્રાણિયોનાં શરીર જીવવા માટે ચોક્કસ અવધિ નિર્માણ થયેલી છે, જેને આયુષ્ય કહેછે. શુક્રનીતિના ચોથા અધ્યાયના સાતમા પ્રકરણમાં કહ્યું છે કે,

**शतमायुर्मनुष्याणां गजानां परमं स्मृतं ।
मनुष्यगजयोर्बाल्यं यावद्विंशतिवत्सरं ६५**

મનુષ્ય તથા હસ્તિયોનું આયુષ સો વર્ષનું કહ્યું છે ને તેમની બાલ્યાવસ્થા વીશ વર્ષપર્યંત હોયછે ॥ ૬૫ ॥

**नृणां हि मध्यमं यावत् षष्टिवर्षं वयः स्मृतं ।
अशीतिवत्सरं यावद्गजस्य मध्यमं वयः ६६**

મનુષ્યની મધ્યમ અવસ્થા સાઠ વર્ષ પર્યંત ને હસ્તિની એંશી વર્ષ પર્યંત કહી છે ॥ ૬૬ ॥

**चतुस्त्रिंशत्तु वर्षाणामश्वस्यायुः परं स्मृतं ।
पंचविंशतिवर्षं हिपरमायुर्वृषोष्ट्रयोः ॥६७॥**

ઘોડાનું આયુષ ચોંત્રીશ વર્ષનું અને બળદ તથા ઉંટનું પચીશ વર્ષનું કહેલું છે ॥ ૬૭ ॥

**बाल्यमश्ववृषोष्ट्राणां पंचमं वत्सरं
स्मृतं । मध्यं यावत् शोडशाब्दं
वार्द्धक्यं तु ततः परम् ॥ ६८ ॥**

ઘોડા, બળદ, તથા ઉંટની પાંચ વર્ષ પર્યંત બાલ્યાવસ્થા સોળ વર્ષ પર્યંત મધ્યમ અવસ્થા ને તે પછી વૃદ્ધ અવસ્થા કહેલી છે ॥ ૬૮ ॥

મનુષ્ય શરીરને કંઇ વિઘ્ન ન આવે તો વૃદ્ધિનો નિયમ ચાલીશથી પચાસ વર્ષ પર્યંત ને તે પછીનાં પચાસ વર્ષ સુધી ક્ષયનો નિયમ લાગુ પડેછે, તે ઉપરથી તેનું આયુષ્ય સો વર્ષનું નિર્માણ થયેલું ભાસે છે. તે સંપૂર્ણ રીતે ભોગવી શકાય માટે પ્રાચીન આર્યોયે તેના ચોથા ભાગ અર્થાત્ પચીશ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળવા આજ્ઞા કરેલ છે. કારણ જેમ સારી રીતે ઉછેરી મોટું કરેલું વૃક્ષ તથા ઘણી સંભાળથી ઉછેરી બ્રહ્મચર્ય પળાવેલ પશુ અંગે દઢ થવાથી પોતપોતાનું નિર્માણ થયેલું આયુષ્ય કંઇ વિઘ્ન ન આવે તો સંપૂર્ણ રીતે ભોગવી શકે છે, તેમ પેહેલી અવસ્થામાં રૂડી રીતે સાચવી બ્રહ્મચર્ય પળાવેલ મનુષ્ય પણ અંગે દઢ થવાથી પોતાનું સો વર્ષનું આયુષ્ય ઘણું કરી કંઇ વિઘ્ન ન આવે તો પૂર્ણપણાથી ભોગવી શકે છે. વળી જો પાયો દૃઢ નાખ્યો હોય તો તે ઘણા કાળ સુધી, કંઇ વિઘ્ન ન આવે તો ઘરને ટેકવી રાખેછે, તેમ જો પેહેલી અવસ્થામાં શરીરનાં ગાત્ર નિયમથી દઢ કર્યાં હોય, તો તે શરીરને કંઇ વિઘ્ન ન આવે તો ઘણા કાળ સુધી જીવાડી શકે છે. માટે પચીસ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળી શરીર દૃઢ કરવું, ને તે કાળમાં વિદ્યાભ્યાસ કરી લેવો. કારણ શુક્રનીતિના ચોથા અધ્યાયના ચોથા પ્રકરણમાં કહ્યું છે કે,

**विद्यार्थंब्रह्मचारीस्यात्सर्वेषांपालनेगृही६९**

વિદ્યા ભણવામાટે બ્રહ્મચારી અને સર્વનું પાલન કરવા સારૂ ગૃહસ્થ થવું ॥ ૬૯ ॥

હવે વિદ્યાર્થિને બ્રહ્મચર્ય પળાવવા તથા વિદ્યાભ્યાસમાં તત્પર રાખવા માટે આર્ય શાસ્ત્રોમાં કેટલાક નિયમો પાળવાની આજ્ઞા કરીછે. આશ્વલાયન ગૃહ્યસૂત્રના પ્રથમાધ્યાયની ૨૨ મી કંડિકામાં કહ્યું છે કે,

**दिवा मा स्वाप्सीराचार्याधीनो वेदमधीष्वेति ॥ ७० ॥**

દિવસે ઊંઘીશ માં, વિદ્યાગુરૂને આધીન રહી વિદ્યાભ્યાસ કર ॥ ૭૦ ॥

તેમ આપસ્તંબ ધર્મસૂત્રના પ્રથમ પ્રશ્નના પેહેલા પટલમાં કહ્યું છે કે,

**हितकारि गुरोरप्रतिलोमयन्वाचा । उत्सन्नश्लाघः । अनृत्तदर्शी । अजनवादशीलः । रहःशीलः स्त्रीभिर्यावदर्थसंभाषी । मृदुः । शान्तः । दान्तः । ह्रीमान् । दृढधृतिः । अग्लाँस्नुः । अक्रोधनः । अनसूयुः ॥७१॥**

વિદ્યાર્થિયે વાણીવડે સામે ન બોલતાં વિદ્યાગુરૂના હિતમાં તત્પર રેહેવું, પોતાનાં વખાણ કરવાં નહીં, વિશેષે કરી નાચ રંગ જોવા નહિ, લોકો સાથે વાદ કરવો નહીં, પાઠ કરતી વેળા એકાન્તમાં બેસવું, સ્ત્રિયા સાથે કામ પડતું બોલવું, કઠોર ન બોલવું, શાન્ત રેહેવું, ઇન્દ્રિયો નિયમમાં રાખવી, વડીલોની શરમ રાખવી, દૃઢ ધૈર્ય રાખવું, કાયર થવું નહીં, ક્રોધ કરવો નહીં અને કોઇની અદેખાઈ કરવી નહિ ॥ ૭૧ ॥

વળી માનવ ધર્મશાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**वर्जयेन्मधुमांसे च गंधं माल्यं रसान्स्त्रियः । शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ ७२ ॥**

વિદ્યાર્થિયે મદિરા, માંસ, ગંધ; પુષ્પમાળા, નાનાપ્રકારના રસ, સ્ત્રિયો, સોડવેલા માદક પદાર્થ, પ્રાણિયોની હિંસા ॥ ૭૨ ॥

**द्यूतं च जनवादं च परिवादं तथानृतं । स्त्रीणां च प्रेक्षणालंभमुपघातं परस्य च ॥ ७३ ॥**

જુગાર, લોકો સાથે વાદ, નિંદા જુઠું, ખોટા ભાવથી સ્ત્રિયો સામે જોવું તથા તેમનું આલિંગન અને પારકાની ખરાબી કરવી, એટલાં વાંના ત્યાગ કરવાં ॥ ૭૩ ॥

**शरीरं चैव वाचं च बुद्धींद्रियमनांसि च । नियम्य प्रांजलिस्तिष्टेद्वीक्षमाणो गुरोर्मुखं ॥ ७४ ॥**

વળી શરીર, વાણી, બુદ્ધિ, ઇન્દ્રિય અને મનને નિયમમાં રાખી, હાથ જોડી ગુરૂનું મુખ જોતાં ઉભા રેહેવું ॥ ૭૪ ॥

नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः । आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥ ७५ ॥

એ રીતે શિષ્ય શુભાચારવાળો તથા જીતેન્દ્રિય થઇ, નિત્ય હાથ જોડી ઉભો રહે, ને જ્યારે ગુરૂ બેસવાનું કહે, ત્યારે તેની સન્મુખ બેસે ॥ ૭૫ ॥

नीचमेवासनं चास्य सर्वदा गुरुसन्निधौ । गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ७६

પણ ગુરૂની પાસે એનું આસન સદા નીચું હોવું જોઇયે, ને એણે ગુરૂના દેખતાં મર્યાદા મૂકી બેસવું નહિ ॥ ૭૬ ॥

नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् । न चैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥ ७७ ॥

વળી ગુરૂની ગેરહાજરીમાં તેનું કેવળ નામ ઉચ્ચારવું નહીં, પણ માનપૂર્વક ઉચ્ચારવું, ને તેની ગતિ, ભાષણ તથા આચરણના ચાળા પાડવા નહીં ॥ ૭૭ ॥

य आवृणोत्यवितथं ब्राह्मणः श्रवणावुभौ । स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत् कदाचन ॥ ७८ ॥

કારણ જે સદ્વિદ્વાન્ વિદ્યાદ્યાના ઘોષથી બન્ને કાન પૂરેછે, તેને માતા તથા પિતા સમાન જાણવો, ને તેનો કયારે પણ દ્રોહ કરવો નહિ ॥ ૭૮ ॥

अज्ञो भवति वै बालः पिता भवति मंत्रदः । अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मंत्रदं ॥ ७९ ॥

અજ્ઞાની બાળક અને જ્ઞાન દેનાર પિતા કેહેવાયછે; કારણ ઋષિયો પૂર્વે અજ્ઞાનિને બાળક તથા જ્ઞાન દેનારને પિતાજ કેહેતા ॥ ૭૯ ॥

વળી ચાણાકયનીતિમાં પણ કહ્યું છે કે,

कामं क्रोधं तथा लोभं स्वादु शृंगारकौतुकम् । आलस्यमतिनिद्रां च विद्यार्थी ह्यष्ट वर्जयेत् ॥ ८० ॥

વિદ્યાર્થિયે નાનાપ્રકારની ઇચ્છા, ક્રોધ, લોભ, સ્વાદ, શૃંગાર, નાચરંગ, આલસ્ય તથા અતિ નિદ્રા, એ આઠનો ત્યાગ કરવો ॥ ૮૦ ॥

એ રીતના નિયમ પાળવાવડે વિદ્યાર્થિ, દુર્ગુણોથી દૂર રહી, બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણી શકેછે, માટે એ નિયમ પાળવામાં કોઈ પણ વિદ્યાર્થિએ અનાદર કરવો નહિ. કદી અનાદર કરે તો તેને માતાપિતાદિ વડીલોયે સમઝાવી, ધમકાવી પળાવવા, અને કોઇ પણ રીતથી તે કુસંગતમાં પડી શરીરને ખરાબ કરતો હોય તો તેને તરત અટકાવવો. વળી ગુરૂયે પણ શિષ્યને ભણાવવાંમાં નિરંતર સાવધાન રેહેવું, તેના ઉપર પુત્ર જેવો સ્નેહ રાખી તેને વિદ્યાભ્યાસમાં અભિરૂચિ થાય એવી, શિષ્યોમાં માંહોમાંય સરસાસરસી ઉત્પન્ન કરવારૂપ, ને પરિણામે જે વિદ્યાભ્યાસમાં સરસ ઉતરે, તેને પદવિયે ચઢાવવારૂપ યુકિતથી ભણાવવો; પણ ક્રૂરતા વાપરવી નહિ. માનવ ધર્મશાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

अहिंसयैव शिष्याणां कार्यं श्रेयो-
नुशासनं । वाक् चैव मधुरा श्लक्ष्णा
प्रयोज्या धर्ममिच्छता ॥ ८१ ॥

ધર્મને ઇચ્છનાર વિદ્યાગુરૂયે શિષ્યોને માર્યા-વિના સારી રીતે શીખામણ દઇ ભણાવવા, ને વાણી પણ ધીમી તથા મધુર બોલવી ॥ ૮૧ ॥

હવે ચોક્કસ જાતિવાળા પાસેથી વિદ્યા શીખવી એવો કંઇ નિયમ રાખવો નહીં, કારણ કદિ તે જાતિમાં વિદ્યા થોડી હોય, તો વિશેષ વિદ્યાની પ્રાપ્તિ થાય નહિ, માટે સર્વ પાસેથી વિદ્યા શીખી લેવી. માનવ ધર્મશાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

श्रद्दधानः शुभां विद्यामाददी-
तावरादपि । अंत्यादपि परं धर्मं
स्त्रीरत्नं दुष्कुलादपि ॥ ८२ ॥

ઇચ્છા રાખનાર પુરૂષે નીચ પાસેથી પણ સારી વિદ્યા, ચંડાલ પાસેથી પણ ઉત્તમ ધર્મ અને હલકાં કુળમાંથી પણ ઉત્તમ કન્યા, હોય તો ગૃહણ કરવાં ॥ ૮૨ ॥

विषादप्यमृतं ग्राह्यं बालादपि
सुभाषितम् । अमित्रादपि स-
द्वृत्तममेध्यादपि कांचनम् ॥ ८३ ॥

વિષમાંથી અમૃત, બાળકથી પણ સારી વાણી, શત્રુ પાસેથી પણ સદાચાર તથા ગંદી વસ્તુમાંથી પણ સુવર્ણ, હોય તો ગૃહણ કરવાં ॥ ૮૩ ॥

स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं
सुभाषितम् । विविधानि च शि-
ल्पानि समादेयानि सर्वतः ॥ ८४ ॥

સ્ત્રી, રત્ન, વિદ્યા, ધર્મ, પવિત્રતા; સુંદર વચન તથા અનેક પ્રકારની કળા, સર્વ-પાસેથી ગૃહણ કરવાં ॥ ૮૪ ॥

વળી શુક્રનીતિના ચોથા અધ્યાયના ત્રીજા પ્રકરણમાં કહ્યું છે કે,

योऽधीतविद्यः सकलः स सर्वेषां
गुरुर्भवेत् । न च जात्यानधीतो
हिं गुरुर्भावितुमर्हति ॥ ८५ ॥

જે વિદ્યા ભણેલો તથા કળામાં કુશળ હોય, તે સર્વનો ગુરૂ થઇ શકે, પણ વગર ભણેલો કેવળ જાતિવડે ગુરૂ થવા યોગ્ય નથી ॥ ૮૫ ॥

એવા એક વા અનેક વિદ્વાન્ ગુરૂ પાસેથી પાઠશાળામાં વા ખાનગી રીતે વિદ્યા ગ્રહણ કરવી, પણ તે અર્થ સહિત ગ્રહણ કરવી, કેવળ મુખપાઠ કરતાં શીખવું નહીં, કેમકે અર્થ જાણ્યા વગર વિદ્યા ભણ્યાનો કંઇ લાભ થતો નથી; યાસ્કમુનિયે નિરૂક્તમાં કહ્યું છે કે,

स्थणुरयं भारवाहः किलाभू-
दधीत्य वेदान्न विजानाति योऽर्थं ।
योऽर्थज्ञः सन् सकलं भद्रमश्नुते
नाकमेति ज्ञानविधूतपाप्मा ॥ ८६ ॥

જે વિદ્યાભ્યાસ કરી તેનો અર્થ જાણતો નથી, તે આ વૃથા ભાર ઉપાડનાર થાંભલા સરખો છે, ને જે અર્થ જાણનાર હોય, તે જ્ઞાને કરી ધોવાઇ ગયેલા પાપવાળો થઇ, ઉત્તમ લોકને પામી સમગ્ર સુખ ભોગવે છે ॥ ૮૬ ॥

તેમ વૈદ્યશાસ્ત્રના સુશ્રુત ગ્રંથના સૂત્રસ્થાનના ચોથા અધ્યાયમાં કહેલ છે કે,

यथाखरश्चंदनभारवाही
भारस्य वेत्ता न तु चंदनस्य।
एवं हि शास्त्राणि बहून्यधीत्य
चार्थेषु मूढाः खरवद्वहंति ॥८७॥

જેમ ચંદનના ભારને વહન કરનાર ગધેડો, ભારને જાણનાર પણ ચંદનને જાણનાર હોતો નથી, તેમ જે ઘણાં શાસ્ત્ર ભણી અર્થમાં મૂઢ હોય, તે ગધેડાની પેઠે માત્ર ભાર વહન કરે છે ॥ ૮૭ ॥

હવે અવશ્ય કરી આર્યોએ કઇ કઇ ભાષા ભણવી તેવિષે વિચાર કરિયે. આસરે પાંચ હજાર સર્ષ પેહેલાં આ ભરત ખંડમાં સર્વ વ્યવહાર સંસ્કૃત ભાષામાં ચાલતો હતો સર્વ આર્યજન સંસ્કૃત બોલતા ને સંસ્કૃત લખતા, કારણ એ તેમની પોતાની ભાષા હતી. વળી રાજ્ય પણ તેમનું પોતાનું હોવાથી તેનો સર્વ વહિવટ પણ એજ ભાષાંમાં ચાલતો હતો. તેમના સર્વ વિદ્યાના ગ્રંથો પણ એજ વાણીમાં રચાતા, એટલે તેમને એકજ ભાષા ભણવી પડતી; ને તેઓ એટલે સુધી ભણીને વિદ્વાન્ થતા કે, તેમને પદ્યમાંજ રચેલું રૂચતું, ગદ્યતો તેમની ગણનામાં પણ ન્હોતું; માટેજ તે સમયના વિદ્વાનોયે ઘણું કરી તેમના સર્વ વિદ્યાના ગ્રંથ પદ્યમાંજ રચેલા છે. વળી તે સમય આર્યજન ચઢતીના નિયમમાં હોવાથી સારી સમજ ધરાવતા હતા, જેથી આખી પ્રજાને સામાન્ય લાભ તથા સામાન્ય હાનિ શાથી થાય, તે સારી રીતે જાણતા હતા. માટે જેથી સામાન્ય લાભ થાય તેવાં કાર્ય ઉત્સાહથી સિદ્ધ કરતા, પણ જો સામાન્ય હાનિકારક કાર્ય પ્રાપ્ત થાય, તો તેની સામે એક સંપ થઇ તે કાર્યની સિદ્ધિ થવા દેતા નહીં. એ રીતના ઐકયથી તથા કળાકૌશલ્યમાં અતિ નિપુણ હોવાથી આર્યજન તે સમયના ભૂમંડળના સર્વ જનો કરતાં વિશેષ બળવાન્, ચતુર, સુધરેલા તથા સારી રાજ્યવ્યવસ્થા રાખનારા હતા. તેથી કોઈ પણ પારકા દેશના જનોને પોતા ઉપર ફાવવા દેતા નહિ, પણ ઉલટી તેમના ઉપર પોતાની સત્તા બેસાડતા, ને તેમના દેશમાં પોતાનો માલ ખપાવી સારો લાભ મેલવતા. જેથી પોતે સુખી થઇ આ ભરતખંડને એટલો તો સમૃદ્ધ કર્યો હતો કે, તેની ખ્યાતિ આખા ભૂમંડળમાં થઈ હતી, જે અદ્યાપિ કાયમ છે. એ તેમના ઐકયનું ફળ હતું, કારણ શ્રીમહાભારતના ઉદ્યોગપર્વના ૩૬ મા અધ્યાયમાં વિદુરજીયે ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યું છે કે,

अथ ये सहिता वृक्षाः सर्वतः
सुप्रतिष्ठिताः । ते हि शीघ्रत-
मान्वातान् सहंतेऽन्योन्यसंश्रयात् ॥ ८८॥

જે વૃક્ષો પાસે પાસે રહેલા તથા ચોમેરથી સારી રીતે દૃઢ થયેલા હોય, તે એક બીજાના આશ્રયને લીધે તોફાની વાયુને સહન કરે છે ॥ ૮૮ ॥

એ રીતે આર્યજન પ્રાચીન કાળથી સુખ ભોગવતા હતા, પણ સુખ સદા રેહેતું નથી. કારણ જેમ વૃદ્ધિ પછી ક્ષય તથા ઉદય પછી અસ્ત થવાનો નિયમ છે, તેમ ચઢતી પછી પડતી આવવાનો પણ નિયમ છે. ચઢતા સમયમાં સર્વ અનુકૂલ તથા બુદ્ધિ સારી હોવાથી સુખની પ્રાપ્તિ થાયછે. પણ પડતા સમયમાં સર્વ પ્રતિકૂલ તથા

બુદ્ધિ નઠારી થવાથી દુઃખની પ્રાપ્તિ થાયછે. શ્રીમહાભારતાંતર્ગત સભાપર્વના ૭૬ મ અધ્યાયમાં વૈશંપાયને જનમેજય રાજાને કહ્યું છે કે,

असंभवे हेममयस्य जंतो-
स्तथापि रामो लुलुभे मृगाय।
प्रायः समासन्नपराभवाणां
धियो विपर्यस्ततरा भवंति ॥८९॥

સૃષ્ટિમાં સુવર્ણમય પ્રાણીનો અસંભવ છતાં પણ રામ મૃગને સુવર્ણમય માની તેમાં લોભાયા; કારણ ઘણું કરી પડતી જેની પાસે આવી છે એવા પુરૂષોની બુદ્ધિ વિપરીત થઇ જાયછે ॥ ૮૯ ॥

એજ અભિપ્રાયનું વાક્ય ચાણાક્યનીતિમાં પણ આ પ્રમાણે કહેલ છેઃ—

न निर्मितः केन न दृष्टपूर्वो
न श्रूयते हेममयः कुरंगः
तथापि तृष्णा रघुनंदनस्य
विनाशकाले विपरीतबुद्धिः ॥९०॥

સોનાનો મૃગ સૃષ્ટિમાં નિર્માણ થયેલો વા પૂર્વે કોઇયે જોયેલો નથી તેમ સંભળાતો પણ નથી, તો પણ રામને તેની ઇચ્છા થઇ; કારણ વિનાશ કાળે બુદ્ધિ વિપરીત થાયછે ॥ ૯૦ ॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

पौलस्त्यः कथमन्यदारहरणे दोषं न विज्ञातवान्। रामेणापि कथं न हेमहरिणस्यासंभवो लक्षितः॥ अक्षैश्चापि युधिष्ठिरेण सहसा प्राप्तो ह्यनर्थः कथं। प्रत्यासन्नविपत्तिमूढमनसां प्रायो मतिः क्षीयते ॥९१॥

રાવણે પરસ્ત્રી હરણ કરવામાં દોષ કેમ ન જાણ્યો ? રામે સોનાના મૃગનો અસંભવ કેમ ન વિચાર્યો ? ને યુધિષ્ટિર પાસના દ્યૂતે કરી અકસ્માત્ અનર્થને કેમ પ્રાપ્ત થયા ? માટે પાસે આવેલી વિપત્તિવડે મૂઢ થયેલા મનવાળા મનુષ્યોની મતિ ઘણું કરી ક્ષીણ થાયછે ॥ ૯૧ ॥

તેમ આર્યજન પણ અતિ સમૃદ્ધ થઇ જવાથી "આપણા સમાન કોણ છે?" એવું મિથ્યા અભિમાન ધારણ કરી, અનેક પ્રકારના વૈભવમાં પડી આળસુ થવા લાગ્યા; એ તેમની પ્રથમ વિપરીત બુદ્ધિ થઈ. પછી આલસ્યને લીધે પોતાને લાભ કરનાર કાર્યની સિદ્ધિ તથા અલાભ કરનાર કાર્યની અસિદ્ધિ કરવામાં વિલંબ કરવા લાગ્યા, તેથી પડતીનો નિયમ તેમને લાગુ પડયો. ભર્તૃહરિયે કહ્યું છે કે,

आलस्यं हि मनुष्याणां शरीरस्थो
महारिपुः। नास्त्युद्यमसमो बंधुः
कृत्वा यं नावसीदति ॥९२॥

આલસ્ય મનુષ્યના શરીરમાં રહેલો મોટો શત્રુ છે, ને ઉદ્યમ સમાન કોઇ બંધુ નથી; કેમકે જે કરવાથી મનુષ્ય દુઃખી થતું નથી ॥ ૯૨ ॥

પછી પોતે ખાનપાન તથા ગાનતાનાદિ વિષય સુખમાં મગ્ન રેહેવાથી પોતાની પ્રજા યથાયોગ્ય વિદ્યાભ્યાસ કરે છે કે નહિ, તેની તપાસ રાખવામાં અનાદર કરવા લાગ્યા. એટલે તેમની પ્રજામાં વિદ્યાભ્યાસ ઘટતો ચાલ્યો; જેથી સંસ્કૃત ભાષા શુદ્ધ

બોલવા તથા લખવામાં કાળે કરી ફરક પડવા લાગ્યો, એટલે શબ્દો અપભ્રંશ થઈ નવી ભાષાઓ તથા અક્ષરોની વલણ ફરતાં નવી લીપિયો ઉત્પન્ન થઇ. ત્યારથી આર્યજન તે પોતપોતાની નવી ભાષા તથા લીપિ શીખતા. પણ સર્વ વિદ્યાના ગ્રંથો સંસ્કૃત ભાષામાં હોવાથી તે શિખ્યાવિના સંપૂર્ણ વિદ્વાન્ થવાતું નહીં, તેથી કોઇ કોઈ સંસ્કૃત ભાષા પણ શીખતા હતા. એ રીતે આર્યજનોને બે ભાષા તથા લીપિ શીખવી પડતી, પણ તેમનો ઘણો ભાગ સંપૂર્ણ વિદ્યા શિખ્યા વિનાનો રહેવાથી તેમનામાં જે સામાન્ય લાભ તથા અલાભ કરનાર કાર્યો જાણવાની સમજ હતી, તે ઓછી થવા માંડી અને સૌ પોતપોતાનો લાભ જોવા લાગ્યા. જેથી તેઓમાં જે ઐક્ય હતું તે તુટી ગયું. એટલે સ્વાર્થિ જનોએ વેહેમોના ગ્રંથો રચી તેવડે તેમના મત ભેદ કરી પોતપોતાની સત્તા નીચે તેમના અનેક વર્ગો ઉત્પન્ન કર્યા. જે પછી મતભેદને લીધે પરસ્પરે દ્વેષ રાખી કાર્યપરત્વે વઢવા લાગ્યા. જેથી આર્ય પ્રજાનું બળ ક્ષીણ થઇ ગયું. એ વાત સુમારે નવસો વર્ષ ઉપર પરદેશવાસી જનોના જાણવામાં આવ્યાથી તેમણે સ્થળ માર્ગે આ ભરતખંડ ઉપર વારંવાર સ્વારિયો કરી આર્યજનોનું દ્રવ્ય હરણ કરવા માંડ્યું; તેવામાં મતલબી જનોયે માત્ર પોતાનોજ સ્વાર્થ સાધવા તેમને રસ્તો બતાવ્યો, જેથી "ઘર ફીટે ઘર જાય". એ કેહેવત પ્રમાણે અંતે તેઓ આ ખંડને જીતી, આર્યોયે વશ્ય કરી અહીંજ રહી, પોતે રાજ્ય કરવા લાગ્યા, કારણ સભાતરંગમાં કહ્યું છે કે,

**यत्रात्मीयो जनो नास्ति**
**भेदस्तत्र न विद्यते।**
**कुठारे दंडनिर्मुक्ते**
**भिद्यंते तरवः कथम् ॥ ९३ ॥**

જ્યાં પોતામાંનો જન પારકા સાથે મળી જતો નથી, ત્યાં પારકાથી પોતાને નુકસાન થતું નથી; કેમકે લાકડાનો હાથો મળ્યા વિના એકલા કુવાડાથી વૃક્ષો કેમ કપાય! ॥ ૯૩ ॥

વળી કહ્યું છે કે,

**कुठारमालिकां दृष्ट्वा**
**कंपिताः सकला द्रुमाः।**
**वृद्धस्तरुरुवाचेदं**
**स्वजातिर्नैव दृश्यते ॥ ९४ ॥**

દોરડામાં પરોવેલી કુવાડાની માળાને જોઈ સર્વ વૃક્ષો કંપવા લાગ્યા; ત્યારે વૃદ્ધ વૃક્ષ બોલ્યો કે, તમે બીહો માં, હજી તેમાં આપણી જાત ભળી દેખાતી નથી. ॥ ૯૪ ॥

પછી તેઓએ સર્વે રાજ્યસંબંધી વહિવટમાં પોતાની ભાષા તથા લીપી દાખલ કરી, આર્યજનોને તે શીખવાની ફરજ પાડી. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**महानप्येकजो वृक्षो**
**बलवान्सुप्रतिष्ठितः।**
**प्रसह्य एव वातेन**
**शक्यो धर्षयितुं क्षणात् ॥ ९५ ॥**

સારી રીતે પૃથિવીમાં જામેલો મોટો બળવાન્ વૃક્ષ પણ જો એકલો ઉગ્યો હોય, તો તેને તોફાની વાયુ બલાત્કારથી ક્ષણમાત્રમાં ઉખેડી નાખવા શકિતમાન્ થાય છે ॥ ૯૫ ॥

एवं मनुष्यमप्येकं शौर्येणापि समन्वितम्। शक्यं द्विषंतो मन्यंते हिंसन्ति च ततःपरम् ॥ ९६ ॥

એ રીતે એકલું મનુષ્ય પણ શૌર્યાદિ ગુણે-કરી યુકત હોય, તથાપિ તેને શત્રુઓ પ-રાભવ કરવા શકય માનેછે, ને પછી વ-ખત આવે મારેછે ॥ ૯૬ ॥

પછી તે પરદેશવાસી જનો પણ આર્યજનોની પેઠે વૈભવમાં પડી આળસુ થવા લાગ્યા, જેથી તેમની પણ પડતી થવા માંડી. જેનો લાભ લઇ સુમારે બસો વર્ષ ઉપર આ ભરતખંડના દક્ષિણ ભાગવાસી આર્યોયે તેમની સત્તાનો નાશ કરવા માંડયો. તે આસરે એક સૈકામાં તો ઘણું કરી સમગ્ર નાશ કરી પોતાની સત્તા બેસાડી, પણ તે ઘણો કાળ નભી શકી નહિ. કારણ તેટલામાં કુસંપે તેમને પણ વશ કર્યા, જેથી માં-હોમાંહે લઢી તેઓ તુરત નબળા પડી ગયા. તેનો લાભ લઈ, તે સમયમાં વ્યાપાર માટે જળમાર્ગે આવેલા બીજા પરદેશવાસી જનોયે, તેમની સત્તા તોડી પોતાની સત્તા બેસાડવા માંડી. તે એટલે સુધી કે, આજે તેઓ આ ભરતખંડના ધણી થયા છે, અર્થાત્ ચક્રવર્તિ પદને પામ્યા છે. તેમણે પણ પોતાની ભાષા તથા લીપિ સર્વ રાજ્ય-વહિવટમાં દાખલ કરી છે. એડલે આર્યજનોને પેહેલાને બદલે આ બીજા પરદેશિયોની ભાષા તથા લીપિ શીખવી પડેછે. માટે સર્વ આર્ય જનોયે પેહેલી સ્વભાષા એટલે પો-તાના દેશની ભાષા તથા લીપિ જરૂર જાણવી જોઇયે; કારણ તે વિના પોતાના દેશિયો-સાથેના વહિવટમાં તેમને ઘણી અડચણ પડેછે. બીજી મૂળભાષા એટલે જેમાંથી પો-તાની સ્વભાષા ઉત્પન્ન થઈછે, એવી સંસ્કૃત ભાષા પણ અવશ્ય જાણવી જોઈયે. કેમકે પ્રાચીન આર્યોના સર્વ વિદ્યાના ગ્રંથો તે ભાષામાં છે; ઊપરાંત તે મૂળભાષા જાણેથી તે-માંથી ઉત્પન્ન થયેલી પોતાના જેવી બીજી ભાષાઓ પણ સ્હેજ રીતે સમજી શકાય છે-ત્રીજી રાજકીય ભાષા એટલે જેમનું રાજ્ય હોય તેમની ભાષા પણ જરૂર શીખવી જોઇયે, કારણ તેવિના તેમની સાથેના વહિવટમાં ઘણી અવગડ પડેછે. હરકોઈ ભાષા ભણતાં તેની સાથે તે ભાષાના વ્યાકરણ તથા કોશ અવશ્ય ભણવા, કેમકે તે વગર તે ભાષા શુદ્ધ તથા સંપૂર્ણ અર્થસહિત જ્ઞાન થતું નથી. કારણ કહ્યું છે કે,

यद्यपि बहुधाधीतं तदपि पठ त्वं पुत्र व्याकरणम्। स्वजनः श्वजनो माभूत् सकलं शकलं सकृच्छकृत् ॥ ९७ ॥

હે પુત્ર, જોકે તું ઘણું ભણ્યો તોપણ વ્યા-કરણ ભણ, તેવિના સ્વજન એટલે પો-તાના જનને ઠેકાણે શ્વજન એટલે કુત-રાના જન, સકલ એટલે સમગ્રને ઠેકાણે શકલ એટલે કટકો અને સકૃત્ એટલે એકવારને ઠેકાણે શકૃત્ એટલે વિષ્ઠા મ થાઓ ॥ ૯૭ ॥

अव्याकरणमधीतं भिन्नद्रोण्या तरंगिणीतरणम्। भेषजमपथ्यसहितं त्रयमिदमकृतं वरं न कृतम् ॥ ९८ ॥

વ્યાકરણ વિનાનું ભણવું, ભાંગેલી હોડી-વડે નદીને તરવું, તથા પથ્યવિના ઔ-ષધ લેવું, એ ત્રણ ન કર્યાં સારાં, પણ કર્યાં સારાં નહીં ॥ ૯૮ ॥

कोशस्येव महीपानां कोशस्य विदुषामपि । उपयोगो महान् यस्मात् क्लेशस्तेन विना भवेत् ॥ ९९ ॥

રાજાના ભંડારની પેઠે વિદ્વાનોને કોશ એટલે શબ્દના ભંડારની ઘણી ખપતી પડેછે, કેમકે તેવિના કલેશ થાયછે ॥ ૯૯ ॥

હવે ભાષા ભણતાં સાથે કઇ કઇ વિદ્યા તથા કળાનો અભ્યાસ કરવો તેવિષે વિચાર કરિયે તો પાર આવે નહિ; કારણ જેમ અનુભવમાં આવેછે, તેમ શુક્રનીતિના ચોથા અધ્યાયના ત્રીજા પ્રકરણમાં પણ કહ્યું છે કે,

विद्या ह्यनन्ताश्च कलाः संख्यातुं नैव शक्यते ॥ १०० ॥

વિદ્યા તથા કળાઓ અનંત છે, તેથી તેમની ગણના કરી શકાતી નથી ॥ ૧૦૦ ॥

यद् यत्स्याद् वाचिकं सम्यक् कर्म विद्याभिसंज्ञकम् । शक्तो मूकोऽपि यत्कर्तुं कलासंज्ञं तु तत्स्मृतम् ॥ १०१ ॥

માટે વાણીથી જે સારી રીતે શિખી શકાય, તે વિદ્યા, ને જે મુંગો પણ કરવા સમર્થ થાય, તે કળા કેહેવાયછે ॥ ૧૦૧ ॥

તથાપિ વિદ્વાનોયે તેના આ પ્રમાણે વર્ગ કર્યા છેઃ—

---

## નિર્વાહ માટેની વિદ્યા તથા કળા.

**૧ વૈદ્યશાસ્ત્રઃ**—એમાં સર્વ પ્રકારની ઔષધિના તત્ત્વોનું જ્ઞાન, ઔષધિનાં સ્વરૂપ, ગુણદોષ તથા ઉત્પત્તિ સ્થાન, સર્વ પ્રણિયોનાં શરીરનું આંતરીય જ્ઞાન, તેમને થતા રોગનાં કારણ, સ્વરૂપ તથા તે ઉપર ઔષધિ અને ન ચાલતાં શસ્ત્ર ઉપચાર ઇત્યાદિ વૈદ્યસંબંધિ સર્વ વિદ્યા આવી જાયછે.

**૨ વ્યવહારશાસ્ત્રઃ**—એમાં સર્વ પ્રકારનો વ્યવહાર સારી રીતે ચલાવવા માટે રાજાયે બાંધેલા નિયમ અર્થાત્ કાયદાસંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૩ યુદ્ધશાસ્ત્રઃ**—એમાં સર્વ પ્રકારના વ્યૂહ અર્થાત્ કવાયત કરવાની તથા અનેક પ્રકારનાં શસ્ત્ર, અસ્ત્ર લક્ષ રાખી વાપરવાની રીત, ઇત્યાદિ યુદ્ધસંબંધિ બધી વિદ્યા આવી જાયછે.

**૪ કૃષિશાસ્ત્રઃ**—એમાં સર્વ પ્રકારના છોડ સારી રીતે ઊછેરી તેમાંથી સારૂં ફળ મેળવવા માટે જમીન કેવી રીતે કેળવવી, તેમાં કસ ઘટતાં કઈ જાતના છોડને કઈ જાતનું ખાતર લાભકારી થશે અને પ્રત્યેક વર્ષે કઈ જાતનું બી વવ્યાથી જમીનમાં પાછો કસ આવેછે, ઇત્યાદિ ખેતીસંબંધી બધી વિદ્યા આવી જાયછે.

**૫ નૌકાશાસ્ત્રઃ**—એમાં પૃથિવીના એક સ્થાનથી નૌકાને જળમાર્ગે બીજા સ્થાન ઉપર યથાર્થ નિર્વિઘ્ન લઈ જવાસંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૬ વ્યાપારશાસ્ત્ર:**—એમાં સર્વ પ્રકારના વ્યાપારમાં ઉપયોગી પડતાં લખાણ તથા રીતભાત સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૭ શિલ્પશાસ્ત્ર:**—એમાં મેહેલ, ઘર, તળાવ, વાવ, પૂલ તથા સડકાદિ બાંધકામ કરવાની સર્વ વિદ્યા આવી જાયછે.

**૮ કળાશાસ્ત્ર:**—એમાં કડિયા, સુતાર, લુહાર, સોની, કંસારા, કુંભાર, ઘાંચી, મોચી, હજામ, ધોબી, રંગારા, દરજી, કાંતનાર, વણનાર, ગુંથનાર, ભરનાર, જડિયા, રાંધનાર, ચિત્રકાર, છાપનાર તથા કોતરનાર ઇત્યાદિ અનેક પ્રકારના કારિગરોની કળાઓ, તે કળાઓમાં તથા સર્વ વિદ્યામાં ઉપયોગી પડતા યંત્રો બનાવવાની કળાઓ અને તે યંત્રો બનાવવામાં જોઇતી તથા તે કળાઓ દ્વારે વપરાતી અનેક પ્રકારની કાચી વસ્તુઓ, પૃથિવી, જળ, તેજ તથા વાયુમાંથી શોધી કહાડી પ્રસિદ્ધિમાં લાવવાની કળાઓ, ઇત્યાદિ સર્વ પ્રકારના હુન્નર તથા કળાકૌશલ્યનો સમાવેશ થાયછે.

---

## નિર્વાહની વિદ્યા સાથે ઉપયોગી પડતી વિદ્યા,

**૧ ગણિતશાસ્ત્ર:**—એમાં સર્વ પ્રકારના હિસાબ ગણવાની વિદ્યા આવી જાયછે.

**૨ ખનિજપદાર્થવિજ્ઞાન:**—એમાં ખાણમાંથી નીકળતા ધાતુ, ક્ષાર, તેલ, કોલસા તથા રત્ન વિગેરે વસ્તુના વિવેચન સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૩ સિદ્ધપદાર્થવિજ્ઞાન:**—એમાં સૃષ્ટિમાં જેટલાં મૂળતત્ત્વો છે તેટલાંનાં નામ તથા સ્વાભાવિક ધર્મવિષે વિવેચન સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૪ રસાયણશાસ્ત્ર:**—એમાં મૂળતત્ત્વો એકઠાં મળી અનેક પદાર્થો થયેલા છે, તે તથા પદાર્થોનું મિશ્રણ થવાથી ઉત્પન્ન થતા અનેક ચમત્કાર સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૫ ભૂગોળશાસ્ત્ર:**—એમાં પૃથિવીનો આકાર, તે ઉપરાના દેશ, નગર, ગ્રામ, પર્વત, નદી, સરોવર અને સમુદ્ર વિગેરેનાં સ્થાન તથા વર્ણન સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૬ જ્યોતિષશાસ્ત્ર:**—એમાં આકાશમાં રહેલ સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્રાદિ ગોળનાં સ્વરૂપ, મહત્વ, અંતર તથા ગતિ સંબંધી કાળ જણાવનાર સર્વ વિદ્યા આવી જાયછે,

**૭ સામાન્યનીતિ:**—એમાં મનુષ્યે સર્વ વ્યવહારમાં કેવી રીતે વર્તવું ઇત્યાદિ નીતિની સર્વ વિદ્યા આવી જાયછે.

**૮ રાજનીતિ:**—એમાં રાજાયે પ્રજાનું પાલન, દેશનું રક્ષણ, અને કળાકૌશલ્ય તથા વ્યાપારની વૃદ્ધિ, એ કેમ કરવાં અને શત્રુને કેમ વશ્ય કરવા વિગેરે સર્વ વિદ્યા આવી જાયછે.

---

## સૃષ્ટિજ્ઞાન મેળવી કુશળ થવાની વિદ્યા

**૧ ભૂગર્ભશાસ્ત્ર:**—એમાં પૃથિવીના પેટમાં રહેલ ઉષ્ણ પ્રવાહી રસ ઉપર કાળે કરી અનેક પ્રકારના થરો થઈ પૃથિવીનો પૃષ્ઠ હમણાની સ્થિતિયે કેમ પોહોંચ્યો, તે સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૨ મનુષ્યજાતિવિચાર:**—એમાં ભૂગોળના સર્વ ભાગમાં વસનાર મનુષ્યોનાં જુદાં જુદાં કદ, વર્ણ, ચેહેરા તથા રીતભાત જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૩ પશુજાતિવિચાર:**—એમાં ભૂગોળના સર્વ ભાગમાં વસનાર અનેક પ્રકારના પશુની જાતિ, વર્ણ તથા રીતભાત જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૪ પક્ષીજાતિવિચાર:**—એમાં ભૂગોળના સર્વ ભાગમાં વસનાર અનેક પ્રકારના પક્ષિયોની જાતિ, કદ, વર્ણ તથા રીતભાત સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૫ કીટપતંગાદિજાતિવિચાર:**—એમાં ભૂગોળના સર્વ ભાગમાં વસનાર અનેક પ્રકારના પેટે ચાલનાર કીટ તથા તેમને પાંખ આવી થતા પતંગાદિ જંતુની જાતિ, વર્ણ, કદ તથા રીતભાત જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૬ મત્સ્યાદિજળચરજાતિવિચાર:**—એમાં પૃથિવીના સર્વ ભાગના ખારા અથવા મીઠા પાંણીમાં થનારા અનેક પ્રકારના મત્સ્યાદિ પ્રાણિયોની જાતિ, વર્ણ, કદ તથા રીતભાત જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૭ વનસ્પતિજાતિવિચાર:**—એમાં ભૂગોળના સર્વ ભાગમાં ઉત્પન્ન થયેલ અનેક પ્રકારના વૃક્ષની જાતિ, વર્ણ, કદ તથા રીતભાત જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૮ પાષાણજાતિવિચાર:**—એમાં ભૂગોળના સર્વ ભાગમાંથી નીકળતા પાષાણની જાતિ, રંગ તથા બનાવટ જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

---

## અવકાશનો સમય નિર્ગમન કરી જ્ઞાન મેળવવાની વિદ્યા.

**૧ ઇતિહાસ:**—એમાં થઇ ગયેલા રાજા તથા પ્રજાઓનાં સર્વ વૃત્તાંતો આવી જાયછે.

**૨ ચરિત્રલેખન:**—એમાં વર્તમાન સમયનાં રાજા વા પ્રજાનાં ચરિત્ર લખવાની સર્વ વિદ્યા આવી જાયછે.

**૩ રસાલંકારશાસ્ત્ર:**—એમાં સાંભળવાથી મીઠાસ ઉત્પન્ન થાય એવી અલંકૃત ભાષા કેમ લખવી તે સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૪ છંદશાસ્ત્ર:**—એમાં ગદ્યાત્મક વાકયોને પદ્યાત્મક કરવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

**૫ ગાયનવિદ્યા:**—એમાં સર્વ પ્રકારના રાગ રાગણી ગાવાની વિદ્યા આવી જાયછે.

**૬ તર્કવિદ્યા:**—એમાં સર્વ પ્રકારના તર્કસંબંધી વિદ્યા આવી જાયછે.

**૭ યોગવિદ્યા:**—એમાં સર્વ ઈન્દ્રિયોને વશ્ય કરી, ચિત્તને સ્થિર કરવાની સર્વ વિદ્યા આવી જાયછે,

**૮ બ્રહ્મવિદ્યા:**—એમાં જગત્, જીવ, ઈશ્વર તથા પરમાત્મા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

એ સર્વ વિદ્યા તથા કળાઓનો સંપૂર્ણ અભ્યાસ કરવા માટે સેંકડો વર્ષ જોઇયે, જે મનુષ્યશરીરથી બને એમ નથી; કેમકે તેનું આયુષ્ય માત્ર સો વર્ષનું છે. માટે ભાષા તથા લીપિ શીખી સંસારમાં જેનાથી પોતાનો નિર્વાહ ચાલી શકે એવી એક વિદ્યા અથવા કળાનો સંપૂર્ણ દૃઢ અભ્યાસ કરવો. કારણ કહ્યું છે કે,

**एकापि विद्या गुणवत्तराणां**
**या चित्तमारोहति सैव धन्या ॥ १०२ ॥**

એક પણ જે પરીક્ષકોના ચિત્તમાં ઠસે, તેજ વિદ્યા ધન્ય છે ॥ ૧૦૨ ॥

માટે કાચો અભ્યાસ કરવો નહિ, કારણ કાચા અભ્યાસથી વિદ્યા વા કળા જે સમય જોઇયે તે સમય યથાર્થ યાદ આવતી નથી; જેથી કરેલો શ્રમ વૃથા જાયછે, ને ફરી પોથીમાં જોવું પડેછે. પણ એ પોથીની વિદ્યા કંઈ વખતસર કામ આવતી નથી ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

**पुस्तकेषु च या विद्या परहस्तेषु यद्धनं ।**
**उत्पन्नेषु च कार्येषु न सा विद्या**
**न तद्धनम् । ॥ ॥ १०३ ॥**

પુસ્તકમાં જે વિદ્યા તથા પારકાના હાથમાં જે ધન હોય, તે ખપ પડે કામ આવતાં નથી ॥ ૧૦૩ ॥

માટે એક વિદ્યા વા કળા પાકી કરી બાકીની સર્વ વિદ્યાનું તથા બની શકે તેટલી કળાનું સામાન્ય જ્ઞાન મેળવી સર્વ વાતે કુશળ થવું. જેથી નિર્વાહ પણ ચાલે, ને કોઇથી ઠગાઇ પણ ન જવાય. વળી અવકાશ સમય તે તે વિદ્યા વા કળાના ગ્રંથો વાંચવાથી કંટાળો પણ ન આવે, ને કંઈ નવો શોધ હાથ લાગે. માનવધર્મશાસ્ત્રના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

**यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति । तथा तथा विजानाति**
**विज्ञानं चास्य रोचते ॥ १०४ ॥**

જેમ જેમ પુરૂષ શાસ્ત્ર વિચારેછે, તેમ તેમ જાણેછે, ને તેને વિશેષ જ્ઞાન રૂચેછે ॥ ૧૦૪॥

પણ ઘણું કરી ગ્રંથો દિવસે વાંચવા, રાત્રિયે વાંચવા નહિ. કેમકે દીપક તથા કાગળની ગરમીથી રાત્રિયે આંખને ઇજા થાયછે; ને તે ખેંચવી પડેછે, જેથી તેની કીકીમાંનું પાણી ઓછું થઇ જોવાની શકિત મંદ થાયછે, એટલે ઉપનેત્ર અર્થાત્ ચશ્મા ધારણ કરવાની જરૂર પડેછે. બધી વિદ્યા વા કળા સંપૂર્ણપણે ભણી શકાતી નથી, માટે ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

अनंतशास्त्रं बहुलाश्च विद्या
अल्पश्च कालो बहुविघ्नता च ।
यत्सारभूतं तदुपासनीयं
हंसैर्यथा क्षीरमिवांबुमध्यात् ॥ १०५ ॥

શાસ્ત્ર અનંત છે ને વિદ્યા ઘણી છે, આયુષ્ય થોડું છે ને તેમાં વિઘ્ન ઘણાં છે, માટે જેમ હંસપક્ષી દૂધમિશ્રિત જળમાંથી દૂધને ગ્રહણ કરેછે, તેમ તે સર્વમાંથી સાર ગ્રહણ કરવું ॥ ૧૦૫ ॥

હવે જેમ ભવિષ્યમાં સુખી થવા માટે પ્રથમ અવસ્થામાં બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરી મનને કેળવવાની જરૂર છે, તેમ તનને પણ વ્યાયામવડે કેળવવાની અત્યંત અગત્ય ભાસેછે. કેમકે, કેવળ મનની કેળવણી લેતાં મનને ઘણો શ્રમ પડવાથી તે થાકી જઇ નબળું પડેછે, જેની અસર તન ઉપર થાયછે, જેથી યથાર્થ આરોગ્ય રેહેવાતું નથી. વળી એકને એક વિષયથી કંટાળો આવવાનો સ્વભાવ છે, માટે દિવસના ચોક્કસ સમય સુધી વિદ્યાભ્યાસ કરી મનને અને કસરત કરી તનને કેળવવું. ઘટતી રીતના વિદ્યાભ્યાસથી જેમ મન સુધરેછે, તેમ તન પણ ઘટતા વ્યાયામથી સુધરેછે. મનની અસર તન ઉપર ને તનની અસર મન ઉપર થતી જણાયછે. કારણ મન પ્રસન્ન રેહેવાથી તન આરોગ્ય રહેછે, ને તન આરોગ્ય રેહેવાથી મન પ્રસન્ન રહેછે પણ જો મન ચિંતાતુર રેહેતું હોય તો તન બગડેછે, ને તન બગડયું હોય તો મનને સુખ રેહેતું નથી. શ્રીમહાભારતના શાંતિપર્વના રાજધર્મના ૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે,

शारीराज्जायते व्याधिर्मानसो
नात्र संशयः । मानसाज्जायते
चापि शारीर इति निश्चयः ॥ १०६ ॥

શરીર સંબંધી વ્યાધિથી મનનો વ્યાધિ થાયછે, એમાં સંશય નથી; તેમ મનના વ્યાધિથી શરીર સંબંધી વ્યાધિ થાયછે, એમ નિશ્ચય જાણવું ॥ ૧૦૬ ॥

એ રીતે બન્નેનો પરસ્પર સંબંધ છે, માટે બન્ને સારી સ્થિતિમાં રહે તે રીતે વર્તવું. જેથી લાંબું આયુષ્ય ભોગવી શકાયછે. શરીરને કેળવવા તથા તેથી થતા લાભવિષે આયુર્વેદની ચરકસંહિતાના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

शरीरचेष्टा या चेष्टा स्थैर्यार्था
बलवर्द्धिनी । देहव्यायामसं-
ख्याता मात्रया तां समाचरेत् ॥ १०७ ॥

શરીરની જે ચેષ્ટા હિત કરનારી, દ્રઢતા દેનારી તથા બળને વધારનારી હોય, તે શરીરની કસરતમાં ગણી છે; માટે તે થોડી થોડી કરવી ॥ ૧૦૭ ॥

लाघवं कर्मसामर्थ्यं स्थैर्यं क्लेश-
सहिष्णुता । दोषक्षयोऽग्निवृद्धिश्च
व्यायामादुपजायते ॥ १०८ ॥

કારણ કસરતથી શરીરમાં હલકાપણું, કામ કરવાનું સામર્થ્ય, દ્રઢતા, મેહેનત સહન કરવાપણું, વાતાદિ દોષનો ક્ષય અને જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે ॥ ૧૦૮ ॥

श्रमः क्लमः क्षयस्तृष्णा रक्तपित्तं प्रतामकः । अतिव्यायामतः कासो ज्वरश्छर्दिश्च जायते ॥ १०९ ॥

પણ અતિ કસરત કરવાથી થાક, ગ્લાની-ક્ષયરોગ, તૃષા, રક્ત પિત્તરોગ, પ્રતામક નામે શ્વાસ, ઉધરસ, જ્વર તથા ઓકારી થાય છે ॥ ૧૦૯ ॥

એ ઉપરથી એમ પણ સમજી લેવું કે, જ્યારે અતિ વ્યાયામથી શરીરમાં એટલા દોષ ઉત્પન્ન થાયછે, ત્યારે એટલાંમાથી કોઈ પણ દોષ જ્યારે શરીરમા હોય ત્યારે વ્યાયામ કરવો નહિ. વળી શરીર કસાય તે રીતની સ્થલ ઉપરની તથા તરવા વિગેરે જળ ઉપરની અનેક રમતો પણ શીખવી, કારણ તેથી શરીર સુધરેછે; તેમ મન કસાય તે રીતની બુદ્ધિબળાદિ રમતોનો અભ્યાસ કરવો કારણ તે પણ વિચારશકિતને વધારેછે. હવે પુરુષજાતિની પેઠે ભવિષ્યમાં સુખી થવા માટે સ્ત્રીજાતિયે પણ પોતાની પેહેલી અવસ્થામાં બ્રહ્મચર્ય પાળી તન તથા મનની કેળવણી લેવાની જરૂર છે, માટે માતાપિતાદિ વડીલોયેં પુત્રની પેઠે પુત્રિને પણ બન્ને કેળવણી આપવી. પુત્રને જેમ પુરૂષગુરૂદ્વારા વીશ વર્ષની વય પર્યંત, તેમ પુત્રિને સ્ત્રીગુરૂદ્વારા તેર વર્ષની વય પર્યંત વિદ્યાભ્યાસ કરાવવો. કારણ જોકે સામાન્ય રીતે આયુષ્ય સરખી કહી છે, તોપણ પુરૂષ કરતાં સ્ત્રી ઉમ્મરમાં વેહેલી આવેછે. વૈદ્યશાસ્ત્રના સુશ્રુત ગ્રંથના સૂત્રસ્થાનના ૩૫ મા અધ્યાયમાં કહ્યું છે કે,

पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे । समत्वागतवीर्यौ तौ जानीयात् कुशलो भिषक् ॥ ११० ॥

કુશળ વૈદ્યે જન્મથી પચીશમે વર્ષે પુરૂષ તથા સોલમે વર્ષે સ્ત્રી, બન્ને સમાન વીર્યને પ્રાપ્ત થાયછે એમ જાણવું ॥ ૧૧૦ ॥

માટે પુત્રને જેમ આઠ વર્ષ તેમ પુત્રિને પાંચ વર્ષ પુરાં થયેથી વિદ્યાભ્યાસમાં જોડવી. તે તેર વર્ષની અર્થાત્ રજોદર્શન થાય ત્યાંસુધી તેને લીપિ તથા ભાષા ભણાવતાં સ્ત્રિયોના ઉપયોગમાં આવે એવી વિદ્યા તથા શીવવા ભરવા વિગેરેની કળા સારી રીતે શીખવવી, ને બાકીની સર્વ વિદ્યાનું બની શકે તેટલું સામાન્ય જ્ઞાન આપી મનની અને શરીર કસાય તે રીતની તનની કેળવણી આપવી, જેથી તે બધી વાતમાં કુશળ થઈ ભવિષ્યમાં સુખી થાયછે. વળી તેને પણ બ્રહ્મચર્ય પાળી વિદ્યા ભણી શકવા માટે, પુરૂષવિદ્યાર્થિને જે નિયમો પાળવા કહ્યા છે, તે અવશ્ય પળાવવા. અંતર માત્ર એટલોજ કે, જ્યાં એ નિયમોમાં પુરૂષ કહ્યોછે, ત્યાં સ્ત્રી અને જ્યાં સ્ત્રી કહી છે ત્યાં પુરૂષ સમજવો. એ રીતે પ્રથમ અવસ્થામાં બ્રહ્મચર્ય પાળી સર્વ સ્ત્રી પુરૂષોયે વિદ્યાભ્યાસથી મનને અને વ્યાયામથી તનને કેળવવાં, જેથી ભવિષ્યમાં સુખી થવાયછે; માટે આચાર્યે શિષ્યને વિદ્યાભ્યાસમાં પ્રમાદ ન કરવાનો ઉપદેશ કર્યો છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં વિદ્યાભ્યાસ કરવાનો ઉપદેશ.

---

**॥ आचार्याय प्रियं धनमाहृत्य प्रजातंतुं मा व्यवच्छेत्सीः ॥**

ચોથો ઉપદેશ આચાર્યને ઇચ્છિત ધન આપ્યા પછી લગ્ન કરી પ્રજા ઉત્પન્ન કરવાનો છે; કારણ જેની પાસેથી ભવિષ્યમાં સુખી થવા માટે વિદ્યાભ્યાસ કર્યો હોય, તેની મેહેનતનો બદલો અવશ્ય તેને આપવો જોઈએ. માટે આયુષ્યના પ્રથમ ભાગમાં આઠથી તે વીશ વર્ષની વય થાય, ત્યાંસુધી વિદ્યાભ્યાસ કરી બાકીનાં પાંચ વર્ષ સુધી ધન કમાતાં શીખવું. તેટલા સમયમાં મેળવેલાં ધનમાંથી, જો ગુરુયે કંઇ માસિક બદલો લિધા વિના ભણાવ્યો હોય તો તેને ઇચ્છિત આપવું; પણ પ્રતિમાસે ભણાવ્યા બદલ ઠેરવેલું ધન લીધું હોય તો કાંઇ આપવું નહીં. પણ માબાપ વા સંબંધી આદિ લઇ જે કોઇએ, તે ગુરુને માસિક લવાજમ આપવાનો તથા ભણવાનાં પુસ્તક ખરિદવાનો ખર્ચ કરી પોતાને ભણાવ્યો હોય તેને ઈચ્છિત આપવું, એટલે વિદ્યા ભણ્યાના ઋણમાંથી મુકત થવાયછે. સ્ત્રિયોને તેમ કરવાની જરૂર નથી, કારણ તે અબળા જાતિ હોવાથી ઉપકારને પાત્ર છે, તેથી તેમની સ્ત્રીવિદ્યાગુરૂને તેમણે કરેલા વિદ્યાભ્યાસનો બદલો તેમના માતાપિતાદિ વડીલોયે આપવો યોગ્ય છે. અને તેના બદલામાં તેમણે લગ્ન થયા પેહેલાં માતાપિતાદિ વડીલોનાં ઘરનાં કાર્ય કરવામાં સાવધાન રેહેવું ને લગ્ન થયા પછી પણ કામ પડે ત્યારે પોતાના સ્વામી તથા સાસુ સસરાદિ વડીલોનો અનુમત લઈ માતાપિતાદિ વડીલોના કાર્યમાં હાજર થવું. હવે સંસારમાં ધન કમાતાં શીખવું પડેછે, કેમકે હરકોઈ વિદ્યા વા કળાના અભ્યાસ કરવા માત્રથી કાંઇ ધનની પ્રાપ્તિ થતી નથી; પણ તે અભ્યાસ કરેલી વિદ્યા વા કળાવડે જો જનોને ઉપયોગી થવાય, તોજ તેના બદલા તરીકે તેમની પાસેથી ધનની પ્રાપ્તિ થાયછે. જેમ કરતાં ઘણા સાથે ઓળખાણ કરી, તેમને અનુકૂળ રહીને તેમની પ્રીતિ મેળવવી પડેછે; ઈત્યાદિ વર્તણુકને “ધન કમાતાં શીખવું વા ભણવું તેમ ગણવું” કહેછે. જેના પાંચ વર્ષના અભ્યાસથી બુદ્ધિ દૃઢ થાયછે, ને સ્વતંત્ર કમાવાની હિંમત આવેછે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**शास्त्राण्यधीत्यापि भवंति मूर्खा**
**यस्तु क्रियावान् पुरुषः स विद्वान् ।**
**सुचिंतितं चौषधमातुराणां**
**न नाममात्रेण करोत्यरोगम् ॥ १११ ॥**

શાસ્ત્ર ભણ્યા છતાં પણ જે ઉદ્યોગ રહિત હોય તે મૂર્ખ, ને જે ઉદ્યોગી હોય તે વિદ્વાન્ કેહેવાયછે: કેમકે સારી રીતે ચિંતન કરેલું ઔષધ નામ માત્રે કરી રોગીઓને આરોગ્ય કરતું નથી, પણ ખાધેથી કરેછે ॥ ૧૧૧ ॥

વળી કહ્યું છે કે,

**अपि शास्त्रेषु कुशला लोकाचारविवाजताः । सर्वे ते हास्यतां यान्ति यथा मूर्खाः सुशोभिताः ॥ ११२ ॥**

જે શાસ્ત્રમાં કુશળ પણ લોકાચારથી રહિત હોય, તે સર્વે, સુશોભિત મૂર્ખની પેઠે હાસ્યપણાને પામેછે ॥ ૧૧૨

**वरं बुद्धिर्वरं विद्या**
**विद्याया बुद्धिरुत्तमा ।**
**बुद्धिर्यस्य बलं तस्य**
**निर्बुद्धेश्च कुतो बलम् ॥ ११३ ॥**

બુદ્ધિ તથા વિદ્યા બન્ને સારી છે, પણ તેમાં વિદ્યા કરતાં બુદ્ધિ ઉત્તમ કહેવાય છે, કારણ જેને બુદ્ધિ હોય તેનુંજ બળ છે, બુદ્ધિહીનને બળ ક્યાંથી ? ॥ ૧૧૩ ॥

એ રીતે ધન કમાતાં શીખવામાં પાંચ વર્ષ કહાડતાં પચીશ વર્ષની વય થાયછે, એટલે બ્રહ્મચર્ય માટેનો કાળ પૂર્ણ થઇ ગૃહસ્થ થવા માટેના કાળની શરૂઆત થાયછે. માટે યુવા અવસ્થા પ્રાપ્ત થતાં પુરૂષે પોતાના માતાપિતાદિ વડીલો દ્વારા કોઈ સારા ગુણવાળી તથા અવસ્થામાં આવેલી કન્યાનો શોધ કરાવી, તેને પસંદ કરી પરણવું. માનવધર્મશાસ્ત્રના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**अव्यङ्गाङ्गीं सोम्यशीलां हंसवारण-**
**गामिनीम् । तनुलोमकेशदशनां**
**मृद्वंगीमुद्वहेत् स्त्रियम् ॥ ११४ ॥**

અંગે ખોડ વિનાની, શાંત સ્વભાવવાળી, હંસ તથા હાથીના સરખી ગતિવાળી, કોમળ લોમ, કેશ તથા નાજુક દાંતવાળી અને સુવાળાં અંગવાળી કન્યા પરણવી ॥૧૧૪॥

વળી કહ્યું છે કે,

**अनिन्दितां कन्यां वरयेत्कुलतोलक्षणतश्च ।**
**यवीयसीम् वयसा वपुषा च ॥ ११५ ॥**

કુળ તથા લક્ષણથી અનિન્દિત અને અવસ્થા તથા શરીરે પોતાથી નહાની કન્યાને પરણવું ॥ ૧૧૫ ॥

પ્રથમ અવસ્થામાં પુરૂષ બ્રહ્મચર્ય પાળી તનની કેળવણીથી અંગે દૃઢ તથા મનની કેળવણીથી સર્વ વાતમાં કુશળ થઈ, ધન કમાતાં શીખેલ હોવાથી, ઘરસંસારનો ભાર સ્હેજ રીતે ઉપાડી શકેછે. પણ તેટલી પૂર્ણતા મેળવ્યા સિવાય કદિ સંસારનો બોજો ઉપાડવા જાય, તો ઘણા ભારથી કાચી અવસ્થાવાળા પશુની પેઠે અંગે તુટી જઇ વેહેલો નાશ પામેછે. માટે પ્રાચીન આર્યોએ, પૂર્ણતા મેળવી અવસ્થામાં આવ્યા પછીજ સ્ત્રી પુરૂષોને ગૃહસ્થાશ્રમી થવાની આજ્ઞા કરી છે. કદી તેની પેહેલાં જો ગૃહસ્થ બની પ્રજા ઉત્પન્ન કરી હોય, તો તે સારી થતી નથી, તેવિષે આયુર્વેદના સુશ્રુત ગ્રંથના શારીરસ્થાનના ૧૦ મા અધ્યાયમાં કહ્યું છે કે,

**ऊनषोडशवर्षायामप्राप्तः पंचविं-**
**शतिम् । यद्याधत्ते पुमान् गर्भं**
**कुक्षिस्थः स विनश्यति ॥ ११६ ॥**

સોલ વર્ષ પુરાં થયા વિનાની સ્ત્રીને વિષે પચીશ વર્ષ પુરાં થયા વિનાનો પુરૂષ જો ગર્ભાધાન કરે, તો તે ગર્ભ કુખમાંજ નાશ પામે ॥ ૧૧૬ ॥

**जातोवानाचिरंजीवेज्जीवेद्वादुर्बलेन्द्रियः ।**
**तस्मादत्यंतबालायांगर्भाधानंनकारयेत् ११७**

અને કદી જન્મે, તો જીવે નહીં, ને જીવે તો દુર્બળ રહે; તેથી અતિ બાળક સ્ત્રીનેવિષે ગર્ભાધાન કરવું કહીં ॥ ૧૧૭ ॥

માટે પુરૂષે જેમ પચીશ વર્ષની વય પર્યંત, તેમ સ્ત્રિયે સોળ વર્ષની વય પર્યંત બ્રહ્મચર્ય પાળવું. તેમાં, પૂર્ણ આઠથી તે વીશ વર્ષ સુધીના વિદ્યાભ્યાસ પછી પાંચ વર્ષ પર્યંત જેમ પુરૂષે ધન કમાતાં શીખવું, તેમ સ્ત્રિયે પણ પૂર્ણ પાંચથી તે તેર વર્ષ અર્થાત્ રજોદર્શન પર્યંતના વિદ્યાભ્યાસ પછી, તેની આવૃત્તિ કરતાં ત્રણ વર્ષ સુધી માતાપિતાદિ વડીલોના હાથ નીચે ગૃહસંબંધી રાંધવા વિગેરે સર્વ કાર્ય શીખી લેવાં. જેથી તે પણ પુરૂષની પેઠે, પોતાની પૂર્ણ ઉમ્મરમાં આવી, સર્વ રીતે કુશળ થવાથી, ઘરસંસારનો ભાર ઉપાડવા સમર્થ થાયછે. પછી તેણે પણ પુરૂષની પેઠે, પોતાના માતાપિતાદિ વડીલો દ્વારા કોઇ સારા ગુણવાળા તથા અવસ્થામાં આવેલા પુરૂષનો શોધ કરાવી તેને પસંદ કરી પરણવું. માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती । ऊर्ध्वं तस्मात्तुकालादेर्विंदेत सदृशं पतिम् ॥ ११८ ॥

કન્યાએ ઋતુમતિ થયા પછી ત્રણ વર્ષ પોતાથી અધિક ગુણવાળા વરની વાટ જોવી; તેટલામાં તેવો વર ન મળે તો પછી પોતા સરખા ગુણવાળા વરને પરણવું ॥ ૧૧૮ ॥

એ રીતે ઉમ્મરમાં આવી ઘરસંસારનો ભાર ઉપાડવા સમર્થ થયેલાં સ્ત્રીપુરૂષોયે વડીલોની મર્યાદામાં રહી એક બીજાને પસંદ કરી સ્વીકારવાં, અને તેમને માતાપિતાદિ વડીલોયે પોતાની સંમતિ આપી પરણાવી દેવાં, તેને પ્રાજાપત્ય વિવાહ કહેછે. માનવધર્મશાસ્ત્રના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

सह नौ चरतं धर्ममिति वाचानुभाष्य च । कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ ११९ ॥

તમે બન્ને જણાં સાથે મળી અમારી રીતે ધર્માચરણ કરજો, એમ કહી, પૂજા કરી કન્યાનું જે દાન આપવું, તે પ્રાજાપત્ય વિવાહ કહેલ છે ॥ ૧૧૯ ॥

પણ એક બીજાને સ્વીકાર્યા પેહેલાં વર–કન્યાયે તથા તેમને સંમતિ આપી પરણાવ્યા પેહેલાં બન્ને પક્ષના વડીલોયે પરસ્પરે કુળ તથા વરકન્યાના ગુણોની ખાત્રી કરી લેવી જોઇયે; કારણ હરકોઈ સાધારણ કામ પણ તપાસી કરવામાં આવેછે, તો જેથી સ્ત્રીપુરૂષને જીવતાં લગી સાથે રહી ઘરસંસાર ચલાવવો પડેછે, એવું લગ્નરૂપ મોટું કાર્ય પૂર્ણ તપાસ કર્યા વગર કેમજ થાય? આશ્વલાયનગૃહ્યસૂત્રના પ્રથમાધ્યાયની પાંચમી કંડિકામાં કહ્યું છે કે,

कुलमग्रे परीक्षेत बुद्धिमते कन्यां प्रयच्छेत् । बुद्धिरूपशीललक्षणसपन्नामरोगामुपयच्छेत ॥ १२० ॥

કુળની પરીક્ષા પ્રથમ કરવી, બુદ્ધિમાનને કન્યા દેવી, અને સુંદર બુદ્ધિ, રૂપ, સ્વભાવ તથા લક્ષણવાળી નિરોગી કન્યાને સ્વીકારવી ॥ ૧૨૦ ॥

વળી યાજ્ઞવલ્કયસ્મૃતિના પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે,

**एतैरेव गुणैर्युक्तः सवर्णः श्रोत्रियो वरः । यत्नात्परीक्षितः पुंस्त्वे युवा धीमान् जनप्रियः ॥ १२१ ॥**

અને વર પણ એવા ગુણે કરી યુકત, સમાન વર્ણવાળો, વિદ્વાન્, પુરૂષપણામાં યત્નથી પરીક્ષા કરેલો, યુવાન, બુદ્ધિમાન્ તથા લોકપ્રિય હોવો જોઇયે ॥ ૧૨૧ ॥

તેમ શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**आदौ कुलं परीक्षेत ततो विद्यां ततो वयः । शीलं धनं ततो रूपं देशं पश्चाद्विवाहयेत् ॥ १२२ ॥**

પ્રથમ કુળની, પછી વિદ્યા, અવસ્થા, સ્વભાવ, ધન, રૂપ તથા દેશની પરીક્ષા કરી વર કન્યા પરણાવવાં ॥ ૧૨૨ ॥

એ પ્રામાણે યુવા અવસ્થા પ્રાપ્ત થતાં સર્વ સ્ત્રીપુરૂષોયે લગ્ન કરવાની જરૂર છે, કેમકે એ અવસ્થામાં સ્વભાવથીજ ઇંદ્રિયો એટલી તો બળવાન થાયછે કે, કોઇથી પણ નિયમમાં રાખી શકાતી નથી; જેથી બ્રહ્મચર્ય પાળવું ઘણું કઠણ થઇ પડેછે. ભર્તૃહરિયે કહ્યું છે કે,

**विश्वामित्रपराशरप्रभृतयो वातांबुपर्णाशनास्तेपि स्त्रीमुखपंकजं सुललितं दृष्ट्वैव मोहं गताः । शाल्यन्नं सघृतं पयोदधियुतं भुंजंति ये मानवास्तेषामिंद्रियनिग्रहो यदि भवेत् विंध्यस्तरेत्सागरं ॥ १२३ ॥**

વિશ્વામિત્ર તથા પરાશરાદિ લઈ જે, વાયુ, પાણી અને પાંદડાં ખાનાર ઋષિયો હતા, તે પણ સ્ત્રીનું મનોહર મુખકમળ જોતાંજ મોહ પામ્યા; તો જે મનુષ્ય ઘી, દૂધ, વા દહી સાથે સુગંધી ભાત ખાયછે, તેમની, ઇન્દ્રિયો જો વશ્ય રેહે, તો સમુદ્રમાં વિંધ્યાચળ પર્વત પણ તરે. અર્થાત્ ઇન્દ્રિયો વશ રહેતીજ નથી ॥ ૧૨૩ ॥

એ રીતે જ્યારે પુરૂષોથી ઇંદ્રિયો વશ્ય રાખી શકાય નહિ, ત્યારે સ્ત્રિયોથી તો કેમજ રાખી શકાય! કેમકે તેમનામાં પુરૂષો કરતા કામનો જુસ્સો અધિક હોયછે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

**आहारो द्विगुणः स्त्रीणां लज्जा चापि चतुर्गुणा । साहसं षड्गुणं चैव कामश्चाष्टगुणः स्मृतः ॥ १२४ ॥**

ઘણું કરી સ્ત્રિયોને પુરૂષ કરતાં આહાર બમણો, લજ્જા ચાર ઘણી, સાહસ છ ગણું તથા કામ આઠ ગણો હોયછે, એમ કહ્યું છે ॥ ૧૨૪ ॥

એ કામનો વેગ સ્થાવર જંગમાત્મક સર્વ પ્રાણિયોમાં યુવા અવસ્થા પ્રાપ્ત થતાં સ્વભાવથીજ ઉત્પન્ન થાયછે. તેવા સમયમાં લોહ તથા ચુંબકની પેઠે તે તે જાતિનાં નરનારી કંઈ વિલક્ષણ આકર્ષણશકિતના બળથી પરસ્પરે ખેંચાયછે. સૃષ્ટિની ઉત્પત્તિ

આકર્ષણશકિતથી થયેલી છે, ને તેની સ્થિતિ પણ એજ શકિતથી રહી છે. સર્વ પદાર્થ એજ શકિતના યોગથી પોતપોતાના ગુણને ધારણ કરી રહ્યાછે, જડની પેઠે જંગમ પ્રાણિયોની ક્રિયા પણ એજ શકિતથી થાયછે. નર તથા નારીજાતિનો સંયોગ, ગર્ભાશયે ગર્ભને ધારણ કરવું, ગર્ભે પોતાને યોગ્ય પોષણ મેળવી વૃદ્ધિ પામવું, જન્મ્યા પછી પોષણની વસ્તુ મળ્યાની ઇચ્છા, ને તે પ્રાપ્ત થતાં તેનું પાચન થઇ રૂધિર થવું અને તેથી શરીરની પુષ્ટિ તથા વૃદ્ધિ ઇત્યાદિ સર્વ આકર્ષણથીજ થાયછે. સ્થાવર પ્રાણિયોમાં પણ એના જેવી સર્વ ક્રિયા બીજી રીતે થતી જણાયછે, સંક્ષેપથી જોતાં સૃષ્ટિનો સર્વ વ્યવહાર આકર્ષણશકિતથી ચાલેછે, જ્યાં એ શકિતનું સત્વ ઘટેછે, ત્યાં ક્રિયા થતી બંધ પડવા માંડેછે; માટે એ સ્વભાવથીજ ઉત્પન્ન થતા કામરૂપ આકર્ષણને તોડવું ઘણું કઠણ છે, જેથી યુવાનીમાં સ્રીપુરૂષ પરણે નહિ તો આડે રસ્તે ખેંચાઇ જાયછે, શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

**हृदयतृणकुटीरे दीप्यमाने स्मराग्नावुचितमनुचितं वा वेत्ति नो पंडितोपि ॥ १२५ ॥**

જ્યારે હૃદયરૂપ ઘાંસના ઘરમાં કામરૂપ અગ્નિ પ્રદીપ્ત થાયછે, ત્યારે પંડિત પણ યોગ્યાયોગ્ય વિચારતો નથી ॥૧૨૫॥

કદી બલાત્કારથી બ્રહ્મચર્ય પાળવામાં આવે તથાપિ ગૃહસ્થોમાં તે સંબંધી પ્રતિષ્ઠા રેહેતી નથી. વળી કામના વેગને બલાત્કારે રોકયા જતાં શરીરમાં તે સંબંધી વ્યાધિ થવાનો સંભવ રેહેછે. માટે આચાર્યે, વિદ્યાભ્યાસ કરાવનાર ગુરૂને પ્રિય ધન આપ્યા પછી ગૃહસ્થાશ્રમી થઇ પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં લગ્ન કરવાનો ઉપદેશ.

---

## ॥ सत्यान्न प्रमदितव्यम् ॥

પાંચમો ઉપદેશ ગૃહસ્થ થયા પછી સત્યથી પ્રમાદ ન કરવાનો છે, કારણ સર્વ સ્રીપુરૂષ સત્યાચરણે વર્તવાથીજ સુખી થાયછે. જો કોઇ અસત્ય રીતે વર્તતા જાય, તો તેની ગૃહસ્થોમાં પ્રતિષ્ઠા ઘટેછે, ને તે વિશ્વાસને પાત્ર થતો નથી, જેથી પોતાનો નિર્વાહ ચલાવવામાં તેને ઘણી અગવડ પડેછે. વળી અસત્ય રીતે વર્તવાની છાપ જો તેના ઉપર પ્રસિદ્ધમાં પડી હોય, તો તેની કયાંય પણ પ્રતિષ્ઠા હોતી નથી, ને તે રાજયદરબાર વા ગૃહસ્થોની સભામાં હલકો પડી જાયછે. પછી કદી તે સારી રીતે વર્તવા માંડે, તોય પણ ગ્રહસ્થોને તેના ઉપર વિશ્વાસ આવતો નથી. માટે સર્વ સ્રીપુરૂષોયે સત્યાચરણે વર્તવું યોગ્યછે. શ્રીમહાભારતાંતર્ગત શાંતિપર્વના ૧૬૨ મા અધ્યાયમાં ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું છે કે,

नास्ति सत्यात्परो धर्मो नानृता-
त्पातकं परम् । श्रुतिर्हि सत्यं
धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥ १२६ ॥

સત્યથી બીજો શ્રેષ્ઠ ધર્મ નથી અને અ-સત્યથી બીજું અધિક પાપ નથી; કારણ સત્યજ ધર્મ સંભળાયછે, માટે તેનો લોપ કરવો નહિ ॥ ૧૨૬ ॥

કદી અસત્ય રીતે વર્તી કોઇ પણ સ્ત્રી વા પુરૂષ પોતાનો નિર્વાહ ચલાવતાં હોય તો તેમને પણ ઉપરથી સત્ય બતાવવાની જરૂર પડેછે, કારણ અસત્ય કોઈને પ્રિય નથી, પણ સત્ય સર્વને પ્રિય છે, ને તેથીજ સર્વ વ્યવહાર ચાલેછે. શ્રીમહાભારતના વન-પર્વમાં કહ્યું છે કે,

सत्ये कृत्वा प्रतिष्ठां तु प्रवर्तन्ते प्रवृत्तयः ।
सत्यमेव गरीयस्तु शिष्टाचारसमन्वितम् १२७

પ્રવૃત્તિ માત્ર સત્યમાં રહીનેજ પ્રવર્તેછે, માટે સદાચારયુકત સત્ય અતિ શ્રેષ્ઠ છે ॥ ૧૨૭ ॥

તેથીજ આચાર્યે શિષ્યને ગૃહસ્થાશ્રમી થયા પછી સત્યથી પ્રમાદ ન કરવાની આજ્ઞા કરી છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકર-ણમાં સત્ય રીતે વર્તવાનો ઉપદેશ.

---

## ॥ धर्मान्न प्रमदितव्यम् ॥

છઠ્ઠો ઉપદેશ ગૃહસ્થ થયા પછી ધર્માચરણથી પ્રમાદ ન કરવાનો છે, કારણ સર્વ સ્ત્રીપુરૂષો ધર્માચરણવડે સુખી થાયછે. આરંભથીજ જે ન્યાયયુકત તે ધર્મ અને અન્યા-યયુકત તે અધર્મ કેહેવાયછે. યાજ્ઞવલ્કયસ્મૃતિના આચારાધ્યાયમાં કહ્યું છે કે,

अहिंसा सत्यमस्तेयं शौचमिंद्रि-
यनिग्रहः । दानं दया दमः
क्षान्तिः सर्वेषां धर्मसाधनम् ॥ १२८ ॥

અહિંસા, સત્ય, ચોરી ન કરવી, પવિ-ત્રતા, ઈંદ્રિયનિગ્રહ, પરોપકાર, દયા, મ-નનું દમન તથા ક્ષમા, એ નવ સર્વને ધ-ર્મનાં સાધન છે ॥ ૧૨૮ ॥

વળી શ્રીમહાભારતાંતર્ગત શાંતિપર્વના ૧૬૨ મા અધ્યાયમાં કહ્યું છે કે,

अद्रोहः सर्वभूतेषु कर्मणा
मनसा गिरा । अनुग्रहश्च
दानं च सतां धर्मः सनातनः ॥ १२९ ॥

મન, વાણિ તથા કર્મે કરી પ્રાણિ મા-ત્રનો દ્રોહ ન કરવો, દયા રાખવી તથા ઉપકાર કરવો, એ સત્પુરૂષોનો સનાતન ધર્મ છે ॥ ૧૨૯ ॥

અહિંસાદિ નવ, ધર્મનાં સ્વાભાવિક સાધન છે, એમ ન્યાયી પુરૂષોના અનુભવમાં આવેછે; કેમકે, કોઇ પણ સ્ત્રી વા પુરૂષને પોતા માટે એ સર્વ પ્રિય છે. જેમકે હિંસા કરનારને પણ પોતાની વા પોતાના પ્રિયની હિંસા રૂચતી નથી. અસત્ય બો-

ક્ષનારને પણ પોતાની પાસે અસત્ય બોલનાર પર રીસ ચડેછે. ચોરને પણ પોતાની વસ્તુ ચોરનાર પર ક્રોધ આવેછે. મલીન રહેનારને પણ બીજાથી પોતાને થતું મલીનપણું ગમતું નથી. ઇન્દ્રિયો વશ્ય નહિ રાખનારને પણ પોતા ઉપર બીજાની વશ્ય નહીં રહેલી ઇન્દ્રિયો સહન થતી નથી. પરોપકાર ન કરનારને પણ પોતા ઉપર બીજાના ઉપકારની ઇચ્છા રહેછે. નિર્દયને પણ પોતા ઉપર બીજાની દયા ગમેછે. મન વશ્ય નહિ રાખનારને પણ પોતા ઉપર બીજાનું શાંત મન રૂચેછે. અને ક્ષમા નહી રાખનારને પણ પોતા ઉપર બીજાની ક્ષમા ગમેછે. એ ઉપરથી એ અહિંસાદિ નવ, ધર્મનાં સ્વાભાવિક સાધન સિદ્ધ થયેલાં છે, માટે એ, સર્વ સ્ત્રી પુરૂષોયે અવશ્ય આચરવાં. સૃષ્ટિમાં એક બીજાનું ભક્ષ કરી પ્રાણિયા જીવેછે, એમ પ્રત્યક્ષ જોવામાં આવેછે; જે ઉપરથી શ્રીમદ્ભાગવતના પ્રથમસ્કંધમાં કહ્યું છે કે,

**जीवो जीवस्य जीवनम् ॥ १३० ॥** જીવ જીવનું જીવન છે ॥ ૧૩૦ ॥

પરંતુ જે પ્રાણિયોમાં ન્યાય અન્યાય જાણવાનો વિવેક નથી તે ભલે પોતાના જીવિતનો નિર્વાહ બીજી રીતે શોધી કાહાડવા અશકત હોવાથી જંગમ જીવોનું ભક્ષણ કરો. પણ જેમનામાં ન્યાય અન્યાય જાણવાનો વિવેક, ને પોતાના જીવિતનો નિર્વાહ બીજી રીતે શોધી કાહાડવાની શકિત છે, એવા મનુષ્ય જો ઘાતકી પ્રાણિયોની પેઠે નિરપરાધિ જંગમ જીવોના દેહનો ઘાત કરી, તેમના માંસથી પોતાનો નિર્વાહ ચલાવે, તો તે મનુષ્ય અને ઘાતકી પ્રાણિયોમાં શું ફેર સમજવો! અર્થાત્ કંઇજ નહીં, કેમકે, ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

**आहारनिद्राभयमैथुनं च**
**सामान्यमेतत्पशुभिर्नराणाम् ।**
**एको विवेको ह्यधिको मनुष्ये**
**विवेकहीनाः पशुभिः समानाः ॥ १३१ ॥**

આહાર, નિદ્રા, ભય તથા મૈથુન એ ચારે, પશુ તથા મનુષ્યોમાં સામાન્ય છે, પણ એક વિવેકજ મનુષ્યમાં અધિક છે, માટે જે વિવેકથી હીન હોય, તે પશુ સમાન જાણવા ॥ ૧૩૧ ॥

તેથી વિવેક વિચારી પ્રાણિયોના શરીરનો ઘાત કર્યાવગર અન્નાદિ વનસ્પતિથી મનુષ્યે પોતાના જીવિતનો નિર્વાહ કરવો યોગ્ય છે. એ વિષે વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**योत्ति यस्य यदा मांसमुभयोः**
**पश्यतान्तरम् । एकस्य क्षणि-**
**का प्रीतिरन्यः प्राणैर्विमुच्यते ॥ १३२ ॥**

જ્યારે જે કોઇ જેનું માંસ ખાયછે, ત્યારે તે બન્નેનો અંતર જુવો, તો ખાનારને પેટ ભરાવા જેટલો ક્ષણિક હર્ષ થાયછે, ને બીજાના પ્રાણ જાયછે ॥ ૧૩૨ ॥

**मर्तव्यमिति यदुःखं पुरुषयो-**
**पजायते । शक्यस्तेनानुमानेन**
**परोऽपि परिरक्षितुम् ॥ १३३ ॥**

પુરૂષને મરણ સંબંધી જે દુઃખ થાયછે, તે અનુમાનથી અન્ય પ્રાણી પણ રક્ષણ કરવા યોગ્ય છે ॥ ૧૩૩ ॥

स्वच्छन्दवनजातेन शाकेनापि प्रपूर्यते। अस्य दग्धोदरस्यार्थे कः कुर्यात्पातकं महत् ॥ १३४ ॥

વનમાં પોતાની મેળે ઉત્પન્ન થયેલાં શાકાદિવડે પણ તૃપ્તિ થાયછે, તો આ બળતાં પેટ માટે કોણ મોટું પાપ કરે ! ॥ ૧૩૪ ॥

તેમ શ્રી મહાભારતાંતર્ગત અનુશાસનપર્વના ૧૧૫ તથા ૧૧૬ મા અધ્યાયમાં કહેલ છે કે,

प्राणा यथात्मनोऽभीष्टा भूतांनामपि वै तथा। आत्मौपम्येन मंतव्यं बुद्धिमद्भिः कृतात्मभिः ॥ १३५ ॥

જેમ પોતાના પ્રાણ પોતાને પ્રિય છે, તેમ પ્રાણિયોને પણ હશે, એમ પોતાની ઉપમાવડે બુદ્ધિમાન્ જ્ઞાનિયોયે વિચારવું ॥ ૧૩૫ ॥

स्वमांसं परमांसेन यो वर्धयितुमिच्छति। नास्ति क्षुद्रतरस्तस्मात्स नृशंसतरो नरः ॥ १३६ ॥

જે પારકા માંસે કરી પોતાના માંસને વધારવા ઇચ્છેછે, તેનાથી વધારે કોઇ અધમ નથી, ને તે અતિ ક્રૂર છે ॥ ૧૩૬ ॥

नहि प्राणात्प्रियतरं लोके किंचन विद्यते। तस्माद्दयां नरः कुर्याद्यथात्मनि तथापरे १३७

જગતમાં પ્રાણથી અધિક પ્રિય બીજું કંઇ નથી, માટે મનુષ્યે પોતાની પેઠે બીજા ઉપર દયા રાખવી ॥ ૧૩૭ ॥

प्राणदानात्परं दानं न भूतं न भविष्यति। नह्यात्मनः प्रियतरं किंचिदस्तीह निश्चितम् ॥ १३८ ॥

પ્રાણદાનથી બીજું શ્રેષ્ઠ દાન થયું નથી તેમ થશે પણ નહીં; કેમકે આ લોકમાં આત્માથી અધિક પ્રિય બીજું કંઇ નથી એ નિશ્ચય છે ॥ ૧૩૮ ॥

अनिष्टं सर्वभूतानां मरणं नाम भारत। मृत्युकाले हि भूतानां सद्यो जायति वेपथुः ॥ १३९ ॥

પ્રાણિમાત્રને મરણ અપ્રિય છે, કારણ મરણ સમય તેમને તત્કાળ કંપ પછીના થાયછે, ॥ ૧૩૯ ॥

માટે પોતાના અલ્પ સુખ વાસ્તે નિરપરાધિ જીવોનું જીંદગી પર્યંતનું સુખ તોડી નાખવું એના જેવું પાપાચરણ બીજું કંઇ નથી. વળી પ્રાણિયોની સર્વ જાતિમાં આનંદ રહેલ છે, જેથી તેમને પણ મનુષ્યની પેઠે જીવવાની ઘણી હોંસ હોયછે; અને પોતપોતીના કુટુંબમાં ઘણો સ્નેહ બંધાયછે, જેથી એક બીજાનો વિયોગ થતાં ભારે દુઃખ થાયછે, જે પ્રત્યક્ષ આપણા અનુભવમાં આવેછે. કદિ એ નિરપરાધિ પ્રાણિયોની હિંસા ન થાય તો, તેમની વસ્તી ઘણી વધી જઇ મનુષ્યને પીડાકારી થઇ પડે, એવો વિચાર લાવી "મનુષ્યના નિર્વાહ માટેજ પ્રાણિયોના શરીર સૃજાયલાં છે," એમ ધારી તેમની હિંસા કરવી, એ મનુષ્ય જેવા વિવેકી પ્રાણીયે મુદલ છાજતું નથી. કારણ નિરપરાધી પશુઓની વૃદ્ધિ ન થવા દેવી, એ તો મનુષ્યના હાથમાં છે. કેમકે જ્યારે જરૂર ન

હોય ત્યારે તેમનાં જોડલાંને એકઠાં થવાનો યોગ થવા દેવો નહીં. વળી સૃષ્ટિમાં એવો નિયમ છે કે, જેની ઘણી વૃદ્ધિ થાય, તેનો પાછો ક્ષય પણ પોતાની મેળેજ થાયછે. તેપ્રમાણે વૃદ્ધિ પામેલા પશુ પક્ષિયોનો પણ સ્વભાવથીજ દુષ્કાળ વા રોગાદિ ઉત્પન્ન થઇ પાછો ક્ષય થાયછે; એટલે તે વધીને મનુષ્યને પીડાકારી થઇ પડતાં નથી. હજારો વર્ષથી જ્યાં હિંસા થતી નથી, ત્યાં હમણાં પણ પશુપક્ષિયોની, મનુષ્યને પીડા થઇ પડી હોય એવી ભીડ જોવામાં આવતી નથી! કદી શરીરમાં બળ તથા વીર્ય વધારવા માટે માંસાહારની જરૂર છે, એવા વિચારથી પણ પ્રાણિયોની હિંસા કરવી યોગ્ય નથી. કેમકે ઘરમાં બેઠો રેહેનાર માંસાહારી કરતાં મેહેનત કરી શરીરને કસનાર અન્નાહારીમાં વિશેષ બળ તથા વીર્ય જોવામાં આવેછે. એ ઉપરથી જણાયછે કે શરીરને કસવાથીજ બળ તથા વીર્યની પ્રાપ્તિ થાયછે. વૈદ્યશાસ્ત્રના ભાવપ્રકાશ ગ્રંથના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

**लाघवं कर्मसामर्थ्यं विभक्तघन-**
**गात्रता । दोषक्षयोऽग्निवृद्धिश्च**
**व्यायामादुपजायते ॥ १४० ॥**

કસરતથી શરીરમાં હલકાપણું, કામ કરવાનું સામર્થ્ય, અવયવોનું છુટા પડવું તથા દૃઢતા, વાતાદિ દોષનો ક્ષય અને જઠરાગ્નિની વૃદ્ધિ થાયછે ॥ ૧૪૦ ॥

હવે સૂક્ષ્મ જંતુઓ કંઈ કામનાં નથી એવા વિચારથી તેમનો પણ નાશ કરવો યોગ્ય નથી, કારણ તેઓને પણ પોતાપોતાની જીંદગીનું સુખ હોયછે. જેથી તેમને સ્પર્શ કરતાંજ તેઓ મરવાના ભયને લીધે નાહાસ ભાગ કરેછે. માટે પ્રથમથીજ તેઓ જે રીતે ઉત્પન્ન ન થાય, તે રીતની મનુષ્ય સ્વચ્છતા રાખવી; અને ઉત્પન્ન થયાં હોય તો તેમને સ્થાનભ્રષ્ટ કરી દેવાં. પછી સ્વચ્છતા રાખેથી નવાં ઉત્પન્ન થશે નહિ. કદી પારકી વ્યથા ન જાણનાર તે જંતુઓથી મનુષ્યને થોડી પીડા થાય, તો તેને માટે તેમને દેહાંતની શિક્ષા કરવી યોગ્ય નથી. કેમકે એવી શિક્ષા તો મનુષ્યના પ્રાણનો ઘાત કરે તેનેજ કરવી જોઇએ, એમ ન્યાય ભાસેછે. માટે તે અલ્પ પીડાકારી પ્રાણિયોને સ્થાનભ્રષ્ટ કરવા, એજ તેમણે કરેલા અપરાધની શિક્ષા યોગ્ય ભાસેછે. પછી તેમનો નાશ તો સ્વભાવથીજ થઇ જવાનો છે. અન્નાદિ સ્થાવર વનસ્પતિમાં પણ જીવન છે; તથાપિ તેમનો આહાર કરવામાં કાંઈ હિંસા થતી નથી. કેમકે સ્થાવર તથા જંગમ પ્રાણિયોની જ્ઞાન સંબંધી સ્થિતિમાં ઘણો અંતર છે. યદ્યપિ સ્થાવરજંગમાત્મક સર્વ પ્રાણિયોમાં મનુષ્યની પેઠે જ્ઞાનની જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ એવી ત્રણ અવસ્થાઓ છે, તથાપિ તે મનુષ્યની અવસ્થાઓ કરતાં ઉત્તરોત્તર ન્યૂન શકિતવાળી છે. જેમ કે મનુષ્યની જાગ્રત અવસ્થા જેવું જ્ઞાન બીજા કોઈ પણ પ્રાણિયોમાં દેખાતું નથી, પણ ઘણુ કરી સ્વપ્ન અવસ્થા જેવુ જ્ઞાન બીજા જંગમ પ્રાણિયોની જાગ્રત અવસ્થામાં અને સુષુપ્તિ અવસ્થા જેવું જ્ઞાન સ્થાવર પ્રાણિયોની જાગ્રત અવસ્થામાં દેખાયછે. અર્થાત્ મનુષ્યની સ્વપ્ન અવસ્થા જેવી બીજા જંગમ પ્રાણિયોની જાગ્રત અવસ્થા તથા સુષુપ્તિ અવસ્થા જેવી સ્થાવર પ્રાણિયોની જાગ્રત અવસ્થા હોયછે, ત્યારે તેમની બીજી અવસ્થા તો ઘણીજ ન્યૂન શકિતવાળી હોવી જોઈયે. મનુષ્યની સ્વપ્ન અવસ્થાની સ્મૃતિની

પેઠે બીજા જંગમ પ્રાણિયોની જાગૃત અવસ્થાની સ્મૃતિ ઘણો કાળ સ્થિર રહી શકતી નથી, માટે તે બન્ને અવસ્થાના જ્ઞાનને એક સરખાં ગણ્યાં છે. પણ જેમ સ્વપ્નમાં મનુષ્યને તે અવસ્થાનાં સુખદુઃખનું ભાન, જીવવાની ઈચ્છા તથા મરણનો ભય હોયછે, તેમ જંગમ પ્રાણિયોમાં પણ પ્રત્યક્ષ જોવામાં આવછે; માટે તેમના દેહનો ઘાત કરવો, એ પ્રસિદ્ધપણે હિંસા સિદ્ધ થાયછે. પરંતુ સુષુપ્તિ અવસ્થાના મનુષ્યની પેઠે અન્નાદિ સ્થાવર પ્રાણિયોમાં જીવનની ક્રિયા ચાલુ રેહેતાં સુખદુઃખનું ભાન, જીવવાની ઈચ્છા તથા મરણનો ભય પ્રસિદ્ધપણે જોવામાં આવતાં નથી, જેથી તેમના જ્ઞાનને મનુષ્યની સુષુપ્તિ અવસ્થાના જ્ઞાન જેવું ગણેલું છે; અને સુષુપ્તિમાંથી જેમ મનુષ્ય જાગૃત થાયછે, તેમ સ્થાવર પ્રાણિને જાગૃત થવાનો સંભવ નથી, માટે તેમનો આહાર કરવામાં કંઈ હિંસા ગણેલી નથી. વિચારદૃષ્ટિથી જોતાં જંગમ પ્રાણિયોનું જીવન સ્થાવર તથા સ્થાવર પ્રાણિયોનું જંગમ પ્રાણિયો જીવન છે. કારણ અન્નાદિ સ્થાવર વનસ્પતિનાં શરીરમાં જે તત્ત્વો છે તે જંગમ પ્રાણિયોનાં શરીરને તથા જંગમ પ્રાણિયોનાં શરીરમાં જે તત્ત્વો છે, તે અન્નાદિ સ્થાવર પ્રાણિયોનાં શરીરને પુષ્ટિ આપનારાં છે. તેથીજ અન્નાદિ વનસ્પતિના ભક્ષણથી જંગમ પ્રાણિયો સુખે જીવી બળવાન થાયછે, ને જંગમ પ્રાણિયોનાં શરીરસંબંધી ખાતરથી અન્નાદિ વનસ્પતિ સારી રીતે ઉછરી દઢ થાયછે. એ રીતે બંન્નેને પરસ્પરસંબંધ છે, ને જંગમનું જીવન સ્થાવર છે, માટે જેમ બને તેમ અન્નાદિ વનસ્પતિની વૃદ્ધિ કરવી યોગ્ય છે. તૈત્તિરીયારણ્યકના ૮ મા તથા ૯ મા પ્રપાઠકમાં કહ્યું છે કે,

अन्नं न निन्द्यात् । अन्नं बहु कुर्वीत ।
अन्नाद्भूतानि जायंते । जातान्यन्नेन
वर्धन्ते । अन्नं हि भूतानां ज्येष्ठं ।
तस्मात्सर्वौषधमुच्यते ॥ १४१ ॥

અન્નની નિંદા ન કરવી ને તેની વૃદ્ધિ થાય તેમ કરવું. અન્નથી પ્રાણિયો ઉત્પન્ન થાયછે ને તેથીજ વૃદ્ધિ પામેછે. અન્નજ પ્રાણિયોથી પ્રથમ ઉત્પન્ન થયેલું છે, માટે સર્વનું ઔષધ કેહેવાયછે ॥ ૧૪૧ ॥

માટે અન્નાદિ વનસ્પતિ જેમ ઘણી પાકે તેમ કરવું. કદિ તેના પાકને, દુષ્કાળ પડે એ રીતની હાનિનો સંભવ બીજા જીવજંતુઓથી થાય, તો તે જીવજંતુઓનો નાશ કરી પાકનું રક્ષણ કરવું, એ ન્યાય ભાસેછે. કારણ અન્ન એ મુખ્યત્વે કરી મનુષ્યનું જીવન છે, ને મનુષ્ય સર્વ પ્રાણિયોમાં ઉત્તમ છે, માટે તેના રક્ષણ પ્રત્યે સૌથી પ્રથમ ધ્યાન પોંહોચાડવું જોઈયે. વળી સિંહ, વ્યાઘ્ર આદિ લઈ ક્રૂર પ્રાણિયો, જે મનુષ્ય તથા તેમના પશુઓના પ્રાણઘાત કરનારા છે, તેમનો નાશ કરવો, એ પણ ન્યાય ભાસેછે. કેમકે એ ક્રૂર પ્રાણિયો જો વૃદ્ધિ પામે, તો મનુષ્ય અને તેમના ઉપયોગી પશુઓને પૃથિવી ઉપર સુખે વસવા દે નહીં. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

कृते प्रतिकृतं कुर्याद्धिंसने प्रति-
हिंसनम् । तत्र दोषो न पतति
दुष्टे दुष्टवदाचरेत् ॥ १४२ ॥

જે જેવું કરે તેની સામે તેવું કરવું ને મારે તેને મારવું, તેમાં દોષ લાગતો નથી; કેમકે દુષ્ટપ્રત્યે દુષ્ટની પેઠે આચરવું એ ન્યાય છે ॥ ૧૪૨ ॥

વળી શ્રીમદ્ભાગવતના સાતમા સ્કંધના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,

**मोदेत साधुरपि वृश्चिकसर्पहत्या ॥१४३॥**

વીછી તથા સર્પાદિ ક્રૂર પ્રાણિયોનો નાશ થવાથી સત્પુરૂષ પણ હર્ષ પામેછે ॥૧૪૩॥

એ રીતે ન્યાય અન્યાય વિચારી સર્વ સ્ત્રીપુરૂષોયે અહિંસા ધર્મ પાળવો **શ્રેષ્ઠ છે,** કેમકે એ સર્વ ધર્માચરણમાં મુખ્ય છે. શ્રીમહાભારતના, અનુશાસનપર્વના ૧૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે,

**अहिंसा परमो धर्मस्तथाहिंसा**
**परो दमः । अहिंसा परमं दान-**
**महिंसा परमं तपः ॥ १४४ ॥**

અહિંસા એ ઉત્તમ ધર્મ, ઉત્તમ દમ, ઉત્તમ દાન તથા ઉત્તમ તપ છે ॥ ૧૪૪ ॥

સત્ય બોલવું તથા સત્ય આચરવું, એ ધર્મનું બીજું સ્વાભાવિક સાધન છે, કેમકે સત્ય સર્વને પ્રિય છે, ને તેથીજ સર્વ વ્યવહાર ચાલેછે; પણ અસત્ય કોઇને પ્રિય નથી, માટે તેનો ત્યાગ કરી સર્વ સ્ત્રીપુરૂષોએ સત્યનેજ ગ્રહણ કરવું યોગ્ય છે. કલ્પતરૂમાં કહ્યું છે કે,

**असत्यमप्रत्ययमूलकारणं**
**कुवासनासद्म समृद्धिवारणम् ।**
**विपन्निदानं परवंचनोर्जितं**
**कृतापराधं कृतिभिर्विवर्जितम् ॥ १४५ ॥**

જુઠું બોલવું એ અવિશ્વાસનું મૂળ કારણ, ખરાબ વાસનાનું સ્થાન, સમૃદ્ધિને અટકાવનાર, વિપત્તિનું કારણ, પારકાને ઠગવામાં શકિતમાન્ અને અપરાધ કરાવનાર છે, માટે વિદ્વાનોએ ત્યાગ કર્યું છે ॥૧૪૫॥

ચોરી ન કરવી, એ ધર્મનું ત્રીજું સ્વાભાવિક સાધન છે, કેમકે કોઇ પણ સ્ત્રી વા પુરૂષને, જેના ઉપર તેની મમતા બંધાઇ હોય એવી વસ્તુનું, તેની મરજી ઉપરાંત હરણ થતાં કલેશ થાયછે. બીજાની સત્તા જેના ઉપર હોય એવી હરકોઇ પ્રકારની વસ્તુ, તેના ધણીની રજા મેળવ્યા વિના પોતાના ઉપયોગ માટે લેવી, તેને ચોરી કેહેછે. ચોરી કરનારની પ્રતિષ્ઠા ગૃહસ્થોમાં ઘટેછે, ને તેનો કોઇ વિશ્વાસ કરતું નથી, જેથી પોતાનો નિર્વાહ ચલાવતાં તેને ઘણીજ અગવડ પડેછે. પરંતુ જેની નિષ્ઠા સ્વચ્છ હોયછે, એવાનો સર્વ જન વિશ્વાસ કરેછે, ને તે પોતાનો નિર્વાહ ઘણી અચ્છી રીતે કરી શકેછે. માટે સર્વ સ્ત્રીપુરૂષોયે પોતાની નિષ્ઠા ચોખી રાખી કોઈનું કંઇ હરણ કરવું નહીં.

વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**मातृवत् परदाराणि परद्रव्याणि**
**लोष्ठवत् । आत्मवत् सर्वभूतानि**
**वीक्षंते धर्मबुद्धयः ॥ १४६ ॥**

ધર્મ બુદ્ધિવાળા મનુષ્ય, પારકી સ્ત્રીને માતા સમાન, પારકા ધનને માટી સમાન, અને સર્વ પ્રાણિને પોતા સમાન જુવેછે ॥ ૧૪૬ ॥

સ્વચ્છતા રાખવી, એ ધર્મનું ચોથું સ્વાભાવિક સાધન છે, કેમકે એ સર્વને ગમે-છે, મલીનતા કોઇને ગમતી નથી. અજ્ઞાન બાળક પણ સ્વચ્છતા ઇચ્છે છે. શરીર સ્વચ્છ રાખેથી તથા સાદાં પણ સ્વચ્છ વસ્ત્ર ધારણ કરેથી અંતઃકરણ પ્રસન્ન રહેછે, ને ઘણું કરી ત્વચાસંબંધી રોગ થવાનો ભય રેહેતો નથી. ગૃહસ્થોમાં જતાં લજ્જા થતી નથી, પણ સન્માનની પ્રાપ્તિ થવાનો સંભવ રહેછે, ગૃહ તથા તેની આસપાસની જગ્યા, વાપરવા તથા પીવાનું જલ, ખાનપાનના પદાર્થ, હવા અને પેહેરવાનાં વસ્ત્ર, એ સર્વે સ્વચ્છ હોય તો ઘણું કરી નીરોગી રેહેવાયછે. મલીનતા રાખનારને એથી ઉલટું થાયછે, માટે સર્વ સ્ત્રીપુરૂષોયે બધી રીતની સ્વચ્છતા રાખવી યોગ્ય છે. ઇન્દ્રિયો વશ્ય રાખવી એ ધર્મનું પાંચમું સ્વાભાવિક સાધન છે, કેમકે સર્વ જનને પોતા પ્રત્યે બીજાની ઇંદ્રિયોનો પ્રકોપ રૂચતો નથી. ઇન્દ્રિયો બે પ્રકારની છે. કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય. જેવડે ક્રિયા થાયછે, તેને કર્મેન્દ્રિય કહેછે અને જેવડે જ્ઞાન થાયછે તેને જ્ઞાનેન્દ્રિય કહેછે. વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ, એ કર્મેન્દ્રિય છે, કેમકે વાણીથી શબ્દ બોલાયછે, હાથથી વસ્તુ ગ્રહણ કરાયછે, પગથી પંથ કરાયછે, ગુદાથી મળ ત્યજાયછે અને ઉપસ્થથી પ્રજોત્પત્તિ કરાયછે. તેમ કાન, ત્વચા, આંખ, જીભ તથા નાક, એ જ્ઞાનેન્દ્રિય કેહેવાયછે. કેમકે કાનથી શબ્દ સંભળાયછે, ત્વચાથી સ્પર્શ જણાયછે, આંખથી રૂપ જોવાયછે, જીભથી રસ ચખાયછે અને નાકથી ગંધ સુંઘાયછે. એ દશે ઇન્દ્રિયો નિયમમાં રાખવી અર્થાત્ વિવેક વિચારી કોઇને તથા પોતાને કોઇ પ્રકારની હાનિ થાય એ રીતે તેમનો ઉપયોગ કરવો નહિ, તેને ઇંદ્રિયનિગ્રહ કહેછે. એ ઇંદ્રિયો એટલી તો બળવાન્ છે કે, પોતપોતાના વિષય પ્રત્યે મનને ખેંચી જાયછે. તે જો નિયમમાં રાખવાની ટેવ ન પાડી હોય તો મનને એટલું તો વિષયોમાં આસક્ત કરેછે કે, તે સારાસાર જાણવાનો વિવેક ભુલી જઈ મનુષ્યને મહા હાનિરૂપ ખાડામાં ઉતારી દેછે. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**न पीडयेदिन्द्रियाणि न चैतान्यतिलालयेत्। इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ १४७ ॥**

ઇન્દ્રિયો બળવાન્ હોવાથી હઠાત્કારે કરી મનને વિષયોમાં ખેંચી જાયછે. માટે તેમને અતિ પીડવી નહીં તેમ અતિ બ્હેકાવવી પણ નહીં ॥ ૧૪૭ ॥

**एणो गजः पतंगश्च भृंगो मीनस्तु पंचमः। शब्दस्पर्शरूपगंधरसैरेते हताः खलु ॥ १४८**

કેમકે હરિણ, હસ્તિ, પતંગ, ભ્રમર તથા પાંચમું મત્સ્ય, એ ક્રમથી શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધ અને રસે કરી નાશ પામેછે૧૪૮

માટે સર્વ સ્ત્રીપુરૂષોયે ઇંદ્રિયોને નિયમમાં રાખવી યોગ્ય છે. દાન આપવું, એ ધર્મનું છઠું સ્વાભાવિક સાધન છે; કેમકે, પોતા પ્રત્યે સર્વને એ પ્રિય છે. કંઇ પણ પ્રતિઉપકારની ઇચ્છા રાખ્યાવિના કોઈ પણ પ્રાણીને હરકોઇ પ્રકારની જરૂરિયાતની વસ્તુ, પોતાથી બની શકે તે રીતે ન્યાયથી મેળવી દેવી, તેને દાન કહેછે. શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૭ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે,

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे । देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ १४९ ॥

જેની પાસેથી પ્રતિઉપકાર મેળવવાની ઇચ્છા નથી એવા યોગ્યને, દેશ કાળ જોઈ દેવા લાયક જે દેવાય, તે સાત્વિક દાન કેહેવાયછે ॥ ૧૪૯ ॥

વળી વિષ્ણુશર્માયે કહેલ છે કે,

मरुस्थल्यां यथा वृष्टिः क्षुधार्ते भोजनं तथा । दरिद्रे दीयते दानं सफलं पाण्डुनन्दन ॥ १५० ॥

જેમ મારવાડમાં વૃષ્ટિ થવી તથા ભુખ્યાને ભોજન દેવું સફળ છે, તેમ દરિદ્રને જે દાન દેવાય, તે સફળ જાણવું ॥ ૧૫૦ ॥

दरिद्रान्भर कौंतेय मा प्रयच्छेश्वरे धनम् । व्याधितस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥ १५१ ॥

દરિદ્રોને દાન આપી પોષણ કર, સમર્થને ધન મ આપ; કારણ રોગીને ઔષધ હિતરૂપ છે, પણ નીરોગીને ઔષધે કરી શું ? ॥ ૧૫૧ ॥

તેમ ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

वृथा वृष्टिः समुद्रेषु वृथा तृप्तेषु भोजनम् । वृथा दानं धनाढ्येषु वृथा दीपो दिवापि च ॥ १५२ ॥

સમુદ્રમાં વૃષ્ટિ થવી, તૃપ્તને ભોજન દેવું, ધનવાનને દાન આપવું તથા દિવસે દિવો કરવો, એ સર્વ વૃથા જાણવાં ॥ ૧૫૨ ॥

जले तैलं खले गुह्यं पात्रे दानं मनागपि । प्राज्ञे शास्त्रं स्वयं याति विस्तारं वस्तुशक्तितः ॥ १५३ ॥

પણ જળમાં નાખેલું તેલ, દુર્જનને કહેલું ગુહ્ય, યોગ્યને આપેલું દાન, તથા બુદ્ધિમાનને શિખવેલું શાસ્ત્ર થોડું હોય, તોપણ વસ્તુ શકિતવડે પોતાની મેળે વિસ્તારને પામેછે ॥ ૧૫૩ ॥

જો કે સંસારમાં અનેક વસ્તુની ગરજ પડેછે, તથાપિ જેના વિના ચાલેજ નહિ એવી ગરજ અન્ન, જળ, વસ્ત્ર; ઔષધી, સ્થાન તથા વિદ્યાકળાની હોયછે, ભૂખ્યાને અન્ન, તર્શ્યાંને જળ, ઉઘાડાને વસ્ત્ર, રોગીને ઔષધ, થાકેલાને સ્થાન તથા બાળકને વિદ્યાકળા આપવારૂપ દાન સર્વથી શ્રેષ્ઠ છે. અન્નથી શરીરનું પોષણ થાયછે, ને એ વિના જીવાતું નથી, એ પ્રત્યક્ષ જોવામાં આવેછે. માટે એની અત્યંત જરૂરછે, જેથી એનું દાન શ્રેષ્ઠ કહેલું છે. શ્રીમહાભારતના અનુશાસનનીપર્વના ૬૭ મા અધ્યાયમાં કહેલ છે કે,

अन्नाद्बलं च तेजश्च प्राणिनां वर्द्धते सदा । अन्नदानमतस्तस्माच्छ्रेष्ठमाह प्रजापतिः ॥ १५४ ॥

અન્નથી પ્રાણિયોનું બળ તથા તેજ સદા વધેછે, તેથી પ્રજાપતિયે અન્નદાન શ્રેષ્ઠ કહ્યું છે ॥ ૧૫૪ ॥

માટે શક્તિમાન્ જનોયે ભુખ્યાને અન્ન મળે એ રીતના ધર્મની અન્નશાળા સ્થાપવી યોગ્ય છે. તેમ પાણીવિના પણ જીવી શકાતું નથી, એ સર્વના જાણુવામાં છે; જેથી એ પણ અત્યંત જરૂરની વસ્તુ હોવાથી એનું દાન પણ શ્રેષ્ઠ કહેલું છે. શ્રીમહાભારતના અનુશાસનપર્વમાં કહ્યું છે કે,

**पानीयं परमं दानं दानानां मनुरब्रवीत् । तस्मात्कूपांश्च वापींश्च तडागानि च खानयेत् ॥ १५९ ॥**

મનુષ્યે સર્વ પ્રકારના દાનમાં પાણીનું દાન શ્રેષ્ઠ કહ્યું છે, માટે કુવા, પગથીઆળી વાવ તથા તળાવ ખોદાવવાં ॥ ૧૫૫ ॥

અને જ્યાં જલસ્થાન ન હોય ત્યાં પાણી પાવાનાં પરબ બંધાવવાં. વળી જેમ ક્ષુધા તથા તૃષાથી શરીરને બચાવવા માટે અન્ન તથા જળના આહારની જરૂર છે, તેમ શીતોષ્ણતાથી શરીરનું રક્ષણ કરવા માટે તેને વસ્ત્રવડે ઢાંકવાની પણ જરૂર છે. ભુખ્યા તર્સ્યાથી હજી મનુષ્યમાં ફરી શકાયછે, પણ ઉઘાડા અંગવાળાથી તો મુદલ ફરી શકાતું નથી. કેમકે તેમ કરતાં તે પશુ જેવો ઠરેછે, ને તેને એટલી તો લજ્જા લાગેછે કે મરણથી પણ અધીક દુઃખ થાયછે, તેથી વસ્ત્રનું દાન પણ શ્રેષ્ઠ ગણેલું છે. માટે શક્તિમાન્ જનોયે ઉઘાડાને વસ્ત્ર આપવાં યોગ્ય છે. ઔષધીની જરૂર તો અત્યંત જણાયલી છે, કેમકે શરીર ઉત્પન્ન થતાંજ તેને નાનાપ્રકારના રોગ થવાનો સંભવ હોયછે. રોગ શરીરને પીડેછે, ને વધી જતાં તેનો નાશ કરેછે. માટે જેને રોગ થયો હોય, તેને પીડા થવા ઉપરાંત પ્રાણનો વિયોગ થવાનો ભય રહેછે. જેથી તે જેમ બને તેમ રોગથી તુરત મુક્ત થવાને ઇચ્છેછે. તેવા સમયમાં તેને ઔષધી આપી સારો કરવો, એ તેને મૃત્યુથી અભય આપ્યા સમાન છે, અને અભયદાન અતિશ્રેષ્ઠ કહેલ છે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**न गोप्रदानं न महीप्रदानं न चान्नदानं हि तथा प्रधानम् । यथा वदंतीह बुधाः प्रधानं सर्वप्रदानेष्वभयप्रदानम् ॥ १९६ ॥**

આ લોકમાં પંડિતો સર્વ દાનમાં જે રીતે અભયદાનને મુખ્ય ગણેછે, તે રીતે ગોદાન, ભૂમદાન તથા અન્નદાનને મુખ્ય ગણતા નથી ॥ ૧૫૬ ॥

તેથી ઔષધીનું દાન પર શ્રેષ્ઠ ગણેલું છે. માટે સમર્થ જનોયે જેમાંથી ઔષધ મળે એવી ધર્મની ઔષધશાળા સ્થાપવી યોગ્ય છે. વળી થાકેલાને આરામ લેવામાટે સ્થાનની કેટલી જરૂર પડેછે, એ યાત્રાળુ જનોના અનુભવમાં સારી રીતે આવેછે. કેમકે માર્ગનો થાક લાગ્યાથી અતિ કાયર થઇ જવાયછે, વિશ્રાંતિ લેવાની અત્યંત જરૂર પડેછે. તેવા સમયમાં તેમને ઉતરવા માટે સ્થાન આપવું, એ અતિ ઉત્તમ કહેલું છે. મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

**जलाशयाश्च वृक्षाश्च विश्रामगृहमध्वनि । सेतुः प्रतिष्ठितो येन तेन सर्वं वशीकृतम् ॥ १५७ ॥**

જે વાવ આદિ જળ સ્થાન કરાવે, વૃક્ષો રોપાવે અને ધર્મશાળા તથા પાજ બંધાવે તેણે સર્વ વશ્ય કર્યું જાણવું ॥ ૧૫૭ ॥

વળી બાળકને વિદ્યા તથા કળા શિખવવાની તો ઘણીજ અગત્ય છે. કેમકે તેને ભવિષ્યમાં પોતાની નિર્વાહ ચલાવી સુખી થવાનો સર્વ આધાર તે શિખવા ઉપર છે. કારણ સંસારમાં એવો કોઈ નથી જે સ્વાર્થવિના પ્રીતિ કરે. કહ્યું છે કે.

स्वार्थस्तु सर्वप्रियः ॥ १५८ ॥

સ્વાર્થ સર્વને પ્રિય છે ॥ ૧૫૮ ॥

વળી શ્રીમહાભારતના શાંતિપર્વના ૧૩૮ મા અધ્યાયમાં કહ્યું છે કે,

न कश्चित्कस्यचिन्मित्रं न कश्चित्कस्यचिद्रिपुः। अर्थतस्तु निबध्यंते मित्राणि रिपवस्तथा ॥ १५९ ॥

કોઈ કોઈનો મિત્ર નથી તેમ કોઈ કોઈનો શત્રુ નથી, પણ સ્વાર્થથીજ મિત્ર તથા શત્રુ થાયછે ॥ ૧૫૯ ॥

માટે જેમાંથી કોઈનો સ્વાર્થ સરતો નથી, તેના ઉપર કોઈ પ્રીતિ કરતું નથી, જેથી તેનો નિર્વાહ ચાલી શકતો નથી. પણ જેમાંથી સ્વાર્થ સરેછે, એવી વિદ્યા તથા કળા શિખેલો પુરૂષ જનોના ઉપયોગમાં આવવાથી તેમને પ્રિય થઈ પડેછે, ને તેમની પાસેથી પોતાના શ્રમનો બદલો મેળવી સુખે પોતાનો નિર્વાહ ચલાવી શકેછે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

विद्या ददाति विनयं
विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति
धनाद्धर्मं ततः सुखम् ॥ १६० ॥

મનુષ્યને વિદ્યા વિનય આપેછે, ને વિનયથી તે વ્યવહારમાં પાત્ર અર્થાત્ લોકોના વિશ્વાસને યોગ્ય થાયછે; જેથી ધન મેળવી શકેછે અને ધનથી પરોપકાર થઇ શકે ને તેથી અંતઃકરણને સુખ થાયછે ॥ ૧૬૦ ॥

વળી કહ્યું છે કે,

अन्नदानात्परं दानं विद्यादानमतः परम् । अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवं तु विद्यया ॥ १६१ ॥

સર્વ દાનથી અન્નદાન શ્રેષ્ઠ છે ને વિદ્યાદાન તેથી પણ શ્રેષ્ઠ છે, કેમકે અન્ન વડે ક્ષણિક પણ વિદ્યા વડે તો જીવિત પર્યંત તૃપ્તિ થાયછે ॥ ૧૬૧ ॥

તેથી વિદ્યા કળાનું દાન સર્વથી શ્રેષ્ઠ ગણેલું છે. માટે શકિતમાન્ જનોયે ધર્માર્થે વિદ્યા તથા કળાની શાળાઓ સ્થાપવી યોગ્ય છે. એ રીતે અન્નથી તે વિદ્યા પર્યંતનાં સર્વ દાન એક બીજાથી શ્રેષ્ઠ છે, માટે પ્રત્યેક અતિ શ્રેષ્ઠ કહેલ છે. એ સિવાય અશકતોને જે જે વસ્તુની ગરજ પડે તે તે વસ્તુ આપવારૂપ અનેક પ્રકારનાં દાન છે. એ સર્વ દાનમાંથી જે જે પોતાથી બની શકે તે તે સર્વ સ્ત્રીપુરૂષોયે આપવાં અવશ્ય છે. કેમકે વિષ્ણુશર્માયે કહેલ છે કે,

यस्मिन्जीवति जीवन्ति बहवः स तु जीवति । काकोपि किं न कुरुते चंच्वा स्वोदरपूरणम् ॥ १६२ ॥

જેના આશ્રયથી ઘણા જીવેછે, તેજ જીવેછે એમ જાણવું; કારણ પોતાનું પેટ તો શું કાગડો પણ ચાંચે કરી નથી ભરતો ? ૧૬૨

પ્રાણિયો ઉપર દયા રાખવી, એ ધર્મનું સાતમું સ્વાભાવિક સાધન છે, કેમકે પોતા પ્રત્યે સર્વ કોઇ બીજાની દયાનેજ ઇચ્છેછે. દયા રાખનારને સર્વ વશ્ય થાયછે; ઘણું કરી તેનો કોઇ શત્રુ થતો નથી, જેથી તેને બીજાથી ભય થવાનો સંભવ થોડો હોયછે શ્રીમહાભારતના અનુશાસનપર્વના ૧૧૬ મા અધ્યાયમાં કહ્યું છે કે,

**अभयं सर्वभूतेभ्यो यो ददाति दयापरः । अभयं तस्य भूतानि ददतीत्यनुशुश्रुम १६३**

જે દયાળુ મનુષ્ય સર્વ પ્રાણિને અભય આપેછે, તેને પ્રાણિયો પણ અભય આપેછે, એમ સાંભળ્યું છે ॥ ૧૬૩ ॥

માટે પ્રાણિયોપર દયા રાખવી એ વિષે વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ॥ आत्मौपम्येन भूतेषु दयां कुर्वंति साधवः ॥ १६४ ॥**

જેમ પોતાના પ્રાણ પોતાનો વ્હાલા છે, તેમજ પ્રાણિયોને પણ તેમના પ્રાણ વ્હાલા છે; તેથી પોતાની ઉપમાયે કરી સત્પુરૂષો પ્રાણિયોપર દયા કરેછે ॥ ૧૬૪ ॥

માટે બધા સ્ત્રીપુરૂષોયે અંતઃકરણમાં સર્વ ઉપર દયા રાખવી, તેમનું પોતાથી બની શકે તે રીતે ન્યાયથી હરકોઇ પ્રકારનું ભલું કરવું, પણ બુરૂં કરવું નહીં. મનને નિયમમાં રાખવું, એ ધર્મનું આઠમું સ્વાભાવિક સાધન છે, કેમકે કોઇને પણ પોતા પ્રત્યે બીજાનું કઠોર મન રૂચતું નથી. ઇન્દ્રિયો વડે વિષયો પ્રત્યે ખેંચાતા મનને રોકવું તથા વિવેક વિચારી તેને કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ દુર્ગુણોથી દૂર રાખવું, તેને મનનું દમન કહેછે. જેનું મન શાંત હોયછે તેના પ્રત્યે ઘણું કરી સર્વ પ્રેમ રાખેછે; ને સ્વભાવથીજ તેનો કોઇ દ્રોહી થતો નથી. શ્રીમહાભારતના શાંતિપર્વના ૧૬૦ મા અધ્યાયમાં ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું છે કે,

**दमस्तेजो वर्धयति पवित्रश्च दमः परः । विपाप्मा तेजसा युक्तः पुरुषो विंदते महत् ॥ १६५ ॥**

દમ તેજને વધારેછે ને અતિ પવિત્ર છે, અને પાપ રહિત તથા તેજેયુકત પુરૂષ મહત્તાને પામેછે ॥ ૧૬૫ ॥

માટે સર્વ સ્ત્રીપુરૂષોયે વિવેક વિચારી કોઇને તથા પોતાને કોઇ રીતની હાનિ થાય એ રીતે મનનો ઉપયોગ કરવો નહિ. ક્ષમા રાખવી એ ધર્મનું નવમું સ્વાભાવિક સાધન છે, કેમકે સૌ કોઇ પોતાપ્રત્યે બીજાની ક્ષમાનેજ ઇચ્છેછે. ક્ષમા રાખનાર સર્વને પ્રિય થાયછે, ને તેનો અપરાધ કરનાર પોતેજ પશ્ચાત્તાપને પામેછે. કહ્યું છે કે,

**नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः । गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ १६६ ॥**

નરનું ભૂષણ રૂપ, રૂપનું ભૂષણ ગુણ, ગુણનું ભૂષણ જ્ઞાન અને જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે ॥ ૧૬૬ ॥

વળી શ્રીમહાભારતના ઉદ્યોગ તથા વનપર્વમાં કહ્યું છે કે,

क्षमा बलमशक्तानां शक्तानां भूषणं क्षमा । क्षमा वशीकृतिर्लोके क्षमया किं न सिद्ध्यति ॥ १६७ ॥

જગતમાં ક્ષમા અશક્તોનું બળ, શક્તિમાનનું ભૂષણ તથા વશીકરણ છે; માટે તેનાથી શું સિદ્ધ થતું નથી ! ॥ ૧૬૭ ॥

अबुद्धिमाश्रितानां तु क्षंतव्यमपराधिनाम् । न हि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषेण वै ॥ १६८ ॥

સમજ વિનાના અપરાધિયોનો અપરાધ ક્ષમા કરવો, કેમકે પુરૂષને સર્વ વિષયમાં પંડિતપણું સુલભ નથી ॥ ૧૬૮ ॥

पूर्वोपकारी यस्ते स्यादपराधे गरीयसि । उपकारेण तत्तस्य क्षंतव्यमपराधिनः ॥ १६९ ॥

જેણે પૂર્વે તારો ઉપકાર કર્યો હોય, તે કદી મોહોટો અપરાધ કરે, તો તેના ઉપકારને યાદ કરી તેનો અપરાધ ક્ષમા કરવા ॥ ૧૬૯ ॥

માટે સર્વ સ્ત્રીપુરૂષોયે વિવેક વિચારી ક્ષમા રાખવી યોગ્ય છે. સૃષ્ટિમાં એવો નિયમ છે કે, હરકોઇ કાર્ય થાય તો તેનું પ્રતિકાર્ય થવું જોઇયે. જેથી બિંબનું પ્રતિબિંબ, અઘાતનો પ્રત્યાઘાત અને ધ્વનિનો પ્રતિધ્વનિ થાયછે. એજ રીતે આચરણનું પણ પ્રત્યાચરણ થાયછે. જેમ કે આપણે કોઇના ઉપર ક્રોધ કરિયે, તો તે આપણા ઉપર ક્રોધ કરેછે. ટુંકામાં જેવું આપણે તેના પ્રત્યે આચરિયે તેવું તે આપણા પ્રત્યે આચરેછે. અજ્ઞાન બાળક તથા પશુ પણ પ્રેમ કરિયે તો પ્રેમ ને ક્રોધ કરિયે તો ક્રોધ કરેછે જેમ બાળક હસીને પ્રેમ તથા રડીને ક્રોધ દેખાડેછે, તેમ પશુ પુછડું હલાવી, પાસે આવી ચાટી તથા મસ્તક ધરીને પ્રેમ તથા સામે ઘુરકીને ક્રોધ દેખાડેછે. માટે વિવેક વિચારી મન, વાણી તથા કર્મે કરી સૌપ્રત્યે રૂડી રીતે આચરવું, જેથી કોઈને તેમ પોતાને કોઈ પ્રકારની હાનિ ન થતાં ઉલટો લાભ થાયછે. કોઇનું પણ કોઇ પ્રકારનું અન્યાયથી અહિત કરવું એ પાપ, અને ન્યાયથી હિત કરવું એ પુણ્ય કેહેવાયછે, ધર્મમાં આહિંસાદિ નવ સાધન આચરવાથી પ્રાણિઓનું હિત થાયછે, માટે એ પુણ્ય અને એથી ઉલટાં હિંસાદિ આચરતાં અહિત થાયછે, માટે એ પાપ સમજવાં. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

हिंसास्तेयान्यथा कामं पैशून्यं परुषानृते । संभिन्नालापव्यापादमभिध्या दृग्विपर्ययम् । पापं कर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् ॥ १७० ॥

હિંસા, ચોરી તથા અગમ્ય ગમન એ ત્રણ કાયિક; ચાડી, કઠોર ભાષણ; જુઠું બોલવું તથા યથેચ્છ લવલવાટ એ ચાર વાચિક અને પારકા દ્રોહનું ચિંતન, પરધનની ઇચ્છા, તથા ઈશ્વરમાં અનાસ્તા એ ત્રણ માનસિક મળી દશ પ્રકારનાં પાપ શરીર, વાણી તથા મને કરી ત્યાગ કરવાં ॥૧૭૦॥

માટે સર્વ સ્ત્રીપુરૂષોયે હિંસાદિ અધર્મનો ત્યાગ કરી અહિંસાદિ ધર્મનું પાલન કરવું યોગ્ય છે. એમ કરવામાં કદિ અનાદર આવે તો પોતાની ઉપમાયે જોવું, જેથી અનાદર મટી જઇ ધર્માચરણમાં પ્રીતિ થાયછે. શ્રીમહાભારતના અનુશાસનપર્વના ૧૧૩ મા અધ્યાયમાં કહ્યું છે કે,

**प्रत्याख्याने च दाने च सुखदुःखे प्रियाप्रिये । आत्मौपम्येन पुरुषः प्रमाणमधिगच्छति ॥ १७१ ॥**

બીજાને તિરસ્કાર કરવામાં; દાન અપાવામાં સુખ દુઃખ દેવામાં તથા પ્રિય અપ્રિય કરવામાં કેવું લાગેછે, તેનું પ્રમાણ, મનુષ્ય પોતાની ઉપમા વડે કરી શકેછે ॥ ૧૭૧ ॥

એ અહિંસાદિ, ધર્મના સ્વાભાવિક સાધન, બાળકથી તે વૃદ્ધ પર્યંત સર્વ સ્ત્રીપુરૂષને આચરવામાં સાધારણ હોવાથી સામાન્ય ધર્મ કેહેવાયછે. એ ઉપરાંત સ્ત્રી તથા પુરૂષ જાતિયે પોતાના હરકોઇ પ્રકારના સત્સંબંધમાં આવનાર સાથે કેવી રીતે વર્તવું, એ સંબંધી જે વિવેક છે, તેને વિશેષધર્મ કેહેછે. પ્રથમ લગ્ન કર્યા પછી સ્ત્રીપુરૂષે પરસ્પર પ્રીતિથી રેહેવું, વિષે માનવધર્મશાસ્ત્રના ૯ મા અધ્યાયમાં કહ્યું છે કે,

**अन्योन्यस्याव्यभीचारो भवेदामरणांतिकः । एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ १७२ ॥**

મરતાં સુધી સ્ત્રીપુરૂષનો પરસ્પર ભાવ ચાલુ રહે, એજ તેમનો સંક્ષેપથી પરમ ધર્મ જાણવો ॥ ૧૭૨ ॥

**तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ । यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥ १७३ ॥**

માટે પરણેલાં સ્ત્રીપુરૂષના જોડાંએ, એક બીજાથી જુદાં પડતાં પણ, જેમ પરસ્પરે અભાવ ન આવે, તેવી રીતે સદા યત્ન કરવો ॥ ૧૭૩ ॥

**प्रजार्थं हि स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः । तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥ १७४ ॥**

ગર્ભધારણ કરવા સારૂ સ્ત્રિયોને અને ગર્ભાધાન કરવા સારૂ પુરૂષોને ઉત્પન્ન કર્યાછે; માટે વેદમાં સાધારણ ધર્મકાર્ય પતિયે પત્નિ સહિત કરવા કહેલ છે ॥૧૭૪॥

**संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च । यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ १७५ ॥**

જે કુળમાં સ્ત્રીથી પુરૂષ અને પુરૂષથી સ્ત્રી સંતુષ્ટ રહેછે અર્થાત્ બન્નેને પરસ્પરે પ્રીતિ હોયછે, તે કુળનું સદા કલ્યાણજ થાયછે ॥ ૧૭૫ ॥

**માટે વેદવ્યાસે કહ્યું છે કે,**

सम्यक्धर्मार्थकामेषु दंपतीभ्यामहर्निशम्। एकचित्ततया भाव्यंसमानव्रतवृत्तितः१७६

સારી રીતે ધર્મ, અર્થ તથા કામ સંપાદન કરવામાં સ્ત્રીપુરૂષે નિરંતર સમાનવ્રતથી એક ચિત્તે વર્તવું ॥ ૧૭૬ ॥

હવે સ્ત્રિયોયે સદા પોતાના તત્સંબંધી પુરૂષોના રક્ષણમાં રેહેવું, કદી સ્વતંત્ર રેહેવું નહીં; કારણ તેમનામાં પુરૂષ જાતિ કરતાં સ્વાભાવથીજ તન તથા મનનું બળ ઓછું હોયછે. તેથી તેઓ જો સ્વતંત્રપણે રહે, તો કપટી પુરૂષો તેમને લોભાવી પોતાના ફાંદામાં ફસાવી દે. જેથી તેમનું શિયળ ભંગ થાય, ને તેઓ મોટા અપયશને પામી સંસારમાં પ્રતિષ્ઠાથી રહી શકે નહીં. માટે માનવધર્મશાસ્ત્રના ૫ મા અધ્યાયમાં કહ્યું છે કે,

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता। न स्वातंत्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ १७७ ॥

બાળક, જુવાન વા વૃદ્ધ સ્ત્રીએ પણ ગૃહને વિષે ભર્તાદિ વડીલોને પૂછયા વગર કંઇ પણ કાર્ય સ્વતંત્રપણે કરવું નહીં॥૧૭૭॥

बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने। पुत्राणां भर्तारि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥ १७८ ॥

સ્ત્રીએ બાળપણમાં માતાપિતાને, યુવાવસ્થામાં પતિને અને કદી પતિ મરણ પામે તો પુત્રને વશ રહેવું, પણ કયારેય સ્વતંત્રપણે રહેવું નહીં ॥ ૧૬૮ ॥

એ રીતે પોતાના તત્સંબંધિયોના સ્વાધીનમાં રહી સ્ત્રીયોયે નિય ગૃહ સંબંધી સર્વ કાર્ય કરવામાં તત્પર રેહેવું, આળસ્ય રાખી પડી રેહેવું નહિ. કેમકે તેમ કરેથી કામ બગડેછે, સર્વને અપ્રિય થવાયછે, શરીર જડ થાયછે, ને ખાધેલું બરાબર પચતું નથી. જેથી બળ ઘટેછે. ને તુરત રોગ થવાનો સંભવ રહેછે. પણ એથી ઉલટું કામમાં તત્પર રેહેવાથી કામ સારૂં થાયછે, સર્વને પ્રિય થવાયછે, શરીરમાં સ્ફુર્તિ આવેછે. ને ખાધેલું તુરત પચી જાયછે. જેથી બળ વધેછે. ને રોગ થવાનો સંભવ થોડો રેહેછે. વૈદ્યશાસ્ત્રના ભાવપ્રકાશ ગ્રંથના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

व्यायामदृढगात्राणां व्याधिर्नैवोपजायते ॥ १७९ ॥

મ્હેનતથી દૃઢ કરેલા શરીરવાળાને ઘણું કરી રોગ થતો નથી ॥ ૧૭૯ ॥

સ્વભાવથીજ પુરૂષશરીર કરતાં સ્ત્રીશરીર દુર્બળ સૃજાયેલું છે, જેથી પુરૂષમાં જેટલું તન તથા મનનું બળ હોયછે, તેટલું સ્ત્રીમાં હોતું નથી. માટે અનાદિ કાળથી એવી સમજુત થયેલી દીસેછે કે, પોતાના તથા કુટુંબના ભરણપોષણ માટે સ્ત્રિયે ઘરનું તથા પુરૂષે બહારનું કાર્ય કરવું. પણ ન ચાલતાં સ્ત્રિયે બહારનું તથા પુરૂષે ઘરનું પણ કરવું. સ્ત્રિયોયે શું શું કર્તવ્ય છે તેવિષે ઋગ્વેદના અષ્ટક ૮ ના અધ્યાય ત્રીજામાં સ્ત્રીને આજ્ઞા કરેલ છે કે,

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव । ननांदरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥ १८० ॥

સાસુ, સસરા, નણંદ તથા દેવરાદિવિષે ઘટતાં આચરણથી તેમને વશ કરનારી થા ॥ ૧૮૦ ॥

તેમ શુક્રનીતિના ચોથા અધ્યાયમાં કહેલ છે કે,

पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधाय च । उत्थाप्य शयनीयानि कृत्वा वेश्मविशोधनम् ॥ १८१ ॥

સ્ત્રિયે પતિની પેહેલાં ઉઠી, દાતણપાણી કરી, મુખ ધોઇ, પથારી ઉપાડી, ઘરને ઝાડી, સાફ કરી ॥ ૧૮૧ ॥

महानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः । मृद्भिस्तु शोधयेच्चुल्लीं तत्राग्निं सेन्धनं न्यसेत् ॥ १८२ ॥

તથા રસોડામાં બધાં વાસણ ઘરની બાહેર સારી રીતે માંજી, માટીવડે ચુલાને લીપવો ને તેમાં રસોઇ માટે કાષ્ટ સહિત અગ્નિ મૂકવો ॥ ૧૮૨ ॥

स्मृत्वा नियोगपात्राणि रसान्नद्रविणानि च । कृतपूर्वाह्णकार्येयं श्वशुरावभिवादयेत् ॥ १८३ ॥

પછી ગૃહમાં વાપરવાનાં બીજાં વાસણ, ઘી, તેલ વિગેરે રસ, ધાન્ય તથા નિત્ય ખર્ચ માટેના પૈસા તપાસવા. એ રીતે સવારનું કામ કરી, નાહી ધોઈ સ્વચ્છ થઇને, તેણે સાસુ તથા સસરાને પગે લાગવું ॥ ૧૮૩ ॥

ताभ्यां भर्तृपितृभ्यां वा भ्रातृमातुलबान्धवैः । वस्त्रालंकाररत्नानि प्रदत्तान्येव धारयेत् ॥ १८४ ॥

પછી તેમણે, તે સ્વામિયે, માતાપિતાયે, અને ભાઈ, મામા તથા સંબંધિયોયે આપેલાં વસ્ત્ર, અલંકાર તથા રત્ન ધારણ કરવાં ॥ ૧૮૪ ॥

मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्तिनी । छायेवानुगता स्वच्छा सखीव हितकर्मसु । दासीवत्ते दिष्टकार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥ १८५ ॥

અને સદા મન, વાણી તથા કર્મે કરી શુદ્ધ પતિની આજ્ઞા પાલનારી, તેને છાયાની પેઠે અનુસરનારી, સ્વચ્છ, તેનાં હિત કાર્યમાં મિત્રસમાન તથા હુકમ ઉઠાવવામાં દાસી સમાન થવું ॥ ૧૮૫ ॥

ततोऽन्नसाधनं कृत्वा पतये विनिवेद्य सा । वैश्वदेवोद्धृतैरन्नैर्भोजनीयांश्च भोजयेत् ॥ १८६ ॥

પછી રસોઇ તૈયાર કરી, પતિને કહી, તેણે કરેલી પરમેશ્વરની પ્રાર્થનાવડે પવિત્ર કરેલા અન્ને કરી સસરાદિને જમાડવા ॥ ૧૮૬ ॥

पतिं च तदनुज्ञाता
शिष्टमन्नाद्यमात्मना ।
भुक्त्वा नयेदहःशेषं
सदायव्ययचिन्तया ॥ १८७ ॥

અને પતિને પણ જમાડી તેની રજા લઇ બાકી રહેલાં અન્નમાંથી પોતે ભોજન કરી ત્રીજો પોહોર, ઘરમાં જોઈતી વસ્તુ સ્વચ્છ કરવા તથા તેની આવક ખર્ચનો વિચાર કરવામાં કહાડવો ॥ ૧૮૭ ॥

पुनः सायं पुनः प्रातर्गृहशुद्धिं
विधाय च । कृतान्नसाधना
साध्वी सभृत्यं भोजयेत् पतिम् ॥१८८॥

એ રીતે રૂડી સ્ત્રિયે ફરી સાંઝ તથા સવારે નિત્ય ગૃહને શુદ્ધ કરી, રસોઈ તૈયાર કરીને સસરાદિ સહિત પોતાના પતિને જમાડવો ॥ ૧૮૮ ॥

नातितृप्ता स्वयं भुक्त्वा गृहनीतिं
विधाय च । आस्तृत्य साधु शय-
नं ततः परिचरेत् पतिम् ॥१८९॥

અને રાત્રિયે પોતે રૂચી પ્રમાણે જમી, ગૃહનું બાકી રહેલું કામ કરી તથા સારી રીતે શય્યા બીછાવીને, પતિની સેવામાં હાજર થવું ॥૧૮૯ ॥

सुप्ते पत्यौ तदध्यास्य स्वयं तद्गत-
मानसा । अनग्ना चाप्रमत्ता च
निष्कामा च जितेन्द्रिया ॥ १९० ॥

અને પતિ નિદ્રાવશ થાય ત્યારે તેમાં મન રાખી તેજ શય્યા ઉપર નિષ્કામ તથા જીતેન્દ્રિય થઇ, સાવધાન રહી વસ્ત્રે સહિત સુવું ॥ ૧૯૦ ॥

नोच्चैर्वदेन्न परुषं
न बह्वाहुतिमप्रियम् ।
न केनचिच्च विवदे-
दप्रलापविवादिनी
न चास्य व्ययशीला स्या-
न्न धर्मार्थविरोधिनी ॥ १९१ ॥

તેણે ઉંચે સ્વરે, કઠોર, અપ્રિય તથા બહુ જેમાં બોલવાનું હોયછે એવું વાકય બોલવું નહિ, કોઈ સાથે વાદ કરવો નહિ, ને વાદ કરતાં કદી અનર્થરૂપ વચન બોલવું નહિ; વળી પતિને ઘણું ખર્ચ કરાવનાર તથા તેના ધર્મ, અર્થ સંપાદન કરવામાં વિરોધી થવું નહીં ॥ ૧૯૧ ॥

प्रमादोन्मादरोषेर्ष्यावंचनान्यतिनि-
न्दितान् । पैशुन्यहिंसाविषयान्मो-
हाहंकारदर्पितान् । नास्तिक्यसाहस-
स्तेयदंभान् साध्वी विवर्जयेत् ॥ १९२ ॥

અને ગાફલતા, ને અવિવેક, ક્રોધ તથા અદેખાઈનાં વચન, અતિ નિંદિત એવાં ચાડી, હિંસા, વિષયમાં મોહ, અહંકાર, પોતાની બડાઈ, ઈશ્વરમાં અનાસ્તા, સાહસ, ચોરી અને દંભનો ત્યાગ કરવો ॥૧૯૨॥

कृषिपण्यादिपुङ्कृत्ये भवेयुस्ताः
प्रसाधिकाः । संगीतैर्मधुरालापैः
स्वायत्तस्तु पतिर्यथा ॥ १९३ ॥

વળી સ્ત્રિયોયે ખેતી તથા વ્યાપારાદિ પુરૂષ કૃત્યમાં સહાયકારી થવું, અને સંગીત તથા મધુર ભાષણે કરી જેમ પોતાનો પતિ વશ થાય, તે રીતે આચરવું ॥ ૧૯૩ ॥

मंडनं वर्जयेन्नित्यं तथा प्रोषितभर्तृका । धारयेन्मंगलार्थानि किंचिद्राभरणानि च । देवताराधनपरा तिष्ठेद्भर्तृहिते रता ॥ १९४ ॥

અને જેનો પતિ પરદેશ ગયો હોય તે સ્ત્રિયે વિશેષ ઘરેણાં પેહેરવાં નહિ, પણ માત્ર સૌભાગ્ય બતાવનાર આભરણ ધારણ કરવાં, ને ધણીના હિતમાં પ્રીતિ રાખી દેવના આરાધનમાં તત્પર રેહેવું ॥ ૧૯૪ ॥

नास्ति भर्तृसमो नाथो नास्ति भर्तृसमं सुखम् । विसृज्य धनसर्वस्वं भर्ता वै शरणं स्त्रियः ॥ १९५ ॥

કેમકે સ્ત્રીને પતિ સમાન કોઇ પાલનાર તથા બીજું સુખ નથી, માટે ધનાદિ સર્વ વસ્તુ જતાં પણ તેજ આશ્રય છે ॥ ૧૯૫॥

मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः । अमितस्य प्रदातारं भर्तारं का न पूजयेत् ॥ १९६ ॥

વળી સ્ત્રીને પિતા, ભાઈ તથા પુત્ર ગણતીથી આપનારા છે, માટે ગણતી વિના સર્વસ્વ આપનાર પતિની સેવા કઇ સ્ત્રી ન કરે ! " અર્થાત્ બધી સ્ત્રિયે પતિની સેવા કરવી જરૂર છે" ॥ ૧૯૬ ॥

તેમ માનવધર્મશાસ્ત્રના ૫ મા તથા નવમા અધ્યાયમાં કહેલ છે કે,

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः । एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ १९७ ॥

સ્ત્રિયે માતા, પિતા, પતિ અથવા પુત્રોથી છેટે રેહેવાની કદી ઇચ્છા કરવી નહીં; કેમકે એમના વિયોગથી એકલી હોવાને લીધે સારી સ્ત્રી પણ પોતાના પિતા તથા પતિના કુળને નિંદાવેછે ॥ ૧૯૭ ॥

विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता । प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥ १९८ ॥

અને ભરણપોષણનો બંદોબસ્ત કરી પતિ પરદેશ જાય ત્યારે શરીરશૃંગારાદિ છોડી નિયમથી રેહેવું, ને કદી પોષણની ગોઠવણ કર્યા વગર પતિ ગયો હોય, તો જેથી નિંદા ન થાય એવી કારીગરીનો ધંધો કરી જીવવું ॥ ૧૯૮ ॥

વળી યાજ્ઞવલ્કયસ્મૃતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् । हास्यं परगृहे यानं त्यजेत् प्रोषितभर्तृका ॥ १९९ ॥

જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તેણે રમત, શરીરશૃંગાર, માણસોના મેલાવડાની ધામધૂમ જોવી, અતિ હાસ્ય તથા પારકે ઘેર જવું, એટલાં વાનાં ત્યાગ કરવાં ॥ ૧૯૯ ॥

એ રીતે સદા વર્તતાં તથા ગૃહકાર્ય કરતાં સ્ત્રિયે પોતાના સ્વામીને પ્રસન્ન રાખવો. કદિ શ્રીમંતાઈ હોય ને ગૃહકાર્ય ચાકરોથી થતાં હોય, તથાપિ પોતાનું શરીર કસાય તે રીતે સ્ત્રિયે, તે કાર્યો યથાર્થ થાયછે કે નહિ, તેની પૂર્ણ તપાસ રાખવી. પણ પોતાના પતિ સંબંધી કાર્ય તો સ્ત્રિયે પોતેજ કરી તેને પ્રસન્ન કરવો, કોઈ રીતે પણ તેને અપ્રસન્ન થવા દેવો નહિ. કારણ સ્ત્રીના સર્વ સુખનો આધાર તેનો સ્વામિ છે, જેથી તેણે પતિના સુખે સુખ તથા પતિના દુઃખે દુઃખ માનવું યોગ્ય છે. સર્વ સંબંધમાં પતિ પત્નિનો સંબંધ અતિ નિકટનો છે, જેથી પત્નિના સુખદુઃખની લાગણી જેટલી તેના પતિને થાયછે, તેટલી બીજાને થતી નથી, અને પતિ જેટલો પત્નિના કલ્યાણમાં તત્પર રહેછે, તેટલો બીજો કોઇ રહેતો નથી. એવા પતિની સેવા કરવી-એ સ્ત્રીનો પરમ ધર્મ છે. શ્રીમહાભારતના અનુશાસનપર્વના ૧૪૬ મા અધ્યાયમાં કહ્યું છે કે,

सुस्वभावा सुवचना
सुवृत्ता सुखदर्शना ।
अनन्यचित्ता सुमुखी
भर्तुः सा धर्मचारिणी ॥ २०० ॥

જે સ્ત્રી પતિ પ્રત્યે સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, રૂડાં આચરણવાળી, સુખરૂપ દેખાવવાળી, પતિમાંજ ચિત્ત રાખનારી તથા પ્રસન્ન મુખવાળી હોય, તે ધર્મચારિણી જાણવી ॥ ૨૦૦ ॥

परुषाण्यपि चोक्ता या दृष्टा
दुष्टेन चक्षुषा । सुप्रसन्नमुखी
भर्तुर्या नारी सा पतिव्रता ॥ २०१ ॥

પતિયે કઠોર વચન કહ્યાં હોય, તથા ક્રોધદૃષ્ટિયે જોયું હોય, તોપણ તેના પ્રત્યે જે નારી સારી રીતે પ્રસન્ન મુખવાળી રહે, તે પતિવ્રતા કેહેવાયછે ॥ ૨૦૧ ॥

शुश्रूषां परिचर्यां च करोत्यवि-
मनाः सदा । सुप्रतीता विनी-
ता च सा नारी धर्मभागिनी ॥ २०२ ॥

જે સ્ત્રી પ્રસન્ન મને કરી નિરંતર ધણીની સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે અને વિનય રાખે તે ધર્મિષ્ઠ જાણવી ॥ ૨૦૨ ॥

पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः
पतिर्गतिः । पत्युः समा गतिर्ना
स्ति दैवतं वा यथा पतिः ॥ २०३ ॥

કારણ સ્ત્રીઓને પતિજ દેવ, સ્નેહિ તથા ગતિ છે, ને તેના સમાન કોઈ બીજું ગતિ તથા દૈવત નથી ॥ ૨૦૩ ॥

श्वश्रूश्वशुरयोः पादौ जोषयंती
गुणान्विता । मातापितृपरा
नित्यं या नारी सा तपोधना ॥ २०४ ॥

વળી જે ગુણવાન્ સ્ત્રી નિત્ય સારુ સસરાનાં ચરણ સેવે અને માતાપિતાની ભક્તિમાં તત્પર રહે, તેને પરમ તપસ્વિની જાણવી ॥ ૨૦૪ ॥

તેમ મહાનિર્વાણતંત્રમાં કહેલ છે કે,

नेक्षेत् पतिं क्रूरदृष्ट्या श्रावयेन्नैव दुर्वचः । नाप्रियं मनसा वापि च्चरेत्पत्युः पतिव्रता ॥ २०५ ॥

પતિવ્રતા સ્ત્રિયે પતિને ક્રૂર દૃષ્ટિયે જોવો નહિ, તેને ખરાબ વચન સંભળાવવાં નહિ અને મનથી પણ તેનું અપ્રિય કરવું નહીં ॥ ૨૦૫ ॥

વળી શાર્ઙ્ગધરકૃત નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે,

कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा । धर्मानुकूला क्षमया धरित्री ॥ षाड्गुण्यमेतद्धि पतिव्रतानाम् ॥ २०६ ॥

સ્ત્રિયે, પતિને કાર્ય કરવામાં સલાહ આપનાર મંત્રી જેવી, કામ કરવામાં દાસી સરખી, જમાડવામાં ચાડ રાખનાર માતા સમાન, શયનને વિષે પ્રીતિ ઉત્પન્ન કરનારી રંભા સરખી, ધર્મકાર્યમાં અનુકૂળ, અને ક્ષમા કરવામાં પૃથ્વી સમાન થવું; એ પતિવ્રતાના છ ગુણ છે ॥ ૨૦૬ ॥

अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता तत्पादार्पितदृष्टिरासनविधिस्तस्योपचर्या स्वयम् । सुप्ते तत्र शयीत तत्प्रथमतो जह्याच्च शय्यामिति प्राच्यैः पुत्रि निवेदितः कुलवधूसिद्धांतधर्मागमः ॥ २०७ ॥

વળી સ્ત્રિયે, પતિ ઘરમાં આવે ત્યારે ઉઠી ઉભા થવું, તેની સાથે ભાષણ કરવામાં નમ્રતા રાખવી, તેનાં ચરણમાં દૃષ્ટિ રાખી આસન આપવું, તેની સેવામાં પોતે હાજર રેહેવું, તેના સુતા પછી સુવું અને તેની પેહેલાં ઉઠવું, એ હે પુત્રી, પ્રાચીન પુરૂષોએ કુળવાન્ સ્ત્રીના ધર્મનો સિદ્ધાંત કહ્યો છે ॥ ૨૦૭ ॥

વળી ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

न दानैः शुध्यते नारी नोपवासशतैरपि । न तीर्थसेवया यद्वद्भर्तुः पादोदकैर्यथा ॥ २०८ ॥

સ્ત્રી પતિના ચરણોદકે કરી જેવી શુદ્ધ થાયછે, તેવી દાન, સેંકડો ઉપવાસ તથા તીર્થસેવનવડે પણ શુદ્ધ થતી નથી ॥૨૦૮॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

नगरस्थो वनस्थो वा पापो वा यदि वा शुचिः । यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोके महोदयः ॥२०९॥

જે સ્ત્રિયોને, પોતાનો પતિ નગરમાં વા વનમાં હોય, તેમ પાપી વા પવિત્ર હોય તો પણ પ્રિય હોયછે, તે સ્ત્રિયોનો લોકમાં મોટો ઉદય થાયછે ॥ ૨૦૯ ॥

भर्ता हि परमं नार्या भूषणं भूषणैर्विना । एषा विरहिता तेन शोभनापि न शोभना ॥ २१९ ॥

કારણ સ્ત્રિયોને ભૂષણ વિના પણ પતિજ પરમ ભૂષણ છે, કેમકે પતિ વિનાની સ્ત્રી શોભતી હોય, તો પણ શોભતી નથી ॥ ૨૧૦ ॥

न सा स्त्रीत्यभिमंतव्या यस्यां भर्ता न तुष्यति । तुष्टे भर्तरि नारीणां तुष्टः स्यात्परमेश्वरः ॥ २११ ॥

જે સ્ત્રીમાં પતિ સંતોષ પામતો નથી, તેને સ્ત્રી માનવી નહિ; સ્ત્રિયોને પતિ પ્રસન્ન થયે પરમેશ્વર પ્રસન્ન થાયછે॥૨૧૧॥

તેમજ પ્રસંગરત્નાવલીમાં કહ્યું છે કે,

विद्वत्कवयः कवयः केवलकवयस्तु केवलं कपयः । कुलजा या सा जाया केवलजाया तु केवलं माया ॥ २१२ ॥

વિદ્વાન્ કવિ તેજ કવિ, કેવળ કવિ તો કપી જાણવા; તેમ જે સારા આચરણવાળી હોય તેજ સ્ત્રી, કેવળ સ્ત્રી તો માયા જાણવી ॥ ૨૧૨ ॥

વળી કહ્યું છે કે,

न कामेषु न भोगेषु नैश्वर्ये न सुखे तथा । स्पृहा यस्या यथा पत्यौ सा नारी धर्मभागिनी ॥ २१३ ॥

જે સ્ત્રીને જેવી પતિમાં ઇચ્છા રહે તેવી કામ, ભોગ, ઐશ્વર્ય તથા સુખમાં પણ રેહેતી નથી, તે સ્ત્રી ધર્મિષ્ઠ જાણવી ॥૨૧૩॥

भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च । तस्मात्सर्वं परित्यज्य पतिमेकं भजेत्सती ॥ २१४ ॥

કેમકે સ્ત્રીને પતિજ દેવ, ગુરૂ, પોષણ કરનાર, ધર્મ, તીર્થ તથા વ્રતરૂપ છે; માટે સર્વને છોડી તેણે એક પતિનીજ સેવા કરવી ॥ ૨૧૪ ॥

सा कविता सा वनिता यस्याः श्रवणेन दर्शनेनापि । कविहृदयं पतिहृदयं सरलं तरलं च सत्वरं भवति ॥ २१५ ॥

કારણ જેના શ્રવણ તથા દર્શન માત્રે કરી કવિ તથા પતિનું હૃદય તત્કાળ સરલ તથા ચંચળ થાયછે, તેજ કવિતા ને તેજ વનિતા જાણવી ॥ ૨૧૫ ॥

હવે સ્રી જેને પ્રાપ્ત થઈ છે, એવો પુરૂષ ગૃહસ્થ કેહેવાયછે. તેણે સંસારમાં કેવી રીતે વર્તવું તેવિષે મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

गृहस्थः पालयेद्दारान् विद्यामभ्यासयेत्सुतान् । गोपयेत्स्वजनान् बंधूनेष धर्मः सनातनः ॥ २१६ ॥

ગૃહસ્થે સ્ત્રિયોની રક્ષા કરવી, બાળકોને વિદ્યાભ્યાસ કરાવવો અને સ્વજન તથા બંધુવર્ગની રક્ષા કરવી એજ સનાતન ધર્મ છે ॥ ૨૧૬ ॥

ગૃહસ્થે સર્વ પ્રકારથી સ્રીનું અવશ્ય પાલન કરવું, કેમકે તેના સંસારના સર્વ સુખનો આધાર સ્રી છે. નિર્વાહ માટે સદા ઉદ્યોગમાં તત્પર રહેલા તેને કાર્ય કરવામાં જે શ્રમ થાયછે, તે ઘરમાં આવતાંજ સ્રીની આશ્વાસનાથી ટળી જાયછે. જેના ઘરમાં સ્રી છે, તેને ઘરસંબંધી કાર્યની કાંઇ ચિંતા રેહેતી નથી. જેમ પુરૂષ સ્રીના અતે

સ્ત્રી પુરૂષના સુખદુઃખમાં ભાગ લેનારી હોવાથી અર્દ્ધાંગના એટલે પુરૂષનું અર્ધ અંગ કેહેવાયછે'

શ્રીમહાભારતના અનુશાસનપર્વમાં કહ્યું છે કે,

यावन्नं विंदते जायां
तावदर्द्धो भवेत्पुमान् ।
नार्ध्दं प्रजायते पूर्णः
प्रजायेतेत्यपि श्रुतिः ॥ २१७ ॥

જ્યાંસુધી પુરૂષ સ્ત્રી પરણ્યો નથી, ત્યાં સુધી અર્દ્ધો કેહેવાય છે; કારણ એકલા પુરૂષથી પ્રજા ઉત્પન્ન થતી નથી, પણ સ્ત્રીને પરણી પૂર્ણ થાય ત્યારે તેનાથી પ્રજા ઉત્પન્ન થઈ શકેછે ॥ ૨૧૭ ॥

માટે સર્વ રીતે સ્ત્રીનું પાલન કરવું, એ પુરૂષને પોતાના અર્દ્ધા અંગનું પાલન કર્યા બરોબર છે. સ્ત્રી ઘરની શોભા છે, ને તે વિના ઘર શૂન્ય જેવું ભાસેછે. શ્રીમહાભારતના શાંતિપર્વના ૧૪૪ મા અધ્યાયમાં કહ્યું છે કે,

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनमरण्यसदृशं भवेत् २१८

ઘરને ઘર નથી કેહેતા પણ સ્ત્રીજ ઘર કેહેવાયછે; કેમકે સ્ત્રીવિનાનું ઘર અરણ્ય સરખુ લાગેછે ॥ ૨૧૮ ॥

वृक्षमूलेऽपि दयिता यस्य तिष्ठति
तद्गृहम् । प्रासादोऽपि तया हीनः
कांतार इति निश्चितम् ॥ २१९ ॥

ઝાડ નીચે પણ જે પુરૂષની સ્ત્રી હોય છે, તે તેનું ઘર જાણવું, પણ સ્ત્રીવિનાનો મેહેલ તો વન જેવોજ! એમ નિશ્ચય કરેલ છે ॥ ૨૧૯ ॥

धमार्थकामकालेषु भार्या पुंसः
सहायिनी । विदेशगमने चा-
स्य सैव विश्वासकारिका ॥ २२० ॥

સ્ત્રી ધર્મ, અર્થ તથા કામ સમય પુરૂષને સહાય કરનારી છે અને પરદેશ જવા સમય તેને વિશ્વાસ કરવા લાયક પણ તેજ છે ॥ ૨૨૦ ॥

तथा रोगाभिभूतस्य नित्यं कृच्छ्र-
गतस्य च । नास्ति भार्यासमं किं-
चिन्नरस्यार्तस्य भेषजम् ॥ २२१ ॥

તેમજ રોગથી પીડાયલા તથા કષ્ટને પામેલા દુઃખી પુરૂષને નિરંતર સ્ત્રીસમાન બીજું કંઇ પણ ઔષધ નથી ॥ ૨૨૧ ॥

नास्ति भार्यासमो बंधुर्नास्ति भार्या-
समा गतिः । नास्ति भार्यासमो
लोके सहायो धर्मसंग्रहे ॥ २२२ ॥

પુરૂષને લોકમાં સ્ત્રી સમાન કોઈ સગું, ગતિ તથા ધર્મસંગ્રહ કરવામાં સહાય કરનાર નથી ॥ ૨૨૨ ॥

વળી એજ ગ્રંથના આદિપર્વમાં કહ્યું છે કે,

अर्द्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा । असहायस्य लोकेऽस्मिन् लोकयात्रासहायिनी ॥ २२३ ॥

આ લોકમાં સ્ત્રી, પુરૂષનું અર્ધું અંગ તથા ઉત્તમમાં ઉત્તમ સખા છે, કારણ સહાયતા વગરના પુરૂષને લોકવ્યવહારમાં સહાય કરનારી છે ॥ ૨૨૩ ॥

कांतारेष्वपि विश्रामो जनस्य गृहिणी मता। यः सदारः स विश्वास्यस्तस्माद्दाराः परा गतिः ॥२२४॥

પુરૂષને જંગલમાં પણ સ્ત્રી વિશ્રામરૂપ માનેલી છે; જે સ્ત્રીસહિત હોય તે વિશ્વાવ કરવા યોગ્ય થાયછે, માટે સ્ત્રી પરમ ગતિ છે ॥ ૨૨૪ ॥

તેમ પ્રસંગરત્નાવલીમાં કહ્યું છે કે,

सरसा सालंकारा सुपदन्यासा सुवर्णमयमूर्तिः । आर्या तथैव भार्या न लभ्यते यत्नहीनेन ॥ २२५ ॥

રસ તથા અલંકારે સહિત, સુંદર પદન્યાસવાળી તથા સુવર્ણમય છે મૂર્તિ જેની એવી આર્યા તેમજ ભાર્યા યત્નહીનને મળતી નથી ॥ ૨૨૫ ॥

વળી કહ્યું છે કે,

अनुकूलां विमलांगी कुलजां कुशलां सुशीलसंपन्नाम् । एतादृशीं सुभार्यां पुरुषो यत्नोदयाल्लभते ॥ २२६ ॥

અનુકૂળ, નિર્મળ અંગવાળી, કુલીન, કુશળ તથા સારા સ્વભાવવાળી, એવી સારી સ્ત્રી પુરૂષને યત્નના ઉદય થવાથી મળેછે ॥ ૨૨૬ ॥

માટે શ્રીમહાભારતના ઉદ્યોગપર્વમા વિદુરે ધૃતરાષ્ટ રાજાને કહ્યું છે કે,

पूजनीया महाभागाः पुण्याश्च गृहदीप्तयः । स्त्रियः श्रियो गृहस्योक्तास्तस्माद्रक्ष्या विशेषतः ॥२२७॥

સદાચરણવાળી, પવિત્ર તથા ઘરમાં દીવારૂપ, એવી સત્કાર કરવા લાયક સ્ત્રિયો ઘરની શોભા છે; તેથી વિશેષપણાયે રક્ષણ કરવા યોગ્ય છે ॥ ૨૨૭ ॥

તેમ મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा । पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥२२८॥

બહુ કલ્યાણને ઇચ્છનાર પિતા, ભાઈ, પતિ અને દેવરાદિયે સ્ત્રિયોના સત્કાર કરવો તથા તેમને ભૂષણાદિયે કરી શોભાવવી ॥ ૨૨૮ ॥

शोचंति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् । न शोचंति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ २२९ ॥

જે કુળમાં સ્ત્રિયો દુઃખી થતી હોય, તે કુળ તત્કાળ નાશ પામેછે, ને જે કુળમાં સ્ત્રિયો દુઃખ પામતી નથી, તે કુળ સદા વૃદ્ધિ પામેછે ॥ ૨૨૯ ॥

तस्मादेताः सदा पूज्या
भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं
सत्कारेषूत्सवे च ॥२३०॥

માટે સમૃદ્ધિ ઇચ્છનાર પુરૂષોએ સ્ત્રિયોને સદા ભૂષણ, વસ્ત્ર અને ખાનપાને કરી સત્કાર કરવો, તેમજ પરમે દિવસે તથા વિવાહાદિ કાર્યવિષે પણ નિરંતર તેમનો આદર કરવો ॥ ૨૩૦ ॥

स्त्रियांतुरोचमानायांसर्वंतद्रोचतेकुलम् ।
तस्यांत्व रोचमानायांसर्वमेवनरोचते २३१

કેમકે સ્ત્રિયોને શોભાવવાથી સર્વ કુળ શોભેછે, ને નહિ શોભાવવાથી શોભતું નથી ॥ ૨૩૧ ॥

માટે શ્રીમહાભારતાંતર્ગત વનપર્વમાં કહ્યું છે કે,

शाश्वतोऽयं धर्मपथः सद्भिराचरितः
सदा । यद्भार्याः परिरक्षन्ति भर्ता-
रोऽल्पबला अपि ॥२३२॥

અલ્પ શકિતવાળા પુરૂષોએ પણ પોતાની સ્ત્રિયોનું રક્ષણ કરવું; કેમકે સત્પુરૂષોયે સદા આચરણ કરેલો એ સનાતન ધર્મ છે ॥ ૨૩૨ ॥

એ રીતે સ્ત્રિયોનું પાલન કરતાં તેમને ગૃહકાર્યમાં જોડવી, કેમકે જેમ પુરૂષે ધંધા રોજગારમાં તેમ સ્ત્રિયે ઘરનાં કાર્યમાં પડી પોતાના તન તથા મનને રોકવું. જેથી તન આરોગ્ય રેહેછે, ને મનને અવકાશ ન મળવાથી ખોટે માર્ગે ચઢી જવાતું નથી. માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,

अर्थस्य संग्रहे चैनां
व्यये चैव नियोजयेत् ।
शौचे धर्मेऽन्नपंक्त्यां च
पारिणाह्यस्य चेक्षणे ॥२३३॥

સ્ત્રીને ઘર ખર્ચનું ધન સાચવવામાં, તેનો ખર્ચ કરવામાં, ઘર પવિત્ર રાખવામાં, પતિસંબંધી કાર્ય કરવામાં, રસોઇ તૈયાર કરવામાં, તથા ઘરમાંના વાસણ વિગેરે સર્વ વસ્તુ સંભાળવામાં જોડવી ॥ ૨૩૩ ॥

પણ ગૃહકાર્યેથી અવકાશ મળતાં સ્ત્રીઓ જો નિર્દોષ રમત ગમતમાં જોડાતી હોય તો તેમને તેથી અટકાવવી નહિ. કારણ એકને એક કાર્યમાં ગુંથાવાથી સર્વનાં તન તથા મન થાકીને કંટાળી જાય છે. તેવો થાક તથા કંટાળો ટાળવા માટે સર્વને થોડીવાર રમત ગમતની જરૂર રહેછે. જોકે સ્વભાવથીજ તન તથા મનવડે પુરૂષ કરતાં સ્ત્રી સદા દુર્બળ હોવાથી, સ્વતંત્ર રેહે તો નીચ પુરૂષોના ફાંદામાં ફસી જઇ પોતાની તથા પોતાના ઉભય કુળની પ્રતિષ્ઠાને ઝાંખ લગાડે, એવાં ભયથી માનવધર્મશાસ્ત્રના નવમાં અધ્યાયમાં કહ્યું છે કે,

पिता रक्षति कौमारे भर्ता रक्षति
यौवने । रक्षंति स्थविरे पुत्रा न-
स्त्री स्वातंत्र्यमर्हति ॥२३४॥

સ્ત્રીનું બાળપણામાં પિતા, યુવા અવસ્થામાં પતિ ને વૃદ્ધપણામાં પુત્રો રક્ષણ કરેછે; કેમકે તે સ્વતંત્રતાને યોગ્ય નથી ॥ ૨૩૪॥

તથાપિ એજ શાસ્ત્રના એજ અધ્યાયમાં કહ્યું છે કે,

**अस्वतंत्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् । विषयेषु च सज्जंत्यः संस्थाप्या आत્मनो वशे ॥२३५॥**

સ્ત્રિયોને તેમના ભર્તાદિ પાલન કરનારે દિવસ રાત્રિ પોતાને વશ રાખવી, પણ તે જો નિર્દોષ રમત-ગમતમાં જોડાયલી હોય તો તેમાં તેમને સ્વતંત્ર રેહેવા દેવી ॥૨૩૫॥

જોકે સ્વતંત્રતા સર્વને પ્રિય છે, પણ તે નિયમમાં હોવી જોઇયે. રાજાથી રંક અને બાળકથી વૃદ્ધ પર્યંત સર્વને સ્વતંત્રપણે રેહેવું ગમેછે. પણ જે જે વિષયમાં અજ્ઞાનતા હોયછે, તે તે વિષયમાં સ્વતંત્રતા હાનિકારક છે. મનુષ્ય સર્વજ્ઞ ન હોવાથી સ્વતંત્રપણે વર્તતાં મોટી ભૂલ કરી મહા હાનિરૂપ ખાડામાં આવી પડેછે; માટે જે જે વિષયનો જે જ્ઞાતા હોય તેની તે તે વિષયસંબંધી કંઈ કાર્ય આવી પડતાં સલાહ લેવી યોગ્ય છે. અનુભવમાં પણ એમ આવેછે કે, સર્વ કોઇયે નિયમમાં રહી છુટ ભોગવવી. કેમકે વધારે છુટ ભોગવતાં નિશ્ચે પીડા આવી પડેછે. માટે સ્ત્રિયોને નિયમમાં રહેલી છુટ સુખે ભોગવવા દેવી, પણ તેમને ઘરમાં ગોંધી રાખવી નહીં; કેમકે તેમ કરે કંઇ તેઓ પવિત્ર રહી શકે એમ નથી. માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,

**अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः । आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ २३६ ॥**

કદાચ સ્ત્રિયોને, ચોકસી રાખનાર પુરૂષોયે ઘરમાં રૂંધી રાખી હોય, તોપણ તેઓ સુરક્ષિત રેહેતી નથી, પણ જે સ્ત્રિયો પોતાના મનવડે પોતાનું રક્ષણ કરેછે, તેજ સુરક્ષિત થાયછે ॥ ૨૩૬ ॥

વળી એવો સ્વભાવ છે કે સૌને અપ્રાપ્તની ઇચ્છા ને પ્રાપ્તનો અનાદર થાયછે. કહ્યું છે કે,

**लोके स्वभावः परिदृश्यते वै लब्धेष्ववज्ञानुपलब्धवांछा ॥२३७॥**

જગતમાં મળેલી વસ્તુની અવજ્ઞા ને નાહ મળેલની ઇચ્છા થવાનો સ્વભાવ જણાયછે ॥ ૨૩૭ ॥

તેમ ઘરમાં બેસી રહેનારને બહાર ફરવાની અને બહાર ફરનારને ઘરમાં આવી બેસવાની ઇચ્છા સ્વાભાવિક છે. હર કોઈ વસ્તુ જોઇ ન હોય, ત્યાંસુધી તેમાં મોહ રેહેછે, પણ જોયા પછી કંઇ રહેતો નથી. તે રીતે ઘરમાં બેસનારને જ્યારે બહારનાં વિચિત્ર સ્થાનોવિષે સાંભળવામાં આવે, ત્યારે તે જોવાની તેને ઇચ્છા થાયછે. તે જેમ જેમ રોકવા જઇયે, તેમ તેમ તેને વધુ ઇચ્છા ઉત્પન્ન થાયછે. તે એટલે સુધી કે, લાગ આવે તો છાની રીતે જોઇ આવવાની પણ તે હિંમત કરેછે. માટે જેમાં કંઇ બાધ ન હોય, એવાં નિર્દોષ બહારનાં વિચિત્ર સ્થાન જોવાની કદી સ્ત્રિયોને ઇચ્છા

થાય, તો કુટુંબના વડીલે પોતે સાથે જઇ તેમને અવશ્ય દેખાડવાં. પણ તેમને એકલાં ફરવા દેવા મના કરેલ છે, કારણ સ્વભાવથીજ તેઓ તન તથા મનવડે દુર્બળ હોવાથી ઘરના કોઈ પણ પુરૂષની રક્ષાને પાત્ર છે. મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

उत्सवे लोकयात्रायां
तीर्थेष्वन्यनिकेतने ।
न पत्नीं प्रेषयेत् प्राज्ञः
पुत्रामात्यविवर्जिताम् ॥ २३८ ॥

બુદ્ધિમાન પુરૂષે સ્ત્રીને ઉત્સવમાં, લોક મેલાવડામાં, તીર્થોમાં અને પારકાને ઘેર, સાથે પુત્ર અથવા વિશ્વાસુ માણસ આપ્યા વગર એકલી મોકલવી નહિ ॥ ૨૩૮ ॥

એ રીતે સ્ત્રિયોને ઘટતી છૂટ આપવી, પણ અતી છૂટ આપવી નહીં; અર્થાત્ ઇચ્છામાં આવે તે રીતે તેમને વર્તવા દેવી નહિ. કેમકે ઇચ્છા પ્રમાણે વર્તવા જતાં કોઇ પણ સ્ત્રી વા પુરૂષ સુખી થતાં નથી. સર્વને ઉપર ઉપરથી એમ જણાયછે કે, ઇચ્છાપ્રમાણે વર્તવાથીજ સુખી થવાયછે; પણ વિચાર દૃષ્ટિયે જોતાં કોઈ પણ સ્ત્રી વા પુરૂષ ઇચ્છાપ્રમાણે વર્તવાથી સુખી થયેલાં નથી. પણ જેઓ સૃષ્ટિનિયમ, રાજ્યનિયમ તથા લોકનિયમને આધીન રહી, પોતાની આવકના પ્રમાણમાં ખર્ચ રાખી સંસારમાં વર્ત્યા છે, તેઓજ સુખી થયાછે. ઇચ્છાપ્રમાણે વર્તતાં સૃષ્ટિનિયમથી ઉલટી રીતે ચલાય તો રોગ થાયછે, રાજ્યનિયમનું ઉલ્લંઘન કરાય તો અપરાધી થતાં દંડને પાત્ર થવાયછે, લોકનિયમ મૂકાય તો જનોના તિરસ્કારમાં આવી દુઃખી થવાય છે, અને આવકના પ્રમાણમાં ખર્ચ ન રખાય તો દરિદ્રી થવાય છે. ત્યારે ઇચ્છા પ્રમાણે વર્તવાથી સુખ ક્યાં રહ્યું ? માટે જેથી કંઇ હાનિ થવાનો સંભવ રેહેતો હોય, તે રીતે સ્ત્રિયો વર્તવા ઇચ્છે તો તેમને અટકાવવી. માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् । स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ २३९ ॥

મદિરાપાન, દુર્જનની સોબત, પતિનો વિયોગ, રખડવું, સમય વિના સુવું તથા પારકા ઘરમાં વસવું, એ છ સ્ત્રિયોને દૂષણરૂપ છે ॥ ૨૩૯ ॥

सूक्ष्मेभ्योपि प्रसंगेभ्यः
स्त्रियो रक्ष्या विशेषतः ।
द्वयोर्हि कुलयोः शोक-
मावहेयुररक्षिताः ॥ २४० ॥

માટે સ્ત્રિયોની થોડા પણ કુસંગથી વિશેષે કરી રક્ષા કરવી; કારણ તેમ રક્ષણ કરવામાં ન આવે તો તેઓ, સાસરાં તથા પિયર બન્ને કુળને ડાઘ લગાડી ખેદ પમાડે છે ॥ ૨૪૦ ॥

यादृशं भजते हि स्त्री सुतं सूते तथाविधम् । तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः ॥ २४१ ॥

કેમકે સ્ત્રી જેવા પુરૂષને સેવે તેવો પુત્ર જણેછે; માટે પ્રજાની શુદ્ધિને અર્થે પ્રયત્નથી સ્ત્રિયોની રક્ષા કરવી ॥ ૨૪૧ ॥

વળી વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

भ्रमन्संपूज्यते राजा भ्रमन्संपूज्यते धनी । भ्रमन्संपूज्यते विद्वान् स्त्री भ्रमंती विनश्यति ॥२४२॥

બહાર ફરવાથી રાજા, ધનવાન્ તથા વિદ્વાન્ પૂજાય છે, પણ સ્ત્રી ભ્રષ્ટ થાયછે॥૨૪૨॥

स्वातंत्र्यं पितृमंदिरे च वसतिर्यात्रोत्सवे संगतिर्गोष्ठी पूरुषसंनिधावनियमो वासो विदेशे तथा । संसर्गः सहपुंश्चलीभिरसकृद्वृत्तेर्निजायाः क्षतिः पत्युर्वार्धकमीप्सितं प्रवसनं नाशस्य हेतुः स्त्रियाः ॥२४३॥

સ્વતંત્રતા, પિતાને ઘેર નિવાસ, મનુષ્યના મેલાંવડા તથા ઉત્સવમાં એકલું જવું, પરપુરૂષ સાથે છાની વાતો, મેંઢ મૂકી વર્તવું, ઘણું કરી પતિનો પરદેશમાં વાસ, વારંવાર ખરાબ સ્ત્રીની સોબત, પોતાના ભરણપોષણની ક્ષતિ, પતિની વૃદ્ધ અવસ્થા તથા ઇચ્છાપ્રમાણે પ્રવાસ એટલાં વાનાં સ્ત્રિયોને ભ્રષ્ટ થવામાં કારણ છે ॥ ૨૪૩ ॥

માટે એટલાંથી એમનું રક્ષણ કરવું. એ રીતે સ્ત્રીનું રક્ષણ કરતાં ગૃહસ્થે કોઇ કાળે પણ પરસ્ત્રીમાં આસકત થવું નહીં. કારણ જેમ પતિ, પોતાની સ્રીને પરપુરૂષમાં આસકત જોય તો ખેદ પામેછે, તેમ સ્ત્રી પણ, પોતાના પતિને પરસ્ત્રીમાં લાગેલો જોય તો નિશ્ચય કલેશ પામેછે. એમ બનવું સ્વાભાવિક છે, કેમકે સૃષ્ટિમાં એવો નિયમ છે કે, જેનો હુક લુંટાય તેને ખેદ થાયછે. પતિનો હક પત્નીમાં અને પત્નીનો હક પતિમાં હોયછે, તે જો અન્યથી હણાય તો કલેશની ઉત્પત્તિ થાય તેમાં કંઇ આશ્ચર્ય નથી, માટે પરસ્ત્રીમાં આસકત થવાની પોતાના ઘરમાં પોતાની સ્ત્રીનું મન અને પારકાના ઘરમાં તે સ્ત્રીના પતિનું મન દુઃખાવાને લીધે બન્ને ઠેકાણે કલેશ થાયછે. જેનું કારણ તે પરસ્ત્રી ગમન કરનાર પુરૂષ ઠરેછે, માટે બન્ને ઘરમાં જે જીવતાં લગી સ્ત્રીપુરૂષના મનને વિક્ષેપ રહેછે, તેનો સઘળો દોષ તેને લાગેછે. કોઈનું પણ કોઇ પ્રકારે અન્યાયથી અહિત કરવું, એ દોષ કહેવાયછે. વળી પરસ્ત્રીગમન એ એક જાતની ચોરી છે, કેમકે પરસ્ત્રી ઉપર બીજાની સત્તા છે, ને બીજાની સત્તા જેના ઉપર હોય એવી વસ્તુ, તેના ધણીની રજા મેળવ્યા વિના પોતાના ઉપયોગમાં લેવી, એ ચોરી કહેવાયછે. ચોરી કરનાર જેમ દંડને પાત્ર થાયછે તેમ પરસ્ત્રીગમન કરનાર પણ શિક્ષાને પાત્ર થાયછે. માટે કોઇયે પણ પરસ્ત્રીમાં આસકત થવું નહીં. કદી મન વશ્ય ન રહે, તો તેણે પોતા ઉપરથી વિચારી જોવું કે, કદાચ અન્ય પુરૂષ તેની પોતાની સ્ત્રીમાં આસકત રહે તો તેને કેવું દુઃખ થાય ! એવા વિચારથી મન વશ્ય રાખી શકાયછે. કેમકે બીજાની સાથે વર્તવામાં માણસ જો વારંવાર પોતાની ઉપમા લે, તો કોઇ કાળે પણ આડે રસ્તે ચડે નહીં. વળી પુરૂષોનું કેહેવું એવું છે કે, વ્યભિચાર થવાનું કારણ સ્ત્રિયો છે, કેમકે તેમના હાવભાવથી પુરૂષો લલચાઈને ફસાઇ જાયછે. પણ વિચારદૃષ્ટિથી જોતાં

સ્ત્રિયો કંઇ વ્યભિચારનું કારણ ભાસતી નથી; કેમકે તેઓ જેમ હાવભાવથી પુરૂષોનાં મન ખેંચેછે, તેમ પુરૂષો પણ પોતાની ચેષ્ટાથી તેમનાં મન હરણ કરેછે. એ તો બન્નેમાં સરખુ છે, પણ સ્ત્રિયો ક્યાંય પુરૂષોની પ્રાર્થના કરતી જાણવામાં આવી નથી, અને પુરૂષો તો તેમની પ્રાર્થના કરેછે, એ પ્રસિદ્ધ છે; માટે વ્યભિચાર થવાનું કારણ પુરૂષોજ છે. જો પુરૂષો પોતાનું મન વશ્ય રાખી સ્ત્રિયોની પ્રાર્થના ન કરે, તો કોઈ કાળે પણ વ્યભિચાર થાય નહિં; કેમકે સ્ત્રિયો કદી પોતાની મેળે પુરૂષોની પ્રાર્થના કરનાર નથી. કદી કોઇ પુરૂષને મૂળથીજ સ્ત્રીની પ્રાપ્તિ થઈ ન હોય, અથવા થયા પછી સ્ત્રી ગત થઈ ગઈ હોય, ને હજી સ્ત્રીની ઈચ્છા તેની પૂર્ણ થઇ ન હોય, તો તેને જેના ઉપર કોઈની સત્તા નથી એવી યોગ્ય સ્ત્રી પાસે જવું; કેમકે તેની પાસે જતાં કોઈના હકને નુકસાન ન થવાથી દોષ લાગતો નથી. પણ જે પુરૂષના ઘરમાં સ્ત્રી છે, તેણે તેવી સ્ત્રી પાસે પણ જવું નહી, કારણ તેમ કરતાં તેની પોતાની સ્ત્રીના હકને નુકસાન થાયછે, જેથી તેને દોષ લાગેછે, માટે વિધુર પુરૂષેજ ઇચ્છા થાય તો તેવી સ્ત્રી પાસે જવું, પણ જેના ઉપર બીજાની સત્તા છે, એવી ગૃહસ્થ સ્ત્રીની કોઈ કાળે પણ તેણે ઈચ્છા કરવી નહીં. કેમકે તેમ કરતાં લોકમાં નિંદા થાયછે. જેના હકને નુકસાન થાય તેના અંતઃકરણને ક્લેશ ઉત્પન્ન કરવાનો દોષ લાગેછે અને તેના તરફથી ભય થવાની શંકા રહેછે. કહ્યું છે કે,

परदारा न गंतव्या पुरुषेण विपश्चिता । यतो भवंति दुःखानि नृणां नास्त्यत्र संशयः ॥२४४॥

બુદ્ધિમાન પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે જવું નહીં, કેમકે તેથી દુઃખ થાયછે, એમાં સંશય નથી ॥ ૨૪૪ ॥

परिहरतु परांगनानुषंगं इदमतिजीवितमस्ति वल्लभं चेत् । हरिहरिहरिणीदृशोनिमित्तं दश दशकंधरमौलयो लुठन्ति ॥२४५॥

વળી જેને ઘણું જીવવાની ઈચ્છા હોય, તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો; કારણ આહા ! હરિણી સરખાં નેત્રવાળી સીતા નિમિત્ત રાવણનાં દશ માથાં પણ રખડ્યાં ॥ ૨૪૫ ॥

रहसि रचितमेतज्जारकर्मात्र नीचैर्लशुनमिव सुभुक्तं याति लोके प्रसिद्धिम् । तदिह सकलगर्ह्यं नैव विद्वान् विदध्यात् क्षणिकसुखकृते स्याद्येत्प्रतिष्ठार्थनाशः ॥२४६॥

નીચ મનુષ્યોએ એકાંતમાં કરેલું જારકર્મ, ખાધેલાં લસણની પેઠે લોકમાં પ્રસિદ્ધ થઈ જાયછે, માટે બુદ્ધિમાને સકલ જનોએ નિંદેલું તે કર્મ કરવું નહીં; કેમકે ક્ષણમાત્રના સુખ વાસ્તે પ્રતિષ્ઠા તથા ધનનો નાશ થાયછે ॥ ૨૪૬ ॥

रक्षःपतिर्जनकजाहरणेन वाली तारापहारविधिना स च कीचकोऽपि । पंचालिकाप्रमथनान्निधनं जगाम तस्मात्त्वमपि परदाररतिं न कुर्यात् २४७

સીતાનું હરણ કરવાથી રાવણ, તારાને હરી લેવાથી વાલી, અને દ્રોપદીની છેડ કરવાથી કીચક મરણ પામ્યો; તેથી કોઈ કાળે પણ પરસ્ત્રીમાં પ્રીતિ કરવી નહિ ॥ ૨૪૭ ॥

વળી કહ્યું છે કે,

अपसर मधुकर दूरं
परिमलबहुलेऽपि केतकीकुसुमे ।
इह नहि मधुलवलाभो
भवति परं धूलिधूसरं वदनम् ॥२४८॥

હે ભ્રમર, કેતકીના ફુલમાં ઘણો સુગંધ છે તોપણ તું તેથી દૂર રેહે; કારણ એમાં તને લેશ માત્ર પણ પુષ્પરસનો લાભ નહિ થાય, પણ ઉલટું તારૂં મુખ પુષ્પ-રજે કરી ધૂળાળું થશે ॥ ૨૪૮ ॥

पश्यति परस्य युवतीं सकाममपि
तन्मनोरथं कुरुते । ज्ञात्वैव तदप्राप्तिं
व्यर्थं मनुजो हि पापभाग्भवति ॥२४९॥

પારકી સ્ત્રીની અપ્રાપ્તિ જાણવા છતાં પણ જે પુરૂષ તેને જુવેછે તથા તેવિષે ઇચ્છા-પ્રમાણે મનોરથ કરેછે, તે વૃથા પાપ-ભાગી થાયછે ॥ ૨૪૯ ॥

માટે જેથી વ્યભિચાર થાય એવાં આચરણ પ્રથમથીજ છોડી દેવાં. માનવધર્મ-શાસ્ત્રના આઠમાં અધ્યાયમાં કહ્યું છે કે,

परस्त्रियं योभिवदे-
त्तीर्थेऽरण्ये वनेऽपि वा ।
नदीनां वापि संभेदे
स संग्रहणमाप्नुयात् ॥ २९० ॥

જે પુરૂષ પાણી ભરવાને માર્ગે, ગામની બહારનાં વનમાં, જંગલમાં અથવા નદિ-યોના સમાગમને ઠેકાણે પરસ્ત્રી સાથે ખરાબ નિષ્ઠાથી ભાષણ કરે, તે વ્યભિ ચાર કર્યાના દોષને પામેછે ॥ ૨૫૦ ॥

उपचारक्रिया केलिः
स्पर्शो भूषणवाससाम् ।
सह खट्वासनं चैव
सर्वं संग्रहणं स्मृतम् ॥ २९१ ॥

પારકી સ્ત્રીને છુપી ભેટ મોકલવી, તેની સાથે હસવું, બોલવું તથા રમત કરવી, તેનાં ભૂષણ તથા વસ્ત્રને અડકવું અને તેની સાથે એક ઢોલીયા ઉપર બેસવું, એ સર્વ વ્યભિચાર કહેલ છે ॥ ૨૫૧ ॥

स्त्रियं स्पृशेददेशे यः
स्पृष्टो वा मर्षयेत्तथा ।
परस्परस्यानुमते
सर्वं संग्रहणं स्मृतम् ॥ २९२ ॥

વળી ન અડકવાને ઠેકાણે જે પારકી સ્ત્રીને સ્પર્શ કરે અથવા પોતે તેણે કરેલા સ્પર્શને સહન કરે, તો એવી પરસ્પરના અનુમતથી થતી સર્વ ક્રિયા વ્યભિચાર કહેલ છે ॥ ૨૫૨ ॥

એ સર્વ વ્યભિચાર થવાનાં લક્ષણ ઘણું કરી એકાંત વિના બની શકતાં નથી, માટે કોઇ પણ સ્ત્રી સાથે પ્રથમ એકાંતજ ન કરવી. કદી કંઈ કાર્ય પ્રસંગે કોઈ સ્ત્રીને મળવું હોય, તો પોતાની સાથે કોઇ અન્યને રાખવું, અથવા તે સ્ત્રીની પાસે કોઈ અન્ય બેઠું હોય ત્યારે જવું; પણ પોતે એકલાયેજ તે સ્ત્રી એકલી બેઠી હોય ત્યારે જવું

નહીં. કેમકે સ્ત્રીપુરૂષનું પરસ્પરનું આકર્ષણ લોહચુંબકની પેઠે કંઇ વિલક્ષણ પ્રકારનું છે. તેથી તે બન્ને કદી શુદ્ધ હોય, તથાપિ 'લોકનિંદાને પાત્ર થાયછે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

[illegible] नारी घृतकुंभसमः पुमान्। तस्मात् वन्हि घृतं चैव नैकत्र स्थापयेद्बुधः ॥ २५३ ॥

બળતા અગ્નિ સમાન સ્ત્રી અને ઘીથી ભરેલા ઘડા સમાન પુરૂષ છે; માટે બુદ્ધિમાને એ બન્નેને એક ઠેકાણે રાખવાં નહીં ॥ ૨૫૩ ॥

માટેજ માનવધર્મશાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत्। बलवानिंद्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २५४ ॥

મા, બેન તથા દીકરી સાથે પણ એકાંતમાં બેસવું નહિ; કેમકે ઇન્દ્રિયો બળવાન્ હોવાથી વિદ્વાનને પણ વિષય પ્રત્યે ખેંચેછે ૨૫૪ ॥

તેમ ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

नहि पश्यति जन्मांधः कामांधो नैव पश्यति। न पश्यति मदोन्मत्तः अर्थी दोषान्न पश्यति ॥ २५५ ॥

જેમ જન્માંધ દેખતો નથી, તેમ કામાંધ, મદોન્મત્ત તથા મતલબી દોષને જોતા નથી ॥ ૨૫૫ ॥

गृहासक्तस्य नो विद्या नो दया मांसभक्षिणः। द्रव्यलुब्धस्य नो सत्यं स्त्रैणस्य न पवित्रता ॥ २५६ ॥

ગૃહાસક્તને વિદ્યા, માંસ ખાનારને દયા, દ્રવ્યલોભીને સત્યતા તથા સ્ત્રિયોમાં બેસનારને પવિત્રતા હોતી નથી ॥ ૨૫૬ ॥

ઇન્દ્રિયો ઘણી બળવાન્ હોવાથી વશ્ય રાખી શકાતી નથી. વૃદ્ધપણામાં પણ યદ્યપિ શરીરની શકિત ન્યૂન થતાં કર્મેન્દ્રિયો થાકી જવાને લીધે ક્રિયા થઇ શકતી નથી, તથાપિ જ્ઞાનેન્દ્રિયોનું પોતપોતાના વિષયો પ્રત્યે ખેંચાણ ઘણાં વર્ષ સુધી ચાલુ રેહેછે. અને જયારે જ્ઞાનેન્દ્રિયોની શકિત ઘટેછે, ત્યારે માત્ર મનનું પણ વિષયો પ્રત્યે ખેંચાણ થાયછે. એ રીતે જેમાં શરીરની સર્વ શકિતઓ ઘટતી જવાનો સ્વભાવ છે, એવી વૃદ્ધવસ્થામાં પણ ઇન્દ્રિયોનું બળ હોયછે. ત્યારે જેમાં શરીરની સર્વ શકિતઓ વધતી જવાનો સ્વભાવ છે, એવી યુવાવસ્થામાં ઇન્દ્રિયોનું બળ ઘણું હોય, તેમાં શું આશ્ચર્ય ! એ ઉપરથી જણાયછે કે, ઇન્દ્રિયોનું પોતપોતાના વિષયો પ્રત્યે થતું ખેંચાણ લોહચુંબકવત્ ઘણુંજ હોયછે. માટેજ આર્યશાસ્ત્રકારોએ સ્ત્રિયો સાથેના એકાંતની સખ્ત મનાઈ કરીછે, ને પ્રજાની ઇચ્છાવાળી યુવા વિધવાઓ માટે પુનર્વિવાહ કહેલ છે. જેવિષે કૃષ્ણયજુર્વેદના તૈત્તિરીયારણ્યકના છઠ્ઠા પ્રપાઠકના પ્રથમ અનુવાકમાં આ પ્રમાણે કહેલ છે:—પુનર્વિવાહ કરનારે મરનારને કહેવું કે,

इयं नारी पतिलोकं वृणाना
निपद्यत उपत्वा मर्त्यप्रेतम् ।
विश्वं पुराणमनुपालयन्ती
तस्यै प्रजां द्रविणं चेह धेहि ॥ २५७॥

હે મનુષ્ય, અનાદિ કાળથી ચાલતા આવેલા સમગ્ર સ્ત્રીધર્મને ક્રમે કરી પાલનારી તથા પતિલોકને ઇચ્છનારી આ તારી સ્ત્રી, મરણ પામેલા તારી પાસે આવી સૂતિ છે, તેને તું આ લોકમાં પ્રજા તથા ધન સાચવવાની આજ્ઞા આપ ॥ ૨૫૭ ॥

પછી તેની સ્ત્રીને કેહેવું કે,

उदीर्ष्वनार्यभि जीवलोक-
मितासु प्रेतमुपशेष एहि ।
हस्तग्राभस्य दिधिषोः स्त्वमेत-
त्पत्युर्जनित्वमभिसंबभूव ॥ २५८ ॥

હે નારિ, તું આ મરણ પામેલા પતિની પાસે સૂતિ છે; તે ઉઠ, ને જીવતા પ્રાણિસમૂહને જોઈ અહિં આવ; અને આ ફરીથી વિવાહ કરવાની ઇચ્છાવાળા તથા તારો હાથ ધરનાર પતિની સ્ત્રી થા ॥૨૫૮॥

પછી પોતે બ્રાહ્મણ જાતિ હોય તો તેણે કેહેવું કે,

सुवर्णहस्तादाददानामृतस्य
श्रियै ब्रह्मणे तेजसे बलाय ।
अत्रैव त्वमिह वयं सुशेवा
विश्वास्पृधो अभिमातीर्जयेम ॥ २५९ ॥

હે સ્ત્રી, તું સંપત્ વાસ્તે, બ્રાહ્મણ જાતિ માટે કાંતિસારૂ તથા શરીરબળને અર્થે, તારા મરણ પામેલા પુરૂષના હાથમાંથી સુવર્ણ ગ્રહણ કરીને આ લોકમાં રેહે; ને આપણે સુખને ભોગવતાં આપણી અદેખાઇ કરનાર સર્વ શત્રુઓને જીતિયે ॥૨૫૯॥

ક્ષત્રિય જાતિ હોય તો કેહેવું કે,

धनुर्हस्तादाददानामृतस्य
श्रियै क्षत्रायौजसे बलाय ।
अत्रैव त्वमिह वयं सुशेवा
विश्वास्पृधो अभिमातीर्जयेम ॥ २६० ॥

હે સ્ત્રી, તુ સંપદર્થે, ક્ષત્રિય જાતિમાટે, કાંતિસારૂ તથા બળને વાસ્તે, તારા મરણ પામેલા પુરૂષના હાથમાંથી ધનુષ્ ગ્રહણ કરીને આ લોકમાં રેહે; ને આપણે સુખને ભોગવતાં આપણી અદેખાઈ કરનાર સર્વ શત્રુને જીતિયે ॥ ૨૬૦॥

વૈશ્ય જાતિ હોય તો કેહેવું કે,

मणिं हस्तादाददानामृतस्य
श्रियै विशे पुष्ट्यै बलाय ।
अत्रैव त्वमिह वयं सुशेवा
विश्वास्पृधो अभिमातीर्जयेम ॥ २६१ ॥

હે સ્ત્રી, તું સંપત્તિમાટે, વૈશ્ય જાતિ અર્થે, પુષ્ટિ સારૂ તથા બળ વાસ્તે, તારા મરણ પામેલા પુરૂષના હાથમાંથી મણિ ગ્રહણ કરીને આ લોકમાં રેહે; ને આપણે સુખને ભોગવતાં આપણી અદેખાઇ કરનાર સર્વ શત્રુને જીતિયે ॥ ૨૬૧ ॥

તેમ યાજ્ઞવલ્કય મુનિયે કહ્યું છે કે,

अक्षता वा क्षता चैव
पुंनर्भूः संस्कृता पुनः ॥ २६२ ॥

પતિના સમાગમને પામેલી વા ન પામેલી જે વિધવા સ્ત્રીનો ફરીથી લગ્નસંસ્કાર કરવમાં આવે, તે પુનર્ભૂ કહેવાયછે ॥ ૨૬૨॥

વળી પરાશર મુનિયે પણ કહેલ છે કે,

नष्टे मृते प्रव्राजिते
क्लीबे च पतिते पतौ ।
पंचस्वापत्सु नारीणां
पतिरन्यो विधीयते ॥ २६३ ॥

પતિ, પાછા સમાચારજ ન આવે એવી રીતે રખડી ગયો હોય, મરી જાય, સંન્યાસિ થઇ ચાલી નીકળે, નપુંસક નીવડે તથા જાતિભ્રષ્ટ થાય, એ પાંચ પ્રકારમાંની આપત્તિ વેળાયે સ્ત્રિયોને બીજો પતિ કરવા કહેલ છે ॥ ૨૬૩ ॥

પણ એવાં સ્ત્રીપુરૂષ બન્ને જણે ગૃહસ્થાશ્રમી થવા પહેલાં પરસ્પરે યોગ્ય અવસ્થા જોવી, કારણ અયોગ્ય અવસ્થાવાળાં સ્ત્રીપુરૂષની પ્રીતિ સદા નભતી નથી, ને તેમને શરીરસંબંધી હાનિ થવાનો સંભવ રહેછે. સભાતરંગમાં કહ્યું છે કે,

पाणौ गृहीताऽपि पुरस्कृताऽपि
स्नेहेन नित्यं परिवर्द्धिताऽपि ।
परोपकाराय भवेदवश्यं
वृद्धस्य भार्या करदीपिकेव ॥ २६४ ॥

હાથમાં ગ્રહણ કરેલી, આગળ ધરેલી અને સ્નેહે કરી નિરંતર વૃદ્ધિ પમાડેલી દીવીની પેઠે, વૃદ્ધની સ્ત્રી પણ અવશ્ય પરોપકારને અર્થેજ હોયછે ॥ ૨૬૪ ॥

કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

शशिनीव हिमार्तानां
घर्मार्तानां रवाविव ।
मनो न रमते स्त्रीणां
जराजीर्णेंद्रिये पतौ ॥ २६५ ॥

ચંદ્રને વિષે ટાઢથી પીડાયલાનાં તથા રવિને વિષે ઘામથી પીડાયલાનાં મનની પેઠે, જુવાન સ્ત્રીઓનું મન, જરાએ કરી જીર્ણ થયેલી ઇન્દ્રિયોવાળા પતિને વિષે રમતું નથી ॥ ૨૬૫ ॥

अनभ्यासे विषं शास्त्रमजीर्णे भोजनं
विषम् । क्षुधितस्य विषं गोष्टी
तरुण्याः स्थविरो विषम् ॥ २६६ ॥

કેમકે અભ્યાસ વિના શાસ્ત્ર, અજીર્ણમાં ભોજન, ભુખ્યાને વાર્તા તથા તરૂણીને વૃદ્ધ વિષ સમાન લાગેછે ॥ ૨૨૬ ॥

એ રીતે સ્ત્રીપુરૂષે પરસ્પરે વર્તી સંસારમાં જીવન પર્યંત હળી મળીને રહેવું. તેમાં પ્રજા ઉત્પન્ન થાય તો તેને સારી રીતે ઉછેરી વિદ્યાભ્યાસ કરાવવો. પૂર્ણ વયમાં લગ્ન થયા પછી એક વા બે વર્ષમાં પ્રજા ઉત્પન્ન થવી જોઇયે. કેમકે જેમ પૂર્ણ અવસ્થામાં આવેલાં નારી જાતિના પશુ પક્ષ્યાદિ પ્રાણિયોને, તેમના નર જાતિના સંયોગથી પ્રજા થયા વિના રેહેતી નથી, તેમ પૂર્ણ વયમાં આવેલી સ્ત્રીને પણ પૂર્ણ અવસ્થામાં આવેલા

પુરૂષનો સંયોગ થતાં પ્રજા ઉત્પન્ન થયા વગર રહે નહિ. પણ પશુ પક્ષ્યાદિ પ્રાણિયોમાં સૃષ્ટિનિયમ સારી રીતે સચવાયલો છે, કેમકે યોગ્ય અવસ્થામાં આવ્યા પછી ઋતુ પ્રાપ્ત થતાં તેમનો સંયોગ થાયછે; વખતે તેમનામાં સંયોગની ઇચ્છા થતી જોવામાં આવતી નથી. જેથી સમય સમયમાં તેમને પ્રજા ઉત્પન્ન થયા કરેછે. કોઇનેજ કંઈ શરીરસંબંધી કારણથી તેમ થતું નથી. એજ રીતે મનુષ્યમાં પણ જો સૃષ્ટિનિયમ સચવાતો હોય તો પ્રજા ઉત્પન્ન થયાવિના રહે નહીં. યુવા અવસ્થા પ્રાપ્ત થયા પછી જો સ્ત્રીપુરૂષો પરણે અને સદા ઋતુગામી રહે, તો તેઓ પોતે વીર્યનું રક્ષણ થવાથી શરીરે દૃઢ થાય, ને લાંબું આયુષ્ય ભોગવી શકે; અને પ્રજા પણ તેમને ઘણી સારી ઉત્પન્ન થાય તેમાં કાંઈ સંશય નથી. કોઈકજ કંઇ શરીરસંબંધી કારણથી પ્રજા વગરનો રહે. પણ જેઓ એ નિયમનું ઉલ્લંઘન કરી ઇચ્છાપ્રમાણે વર્તે અર્થાત્ યુવા અવસ્થા પ્રાપ્ત થયા પેહેલાં પરણે, ને વખતે સંયોગ કરે, તેઓ પોતે વીર્ય ક્ષીણ થવાથી શરીરે દુર્બળ થાય, ને ઘણું જીવી શકે નહીં. વળી કાચું બીજ જેમ ઉગતું નથી, ને કદી અદ્ધ કાચું પાકું હોય ને ઉગે તો ઉગ્યા પછી કરમાઈ જાયછે, પણ વૃક્ષ થતું નથી, તેમ ઘણું કરી તેમનું વીર્ય કાચુ હોવાથી તેમને પ્રજા થાય નહી, ને કદી થાય તો ઘણું જીવે નહીં; ને જીવે તો સદા દુર્બળ રહે, એમાં કાંઇ સંશય નથી. કારણ તેના માતા પિતાના શરીરનું ગજુ ઘણું નહાનું હોયછે, તેથી તે પણ દુર્બળ થાયછે. પરણેલાં પ્રત્યેક દંપતિને સંતાન થવાની ઇચ્છા સ્વાભાવિક છે, કેમકે કોઇ પણ ક્રિયા કરતાં તેના ફળની ઇચ્છા સર્વને રેહેછે. તેમ સ્ત્રીપુરૂષના સંયોગરૂપ ક્રિયાનું ફળ જોકે ઉપર ઉપરથી આનંદ ભાસેછે, તોયપણ વાસ્તવિક રીતે જોતાં અરણિનાં બે કાષ્ઠ મંથન કરવાના ફળરૂપ અગ્નિની પેઠે સંતાન છે, કારણ આનંદની પ્રાપ્તિ તો થાયછેજ, તથાપિ સંતાન થવાની ઇચ્છા કાયમ રહેછે. પ્રયોજન વિના કોઈ પણ ક્રિયાનો આરંભ થતો નથી, માટે ક્રિયા નિષ્ફળ જતાં જેમ તેના કર્તાને, તેમ સંતાન ન થતાં દંપતિને ખેદ થાયછે. તેમના મનને ક્ષણ એક જંપના વળતી નથી, ને જ્યારે ત્યારે તેમને એજ વિચાર આવ્યા કરેછે કે હજી સંતાનની પ્રાપ્તિ થઈ નથી! જેમ જેમ તેઓ સગાસંબંધી તથા પડોસીઆદિ અન્યને ઘેર સંતાન થતાં સાંભળેછે, તેમ તેમ તેમને તે પોતાને ત્યાં થવાની અધિક અધિક ઇચ્છા ઉત્પન્ન થતી જાયછે. પોતાને ત્યાં સંતાન ન હોવાથી છેવટ તેઓ અન્યનાં છોકરાં ઉપર વહાલ કરેછે, કેમકે બાળક સર્વને પ્રિય લાગેછે, ને તેમનું કાલું કાલું બોલવું સાંભળી જેટલો આનંદ થાયછે, તેટલો બીજાથી થતો નથી. કલ્પતરૂ ગ્રંથમાં કહ્યું છે કે,

**आनंदस्रुतिरात्मनो नयनयोरंतः सुधाभ्यंजनं प्रस्तारः प्रणयस्य मन्मथतरोः पुष्पं प्रसादो रतेः। आलानं हृदयद्विपस्य विषयारण्येषु संचारिणोर्दंपत्योरिह लभ्यते सुकृततः संसारसारोऽर्भकः॥२६७॥**

મનને આનંદ દેનાર, આંખને આંજેલા અમૃતરૂપ અંજનની પેઠે ઠારનાર, સ્નેહનું સ્થાન, કામદેવરૂપ વૃક્ષનું પુષ્પ, રતિનો પ્રસાદ, વિષયરૂપ અરણ્યમાં ફરતા મનરૂપી હસ્તિને બાંધવાનો સ્તંભ તથા સંસારમાં સારરૂપ બાળક, માતાપિતાને આ લોકમાં સૃષ્ટિનિયમ સારી રીતે પાળવાથી પ્રાપ્ત થાયછે ॥ ૨૬૭ ॥

માટે જેમને છોકરાં થતાં ન હોય, તેમણે પોતાના શરીરસંબંધી જે કંઈ ખામી હોય તે સુધારવા વિષે યત્ન કરવો. જેમ પૃથિવીમાં વાવેલાં બીજને ન ઉગવામાં કંઈ કારણ હોયછે, તેમ પુરૂષના વીર્યરૂપ બીજને પણ સ્ત્રીના ગર્ભાશયરૂપ ક્ષેત્રમાં ધારણ ન થવામાં કંઇ શરીરસંબંધી કારણ હોવું જોઇએ. કેમકે સૃષ્ટિમાં એવો નિયમ છે કે, કારણ વિના કાર્ય થાય નહીં. માટે જે જે કારણથી ગર્ભ ધારણ ન થતો હોય, તે તે કારણ કુશળ વૈદ્યની સલાહ લઈ, વૈદ્યશાસ્ત્રમાં કહેલા ઓષધોપચાર તથા પથ્યવડે દૂર કરવાં, જેથી પ્રજા થવાનો સંભવ થાયછે.

કારણ કહ્યું છે કે,

पूर्णषोडशवर्षा स्त्री पंचविंशेन संगता । शुद्धे गर्भाशये मार्गे रक्ते शुक्रेऽनिले हृदि ॥ २६८ ॥

પચીશ વર્ષના પુરૂષ સાથે સમાગમ કરનારી પૂર્ણ સોલ વર્ષની સ્ત્રી, જો ગર્ભાશય, પ્રસૂતિમાર્ગ, રૂધિર, વીર્ય, વાયુ તથા હૃદય શુદ્ધ હોય ॥ ૨૬૮ ॥

वीर्यवंतं सुतं सूते ततो न्यूनाब्दयोः पुनः । रोग्यल्पायुरधन्यो वा गर्भो भवति नैव वा ॥ १६९ ॥

તો બળવાન્ પુત્ર જણે, પણ તેથી ઓછા વર્ષનાં સ્ત્રીપુરૂષ હોય તો તેમને ગર્ભ રોગી, થોડી અયુષ્યવાળો તથા કદરૂપો થાય, વા થાયજ નહિ ॥ ૨૬૯ ॥

હવે ગર્ભ ધારણ થયા પછી કોઈ વેળા તે વખતે સ્ત્રવી જાયછે, કૃખમાં સુકાઈ જાયછે, મુવેલું જન્મે છે, વા કોઇ વેળા જન્મીને તુરત મરી જાયછે; તેમાં પણ શરીરસંબંધી રોગ અથવા કુપથ્યાચરણરૂપ કંઇ કારણ હોયછે. કેમકે કારણ હોય તોજ કાર્ય થાયછે, એ સૃષ્ટિનો નિયમ છે. માટે કુશળ વૈદ્યની સલાહ લઇ જે રીતે તેમ ન થાય તે રીતે આચરવું; જેથી પ્રજાવાન્ થવાયછે, ને તેમ થતાં કામની શાંતિ થઈ સંતોષની પ્રાપ્તિ થાયછે. ગર્ભ ધારણ થયા પછી તેના રક્ષણ માટે ગર્ભવતી સ્ત્રિયે સર્વ આહાર વિહારમાં નિયમસર રેહેવું જોઇએ, એ વિષે વાગભટ્ટે અષ્ટાંગહૃદય ગ્રંથના શારીરસ્થાનનાં પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે,

अतिव्यवायमायासं भारं प्रावरणं गुरु । अकालजागरस्वप्नकठिनोत्कटकासनम् ॥ २७० ॥

ગર્ભવતિ સ્ત્રિયે અતિ મૈથુન, ઘણીમેહેનત, ઘણો ભાર, ઉપડી ન શકે એવું વસ્ત્ર સમય વિના જાગવું તથા સુવું, કઠીણ તથા વિષમ આસનપર બેસવું ॥ ૨૭૦ ॥

शोकक्रोधभयोद्वेगवेगश्रद्धाविधारणम् । उपवासाध्वतीक्ष्णोष्णगुरुविष्टंभि भोजनम् ॥ २७१ ॥

શોક, ક્રોધ, ભય તથા ઉદ્વેગનો વેગ, અહિતની ઇચ્છા, ઉપવાસ, પંથ અને કડવું ગરમ, ભારી તથા મળ બંધ કરે એવું ભોજન ॥ ૨૭૧ ॥

**रक्तं निवसनं श्वभ्रकूपेक्षां मद्यमा-
मिषम् । उत्तानशयनं यच्च स्त्रि-
यो नेच्छंति तत्त्यजेत् ॥ २७२ ॥**

લાલ વસ્ત્ર, ઉંડા ખાડા તથા કુવામાં જોવું, મદ્યપાન, માંસભોજન, ચતુ સુવું તથા જે અનુભવી સ્ત્રિયો મના કરે તે ॥ ૨૭૨ ॥

**तथा रक्तस्रुतिं शुद्धिं
बस्तिमामासतोऽष्टमात् ।
एभिर्गर्भः स्रवेदामः
कुक्षौ शुष्येन्म्रियेत वा ॥ २७३ ॥**

તેમજ લોહી કઢાવવું શરીરશુદ્ધિ વાસ્તે ઉલટી અથવા જુલાબ લેવો અને આઠમા માસ સુધી 'બસ્તિકર્મ, એટલાં વાનાં ત્યાગવાં; કારણ એથી ગર્ભને કાચો સ્રવી જવાનો, કૂખમાં સુકી જવાનો વા મરી જવાનો સંભવ રેહેછે ॥ ૨૭૩ ॥

એ રીતે ગર્ભવતિયે નિયમ પાળતાં, સહન થાય તે રીતે હરતાં ફરતાં રેહેવું, એક ઠેકાણે પડી રેહેવું નહીં; કેમકે પડી રેહેવાથી શરીરના સર્વ અવયવોમાં જડતા ઉત્પન્ન થાયછે, જે તેને તથા તેના ગર્ભને પ્રસૂતિ સમયમાં હાનિકારક થઈ પડેછે. ગર્ભ ધારણ થયા પછી સ્ત્રીને જે લક્ષણ થાયછે, તે એજ ગ્રંથકારે એજ ઠેકાણે આ પ્રમાણે કહ્યા છેઃ—

**लिंगं तु सद्यो गर्भस्य योन्यां
बीजस्य संग्रहः । तृप्तिर्गुरुत्वं
स्फुरणं शुक्रास्रानुबंधनम् ॥ २७४ ॥**

ગર્ભ ધારણ કરનાર સ્ત્રીને તેજ વખતે ધર્ભાશયમાં બીજનો સંગ્રહ, તૃપ્તિ, ભારેપણું તથા સ્ફુર્તિ, જનનેન્દ્રિયથી વીર્ય તથા રજનું બહાર ન નીકળવું ॥ ૨૭૪ ॥

**हृदयस्पंदनं तंद्रा
तृड्ग्लानिर्लोमहर्षणम् ।
अव्यक्तः प्रथमे मासि
सप्ताहात्कलली भवेत् ॥ २७५ ॥**

હૃદયમાં કંપ, સુસ્તિ, તૃષા, થાક તથા રોમહર્ષ, એટલાં લક્ષણ થાયછે. પછી તે ગર્ભ પેહેલા માસમાં સાત દિવસ કેડે નહીં જણાય તે રીતે કલલ રૂપ અર્થાત્ નરમ ગાંઠરૂપ થાયછે ॥ ૨૭૫ ॥

**द्वितीये मासि कललाद् घनो व्यक्तस्य
लक्षणम् । क्षामता गरिमा कुक्षौ मूर्छा
च्छर्दिररोचकः । जृंभाप्रसेकः सदनं
रोमराज्याः प्रकाशनम् ॥ २७६ ॥**

ને તેમાંથી બીજે માસે કઠણ ગાંઠ બને છે, અને સ્પષ્ટ થયેલા ગર્ભ પછીનાં લક્ષણ સ્ત્રીને અશકિત, કૂખમાં ભાર, ભ્રમ, ઓકારી, અરૂચી, બગાસાં, પાણી પડવું, થાક, રોમાવળીનો પ્રકાશ ॥ ૨૭૬ ॥

**अम्लेच्छा स्तनौ पीनौ
सस्तन्यौ कृष्णचूचुकौ ।
पादशोफो विदाहोन्ये
श्रद्धाश्च विविधात्मिकाः ॥ २७७ ॥**

ખટાણ ખાવાની ઇચ્છા, સ્તનનું મોટાપણું, તેમાં દૂધ આવવું તથા તેના અગ્રભાગનું શ્યામ થવું, પગ ઉપર સુજ આવવી, શરીરમાં દાહ થવો અને અનેક પ્રકારની ઇચ્છા થવી, એટલાં થાયછે ॥ ૨૭૭ ॥

व्यक्तीभवति मासेऽस्य तृतीये
गात्रपंचकम् । मूर्द्धा द्वे सक्थिनी
बाहू सर्वसूक्ष्मांगजन्म च ॥ २७८ ॥

પછી ત્રીજે માસે ગર્ભને મસ્તક, બે સાથળ અને બે હાથરૂપ પાંચ ગાત્ર તથા બીજાં સર્વ સૂક્ષ્મ અંગના આકાર થાયછે ॥ ૨૭૮ ॥

गर्भस्य नाभौ मातुश्च
हृदि नाडी निबध्यते ।
यया स पुष्टिमाप्नोति
केदार इव कुल्यया ॥ २७९ ॥

અને યદૃચ્છાથી ગર્ભની નાભિ તથા માતાના હૃદય સાથે એક નાડી બંધાય છે; જે દ્વારા માતાયે ખાધેલાં અન્નનો રસ મળવાથી, તે ધોરીયા દ્વારે જતાં પાણીથી કીઆરામાંની વનસ્પતિની પેઠે પોષાય છે ॥ ૨૭૯ ॥

चतुर्थे व्यक्ततांगानां चेतनायाश्च
पंचमे । षष्ठे स्नायुशिरारोम-
बलवर्णनखत्वचाम् ॥ २८० ॥

પછી ચોથે માસે ગર્ભનાં સર્વ અંગ, પાંચમે મહિને ચેતન અને છઠ્ઠે મહિને સ્નાયુ, શિરા, રોમ, બળ, વર્ણ, નખ તથા ચામડી સ્પષ્ટ થાયછે ॥ ૨૮૦ ॥

सर्वैः सर्वांगसंपूर्णो भावैः पुष्यति
सप्तमे । ओजोऽष्टमे संचरति पु-
त्रमात्रोर्मुहुः क्रमात् ॥ २८१ ॥

પછી સાતમે માસે સર્વ અંગ સંપન્ન ગર્ભ બધી રીતે પોષાય છે, ને આઠમે મહિને માતા તથા પુત્રને ક્રમથી વારંવાર સર્વ ધાતુનું તેજ પ્રાપ્ત થાયછે ॥ ૨૮૧ ॥

तस्मिंस्त्वेकाहयातेऽपि
कालः सूतेरतः परम् ।
वर्षाद्विकारकारी स्या-
त्कुक्षौ वातेन धारितः ॥ २८२ ॥

અને આઠ મહિના પુરા થયા પછી નવમા માસનો એક દિવસ પણ જાય ત્યાંથી તે વર્ષ પર્યંત જણવાનો કાળ કહ્યો છે, ને તે પછી વાયુયે કરી જો ગર્ભ કૂખમાં રહે, તો વિકાર કરનાર થાયછે ॥ ૨૮૨ ॥

प्राक्चैव नवमान्मासात्
सूतिकागृहमाश्रयेत् ।
देशे प्रशस्ते संभारैः
संपन्नं साधकेऽहनि ॥ २८३ ॥

માટે ગર્ભવતિયે નવમો માસ બેઠા પેહેલાંજ સારે ઠેકાણે બાંધેલાં તથા પ્રસૂતિ સમયે જોઇતિ સર્વ વસ્તુ જેમાં તૈયાર કરી રાખી હોય એવા સૂતિકાગૃહમાં યોગ્ય દિવસે વાસ કરવો ॥ ૨૮૩ ॥

तत्रोदीक्षेत सा सूतिं
सूतिका परिवारिता ।
अद्य श्वः प्रसवे ग्लानिः
कुक्ष्याक्षिश्लथता क्लमः ॥ २८४ ॥

ત્યાં તેણે, જેમણે ઘણીવાર પ્રસવનો અનુભવ કર્યો હોય તથા તે સમયના વ્યવહારમાં જે કુશળ હોય તેવી ડાઇયો પાસે રાખી જણવાની વાટ જોવી; અને આજકાલ પ્રસવ થવાનો હોય ત્યારે તેને ગ્લાનિ, કૂખ તથા નેત્રની શિથિલતા, થાક ॥ ૨૮૪ ॥

अधोगुरुत्वमरुचिः प्रसेको बहुमूत्रता । वेदनोरूदरकटीपृष्ठहृद्बस्तिवंक्षणे ॥ २८५ ॥

નીચેના ભાગમાં ભારીપણું, અરૂચિ, પાણીનું સ્રવવું, બહુમૂત્રતા, સાથળ, ઉદર, કેડ, પૃષ્ઠ, હૃદય, પેડુ તથા સાથળના મૂળમાં વેદના ॥ ૨૮૫ ॥

योनिभेदरुजातोदस्फुरणस्रवणानि च । आवीनामनुजन्मातस्ततो गर्भोदकस्रुतिः ॥ २८६ ॥

અને જનનેંદ્રિયમાં ભેદ, પીડા, વ્યથા, સ્ફુરણ તથા સ્રવણ થાયછે, ને પછી જણવાની શૂળ ઉત્પન્ન થઈ, ગર્ભોદક સ્રવેછે ॥ ૨૮૬ ॥

એ રીતે થયા પછી બાળક જન્મેછે. તેને જન્મ આપ્યા પેહેલાં ગર્ભવતી સ્ત્રી પ્રસવની વેદનાથી ઘણોજ કલેશ પામેછે. તેને પાસેની ડાઈ સ્ત્રિયે ધીરજ તથા હીમત આપ્યા જવી. પછી બાળકનો જન્મ થાય કે તુરત ડાઇયે તથા જેમને ઘણાં બાળક થયાં હોય એવી અનુભવી પણ ડાહી સ્ત્રિયોયે તે બન્નેનું ઘણીજ સંભાળથી જતન કરવું અવશ્ય છે. કેમકે, તે સમયમાં પ્રસવની વેદનાથી તે બન્ને જણ થાકીને એટલાં તો નિર્બલ થઈ ગયેલાં હોયછે કે, કોઇ પણ પ્રકારનો મિથ્યોપચાર તેમને તુરત હાનિકારક થઇ પડેછે. પછી દોઢ માસ પર્યંત પ્રસવ થયેલી સ્ત્રીને યોગ્ય જે શરીરસંબંધી ઉપચાર કરવાના હોયછે, તે કુશળ વૈદ્ય તથા અનુભવી સ્ત્રિયોની સલાહ પ્રમાણે કરવા; ને આહાર પણ તેને યોગ્ય જે કહ્યો હોય તે આપવો. કોઇ પણ પ્રકારે તેને વિરૂદ્ધાચરણ કરવા દેવું નહીં, ને કંઇ પણ તેના શરીરને અસહન થાય, તે રીતે તેના પ્રત્યે આચરવું નહિ. કારણ એજ ગ્રંથકારે એજ ઠેકાણે કહ્યું છે કે,

यत्नेनोपचरेत्सूतां दुःसाध्या हि तदामयाः । गर्भवृद्धिप्रसवरुक्क्लेदास्रस्रुतिपीडनैः ॥ २८७ ॥

પ્રસવ થયેલી સ્ત્રીને આહારાદિ ઉપચાર કરવામાં ઘણી સંભાળ રાખવી; કેમકે ગર્ભનું રહેવું, તેની વૃદ્ધિ, પ્રસવ, તે સંબંધી શૂળ, અને જળ તથા રૂધિરનો સ્રાવ ઇત્યાદિ પીડાયે કરી તેના રોગ સહેજ મટતા નથી ॥૨૮૭॥

एवं च मासादध्यर्धान्मुक्ताहारादियंत्रणा । गतसूताभिधाना स्यात् पुनरार्तवदर्शनात् ॥ २८८ ॥

એ રીતે દોઢ માસ પર્યંત સંભાળ રાખ્યા પછી ખાવાપીવાની જેને ઘટતી છુટ મળી છે, એવી તે સ્ત્રી ફરી રજોદર્શન થાય ત્યારે સુવાવડીપણાથી મુક્ત થાયછે ૨૮૮

તોપણ જણવા પછી ચાર માસપર્યંત તે યથાર્થ મુકત થતી નથી એમ જાણવું. હવે જેમ બાળકને જન્મ આપનાર સ્ત્રીની સંભાળ કરવી જરૂરની છે, તેમ જન્મેલા બાળકની પણ સંભાળ રાખવાની ઘણીજ જરૂર છે. કેમકે તેનું શરીર કાચું હોય-

છે, તે જો યથાર્થ સંભાળ ન લેવાય તો કાચા ઘટની પેઠે હાનિને પ્રાપ્ત થાયછે. બાળકના આરોગ્યનો બધો આધાર તેની માતા ઉપર છે, કારણ તેને ધાવીનેજ તે પોતાનો આહાર મેળવેછે. જે જે પદાર્થ માતાના ખાધામાં આવેછે, તે તે પદાર્થના ગુણ દોષ તેના દુધમાં આવેછે; ને તે દુધ બાળકના ધાવવામાં આવ્યાથી તેના શરીરમા તે તે ગુણ દોષ પ્રાપ્ત થાયછે. માટે માતાયે કુશળ વૈદ્ય તથા અનુભવી પણ ડાહી સ્ત્રિયોની સલાહપ્રમાણે, બાળકને ગુણ કરે તેવા પદાર્થનોજ આહાર કરવો, પણ અવગુણ કરે તેવા પદાર્થ ખાવાની ઈચ્છાજ કરવી નહીં. કેમકે બાળકને સુખી જોઈ માતાપિતા પ્રસન્ન રહેછે, ને દુઃખી જોઈ કલેશ પામેછે. પશુ પક્ષિયોમાં પણ તેમ જોવામાં આવેછે, એ ઉપરથી એમ જણાયછે કે, સૃષ્ટિમાં એવો સ્વભાવજ છે. માટે પ્રથમથીજ માતાપિતાયે બાળક અર્થે એવી રીતે વર્તવું જોઇયે કે, પછવાડેથી તેમને પશ્ચાત્તાપ કરવો પડે નહીં. શરૂઆતમાં બાળકનું શરીર કોમળ હોવાથી તેની ઇંદ્રિયો પણ કોમળ હોયછે, જેથી તેને કંઇ વિશેષ સમજ હોતી નથી. માત્ર ધાવવું, સુવું તથા મળમૂત્ર છોડવાં એજ તે સ્વભાવથી કરી શકેછે; ને કંઇ દુઃખ થતું હોય તો રડેછે, પણ શું થાયછે, તે જણાવી શકતું નથી. એ ઉપરથી બાળક તદન પરતંત્ર ભાસેછે, માટે માતાપિતાયે તેનું સારી રીતે રક્ષણ કરવું. તેને વખતુસર ધવરાવવું, સુવાડવું, મળમૂત્રે કર્યાં હોય તો સ્વચ્છ કરવું, રડતું હોય તો તેનું કારણ શોધી કાહાડી તેનો ઉપાય કરવો; તેને સુવાનાં બિછાનાં, તે ઉપર પાથરવાનાં વસ્ત્ર તથા તેને પેહેરવાનાં લુગડાં સર્વે નહાનાં, સ્વચ્છ, કોમળ તથા સુગંધી રાખવાં, કોઈ કાળે પણ મેલાં પસીનાવાળાં, ઝીણાં જંતુ જેમાં પડયાં હોય તેવાં તથા મળમૂત્રથી ખરડાયલાં રાખવાં નહીં. કેમકે, તેવાં રાખેથી તેની આરોગ્યતાને હાનિ થાયછે. માટે કદી ઘણાં ન હોય તો વારંવાર સારી રીતે ધોઈ સૂકવીને તેજ પાછાં વાપરવાં. અનેક જાતિના પક્ષિયો તથા ઉંદર જેવાં નહનાં પશુઓ પણ પોતાનાં બચ્ચાં માટે ઘણીજ સુંવાળી જગ્યા કરી રાખેછે. એ ઉંદરો તો લાગ આવે ગૃહસ્થોનાં સુંદર રેશમી વા સુતરાઉ કપડાં કરડી લઇ જઇ, તે પોતાના બચ્ચાં માટે તૈયાર કરેલી જગ્યા ઉપર પાથરેછે! ઘણાનાં ધારવામાં એમ છે કે, ઉંદરો વિનાકારણ કપડાં કરડી ખાયછે, પણ તેમ નથી, તેમાં કહ્યા પ્રમાણે કારણ રહેલું છે. કેમકે સૃષ્ટિમાં એવો સ્વભાવ છે કે, પ્રયોજનવિના પ્રવૃત્તિ થતી નથી. જેમના જોવામાં ઉંદરને રહેવાનાં સ્થાન આવ્યાં હશે, તેમને એ તરત જણાઇ આવ્યું હશે. પશુ પક્ષિઆદિ સર્વ પ્રાણિયો પોતાનાં બચ્ચાંને ઉછેરવામાં ઘણીજ કાળજી રાખેછે. તેમાં પક્ષિયો બહાર ફરવા નીકળી જ્યાંથી પ્રાપ્ત થાય ત્યાંથી કાચો પાકો આહાર મેળવી પોતે ખાવાને બદલે, પોતાની ચાંચમાં ભરી લાવી, માળામાં બેઠેલાં બચ્ચાંના કોમળ મુખમાં આપેછે; તે જ્યાંસુધી બચ્ચું ધરાસું નથી, ત્યાંસુધી તેમ કરેછે. ને પછી પોતે ખાયછે. બચ્ચું મોટું થતાં તેને પોતાની રીત પ્રમાણે ઉડવા, બોલવા તથાં ચારો કરવા માટે બહાર ફરવા શીખવેછે. એજ રીતે સર્વે અન્ય જાતિનાં પ્રાણિયો પણ પોતનાં બચ્ચાંને પોતપોતાની રીત પ્રમાણે ઉછેરી મોટાં કરેછે; જે શોધક પુરૂષોના જાણવામાં વારંવાર આવેલ છે. જ્યારે મનુષ્ય પ્રા-

ણીથી જ્ઞાનમાં ઘણાંજ ઉતરતાં પ્રાણિયો એ રીતે પોતાનાં બચ્ચાંને ઉછેરવામાં સદા તત્પર રહેછે, ત્યારે મનુષ્યે તો અવશ્ય રેહેવું જોઈએ, બાળકનું શરીર જેમ જેમ વૃદ્ધિ પામતું જાયછે, તેમ તેમ તેની ઇંદ્રિયો પણ વધારે શક્તિમાન થતી જવાથી તેને દિવસે દિવસે વધારે સમજ આવતી જાયછે. ત્રણ ચાર માસે તેને સાન આવી જણાયછે. કારણ તે સમયથી તેના હાથમાં કંઈ આપતાં તે ગ્રહણ કરેછે, ધમકાવતાં રડેછે, ને રમાડતાં હસેછે, ઘણું કરી છ માસપર્યંત બાળક આરોગ્ય રહેછે. પછી દાંત આવવા શરૂ થવાથી તેની પીડાવડે તેને વારંવાર તાવ, ઉધરસ, ઝાડો, સલેખમ, તથા ગુમડાં વિગેરે રોગ થાયછે. જેનો કુશળ પણ અનુભવી વૈદ્યની સલાહ પ્રમાણે, તેના માતાપિતાયે ધીરજથી ઉપાય કરવો યોગ્ય છે. જ્યાસુધી દાંત આવવા માંડયા નથી, ત્યાંસુધી બાળક માત્ર દુધ પીવા યોગ્ય ભાસેછે, કેમકે અન્ન ચાવવાનાં સાધન દાંત છે, જે આવવા માંડયાથીજ બાળકની જઠરાગ્નિ અન્ન પચાવવા યોગ્ય થતી જાયછે, એમ અનુમાન કરાયછે. માટે તે કાળથી દૂધ પાવાનું ચાલુ રાખતાં થોડું થોડું પચી શકે તેવું પૌષ્ટિક પણ કોમળ અન્ન બાળકને ખવરાવતાં જવું; પણ ભારી અન્ન કદી ખવરાવવું નહીં, કારણ તેની જઠરાગ્નિ તે પચાવવા યોગ્ય ન હોવાથી તેને અજીર્ણાદિ રોગ ઉત્પન્ન થાયછે. બાળકને મારવું નહિ, તેમ ત્રાસ પણ ન પમાડવું, કેમકે તેનું શરીર કોમળ હોવાથી તેનાં હૃદય, ભેજું તથા ઇન્દ્રિયો પણ સર્વે કોમળ હોયછે, જેથી ભય પામતાં તે એકાએક ન ધારેલી હાનિને પ્રાપ્ત થાયછે. વળી જેમ જેમ બાળકને સમજ આવતી જાય, તેમ તેમ તેની આગળ અપશબ્દ બોલવા નહિ, પણ સારી વાણી બોલવી, કેમકે તે નકલ કરનાર હોવાથી જેવું સાભળે તેવું બોલવા શીખેછે. વળી બાળકનું નામ નાખવું તે પણ શુભસૂચક નાખવું, અશુભસૂચક નાખવું નહિ, કેમકે અશુભસૂચક નામ ઉચ્ચારતાં મનને કલેશ થાયછે. એ-રીતે બાળકને ઉછેરવામાં જોકે સદા સ્ત્રીપુરૂષ બન્ને જણે તત્પર રેહેવું, તોપણ મુખ્યત્વે કરી એ કામ સ્ત્રીનું છે, કારણ પુરૂષને બહારના વ્યવસાયમાં રોકાવું પડેછે. જેથી ઘણો કાળ તે ઘર આગળ રહી શકતો નથી, અને સ્ત્રીને તો ઘરનું કામ હોવાથી તે સદા ઘર આગળ રહી શકેછે. સિવાય બાળક, સ્ત્રીથીજ ઉત્પન્ન થાયછે, ને તેનેજ ધાવીને તે પોતાનો આહાર મેળવેછે, તે ઉપરથી એમ જણાયછે કે, બાળકને ઉછેરવાનું કામ સ્ત્રીનું છે; પણ પુરૂષે તેમાં પૂર્ણ સહાયકારી થવું જોઇયે. માનવધર્મશાસ્ત્રના ૯ મા અધ્યાયમાં કહ્યું છે કે,

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् । प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबंधनम् ॥ २८९ ॥

છોકરાં ઉત્પન્ન કરવાં; ઉત્પન્ન થયા પછી તેમનું પાલન કરવું, અને પ્રતિ દિવસ ઘરનાં કામકાજ કરવામાં તત્પર રેહેવું, એ સ્ત્રીનું પ્રત્યક્ષ કામ છે ॥ ૨૮૯ ॥

બાળકને દાંત તથા દાઢોની પીડા ઘણું કરી પાંચ વર્ષપર્યંત વારંવાર થાયછે, જેથી તેટલા સુધી તે દુર્બળ રહેછે. તે પછીની આવતી દાઢો કંઈ વિશેષ પીડા કરતી નથી, એટલે ત્યારથી તેનું શરીર દૃઢ થતું જવાથી તે વિવેક શીખવવા યોગ્ય થાયછે.

એ વિષે ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

लालयेत् पंचवर्षाणि दश वर्षाणि शिक्षयेत् । प्राप्ते तु षोडशे वर्षे पुत्रे मित्रवदाचरेत् ॥ २९० ॥

પુત્રને પાંચ વર્ષ સુધી લાલન* કરાવવું; દશ વર્ષ સુધી કેળવણી આપવી અને તે સોલ વર્ષનો થાય ત્યારથી તેની સાથે મિત્રની પેઠે વર્તવું ॥ ૨૯૦ ॥

लालनाद्बहवो दोषाः शिक्षणाद्बहवो गुणाः । तस्मात्पुत्रं च शिष्यं च शिक्षयेत् न तु लालयेत् ॥ २९१ ॥

લાડલડાવવાથી ઘણી હાની ને કેળવણી આપવાથી ઘણો લાભ થાયછે; માટે પુત્ર તથા શિષ્યને પાંચ વર્ષ પછી કેળવણી આપવી, પણ કેવળ લાડ લડાવવાં નહિ ॥ ૨૯૧ ॥

યદ્યપિ આઠ વર્ષની વય પેહેલાં બાળક યથાર્થ વિદ્યાભ્યાસ કરાવવા યોગ્ય નથી, કેમકે તેની બુદ્ધિ હજી શિખવેલું ધારણ કરવા સમર્થ હોતી નથી; તેથી આઠ વર્ષની વયથી તે વીશ વર્ષની વયપર્યંતનો બાર વર્ષનો કાળ વિદ્યાભ્યાસ કરવા માટે કહેલ છે, તથાપિ બાળકને પાંચ વર્ષથીજ સમજ આવતાં તે ઘર આગળ અનેક રીતે કજીયા કરી, માતા–પિતાને કંટાળો આપેછે, તેથી તે સમયથી પણ તેને થોડી થોડી કેળવણી આપવા કહેલ છે. મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

चतुर्वर्षावधि सुतान् लालयेत्पालयेत्पिता । ततः षोडशपर्यंतं गुणान् विद्यां च शिक्षयेत् ॥ २९२ ॥

માતાપિતાયે પુત્રને ચાર વર્ષપર્યંત કેવળ લાલન તથા પાલન કરવું, ને ત્યારપછી સોલ વર્ષપર્યંત તેને ગુણ તથા વિદ્યા શિખવવી ॥ ૨૯૨ ॥

विंशत्यब्दाधिकान्पुत्रान्प्रेरयेद्गृहकर्मसु । ततस्तांस्तुल्यभावेन मत्वा स्नेहं प्रदर्शयेत् ॥ २९३ ॥

અને તે વીશ વર્ષના થાય ત્યારે તેમને ગૃહ કાર્ય એટલે ધંધા રોજગારમાં જોડવા; ને પછી પોતાની તુલ્ય ગણી સ્નેહ દેખાડવો ॥ ૨૯૩ ॥

કારણ શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

विद्यागमार्थं पुत्रस्य वृत्त्यर्थं यतते च यः । पुत्रं सदा साधु शास्ति प्रीतिकृत् स पितानृणी ॥ २९४ ॥

જે પ્રીતિ રાખનાર પિતા પુત્રને વિદ્યાભ્યાસ કરાવવામાં તથા ધંધો શિખવવામાં યત્ન કરે અને સદા રૂડી શિખામણ આપે, તે પુત્રના ઋણથી મુકત થાયછે ॥ ૨૯૪ ॥

* પછી પચીશ વર્ષની વય થતાં તેને પસંદ પડે એવી કોઈ રૂપ, ગુણસંપન્ન સોલ વર્ષની કન્યા સાથે તેનું લગ્ન કરવું. વાગ્ભટ્ટે કહ્યું છે કે,

षोडशवर्षायाः पंचविंशतिवर्षः पुत्रार्थं यतेत ॥ २९५ ॥

પચીશ વર્ષના પુરૂષે સોલ વર્ષની સ્ત્રીથી પ્રજા ઉત્પન્ન કરવાનો યત્ન કરવો ॥ ૨૯૫ ॥

કેમકે પૂર્ણ યુવાવસ્થા એટલી વયેજ પ્રાપ્ત થાયછે. વૈદ્યશાસ્ત્રના આચાર્ય ધન્વંતરીના ઉપદેશથી સુશ્રુતે આયુર્વેદના સૂત્રસ્થાનના ૩૫ મા અધ્યાયમાં કહ્યું છે કે,

वयस्तु त्रिविधं बालं मध्यं वृद्धमिति । तत्रोनषोडशवर्षा बालास्तेऽपि त्रिविधाः क्षीरपाः क्षीरान्नादा अन्नादा इति । तेषु संवत्सरपराः क्षीरपाः द्विसंवत्सरपराः क्षीरान्नादाः परतो अन्नादा इति । षोडशसप्तत्योरंतरे मध्यं वयस्तस्य विकल्पो वृद्धिर्यौवनं संपूर्णता हानिरिति । तत्राविंशतेर्वृद्धिरात्रिंशतो यौवनमाचत्वारिंशतः सर्वधात्विन्द्रियबलवीर्यसंपूर्णता । अत ऊर्ध्वमीषत्परीहाणिर्यावत्सप्ततिरिति । सप्ततेरूर्ध्वं क्षीयमाणधात्विन्द्रियबलवीर्योत्साहमहन्यहनि वलिपलितखालित्यं जुष्टं कासश्वासप्रभृतिभिरुपद्रवैरभिभूयमानं सर्वक्रियास्वसमर्थं जीर्णागारमिवाभिवृष्टमवसीदंतं वृद्धमाचक्षते ॥ २९६ ॥

બાળ, મધ્ય તથા વૃદ્ધ, એ રીતે વય ત્રણ પ્રકારનું છે, તેમાં સોલ વર્ષની માંયનાં બાળક, તે પણ કેવળ દૂધપીનાર, દૂધ તથા અન્ન ખાનાર, અને કેવળ અન્ન ખાનાર, એ રીતે ત્રણ પ્રકારનાં છે, તેમાં દૂધપીનારાં એક વર્ષપર્યંતનાં, દૂધ તથા અન્ન ખાનાર બે વર્ષપર્યંતનાં અને કેવળ અન્ન ખાનારા તે પછીનાં હોયછે; સોલ વર્ષથી આરંભી સિત્તેર વર્ષ લગી મધ્ય વય કહેલ છે, તેના વૃદ્ધિ, યૌવન, સંપૂર્ણતા તથા હાનિ એ રીતે ચાર ભેદ છે; તેમાં વીશ વર્ષપર્યંત વૃદ્ધિ, ત્રીશ વર્ષપર્યંત યૌવન ને ચાલીશ વર્ષપર્યંત સર્વ ધાતુ, ઇન્દ્રિય, બળ તથા વીર્યને સંપૂર્ણતા અને તે પછી સિત્તેર વર્ષપર્યંત થોડી થોડી હાની, એ રીતે થાયછે; અને સિત્તેર સર્ષ પછી ક્ષીણ થયેલાં ધાતુ, ઇન્દ્રિય, બળ, વીર્ય તથા ઉત્સાહવાળો, દિવસે દિવસે ત્વચામાં પડતી કરચલી, શ્વેત થતા વાળ તથા માથામાં પડતી ટાલવાળો, કાસ તથા શ્વાસાદિ ઉપદ્રવે કરી પરાભવ પામેલો, અને સર્વ ક્રિયા કરવામાં અસમર્થ એવો, જુના ઘરનીપેઠે ચોમેરથી ખરતો, ખેદ કરનાર વૃદ્ધ કેહેવાયછે ॥ ૨૯૬ ॥

તેમ સ્ત્રીની વયવિષે પણ ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

बालेतिगीयतेनारीयावद्वर्षाणिषोडश । ततस्तुतरुणीज्ञेयाद्वात्रिंशद्वत्सरावधि २९७

સ્ત્રી સોલ વર્ષની વયપર્યંત બાળા કેહેવાયછે, ને તે પછી બત્રીશ વર્ષની વયસુધી તેને તરૂણી જાણવી ॥ ૨૯૭ ॥

तदूर्ध्वमधिरूढा स्यात् पंचाशद्वत्सरावधि । वृद्धा तत्परतो ज्ञेया सुरतोत्सववर्जिता ॥ २९८ ॥

અને ત્યારપછી પચાસ વર્ષની વયસુધી તે પ્રૌઢા કહેવાયછે, ને તે પછી રતિની ઇચ્છા જેને ટળી ગઈ છે, એવી તેને વૃદ્ધ જાણવી ॥ ૨૯૮ ॥

હવે કન્યાને પણ પુત્રની પેઠે સ્ત્રીને ઘટે એવી સારી કેળવણી આપવી, ઇત્યાદિવિષે મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

कन्याप्येवं पालनीया
शिक्षणीयातियत्नतः ।
देया वराय विदुषे
धनरत्नसमन्विता ॥ २९९ ॥

પુત્રની પેઠે કન્યાને પણ અતિ યત્નથી પાળવી તથા સારી કેળવણી આપવી, ને તેને પોતાની શકિત મુજબ ધન તથા રત્ન આપી સારા વિદ્વાન્ વરને પરણાવવી ॥ ૨૯૯ ॥

માટે વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

कुलं च शीलं च सनाथता च
विद्या च वित्तं च वपुर्वयश्च ।
एतान्गुणान्सप्त विचिन्त्य देया
कन्या बुधैः शेषमचिन्तनीयम् ॥ ३०० ॥

બુદ્ધિમાન્ પુરૂષોએ કુળ, વર્તણુંક, ઓથ, વિદ્યા, ધન, શરીર તથા અવસ્થા, એ વરના સાત ગુણ જોઈ કન્યા દેવી, બાકી બાતે વિચાર કરવો નહીં ॥ ૩૦૦ ॥

કારણ માનવધર્મશાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યુ છે કે,

यादृग्गुणेनभर्त्रास्त्रीसंयुज्येतयथाविधि ।
तादृग्गुणासाभवतिसमुद्रेणेवनिम्नगा ३०१

સમુદ્રમાં જોડાયલી નદીની પેઠે, સ્ત્રી જેવા ગુણવાળા પતિની સાથે વિધપૂર્વક જોડાય, તેવા ગુણવાળી થાયછે ॥ ૩૦૧ ॥

વળી કહ્યું છે કે,

स्त्रीणां हि साहचर्याद्भवंतिचेतांसि
भर्तृसदृशानि । मधुरापि हि मूर्छयते
विषविटपिसमाश्रिता वल्ली ॥ ३०२ ॥

જેમ વિષ વૃક્ષનો આશ્રય કરેલી વેલ મધુર હોય તોપણ વિષરૂપ થાયછે, તેમ સ્ત્રિયોનાં ચિત્ત પણ ભર્તાના સહવાસથી તેના સરખાં થાયછે ॥ ૩૦૨ ॥

માટે કહ્યા પ્રમાણે તપાસ કરી સારા વરને કન્યા દેવી; પણ કોઇ કાળે ધનની લાલચથી જેવા તેવાને દેવી નહીં. કેમકે મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

न कन्यायाः पिता विद्वान् गृह्णी-
याच्छुल्कमण्वपि । गृह्णंश्छुल्कं हि
लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥ ३०३ ॥

સમજુ પિતાયે કન્યા બદલ કંઇ પણ ધન લેવું નહિ; કારણ લોભથી થોડું પણ ધન લેતાં મનુષ્ય છોકરૂં વેચનાર ઠરેછે ॥૩૦૩॥

સ્વભાવથીજ પુરૂષજાતિ કરતાં સ્ત્રીજાતિ ઉમ્મરમાં વેહેલી આવેછે, ને પેહેલી અવસ્થાજ વિદ્યાભ્યાસ કરવા માટે કહેલ છે તેથી સ્ત્રીજાતિને વિદ્યા ભણવા માટે પુરૂષજાતિ જેટલો અવકાશ મળતો નથી. મૂછ આવતાં જેમ પુરૂષ તેમ રજોદર્શન થતાં સ્ત્રી ઉમરમાં આવી કહેવાયછે. ઘણું કરી પુરૂષને મૂછ વીશ વર્ષે ને સ્ત્રીને રજોદર્શન તેર વર્ષે પ્રાપ્ત થાયછે. વાગ્ભટ્ટે અષ્ટાંગહૃદયના શારીરસ્થાનના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

मासि मासि रजः स्त्रीणां रसजं स्रवति त्र्यहम् । वत्सराद्द्वादशादूर्ध्वं याति पंचाशतः क्षयम् ॥ ३०४ ॥

સ્ત્રિયોને બાર વર્ષની વય પછી રસથી ઉત્પન્ન થયેલું રજ પ્રતિમાસે ત્રણ દિવસ સ્રવેછે; જે પચાશ વર્ષની વય પછી ક્ષય પામેછે ॥ ૩૦૪ ॥

પણ સોલ વર્ષે સ્ત્રી અને પચીશ વર્ષે પુરૂષ પુખ્ત ઉમરમાં આવ્યાં કેહેવાયછે, માટે પુત્રને જેમ વીશ વર્ષસુધી તેમ પુત્રીને તેર વર્ષની વયપર્યંત વિદ્યાભ્યાસ કરાવવો અને તે પછી પાંચ વર્ષસુધી જેમ પુત્રને કમાતાં શિખવવું, તેમ ત્રણ વર્ષપર્યંત પુત્રીને સર્વ ગૃહકાર્યમાં કુશળ કરવી; ને પછી સોલ વર્ષની થાય કે તેને પ્રસન્ન પડે એવા યથાયોગ્ય વરની સાથે પરણાવી દેવી. કેમકે માનવધર્મશાસ્ત્રના ૯ મા અધ્યાયમાં કહ્યું છે કે,

काममामरणात्तिष्ठेद्गृहेकन्यर्तुमत्यपि । नचैवैनांप्रयच्छेतगुणहीनायकर्हिचित्३०५

કન્યા ઋતુમતી થાય તોપણ ભલે મરણ પર્યંત ઘરમાં રેહે, પણ પિતાયે કયારેય પણ ગુણહીનને આપવી નહિ ॥ ૩૦૫ ॥

વળી અભિજ્ઞાન શાકુંતલમાં કણ્વ મહામુનિયે કહ્યું છે કે,

यास्यत्यद्य शकुंतलेति हृदयं संस्पृष्टमुत्कंठयाअंतर्बाष्पभरोपरोधि गदितं चिंताजडं दर्शनं । वैक्लव्यं ममतावदीदृशमपि स्नेहादरण्यौकसः पीड्यंते गृहिणः कथं नु तनयाविश्लेषदुःखैर्नवैः ॥ ३०६ ॥

આજ શકુંતલા સાસરે જશે એમ હૃદયમાં દુઃખ થાયછે, માંયનાં અશ્રુ સમુદાયથી કંઠ રૂંધાય છે અને ચિંતાવડે પુરૂં દેખાતું નથી; એ રીતે મારા જેવા વનવાસીને પણ સ્નેહથી વિહ્વલપણું થાયછે, તો ગૃહસ્થો પુત્રીનાં વિયોગજન્ય તાજાં દુઃખે કરી કેમ ન પીડાય ! ॥ ૩૦૬ ॥

अर्थो हि कन्या परकीय एव तामद्य संप्रेष्य परिग्रहीतुः । जातोऽस्मि सद्यो विशदांतरात्मा चिरस्य निक्षेपमिवार्पयित्वा ॥३०७॥

પણ કન્યારૂપી ધન પારકુંજ છે, માટે આજ તેને ધણીને ઘેર મોકલી, તત્કાળ ઘણા કાળની રાખેલી થાપણ પાછી આપવાની પેઠે હું નિશ્ચિત થયો ॥ ૩૦૭ ॥

તેથી કોઈને પણ કન્યા પરણાવ્યા વગર છુટકો નથી. માટે શ્રીમહાભારતના અનુશાસનપર્વના ૪૪ મા અધ્યાયમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિર રાજાને કહ્યું છે કે,

त्रीणि वर्षाण्युदीक्षेत<br>कन्या ऋतुमती सती ।<br>चतुर्थे त्वथ संप्राप्ते<br>स्वयं भर्तारमर्जयेत् ॥ ३०८ ॥

કન્યાએ ઋતુમતિ થયા પછી ત્રણ વર્ષસુધી પોતાથી અધિક ગુણવાળા વરની વાટ જોવી, ને તેટલામાં તેવો વર ન મળે ને ચોથું વર્ષ બેસે, તો પોતા સરખા ગુણવાળા વરને પરણવું ॥ ૩૦૮ ॥

प्रजा न हीयते तस्या रतिश्च भरतर्षभ । अतोऽन्यथा वर्तमाना भवेद्वाच्या प्रजापतेः ॥ ३०९ ॥

તો તેની પ્રજા તથા રતિ હણાતી નથી પણ તેથી ઉલટી રીતે ચાલનાર અર્થાત્ તે પછી પણ ન પરણે તો કદિ પ્રજાપતિની કન્યા હોય, તોપણ નિંદાય છે ॥૩૦૯॥

જોકે રજોદર્શન થયાથીજ કન્યા ગર્ભ ધારણ કરવા યોગ્ય થાય છે, માટે તે સમયમાંજ તેનું લગ્ન કરવું યોગ્ય છે, તથાપિ સોલ વર્ષની અંદરની વય વૈદ્યશાસ્ત્રના મત પ્રમાણે તેમ અનુભવથી જોતાં ઘણીજ નહાની ભાસે છે. જેથી તે સમયમાં ગર્ભ રહેતાં તે ગર્ભ ધારણ કરનાર સ્ત્રી તથા તેની પ્રજા બન્ને નિર્બળ તથા અલ્પાયુષિ થાયછે. માટે રજોદર્શન થએલી કન્યાનું માતાપિતાદિ વડિલોયે તેની સોલ વર્ષની વય થતાં લગ્ન કર્યાસુધી સારી રીતે રક્ષણ કરવું; પણ છેક નહાની વયમાં તેને પરણાવી દેવી નહીં. મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनाम् । नोद्वाहयेत्पिता बालामज्ञातधर्मशासनाम् ॥ ३१० ॥

કન્યા જ્યાંસુધી પતિની મર્યાદા તથા સેવા અને ધર્મશાસ્ત્રમાં કહેલા સ્ત્રીધર્મથી અજાણી હોય, ત્યાંસુધી તેનો પિતાયે વિવાહ કરવો નહિ ॥ ૩૧૦ ॥

એ રીતે ગૃહસ્થ સ્ત્રીપુરૂષે પ્રજાનું પાલન કરતાં તેને કેળવવી, જેથી તે સંસારનો ભાર ઉપાડવા સમર્થ થાય. સ્વાર્થ વિના કોઇ સગું થતું નથી, તેથી જો પોતાની પ્રજાને ગુણવાન્ ન કરી હોય તો તેનું કોઇ પાડ પૂછતું નથી. કહ્યું છે કે,

वृक्षं क्षीणफलं त्यजंति विहगाः शुष्कं सरः सारसाः पुष्पं पर्युषितं त्यजन्ति मधुपा दग्धं वनान्तं मृगाः । निर्द्रव्यं पुरुषं त्यजन्ति गणिका भ्रष्टश्रियं मन्त्रिणः सर्वः कार्यवशाज्जनोऽभिरमते कस्यास्ति को वल्लभः ॥ ३११ ॥

ક્ષીણ ફળવાળા વૃક્ષનો પક્ષી, સુકાઈ ગયેલાં તલાવનો સારસ, વાસી થએલાં પુષ્પને ભ્રમર, બળેલાં વનને મૃગ, દ્રવ્યહીન થયેલા પુરૂષનો ગણિકા તથા રાજલક્ષ્મીથી ભ્રષ્ટ થયેલા રાજાનો મંત્રી ત્યાગ કરેછે, કેમકે સર્વ પ્રાણી મતલબથીજ પ્રીતિ કરેછે નહિ તો કોણ કોને પ્રિય છે ! ॥ ૩૧૧ ॥

વળી પોતાના જન તથા સંબંધિયોનું પોતાથી બની શકે તે રીતે પાલન કરવું, કેમકે કુટુંબનું પોષણ કરવું સર્વને ઉચિત છે. શ્રીમહાભારતના અનુશાસનપર્વમાં કહ્યું છે કે,

मातरं पितरं पुत्रं दारानतिथिसोदरान् । हित्वा गृही न भुंजीयात् एकाकी तु कदाचन ॥ ३१२ ॥

ગૃહસ્થે માતા, પિતા, પુત્ર, સ્ત્રી, પરોણો તથા ભાઇયોને મૂકી કોઇ કાળે પણ એકલાં જમવું નહિ ॥ ૩૧૨ ॥

કારણ કહ્યું છે કે,

वंचयित्वा गुरूंर्बंधून्यो भुंक्ते स्वोदरंभरः । इहैव लोके गर्ह्योऽसौ सारमेय इवाधमः ॥ ३१३ ॥

જે વડીલ તથા બાંધવોને છેતરી પોતે એકલો જમે છે, તે કુતરાની પેઠે પેટભરો નીચ આ લોકમાંજ નિંદા પાત્ર થાયછે ॥ ૩૧૩ ॥

તેમ શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

कुटुंबभरणार्थेषु यत्नवान्न भवेच्च यः । तस्य सर्वगुणैः किंतु जीवन्नेव मृतश्च सः ॥ ३१४ ॥

જે પુરૂષ કુટુંબના પોષણ અર્થે યત્ન કરતો નથી, તેમાં બીજા ઘણા ગુણ હોય તો શું ! કેમકે તે જીવતાંજ મુવા જેવો છે ॥ ૩૧૪ ॥

એ સિવાય જે પોતાનો નિર્વાહ ચલાવવા અશકત હોય એવા અપંગ જનોનું પણ શકિતમાન્ ગૃહસ્થે પોતાથી બની શકે તે રીતે પાલન કરવું અવશ્ય છે. કેમકે અપંગ જનોના જીવિતનો સર્વ આધાર શકિતમાન્ જનો ઉપર રહેલ છે, માટે જેઓ સુખી છે, તેમણે પોતાની શકિત મુજબ દુઃખિયોનાં દુઃખ ટાળવામાં સદા તત્પર રહેવું યોગ્ય છે. મહાનિર્વાણતંત્રમાં કહ્યું છે કે,

देयं भेषजमार्तस्य परिश्रान्तस्य चासनम् । तृषितस्य च पानीयं क्षुधितस्य च भोजनम् ॥ ३१५ ॥

રોગથી પીડિતને ઔષધ, થાકેલાને આસન, તર્ષ્યાને પાણી અને ભુખ્યાને ભોજન દેવું ॥ ૩૧૫ ॥

भूमिदानात्परं नास्ति विद्यादानं ततोऽधिकम् । औषधं पथ्यमाहारं स्नेहोऽभ्यंगं प्रतिश्रयम् ॥ ३१६ ॥

ભૂમિ દાનથી બીજું શ્રેષ્ઠ નથી, પણ વિદ્યાદાન તેથી અધિક છે; ઔષધ, પથ્ય ભોજન, ભક્ષણ તથા અભ્યંગ કરવા લાયક ધૃત તૈલાદિ અને આશ્રય સ્થાન, ॥ ૩૧૬ ॥

दानान्येतानि देयानि ह्यन्यानि च विशेषतः । दीनान्धकृपणादिभ्यः श्रेयस्कामेन धीमता ॥ ३१७ ॥

એ તથા વિશેષે કરી બીજાં પણ દાન, કલ્યાણને ઇચ્છનાર બુદ્ધિમાન્ પુરૂષે ગરીબ, અનાથ તથા આંધળા આદિ અપંગોને આપવાં ॥ ૩૧૭ ॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

जीविते यस्य जीवन्ति दीना मित्राणि बांधवाः । सफलं जीवितं तस्य आत्मार्थे को न जीवति ॥ ३१८ ॥

જેના જીવિતવડે દીન, મિત્ર તથા બંધુઓ જીવે છે, તેનું જીવવું સફળ છે; કેમકે પોતામાટે કોણ જીવતો નથી ॥ ૩૧૮ ॥

હવે પોતાનાં માતા–પિતાદિ વડીલ તથા બંધુ આદિ નહાના હોય તે પ્રત્યે કેવી રીતે વર્તવું તેવિષે કેહેવામાં આવેછે. પોતાની વયથી જે મોહોટા હોય તે વડીલ

ને નહાના તે નહાના કેહેવાયછે. સર્વે સ્ત્રીપુરૂષોને, પોતપોતાનાં માતા, પિતા, શ્વશ્રૂ, શ્વશુર, ગુરૂ અને ગુરૂપત્નિના પક્ષથી વડીલ અને નહાના છ પ્રકારથી હોયછે. તેમાં જે અત્યંત પાસે પાસેના સંબંધી હોય તેજ મુખ્ય વડીલ તથા નહાના કેહેવાયછે. પોતાના કોઇ પણ વડીલપ્રત્યે માતા પિતાવત્ સ્નેહ રાખવો, તેના કહ્યામાં રેહેવું, તેને કોઇ કાળે પણ અપમાન આપવું નહિ; તે કંઇ કહે તો સહન કરવું, પણ સામે બોલવું નહીં અને નમ્રતાથી ઘટતો જવાબ આપવો. તે આવે તો ઉઠી ઉભા થવું ને સામે લેવા જઇ સન્માન આપવું અને તે બેઠાપછી પોતે બેસવું. વળી તે જાય ત્યારે પણ ઊઠી ઉભા થવું ને તેને યોગ્યતા પ્રમાણે સાથે વળાવા જવું. તેની સાથે કોઇ પણ પ્રકારનો વિચાર કરતાં પ્રથમ મત તેનો લેવો; કદી પોતાનો મત જૂદો હોય તો તે ઉપદેશ કર્યાની પેઠે કેહેવો નહીં, પણ વિનંતિ કરી જણાવવો, જેથી એકમત તરત થવાય. જેને જેટલો અનુભવ હોય તેપ્રમાણે તે મત આપેછે, સર્વજ્ઞ કોઇ પણ નથી. ઘણી વખત થોડું ભણેલ પણ અનુભવિ વૃદ્ધ જે અભિપ્રાય આપેછે, તે યુવાન વિદ્વાનના અભિપ્રાયથી ચહડે છે, ને સર્વને સ્વીકારવા યોગ્ય થઇ પડેછે. ત્યારે વૃદ્ધ જો અનુભવી તેમ વિદ્વાન્ હોય, તો સઘળા પ્રકારના વિચારમાં તે યુવાન્ વિદ્વાનથી ચહડે, તેમાં કંઇ આશ્ચર્ય નથી; કેમકે વૃદ્ધ ભણેલ તેમ ગણેલ હોયછે, ને યુવાન્ માત્ર ભણ્યો હોયછે. જેથી વડીલની સલાહ બલવત્તર કહેવાયછે. તેમ પોતાના કોઈ પણ નહાના પ્રત્યે પુત્ર પુત્રીવત્ સ્નેહ રાખવો, તેનો કોઇ કાળે પણ તિરસ્કાર કરવો નહીં. કેમકે તિરસ્કારથી પ્રાણીમાત્રને ક્રોધ ઉત્પન્ન થવાનો સ્વભાવ છે, જેથી તેના તરફથી સુલટું થવાને બદલે ઉલટું થાયછે. માટે તે કદી કોઇ પ્રકારે ભૂલ કરે તો તેને એકાંતમાં સમજાવી ફરીથી ન કરવા સૂચના કરવી. પણ જાહેરમાં તેની ભૂલ બતાવવી નહીં, કારણ તેથી તેને માઠું લાગે છે, ને તેને લીધે તેના મનનો ઉત્સાહ તુટી જાયછે. જેથી ફરી કોઈ કાર્ય કરતાં તેને યથાર્થ સુજતું નથી, ને તે વારંવાર ભૂલ કરેછે. વળી નહાનો પણ પોતાને ત્યાં આવે તો તેનો મીઠી જીભે સત્કાર કરવો, ને તે જાય ત્યારે પણ તેમજ કરવું. તે કોઈ પ્રકારની સલાહ પૂછે તો તેનું જેથી કલ્યાણ થાય, એવી સલાહ આપવી અને નિરંતર પોતે તેના કલ્યાણમાં તત્પર રેહેવું. એ રીતે પોતાના વડીલ તથા નહાના પ્રત્યે વર્તવું; તેમ બીજા વડીલ અથવા નહાના પ્રત્યે પણ ઘટતા સત્કારથી વર્તવું. કૃષ્ણયજુર્વેદના તત્તિરીય ઉપનિષદની શીક્ષાવલ્લીમાં કહ્યું છે કે,

मातृदेवो भव । पितृदेवो भव ।
आचार्यदेवो भव। अतिथिदेवो भव ३१९

માતા, પિતા, વિદ્યાગુરૂ તથા પરોણાને દેવ પ્રમાણે માનનાર થા ॥ ૩૧૯ ॥

તેમ માનવધર્મશાસ્ત્રના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

यं मातापितरौ क्लेशं सहेते संभवे
नृणाम् । न तस्य निष्कृतिः
शक्या कर्तुं वर्षशतैरपि ॥ ३२० ॥

છોકરાં ઉછેરી મોહોટાં કરવામાં માતાપિતા જે દુઃખને સહન કરેછે, તેનો બદલો સો વર્ષપર્યંત સેવા કરેથી પણ વાળી શકાતો નથી ॥ ૩૨૦ ॥

तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा । तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ ३२१ ॥

માટે તેમનું, અને તેમજ વિદ્યાગુરૂનું પણ નિત્ય પ્રિય કરવું; કારણ તે ત્રણ સંતુષ્ટ થવાથી સર્વ તપ સંપૂર્ણ થાયછે ॥ ૩૨૧ ॥

शय्यासनेऽध्याचरिते श्रेयसा न समाविशेत् । शय्यासनस्थश्चैवैनं प्रत्युत्थायाभिवादयेत् ॥ ३२२ ॥

જે શય્યા અથવા આસન ઉપર વડીલ બેઠા હોય, તેની ઉપર બેસવું નહીં, ને પોતે શય્યા અથવા આસન ઉપર બેઠા હોઇયે ને ત્યાં વડીલ આવે, તો તેને સામે ઉભા થઈ પ્રણામ કરવા ॥ ૩૨૨ ॥

परपत्नी तु या स्त्री स्यादसंबंधा च योनितः । तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥ ३२३ ॥

જે સંબંધ વગરની પારકી સ્ત્રી હોય, તેને બોલાવતી વેળા સત્કારથી બાઈ બેન કહી બોલાવવી ॥ ૩૨૩ ॥

मातृष्वसा मातुलानी श्वश्रूरथ पितृष्वसा । संपूज्या गुरुपत्नीवत्समास्ता गुरुभार्यया ॥ ३२४ ॥

માસી, મામી, સાસુ તથા ફઈ, એ વડીલની સ્ત્રી સમાન હોવાથી તેની પેઠે પૂજા કરવા લાયક છે ॥ ૩૨૪ ॥

વળી એજ શાસ્ત્રના નવમા અધ્યાયમાં કહ્યું છે કે,

पितेव पालयेत्पुत्रान् ज्यष्ठो भ्रातॄन्यवीयसः । पुत्रवच्चापि वर्तेरन् ज्येष्ठे भ्रातरि धर्मतः ॥ ३२५ ॥

મોહોટા ભાઇયે નહાના ભાઈયોને, જેમ પિતા પુત્રને પાળે, તેમ પાળવા, તેમ નહાના ભાઇયોયે પણ મોહોટા ભાઈવિષે ધર્મથી પુત્રની પેઠે વર્તવું ॥ ૩૨૫ ॥

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा । यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥ ३२६ ॥

મોહોટા ભાઇની જે સ્ત્રી તે નહાના ભાઈને માતા સમાન અને નહાના ભાઇની જે સ્રી તે મોહોટા ભાઈને પુત્રવધુ સમાન કહેલી છે ॥ ૩૨૬ ॥

તેમ શ્રીમહાભારતાંતર્ગત અનુશાસનપર્વના ૧૦૫ મા અધ્યાયમાં ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું છે કે,

ज्येष्ठा मातृसमा चापि भगिनी भरतर्षभ । भ्रातुर्भार्या च तद्वत्स्याद्यस्या बाल्ये स्तनं पिबेत् ॥ ३२७ ॥

વળી મોહોટી બેન, મોહોટા ભાઈની સ્ત્રી તથા બાળકપણમાં જેનું સ્તનપાન કર્યું હોય તે, એ ત્રણે માતા સમાન જાણવી ॥ ૩૨૭ ॥

તેમ ઔશનસ સ્મૃતિના પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે,

गुरून्दृष्ट्वा समुत्तिष्ठेदभिवाद्य कृतांजलिः। नतैरुपवसेत्सार्द्धं विवादेनार्थकारणात् ॥ ३२८ ॥

વડીલોને જોઇ, ઉભા થઇ, હાથ જોડી પ્રણામ કરવા, ને તેમની સાથે કંઈ કારણથી વાદ કરવા બેસવું નહીં ॥ ૩૨૮ ॥

नास्ति मातृसमं दैवं नास्ति पितृसमो गुरुः। न ताभ्यामननुज्ञातो धर्ममेकं समाचरेत् ॥ ३२९ ॥

વળી માતા સમાન કોઇ દેવ તથા પિતા સમાન કોઇ વડીલ નથી, માટે તેમની આજ્ઞા વિના કંઈ કાર્ય કરવું નહિ ॥ ૩૨૯ ॥

મહાનિર્વાણતંત્રમાં પણ કહ્યું છે કે,

मातरंपितरंचैवसाक्षात्प्रत्यक्षदेवताम्। मत्वागृहीनिषेवेतसदासंर्वप्रयत्नतः॥३३०॥

ગૃહસ્થે માતાપિતાને સાક્ષાત્ પ્રત્યક્ષ દેવતા માની તેમની સદા સર્વ પ્રયત્નથી સેવા કરવી ॥ ૩૩૦ ॥

श्रावयेन्मृदुलां वाणीं सर्वदा प्रियमाचरेत्। पित्रोराज्ञानुसारी स्यात्सत्पुत्रः कुलपावनः ॥ ३३१ ॥

અને કુળને પાવન કરનાર સત્પુત્રે તેમને કોમળ વાણી સંભળાવવી, સર્વદા તેમનું પ્રિય કરવું તથા તેમની આજ્ઞામાં રહેવું ॥૩૩૧॥

કારણ શ્રીમહાભારતના આદિપર્વમાં કહ્યું છે કે,

मातापित्रोः प्रजायंते पुत्राः साधारणाः कवे। तेषां पिता यथा स्वामी तथा माता न संशयः ॥ ३३२ ॥

હે પંડિત, માતાપિતાથી પુત્રો ઉત્પન્ન થાયછે, માટે તે બન્નેને સાધારણ છે; તેથી તેમનો જેમ પિતા, તેમ માતા પણ સ્વામી છે એમાં સંશય નથી ॥ ૩૩૨ ॥

વળી ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

जनिता च विनेता च यस्तु विद्यां प्रयच्छति। अन्नदाता भयत्राता पंचैते पितरः स्मृताः ॥ ३३३ ॥

જન્મ આપનાર, નિયમમાં રાખનાર રાજા, વિદ્યા દેનાર, અન્ન આપનાર તથા ભયથી રક્ષા કરનાર, એ પાંચ પિતા કહેલ છે ॥ ૩૩૩ ॥

राजपत्नी गुरोः पत्नी मित्रपत्नी तथैव च। पत्नीमाता स्वमाता च पञ्चैता मातरः स्मृताः ॥ ३३४ ॥

રાજા, ગુરૂ તથા મિત્રની સ્ત્રી, પોતાની સ્ત્રીની માતા તથા પોતાની મા, એ પાંચ માતા કહેલ છે ॥ ૩૩૪ ॥

पिता गुरुस्तु पुत्राणां यूनां वृद्धो गुरुः स्मृतः । पतिरेको गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः ॥ ३३५ ॥

પુત્રને પિતા, યુવાનને વૃદ્ધ, સ્ત્રીને પતિ તથા સર્વને પરોણો ગુરૂ છે ॥ ૩૩૪ ॥

ते पुत्रा ये पितुर्भक्ताः स पिता यस्तु पोषकः । तन्मित्रं यत्र विश्वासः सा भार्या यत्र निर्वृतिः ॥ ३३६ ॥

જે પિતામાં ભક્તિ રાખે તે પુત્ર, જે પોષણ કરે તે પિતા, જેમાં વિશ્વાસ રહે તે મિત્ર તથા જેનાથી સુખ થાય તે સ્ત્રી જાણવી ॥ ૩૩૬ ॥

एकेनापि सुवृक्षेण पुष्पितेन सुगंधिना । वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥ ३३७ ॥

વળી જેમ એક પણ પુષ્પ તથા સુગંધયુક્ત સારા વૃક્ષે કરી બધું વન સુગંધયુક્ત થાયછે, તેમ સુપુત્ર વડે આખું કુળ દીપેછે ॥ ૩૩૭ ॥

एकेन शुष्कवृक्षेण दह्यमानेन वह्निना । दह्यते तद्वनं सर्वं कुपुत्रेण कुलं यथा ॥ ३३८ ॥

પણ જેમ એક પણ અગ્નિવડે બળતા સૂકા વૃક્ષે કરી સર્વ વન બળેછે, તેમ કુપુત્રે કરી સર્વ કુળ સંતાપ પામેછે ॥ ૩૩૮ ॥

માટે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

पित्रोराज्ञां पालयति सेवने च निरालसः । छायेव वर्तते नित्यं यतते चागमाय वै ॥ ३३९ ॥

જે માતાપિતાની આજ્ઞા પાળે, તેમની સેવામાં આળસ ન કરે, નિરંતર તેમને છાયાની પેઠે અનુસરે, ધન સંપાદન કરવામાં યત્ન કરે ॥ ૩૩૯ ॥

कुशलः सर्वविद्यासु स पुत्रः प्रीतिकारकः । दुःखदो विपरीतो यो दुर्गुणो धननाशकः ॥ ३४० ॥

અને સર્વ વિદ્યામાં કુશળ હોય, તે પુત્ર પ્રીત ઉપજાવે છે; પણ જે એથી ઉલટો ધનને નાશકરનાર તથા દુર્ગુણી હોય, તે દુઃખ આપનાર થાયછે ॥ ૩૪૦ ॥

એ રીતે માતા, પિતા તથા પોતાથી મોહોટા અને નહાના પ્રત્યે વિવેકથી વર્તવું, કદી વિવેક ભૂલી જઇ આડી રીતે વર્તાય તો પોતાની ઉપમા વડે જોવું; અર્થાત્ પોતાની સાથે પોતાથી નહાના અથવા મોહોટા વિવેક છોડીને વર્તે તો પોતાને જેવું માઠું લાગેછે, તેવુંજ માઠું પોતે જેમની સાથે વિવેક છોડી વર્તિયે તેમને લાગતું હશે, એવો વિચાર કરવો; જેથી પોતાની ભૂલ તરત જણાઈ આવેછે ને ફરી વિવેકે વર્તાય છે. એ રીતે કહ્યાપ્રમાણે સર્વ સ્ત્રીપુરૂષોયે પોતપોતાના સામાન્ય તથા વિશેષ ધર્મ આચરવા કેમકે ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

येषां न विद्या न तपो न दानं
न चापि शीलं न गुणो न धर्मः ।
ते मर्त्यलोके भुवि भारभूता
मनुष्यरूपेण मृगाश्चरंति ॥ ३४१ ॥

જેમાં વિદ્યા, ઇન્દ્રિયનિગ્રહ, પરોપકાર, સારો સ્વભાવ, ગુણ તથા સદાચરણ નથી, તે મર્ત્ય લોકમાં પૃથિવી ઉપર ભાર માત્ર થઈ મનુષ્ય રૂપે મૃગોજ વિચરેછે ॥ ૩૪૧ ॥

માટે આચાર્યે ધર્માચરણથી પ્રમાદ ન કરવાની આજ્ઞા કરી છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં ધર્માચરણથી પ્રમાદ ન કરવાનો ઉપદેશ.

---

## ॥ कुशलान्न प्रमदितव्यम् ॥

સાતમો ઉપદેશ કુશળથી પ્રમાદ ન કરવાનો છે, કેમકે પ્રાણી માત્ર પોતપોતાના કુશળમાં તત્પર રહેવાથી સુખી, ને આળસુ રહેવાથી દુઃખી થાયછે. કુશળ બે પ્રકારનાં છે, શારીરિક અને વ્યાવહારિક. તેમાં શારીરિક પ્રથમ છે, કારણ શરીર જો આરોગ્ય હોય, તોજ બીજા કુશળની પ્રાપ્તિ કરી શકાય છે. માટે જેમ બને તેમ શરીરનું આરોગ્ય પ્રથમ જાળવવું. સ્વચ્છ હવા, નિર્મળ જળ, પથ્ય ભોજન, યોગ્ય ઉષ્ણતા, સ્વચ્છ વસ્ત્ર, ઘટતું રેહેઠાણ તથા મનની સ્થિરતા, એ આરોગ્ય રેહેવાનાં મુખ્ય સાધન છે. કેમકે હવા ગંદી હોય તો ફેફસામાં જઈ લોહી સાથે મળીને શરીરને હાની કરેછે. મેલું જળ પીવાય તથા જઠરાગ્નિથી પચન ન થાય તે રીતનું ભોજન કરાય તો શરીરમાં તે સંબંધી રોગ થાયછે. સહન ન થાય તે રીતની ઉષ્ણતા શરીરને હાનિ કર્તા છે. મેલાં વસ્ત્ર ધારણ કરેથી ત્વચાસંબંધી રોગ થવાનો સંભવ છે. યોગ્ય પ્રકાશ તથા હવા વિનાનું, ભીનાસવાળું અને જેની આસપાસ ગંદકી હોય એવું ઘર તેમાં વસનારને જરૂર અનેક પ્રકારથી રોગદાયક થઇ પડેછે. મનનો ઉદ્વેગ પણ શરીરને હાનિ કર્તા છે, કારણ મનની અસર તન ઉપર ને તનની અસર મન ઉપર થતી જણાયછે. માટે ઉપર પ્રમાણે આરોગ્ય જાળવવાનાં સાધન જેમ બને તેમ પ્રત્યેક મનુષ્યે સંપાદન કરવા તત્પર રહેવું. જ્યારે કોઈ પણ પ્રકારનો વિકાર શરીરમાં ન ભાસે, ત્યારે તે નીરોગી કેહેવાય છે. ભાવમિશ્ર વૈદ્યે રચેલ ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

समदोषः समाग्निश्च
समधातुमलक्रियः ।
प्रसन्नात्मेन्द्रियमनाः
स्वस्थ इत्यभिधीयते ॥ ३४२ ॥

જેના શરીરમાં વાતાદિ દોષ, જઠરાગ્નિ, રસાદિ ધાતુ તથા મળ મૂત્રની ક્રિયા સમાન હોય અર્થાત્ કોપ પામ્યાં ન હોય, અને આત્મા, ઇન્દ્રિય તથા મન જેનાં પ્રસન્ન હોય તે નીરોગી કેહેવાયછે ॥ ૩૪૨ ॥

दिनचर्यां निशाचर्यां ऋतुचर्यां यथोदिताम् । आचरन्पुरुषः स्वस्थः सदा तिष्ठति नान्यथा ॥ ३४३ ॥

પણ વૈદ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દિનચર્યા, રાત્રિચર્યા તથા ઋતુચર્યાને આચરવાથી મનુષ્ય સદા નીરોગી રહેછે, બીજી રીતે નહિ ॥ ૩૪૩ ॥

પ્રથમ દિનચર્યાનો આરંભ વૈદ્યશાસ્ત્રના આચાર્ય વાગ્ભટ્ટે પોતાના અષ્ટાંગહૃદય ગ્રંથના સૂત્રસ્થાનના બીજા અધ્યાયમાં આ પ્રમાણે કહેલ છેઃ—

ब्राह्मे मुहूर्त उत्तिष्ठेत्स्वस्थो रक्षार्थमायुषः । शरीरचिंतां निर्वर्त्य कृतशौचविधिस्ततः ॥ ३४४ ॥

નીરોગી મનુષ્યે આયુષ્યની રક્ષા માટે પાછલી ચાર ઘડી રાત્રી હોય ત્યારે ઉઠવું, ને શરીરસંબંધી ચિંતા છોડી મળમૂત્રનો ત્યાગ કરવો ॥ ૩૪૪ ॥

प्रातर्भुक्त्वा च मृद्वग्रं कषायकटुतिक्तकम् । भक्षयेद्दंतधवनं दंतमांसान्यबाधयन् ॥ ३४५ ॥

પછી પ્રાતઃકાળે તુરૂં, તીખું, કડવું, તથા કોમળ અગ્રભાગવાળું દાતણ લઇ તેને ચાવી જેમ દાંતના માંસને ઇજા ન થાય, તે રીતે કરવું ॥ ૩૪૫ ॥

સૂર્યોદયની પહેલાં ઉઠવાથી શરીરમાં સ્ફુર્તિ સારી રહેછે, ને આળસ આવતું નથી. સારી સ્ફુર્તિથી શરીરની સર્વ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયને પોતપોતાનું કાર્ય કરવામાં વિશેષ સામર્થ્ય આવેછે. વિશેષ સામર્થ્યથી ધારેલું કાર્ય સારી રીતે સિદ્ધ કરી શકાયછે. વળી પ્રભાત સમય શાંત હોવાથી મનને પ્રિય લાગેછે, ને તેની શોભા બહુ રળિયામણી હોય છે. શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

अभूत्प्राची पिंगा रसपतिरिव प्राप्य कनकं गतच्छायश्चन्द्रो बुधजन इव ग्राम्यसदसि । क्षणं क्षीणास्तारा नृपतय इवाऽनुद्यमपरा न दीपा राजंते द्रविणरहितानामिव गुणाः ॥ ३४६ ॥

પ્રભાત સમય ક્ષણે ક્ષણે પૂર્વ દિશા, સોનાને પામી પારાની પેઠે પીળી, ચંદ્ર, મૂર્ખની સભામાં વિદ્વાનની પેઠે કાંતિહીન તથા તારા, ઉદ્યમ વગરના રાજાની પેઠે ક્ષીણ થવા લાગ્યા, અને દીવા, નિર્ધનના ગુણની પેઠે શોભતા નથી ॥ ૩૪૬ ॥

પછી કહ્યું છે કે,

पुरुहूतदीगंगना प्रसूता रविमुद्दामसुतं चिरादुपेतम् । अलिनो नलिनीदलाद्विमुक्ता जनसंघाश्च निजोद्यमेषु लग्नाः ॥ ३४७ ॥

પૂર્વ દિશારૂપ સ્ત્રિયે ઘણે કાળે પ્રાપ્ત થયેલો સૂર્યરૂપ મોટો પુત્ર જણ્યો ! ભ્રમર કમળપુષ્પથી છુટા થયા ! અને જનસમૂહ પોતપોતાનાઃ ઉદ્યમે લાગ્યા ॥ ૩૪૭ ॥

પણ વેહેલું ઉઠવું એ વેહેલાં સુવા વગર બની શકતું નથી, કેમકે થાકેલી સર્વે ઇન્દ્રિયોને ચોક્કસ સમયસુધી આરામ આપવાની જરૂર પડે છે. તે જો યથાર્થ ન અપાય તો શરીરમાં તે સંબંધી વ્યાધિયો ઉત્પન્ન થઈ હાનિ કરેછે. મનુષ્ય જેમ જેમ મોહોટું થતું જાયછે, તેમ તેમ તેની ઉંઘ થોડી થતી જાયછે; કારણ જેમ જેમ ઇં-દ્રિયો દૃઢ થતી જાય, તેમ તેમ તેમને થાક થોડો લાગવાનો સ્વભાવ છે; તેમજ જેમ જેમ વૃદ્ધ થતું જાય તેમ તેમ પાછી ઉંઘ વધતી જાયછે, કેમકે ઇન્દ્રિયો નબળી થતી જવાથી જલદી થાકી જાયછે. બાળકને ઉંઘવાની ઘણી જરૂર પડેછે, કેમકે તેની ઇન્દ્રિયો કોમળ હોવાથી વારંવાર થાકી જાયછે; જેથી સ્હેજ ધાવતાં ધાવતાં પણ તે ઉંઘી જાયછે. વળી બાળકની વિચાર વૃત્તિ અનેક સંકલ્પ વિકલ્પથી રહિત હોવાથી સ્હેજમાં સ્થિર થાયછે, જેથી પણ તે વારંવાર ઉંઘી જાયછે. મોટા મનુષ્યની વિચારવૃત્તિ વ્યાવહારિક અનેક સંકલ્પ વિકલ્પોથી યુક્ત હોયછે, જેથી સ્હેજ વારમાં સ્થિર થઈ શકતી નથી; એટલે મોટાં માણસને ઉંઘ થોડી આવે છે. એ ઉપરથી વિ-ચારવૃત્તિ સ્થિર થવી, એજ ઉંઘનું ખરૂં કારણ જણાયછે, માટે સૂતિ વેળા સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરી મનને સ્થિર કરવું, જેથી ઉંઘ તરત આવી જાયછે. અવસ્થામાં આવેલા યુવાન મનુષ્યને, શરીરનો થાક ઉતારવા માટે ઓછામાં ઓછા સાત ને વધુમાં વધુ આઠ કલાક ઉંઘવાની અત્યંત જરૂર ભાસે છે. તેથી ઓછી ઉંઘ થાય તો શરીરની આરોગ્યતા જળવાતી નથી. માટે આગલી રાત્રિના બેથી ત્રણ કલાક જતાં અર્થાત્ આઠથી નવ વાગે ઉંઘવું, ને પાછલી રાત્રિના એકથી બે કલાક રહેતાં અર્થાત્ ચારથી પાંચ વાગે ઉઠવું સારૂં છે. આગલી રાત્રિની એક કલાકની ઉંઘ પાછલી રાતની બે કલાકની ઉંઘ સમાન છે, અર્થાત્ જેટલો થાક ઉતારવા આગલી રાત્રિની એક કલાકની ઉંઘ સમર્થ છે, તેટલોજ થાક ઉતારવા પાછલી રાત્રિના બે કલાકની ઉંઘ સમર્થ થાયછે. માટે મનુષ્યે આગલી રાત્રિયે વેહેલાં સુવું, ને પાછલી રાત્રિયે વેહેલાં ઉઠવું યોગ્ય છે. જેથી શરીરે આરોગ્ય રહી સુખી ને વિચાર શકિતયે બળવાન્ થઈ ચતુર થવાય છે. વેહેલા ઉઠયા પછી પ્રથમ મળમૂત્રનો ત્યાગ કરવા કહેલ છે, કેમકે જે. ખાનપાન કરવામાં આવે છે, તેનું જઠરાગ્નિ વડે પચન થઇ તેમાંથી જે ઉપયોગી રસરૂપ સાર ઉત્પન્ન થાયછે, તે શરીરના પોષણમાં વપરાય છે; અને જે અનુપયોગી મળમૂત્રરૂપ અસાર ઉત્પન્ન થાયછે, તેનો ઉઠયા પછી તરતજ ઘણુંકરી સર્વને ત્યાગ કરવાની જરૂર પડેછે. અને જરૂર પડે કે તરત તેનો ત્યાગ કરવો એ સૃષ્ટિનિયમ છે. એ નિયમથી ઉલટી રીતે ચલાય તો શરીરમાં તે સંબંધી વ્યાધિયો ઉત્પન્ન થાયછે. કારણ માધવનિદાનમાં કહ્યું છે કે,

**सर्वेषामेव रोगाणां निदानं कुपिता मंलाः ॥ तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥ ३४८ ॥**

ઘણું કરી સર્વ રોગનું કારણ કોપ પામેલા મળજ છે; ને તેના પ્રકોપનું કારણ વિવિધપ્રકારના અહિત પદાર્થનું સેવન કહેલ છે ॥ ૩૪૮ ॥

વળી મળમૂત્ર આદિ લઇ શરીરમાં ઉત્પન્ન થતા વેગોને ન રોકવા વિષે ચરકસંહિતાના સૂત્રસ્થાનના સાતમાં અધ્યાયમાં કહ્યું છે કે,

न वेगान्धारयेद्धीमान् जातान्मूत्रपुरीषयोः । न रेतसो न वातस्य न वम्याः क्षवथोर्न च ॥ ३४९ ॥

સમજુ માણસે મૂત્ર, મળ, વીર્ય, વાસરવું, ઉલટી તથા છીંકના ઉત્પન્ન થયેલા વેગને રોકવા નહિ ॥ ૩૪૯ ॥

नोद्गारस्य न जृंभाया न वेगान्क्षुत्पिपासयोः । न बाष्पस्य न निद्राया न श्वासस्य श्रमेण च ॥ ३५० ॥

તેમ ઓડકાર, બગાસું, ભુખ, તરષ આંસુ, ઉંઘ તથા મેહેનતથી થયેલા શ્વાસના વેગને પણ રોકવા નહીં ॥ ૩૫૦ ॥

वेगनिग्रहजा रोगा ये ये च परिकीर्तिताः । इच्छंस्तेषामनुत्पत्तिं वेगानेतान्न धारयेत् ॥ ३५१ ॥

કારણ એટલાના વેગ રોકવાથી ઉત્પન્ન થતા રોગ જે જે કહ્યા છે, તેમને નહીં ઇચ્છતા મનુષ્યે એ વેગ રોકવા નહીં ૩૫૧

મળ-મૂત્રનો ત્યાગ કર્યા પછી દાતણ કરવા કહેલ છે, પણ જો ઉઠતાં વાર માત્ર મૂત્ર ત્યાગ કરવાની જરૂર પડી હોય, તો તે કરીને પછી દાતણ કરવું, ને જરૂર થતાં મળ ત્યાગ કરવો. કેમકે જ્યારે મળ વા મૂત્ર ત્યાગવાની જરૂર થાય ત્યારેજ તેનો ત્યાગ કરવો, બલાત્કારથી ત્યાગ કરવાની તજવીજ કરવી નહિ. કારણ સ્વાભાવિક વેગ ઉત્પન્ન થયા વિના તેનો ત્યાગ યથાર્થ થઇ શકતો નથી જેથી જોરથી ત્યાગ કરવા જતાં શરીરમાં તે સંબંધી પીડા થાયછે. ભાવપ્રકાશના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

न वेगितोऽन्यकार्यः स्यान्न वेगानीरयेद्बलात् ।
कामशोकभयक्रोधान् मनोवेगान्विधारयेत् ॥ ३५२ ॥

મળમૂત્રના વેગવાળા પુરૂષે તેનો ત્યાગ કર્યા પેહેલાં બીજું કંઇ કામ કરવું નહીં, અર્થાત્ તેને રોકવા નહિ; તેમ બલાત્કારથી તેનો વેગ ઉત્પન્ન કરવો નહિ; પણ કામ, શોક, ભય તથા ક્રોધરૂપ મનના વેગને રોકવા ॥ ૩૫૨ ॥

મળ વા મૂત્રનો ત્યાગ કર્યા પછી તે તે ઇન્દ્રિય દ્વાર જળ વડે સ્વચ્છ કરી નાંખવું, જેથી તે સંબંધી ગ્લાનિ ઉત્પન્ન ન થતાં મન પ્રસન્ન રહે છે, તે શરીરમાં તેની દુર્ગંધિ સંબંધી કંઇ પીડા થવાનો સંભવ રહેતો નથી. ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

गुदादिमलमार्गाणां शौचं स्यात्तं पवित्रकृत् ॥ प्रक्षालनं मतं पाण्योः पादयोः शुद्धिकारकम् ॥ ३५३ ॥

ગુદાદિ મળમાર્ગને ધોવું પવિત્ર કરનાર કહ્યું છે, ને હાથ પગનું ધોવું શુદ્ધિકારક માન્યું છે ॥ ૩૫૩ ॥

હવે દાતણ કરવાનું કારણ એમ કે, આગલા દિવસ તથા રાત્રિ મળી, મુખની અંદર જે દાંત તથા જીભ ઉપર મેલ ચડયો હોય, તે તેવડે ઘસી કહાડી નાખીને મુખ સ્વચ્છ કરવું; તેમ ન કર્યું હોય તો મુખ ગંધાયછે, ને તેમાં દુર્ગંધી સંબંધી રોગ ઉત્પન્ન થાયછે. માટે તે સ્વચ્છ રાખવાવિષે ભાવપ્રકાશના એજ ખંડના એજ ભાગમાં કહ્યું છે કે,

भक्षयेद्दंतधवनं द्वादशांगुलमायतम् । कनिष्ठिकाग्रवत् स्थूलमृज्वग्रंथि तथाव्रणम् ॥ ३५४ ॥

પ્રથમ બાર આંગળ લાંબું, ટચલી આંગળીના અગ્ર ભાગ જેવું જાડું, સરખું અને ગાંઠ તથા સળા વગરનું દાંતણ ચાવવું ॥ ૩૫૪ ॥

एकैकं घर्षयेद्दंतं मृदुना कूर्चकेण वा । दन्तशोधनचूर्णेन दंतमांसान्यबाधयन् ॥ ३५५ ॥

પછી તેના ચાવેલા કોમળ અગ્ર ભાગવડે વા દાંત સ્વચ્છ કરવાની મશિયે કરી દાંતના માંસને ઈજા ન આવે તે રીતે એક એક દાંત ઘસવો ॥ ૩૫૫ ॥

जिह्वानिर्लेखनं हैमं राजतं ताम्रजं च वा । पाटितं मृदु तत्काष्ठं तेन जिह्वां लिखेत् सुखम् । तज्जिव्हामलवैरस्यदुर्गंधजडताहरम् ॥ ३५६ ॥

પછી સોના, રૂપા વા ત્રાંબાની જીભી અથવા તે કોમળ દાંતણને ચીરી તેવડે ઈજા ન આવે તે રીતે જીભને ઘસવી, કારણ તે, જીભના મેલ, વિરસતા, દુર્ગંધ તથા જડતાને નાશ કરનાર છે ॥ ૩૫૬ ॥

न खादेद्गलताल्वोष्ठजिह्वादंतगदेषु च । मुखस्य पाके शोथे च दंतकाष्ठं कदाचन ॥ ३५७ ॥

પણ કંઠ, તાળુ, હોઠ, જીભ તથા દાંતના રોગ સમય, તેમજ મુખના પાક તથા સુજ સમય, કદી દાતણ કરવું નહીં ॥ ૩૫૭ ॥

गंडूषमपि कुर्वीत शीतेन पयसा मुहुः । कफतृष्णामलहरं मुखान्तःशुद्धिकारकम् ॥ ३५८ ॥

દાતણ કર્યા પછી થંડા જળે કરી વારંવાર કોગળા કરવા; કેમકે તે કફ, તૃષા તથા મેલને હરનાર અને મુખને માંહીથી શુદ્ધ કરનાર છે ॥ ૩૫૮ ॥

सुखोष्णोदकगंडूषः कफारुचिमलापहः । दन्तजाड्यहरश्चापि मुखलाघवकारकः ॥ ३५९ ॥

તેમજ સહન થાય એવા ગરમ પાણીના કોગળા, કફ, અરૂચિ, મેલ તથા દાંતની જડતાને હરનાર, ને મુખને હલકું કરનાર છે ॥ ૩૫૯ ॥

એ રીતે કોગળા કર્યા પછી બહારથી આખું મુખ, સ્વચ્છ જળ વડે સારી રીતે ધોવું, ને રાત્રિયે ઉંઘતાં આંખની અંદરનો મેલ જે ઉઠવા પર્યંત બહાર નીકળી આપણુ

આગળ એકઠો થઈ બાઝી ગયેલો હોય, તે પણ ધોઈ નાખી આંખને તદ્દન સ્વચ્છ કરવી. અને તે પછી એજ ગ્રંથમાં એજ ઠેકાણે કહ્યું છે કે,

सौवीरमंजनं नित्यं हितमक्ष्णो-
स्ततो भजेत्। लोचने भवतस्तेन
मनोज्ञे सूक्ष्मदर्शने ॥ ३६० ॥

આંખને નિત્ય સુરમાનું અંજન હિતરૂપ છે, કેમકે તેવડે આંખ સુંદર તથા સૂક્ષ્મ જોનારી થાયછે; માટે તેનું અંજન કરવું ॥ ૩૬૦ ॥

पंचरात्रान्नखश्मश्रुकेशरोमाणि
कर्तयेत्। केशश्मश्रुनखादीनां
कर्तनं संप्रसाधनम् ॥ ३६१ ॥

વળી પાંચ પાંચ રાત્રિ ગયા પછી નખ, [illegible], મૂછ, કેશ તથા રોમ કતરાવવા; કેમકે તેમને કાતરવાથી સુશોભિત [illegible] છે ॥ ૩૬૧ ॥

उत्पाटयेत्तु लोमानि नासाया
न कदाचन। तदुत्पाटनतो
दृष्टेर्दौर्बल्यं त्वरया भवेत् ॥ ३६२ ॥

પણ કયારેય નાકના વાળ છોંટાવવા નહીં; કારણ તેમ કરવાથી દૃષ્ટિ તરત ઝાંખી થાય છે ॥ ૩૬૨ ॥

केशपाशे प्रकुर्वीत प्रसाधन्या
प्रसाधनम्। केशप्रसाधनं केश्यं
रजोजन्तुमलापहम् ॥ ३६३ ॥

વળી નિત્ય તેલ નાંખી કાંસકીવડે કેશ ઓળી સગા કરવા, કેમકે તે કેશને અનુકુલ તથા તેમાંની રજ, જંતુ અને મેલને ટાળનાર છે ॥ ૩૬૩ ॥

તે પછી નિત્ય શરીર દૃઢ રેહેવા માટે સહન થઇ શકે તે રીતની કસરત કરવી. કેમકે આષ્ટાંગહૃદયના દિનચર્યાધ્યાયમાં વાગ્ભટ્ટે કહ્યું છે કે,

लाघवं कर्मसामर्थ्यं
दीप्तोग्निर्मेदसः क्षयः।
विभक्तघनगात्रत्वं
व्यायामादुपजायते ॥ ३६४ ॥

કસરત કરવાથી શરીરમાં હલકાપણું કામ કરવાનું સામર્થ્ય, જઠરાગ્નિની વૃદ્ધિ, મેદનો ક્ષય અને શરીરના અવયવોનું છુટા તથા દૃઢ થવું, એટલા વાનાં થાયછે ॥ ૩૬૪ ॥

વળી કસરત કરનારને થતા લાભવિષે ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

विरुद्धं वा विदग्धं वा भुक्तं
शीघ्रं विपच्यते। भवंति शिघ्रं
नैतस्य देहे शिथिलतादयः ॥ ३६५ ॥

કસરત કરનારને વિરૂદ્ધ અથવા કાચું ખાધેલું અન્ન પણ જલદી પચી જાયછે, ને એના દેહને વિષે શિથિલતાદિ ચિન્હ વેહેલાં થતાં નથી ॥ ૩૬૫ ॥

न चैनं सहसाऽऽक्रम्य जरा समधिरोहति। न चास्ति सदृशं तेन किंचित्स्थौल्यापकर्षकम् ॥ ३६६ ॥

વળી એને તત્કાળ જરા અવસ્થા આવતી નથી; ને કસરત જેવું શરીરને સ્થૂલતાને હરનારૂં બીજું કંઈ નથી ॥ ૩૬૬ ॥

भुक्तवान्कृतसंभोगः कासी श्वासी कृशः क्षयी। रक्तपित्ती क्षती शोषी न तं कुर्यात्कदाचन ॥ ३६७ ॥

પણ તરત જમેલ તથા સંભોગ કરેલ, કાસ તથા શ્વાસરોગી, દુર્બળ અને ક્ષય, રકતપિત્ત, ઉરક્ષત તથા શોથ રોગવાળાએ કયારેય પણ કસરત કરવી નહીં ॥ ૩૬૭ ॥

તેમ શરીરથી સહન ન થઈ શકે તે રીતની અતિ કસરત કદી કરવી નહીં, કેમકે વાગ્ભટ્ટે અષ્ટાંગહૃદયના દિનચર્યાધ્યાયમાં કહ્યું છે કે,

तृष्णाक्षयः प्रतमको रक्तपित्तं श्रमः क्लमः। अतिव्यायामतः कासो ज्वरश्छर्दिश्च जायते ॥ ३६८ ॥

અતિ કસરતથી તૃષા, ક્ષય, પ્રતમક નામે શ્વાસ, રક્તપિત્ત, થાક, ગ્લાનિ, કાસ, જવર, તથા ઓકારી થાયછે ॥ ૩૬૮ ॥

व्यायामजागराध्वस्त्रीहास्यभाष्यादि साहसम्। गजं सिंह इवाकर्षन् भजन्नति विनश्यति ॥ ३६९ ॥

કેમકે કસરત, જાગરણ, પંથ, સ્ત્રીસંગ, હાસ્ય, તથા ભાષણાદિ સાહસને અતિ સેવનાર મનુષ્ય, હાથીને ખેંચનાર સિંહની પેઠે નાશ પામેછે ॥ ૩૬૯ ॥

એ રીતે કસરત કરી રહ્યા પછી ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

अभ्यंगं कारयेन्नित्यं सर्वेष्वंगेषु पुष्टिदम्। शिरःश्रवणपादेषु तं विशेषेण शीलयेत् ॥ ३७० ॥

નિત્ય સર્વ અંગમા પુષ્ટિ દેનારૂં અભ્યંગ કરવું, એટલે તેલ ચોળવું; તેમાં મસ્તક, કાન તથા પગનેવિષે વિશેષ વાંપરવું॥૩૭૦॥

अभ्यंगो वातकफहृच्छ्रमशान्तिं बलं सुखम्। निद्रां वर्णमृदुत्वायुः कुरुते देहपुष्टिकृत् ॥ ३७१ ॥

કેમકે દેહને પુષ્ટિ કરનાર અભ્યંગ, વાત તથા કફને હણે છે, ને થાકની શાંતિ, બળ, સુખ, નિદ્રા, વર્ણ, કોમળતા અને આયુષ્ય આપે છે ॥ ૩૭૧ ॥

अभ्यंगः शीलितो मूर्ध्नि सकलेन्द्रियतर्पकः। दृष्टिपुष्टिकरो हन्ति शिरोभूमिगतान्गदान् ॥ ३७२ ॥

માથામાં કરેલ તેલનો અભ્યંગ બધી જ્ઞાનેન્દ્રિયને તૃપ્ત કરનાર તથા દૃષ્ટિને વધારનાર અને માથામાં થતા રોગને ટાળનાર છે ॥ ૩૭૨ ॥

केशानां बहुतां दार्ढ्यं मृदुतां दीर्घतां तथा। कृष्णतां कुरुते चापि शिरसः पूर्णतामपि ॥ ३७३ ॥

વળી કેશને ઘણા, દૃઢ, કોમળ, લાંબા તથા કાળા કરેછે ને મસ્તકને પણ દૃઢ કરેછે ॥ ૩૭૩ ॥

न कर्णरोगा न मलो न च मन्या-
हनुग्रहः । नोच्चैः श्रुतिर्न बाधिर्यं
स्यान्नित्यं कर्णपूरणात् ॥ ३७४ ॥

તેમ નિત્ય કાનમાં તેલ નાખવાથી કાનમાં રોગ, મેલ, ને ઓડ અને દાઢીનું ઝલાઇ જવું, થતાં નથી; ધીરે શબ્દ સંભળાય છે અને બેહેરાપણું થતું નથી॥૩૭૪॥

पादाभ्यंगश्च तत्स्थैर्यनिद्रादृष्टि-
प्रसादकृत् । पादसुप्तिश्रमस्तंभ-
संकोचस्फुटनप्रणुत् ॥ ३७५ ॥

તેમજ પગે કરેલ તેલનો અભ્યંગ પગની સ્થિરતા, નિદ્રા તથા દૃષ્ટિ દેનાર છે, અને પગનાં બેહેરાપણ, થાક ઝલાઈ જવું, સુકાવું તથા ફાટને હણે છે ॥ ૩૭૫ ॥

रोमकूपशिराजालधमनीभिः
कलेवरम् । तर्पयेद्बलमाधत्ते
स्नेहयुक्तोऽवगाहने ॥ ३७६ ॥

માટે મનુષ્ય નાહ્વાવા સમય તેલવડે રોમછિદ્ર, નાડી અને નસો દ્વારા શરીરને તૃપ્ત તથા બળવાન્ કરેછે ॥ ૩૭૬ ॥

अद्भिः संसिक्तमूलानां तरूणां
पल्लवादयः । वर्द्धन्ते हि तथा
नृणां स्नेहसंसिक्तधातवः ॥ ३७७ ॥

કારણ જેમ જળવડે સારી રીતે સિંચન કરેલા મૂળવાળા વૃક્ષોનાં પાંદડાં આદિ વૃદ્ધિ પામે છે, તેમજ મનુષ્યનાં, તેલવડે સિંચન કરેલ ધાતુ વૃદ્ધિ પામેછે ॥૩૭૭॥

नवज्वरी अजीर्णी च नाभ्यक्तव्यः
कथंचन । तथा विरिक्तो वांतश्च
निरूढो यश्च मानवः ॥ ३७८ ॥

પણ તરત તાવ આવેલ, અજીર્ણી, જુલાબ લીધેલ, ઉલટી કરેલ તથા બસ્તિકર્મ કરેલ મનુષ્યે કોઇ રીતે પણ તેલ ચોળવું નહીં ॥ ૩૭૮ ॥

એ રીતે શરીરે તેલનું અભ્યંગ કર્યા પછી થોડીવાર તે તેલને શરીરમાં પચવા દઈ, જેવડે શરીર ઉપરનો મેલ તથા ચીકાસ દૂર થાય, એવી વસ્તુ જળ મિશ્રિત કરી અંગે ચોળવી, ને પછી શરીરથી સહન થાય તેવા શીત વા ઉષ્ણ જળથી સ્નાન કરવું. વાગ્ભટ્ટે અષ્ટાંગહૃદયના દિનચર્યાધ્યાયમાં કહ્યું છે કે,

उद्वर्तनं कफहरं मेदसः प्रविला-
पनम् । स्थिरीकरणमंगानां त्व-
क्प्रसादकरं परम् ॥ ३७९ ॥

શરીરને ચોળી મેલ કાઢવો, એ કફને હરનાર, મેદને નાશ કરનાર, અવયવને દૃઢ કરનાર તથા ચામડીને અતિ સ્વચ્છ કરનાર છે ॥ ૩૭૯ ॥

दीपनं वृष्यमायुष्यं स्नानमूर्जा-
बलप्रदम् । कंडूमलश्रमस्वेदतं-
द्रातृड्दाहपाप्माजित् ॥ ३८० ॥

અને સ્નાન જઠરાગ્નિને વધારનાર, પુષ્ટિ આપનાર, આયુષ્યની વૃદ્ધિ કરનાર ને ઉત્સાહ તથા બળ દેનાર છે; ને ખંજવાળ, મેલ, થાક, પરસેવો, શુસ્તિ, તૃષા, દાહ તથા મનના મેલને ટાળનાર છે ॥ ૩૮૦ ॥

स्नानमर्दितनेत्रास्यकर्णरोगा-
तिसारिषु । अध्मानपीनसा-
जीर्णभुक्तवत्सु च गर्हितम् ॥ ३८१ ॥

પણ અર્દિતવાયુના રોગી, નેત્ર, મુખ, તથા કાનના રોગી, અતિસારી, પેટ ફુગેલ, સળેખમ થયેલ, અજીર્ણી તથા જમેલાને સ્નાન નિંદિત અર્થાત્ હાનિકારક છે ॥૩૮૧॥

તેમ ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

शीतेन पयसा स्नानं रक्तपित्तप्र-
शान्तिकृत् । तदेवोष्णेन तोयेन
बल्यं वातकफापहम् ॥ ३८२ ॥

થંડા પાણીવડે સ્નાન રક્તપિત્ત રોગને શમાવનાર છે, ને તેજ જો ઉંના પાણીએ કર્યું હોય તો બળ આપનાર અને વાત તથા કફને ટાળનાર છે ॥ ૩૮૨ ॥

शिरःस्नानमचक्षुष्यमत्युष्णेनां-
बुना सदा । वातश्लेष्मप्रकोपे
तु हितं तच्च प्रकीर्तितम् ॥ ३८३ ॥

પણ સદા અતિ ઉષ્ણ જળે કરી માથું ભેળવું, એ નેત્રનાં તેજને નુકસાન કરેછે; પણ તે વાત તથા સ્લેષ્મના પ્રકોપ સમય હિતકારક કહેલ છે ॥ ૩૮૩ ॥

स्नानस्यानंतरं सम्यग्वस्त्रेणांगस्य
मार्जनम् । कान्तिप्रदं शरीरस्य
कंडूत्वग्दोषनाशनम् ॥ ३८४ ॥

સ્નાન કર્યા પછી સારી રીતે વસ્ત્ર વડે શરીરને લુહી નાખવું, એ શરીરને કાંતિ-દેનાર તથા ત્વચાના કંડુઆદિ દોષને ટાળનાર છે ॥ ૩૮૪ ॥

એ રીતે સ્નાન કરી રહ્યા પછી દેશ કાળને અનુસરતાં ઘટે તેવાં સ્વચ્છ તથા સુગંધી લગાડેલાં વસ્ત્ર ધારણ કરવાં, જેથી મન પ્રસન્ન રહેછે, ને શરીરમાં ત્વચાસંબંધી રોગ થવાનો સંભવ રેહેતો નથી. પણ મલીન વસ્ત્ર ધારણ કરવાં નહીં, કારણ ભાવમિશ્રે ભાવપ્રકાશના દિનચર્યાધ્યાયમાં કહ્યું છે કે,

कदापि न जनैः सद्भिर्धार्यं म-
लिनमंबरम् । तत्तु कंडूक्रमिकरं
ग्लान्यलक्ष्मीकरं परम् ॥ ३८५ ॥

સમજુ મનુષ્યે કયારેય પણ મેલું વસ્ત્ર પેહેરવું નહીં; કેમકે તે કંડૂ, જું, ગ્લાનિ તથા પરમ અશોભાને કરનાર છે ॥૩૮૫॥

તે પછી જ્યારે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અર્થાત્ ભૂખ લાગે, ત્યારે અહાર કરવો, કેમકે સારી રીતે પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હોમેલું ઘી, જેમ પોતે બળી જઇ અગ્નિને ઉત્તેજન આપેછે, તેમ સારી રીતે ભૂખ લાગવા સમય કરેલો આહાર પોતે પાચન થઇ પાછી ભૂખને તાજી કરેછે. પણ જો યથાર્થ ભૂખ લાગ્યાવિના ખાધું હોય તો તે કરેલો આહાર, જેમ યથાર્થ નહીં પ્રદીપ્ત થયેલા અગ્નિમાં હોમેલું ઘી, પોતે બળી ઉત્તેજન આપવાને બદલે અગ્નિને ઠારી નાખે છે, તેમ પોતે પાચન થઈ ભૂખને તાજી કરવાને બદલે જઠરાગ્નિમાં રહેલી પાચનશક્તિને મંદ કરી ભૂખને મારી નાખે છે, અને શરીરમાં અજીર્ણાદિ રોગો ઉત્પન્ન થવાનું કારણ થઈ પડેછે. તેમ યથાર્થ ભૂખ

લાગ્યા પછી ખાધું ન હોય તોપણ ભૂખ મરી જાયછે, ને મરી ગયેલી ભૂખમાં ખાધેલું અન્ન યથાર્થ પચતું નથી. વળી થોડું વા ઘણું ખાધેથી પણ નુકસાન થાયછે એ સર્વવિષે સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૬ મા અધ્યાયમાં કહ્યું છે કે,

अप्राप्तकाले भुंजानः शरीरे ह्यलघौ नरः । तांस्तान्व्याधीनवाप्नोति मरणं वाऽधिगच्छति ॥ ३८६ ॥

ભૂખ લાગ્યા વગર જમનાર દૃઢ શરીરવાન્ મનુષ્ય પણ, અનેક વ્યાધિને વા મરણને પામેછે ॥ ૩૮૬ ॥

अतीतकाले भुंजानो वायुनोपहतेऽनले । कृच्छ्राद्विपच्यते भुक्तं द्वितीयं च न कांक्षति ॥ ३८७ ॥

તેમ ભૂખ મારી જમનાર મનુષ્ય બીજી વાર જમવા ઈચ્છતો નથી; કેમકે વાયુવડે હણાયલા જઠરાગ્નિ સમય ખાધેલું અન્ન કષ્ટથી પચે છે ॥ ૩૮૭ ॥

हीनमात्रमसन्तोषं करोति च बलक्षयम् । आलस्यगौरवाटोपसादं च कुरुतेऽधिकम् ॥ ३८८ ॥

તેમ રૂચિ છતે થોડું ભોજન તૃપ્તિ કરતું નથીને બળનો ક્ષય કરેછે; અને રૂચિ ઉપરાંત ખાધેલું ભોજન આળસ, જડતા, પેટમાં ગડબડાટ તથા થાક ઉત્પન્ન કરે છે ॥૩૮૮॥

सामनस्यं बलं पुष्टिमुत्साहं हर्षणं सुखम् । स्वादु संजनयत्यन्नमस्वादु च विपर्ययम् ॥ ३८९ ॥

સ્વાદિષ્ટ અન્ન સંતોષ, બળ, પુષ્ટિ ઉત્સાહ, હર્ષ તથા સુખ ઉત્પન્ન કરેછે, ને અસ્વાદિષ્ટ અન્ન એથી ઉલટું કરેછે ॥ ૩૮૯ ॥

तस्मात्सुसंस्कृतं युक्त्या दोषैरेतैर्विवर्जितम् । यथोक्तगुणसंपन्नमुपसेवेत भोजनम् ॥ ३९० ॥

માટે એટલા દોષે રહિત, યુક્તિથી સારી રીતે રાંધેલું તથા કહેલા ગુણવાળું ભોજન કરવું ॥ ૩૯૦ ॥

તેમ ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

याममध्ये न भोक्तव्यं यामयुग्मं न लंघयेत् । याममध्ये रसोत्पत्तिर्यामयुग्माद् बलक्षयः ॥ ३९१ ॥

એક પોહોરમાં જમવું નહીં, તેમ બે પોહોરસુધી ભુખ્યા રેહેવું નહીં; કેમકે એક પોહોરમાં રસની ઉત્પત્તિ થાયછે, ને બે પહોરસુધી ભુખ્યા રેહેવાથી બળનો ક્ષય થાયછે ॥ ૩૯૧ ॥

क्षुत्संभवति पक्वेषु रसदोषमलेषु च । काले वा यदि वाऽकाले सोऽन्नकाल उदाहृतः ॥ ३९२ ॥

પણ રસ, દોષ તથા મળનો પાક થયાથી ભૂખ લાગેછે, જે, વખતે વા કવખતે લાગી હોય, તેજ અન્ન ખાવાનો વખત કહેલો છે; અર્થાત્ દેશ, કાળ તથા વયને અનુસરી જેને જેટલી વાર ભૂખ લાગે તેણે તેટલી વાર ખાવું ॥ ૩૯૨ ॥

उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचितः ॥ लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥ ३९३ ॥

શુદ્ધ ઓડકાર, ઉત્સાહ, મળમૂત્રનું સાફ આવવું, શરીરમાં હુલકાઈ અને ભૂખ તથા તરશ લાગવી, એ પચેલા આહારનું લક્ષણ છે ॥ ૩૯૩ ॥

बुभुक्षितो न योऽश्नाति तस्याहारेन्धनक्षयात् । मन्दीभवति कायाग्निर्यथा चाग्निर्निरिन्धनः ॥ ३९४ ॥

જે ભૂખ લાગેલ મનુષ્ય તુરત જમે નહીં, તેનો જઠરાગ્નિ કાષ્ઠ વિનાના અગ્નિની પેઠે આહારરૂપ કાષ્ઠના ક્ષયથી મંદ થાયછે ॥ ૩૯૪ ॥

आहारं पचति शिखी दोषानाहारवर्जितः पचति । दोषक्षये च धातून्पचति च धातुक्षये प्राणान् ॥ ३९५ ॥

જઠરાગ્નિ આહારને પચાવે છે, પણ તે ટાણાસર ન મળે તો કફાદિ દોષને પચાવે છે; દોષનો ક્ષય થયે ધાતુને, ને ધાતુના ક્ષય પછી પ્રાણને પચાવે છે ॥ ૩૯૫ ॥

आहारः प्रीणनः सद्यो बलकृद्देहधारणः । स्मृत्यायुःशक्तिवर्णौजःसत्वशोभाविवर्द्धनः ॥ ३९६ ॥

માટે આહાર સંતોષ આપનાર, તત્કાળ બળદેનાર, દેહને નિભાવનાર અને સ્મૃતિ, આયુષ્ય, શકિત, વર્ણ, તેજ, સત્વ તથા શોભાને, વધારનાર છે ॥ ૩૯૬ ॥

अत्युष्णान्नं बलं हंति शीतं शुष्कं च दुर्जरम् । अतिक्लिन्नं ग्लानिकरं युक्तियुक्तं हि भोजनम् ॥ ३९७ ॥

પણ અતિ ગરમ અન્ન બળને નાશ કરેછે, થંડું તથા સુકું અન્ન તુરત પચતું નથી, ને અતિ ભિનાસવાળું અન્ન શુસ્તિ કરનાર છે, માટે ભોજન યુકિતયુકત જોઇએ ॥ ૩૯૭ ॥

आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेयाः ॥ ३९८ ॥

પણ આહાર, મળ મૂત્રનો ત્યાગ તથા વિહાર સદા સમજુ મનુષ્યે એકાંતમાં કરવાં ॥ ૩૯૮ ॥

કારણ એટલાં વાનાં ખુલ્લી રીતે કરવા જતાં લજ્જા ઉત્પન્ન થાયછે,ને લજ્જાથી, તેમનો જે સ્વાભાવિક વેગ ઉત્પન્ન થયો હોય તેને એકાએક આંચકો લાગતાં તેમની ક્રિયામાં ફેર પડેછે, જેથી તે સંબંધી શરીરમાં રોગ થવાનો સંભવ રહેછે. હવે આહાર કરવાની વસ્તુ જોકે અનેક છે, તોપણ વૈદ્યશાસ્ત્રમાં તે સર્વને છ વર્ગમાં સમાવી છે. એવિષે કહેલા ગ્રંથમાં એક ઠેકાણે કહ્યું છે કે,

आहारं षड्विधं चूष्यं पेयं लेह्यं तथैव च । भोज्यं भक्ष्यं तथा चर्व्यं गुरुं विद्याद्यथोत्तरम् ॥ ३९९ ॥

ચુસવા, પીવા, ચાટવા, ભોજન કરવા, ભક્ષ કરવા તથા ચાવવા લાયક છ પ્રકારના આહારને ઉત્તરોત્તર એક બીજાથી ગરિષ્ટ જાણવો ॥ ૩૯૯ ॥

भोज्यमोदनसूपादि भक्ष्यं मोदक-
मंडकम् । चर्व्यं चिपिटधान्यादि
रसालादि तु लेह्यते । चोष्यमाम्र
फलेक्ष्वादि पीयते पानकं पयः ॥ ४००॥

તેમાં ભાત તથા દાળ આદિ ખાવાના પદાર્થ ભોજ્ય, લાડુ તથા મંડકાદિ ભક્ષણ કરવાના પકવાન્ન ભક્ષ્ય, પવા, ધાણી તથા દળિયા આદિ ચાવવાના પદાર્થ ચર્વ્ય, કઢી આદિ ચાટવાના પદાર્થ લેહ્ય, આંબા તથા શેરડી આદિ ચુસવાના પદાર્થ ચોષ્ય અને સાકરનું પાણી આદિ પીવાના પદાર્થ પેય કેહેવાયછે ॥ ૪૦૦ ॥

સૃષ્ટિમાં કોઇ પણ પદાર્થ એવો નથી કે જેમાં ગુણ ન હોય. એ નિયમ પ્રમાણે સર્વ પ્રકારની આહારની વસ્તુમાં પણ ગુણ રહેલા છે. જેથી હરકોઇ પ્રકારનો આહાર કરતાં શરીરને લાભ અલાભ થાયછે. અનુકૂળ પરિણામને લાભ ને પ્રતિકૂળ પરિણામને અલાભ કહે છે. મુખ્યત્વે કરી એ લાભ અલાભ ઉત્પન્ન કરનાર પદાર્થોમાં રહેલા રસ હોય છે, જે વૈદ્યશાસ્ત્રમાં છ પ્રકારના કહેલા છે. વાગ્ભટ્ટે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનમાં કહ્યું છે કે,

रसाः स्वाद्वम्ललवणतिक्तोषण-
कषायकाः । षट्द्रव्यमाश्रितास्ते
तु यथापूर्वं बलावहाः ॥ ४०१ ॥

મીઠો, ખાટો, ખારો, કડવો, તીખો તથા તુરો, એ છ રસ પદાર્થનો આશ્રય કરી રહ્યા છે, જે પૂર્વ પૂર્વ એક બીજાથી બળવાન છે ॥ ૪૦૧ ॥

रसानामिति रूपाणि कर्माणि
मधुरो रसः । आजन्मसात्म्या-
त्कुरुते धातूनां प्रबलं बलम् ॥ ४०२ ॥

એ રીતે રસનાં રૂપ ને કર્મ છે તેમાં, મીઠો રસ જન્મની સાથેજ દૂધરૂપે ઉત્પન્ન થવાથી, ધાતુના બળને વધારે છે ॥ ૪૦૨ ॥

प्रशस्तो बृंहणः कंठ्यः
स्तन्यसंधानकृद्गुरुः ।
आयुष्यो जीवनः स्निग्धः
पित्तानिलविषापहः ॥ ४०३ ॥

વળી હિતરૂપ, વીર્ય વૃદ્ધિ કરનાર, કંઠ શુદ્ધ કરનાર, દૂધ વધારનાર, ભારી, આયુષ્ય દેનાર, શકિત આપનાર, પૈષ્ટિક અને પિત્ત, વાયુ તથા વિષને ટાળનાર છે ॥ ૪૦૩ ॥

कुरुतेत्युपयोगेन संमेदः कफजा-
न्गदान् । स्थौल्याग्निसादसन्या-
समेहगंडार्बुदादिकान् ॥ ४०४ ॥

પણ અતિ ઉપયોગ કર્યો હોય તો મેદ અને કફથી ઉત્પન્ન થતા રોગ, જેવા કે સ્થૂલતા, અગ્નિમાંદ્ય, મૂર્છા, પ્રમેહ, ગલગંડ તથા અર્બુદાદિને ઉત્પન્ન કરેછે ॥ ૪૦૪ ॥

अम्लोग्निदीप्तिकृत्स्निग्धो
हृद्यः पाचनरोचनः ।
उष्णवीर्यो हिमस्पर्शः
प्रीणनः क्लेदनो लघुः ॥ ४०५ ॥

તેમ ખાટો રસ જઠરાગ્નિને વધારનાર, ચીકણો, હૃદયને પ્રિય, ખાધેલું પચાવનાર, રૂચિકારક, ઉષ્ણવીર્ય, શિત સ્પર્શવાળો, પ્રસન્ન કરનાર, ભીનાસ ઉત્પન્ન કરનાર તથા હલકો છે ॥ ૪૦૫ ॥

सोऽत्यभ्यस्तस्तनोः कुर्या-
च्छैथिल्यं तिमिरं भ्रमम् ।
कंडुपांडुत्ववीसर्प-
शोफविस्फोटतृड्ज्वरान् ॥ ४०६ ॥

પણ તે, અતિ ઉપયોગ કર્યો હોય તો શરીરમાં શિથલપણું, આંખે અંધારાં, ભ્રમ, ખરજ, ફીકાસ, વિસર્પ રોગ, સૂજ, વિસ્ફોટક, તૃષા અને જ્વરને ઉત્પન્ન કરેછે ॥ ૪૦૬ ॥

लवणः स्तंभसंघातबंधविध्माप-
नोऽग्निकृत् । स्नेहनः स्वेदनस्ती-
क्ष्णो रोचनश्छेदभेदकृत् ॥ ४०७ ॥

ખારો રસ, સ્તંભન, સંઘાત, તથા બંધને નાશ કરનાર, અગ્નિને વધારનાર, ચીકણો, પરસેવો લાવનાર, તીક્ષ્ણ, રૂચિકાર, અને મળનો છેદક તથા ભેદક છે ॥ ૪૦૭ ॥

सोऽतियुक्तोस्रपवनं
खलतिं पलितं बलिम् ।
तृट्कुष्ठविषवीसर्पान्
जनयेत्क्षपयेद्बलम् ॥ ४०८ ॥

પણ તે, અતિ ઉપયોગ કર્યો હોય તો વાતરકત, માથામાં ટાલ તથા સફેત વાળ, ત્વચામાં કરચલી, તૃષા, કોઢ, વિષ તથા વિસર્પ રોગને ઉત્પન્ન કરેછે ને બળનો નાશ કરેછે ॥ ૪૦૮ ॥

तिक्तः स्वयमरोचिष्णुररुचिं कृमि-
तृड्विषम् । कुष्ठमूर्च्छाज्वरोत्क्लेश-
दाहपित्तकफान्जयेत् । क्लेदमेदोव
सामज्जाशकृन्मूत्रोपशोषणः ॥ ४०९ ॥

તેમ કડવો રસ જાતે પીવામાં અણગમતો, પણ અરૂચિ, કૃમિ તૃષા, વિષ, કુષ્ઠ, મૂર્છા, જ્વર, ઓકારી, દાહ, પિત્ત, તથા કફને નાશ કરેછે; અને ભીનાસ, મેદ, વસા, મજ્જા, મળ તથા મૂત્રને શોષણ કરનાર છે ॥ ૪૦૯ ॥

लघुर्मेध्यो हिमो रूक्षः
स्तन्यकंठविशोधनः ।
धातुक्षयानिलव्याधी-
नतियोगात्करोति सः ॥ ४१० ॥

વળી તે લઘુ. બુદ્ધિ વધારનાર, શીત, લુખો, દૂધ વધારનાર તથા કંઠને શુદ્ધકરનારછે; પણ અતિ ઉપયોગ કરવાથી શરીરમાં ધાતુનો ક્ષય તથા વાયુના રોગ કરેછે ॥ ૪૧૦ ॥

कटुर्गलामयो दर्द-
कुष्ठालसकशोफजित् ।
व्रणावसादनः स्नेह-
मेदक्लेदोपशोषणः ॥ ४११ ॥

તેમ તીખો રસ, ગળાના કફજન્ય રોગ, વીસર્પ, કુષ્ટ, અજીર્ણ તથા સોજાને ટાળે છે; ને વ્રણને અંકુર લાવનાર અને ચીકણાસ, મેદ તથા ભીનાસને શોષણ કરનાર છે ॥ ૪૧૧ ॥

दीपनः पाचनो रुच्यः
शोधनोऽन्नस्य शोषणः ।
छिनत्ति बंधान्स्रोतांसि
विवृणोति कफापहः ॥ ४१२ ॥

વળી તે અગ્નિ વધારનાર, પાચન કરનાર, રૂચિકારક, શોધક, તથા અન્નનું શોષણ કરનાર છે, ને મળાદિના બંધને તોડે છે, શિરાઓને ફેલાવે છે તથા કફને હણે છે ॥ ૪૧૨ ॥

कुरुते सोऽतियोगेन तृष्णां शुक्रबलक्षयम् । मूर्छामाकुंचनं कंपं कटिपृष्ठादिषु व्यथाम् ॥ ४१३ ॥

પણ તે, અતિ ઉપયોગ કરવાથી તૃષા, વીર્ય તથા બળનો ક્ષય, મૂર્છા, સંકોચ, કંપ, તથા કટિપૃષ્ઠાદિ અંગમાં વ્યથા કરેછે ॥ ૪૧૩ ॥

कषायः पित्तकफहा गुरुरस्रविशोधनः । पीडनो रोपणः शीतः क्लेदमेदोधिशोषणः । आमसंस्तंभनो ग्राही रुक्षोऽतित्वक्प्रसादनः ॥ ४१४ ॥

તેમ તુરો રસ, પીત્ત તથા કફને હણુનાર, ભારી, રૂધિરને શુદ્ધ કરનાર, ત્વચાદિને સંકોચ કરનાર, વ્રણ રૂઝવનાર, ભીનાસ તથા મેદને શોષણ કરનાર આમને સ્તંભન કરનાર, મળગ્રહી, રૂક્ષ અને ત્વચાને અતિ સ્વચ્છ કરનાર છે ॥ ૪૧૪ ॥

करोति शीलितः सोऽतिविष्टंभाध्मानहृद्रुजः । तृट्कार्श्यपौरुषभ्रंशस्रोतोरोधमलग्रहान् ॥ ४१५ ॥

પણ તે અતિ ઉપયોગ કરવાથી બાદી, પેટ ચઢી આવવું, હૃદય રોગ, તૃષા, શરીરનું સુકાવું, અશકિત, શિરારોધ તથા મલગ્રહ કરેછે ॥ ૪૧૫ ॥

એ રીતે છ રસોનાં સ્વરૂપ તથા કર્મ કહેલાં છે, તેથી જે પદાર્થોમાં જે જે રસનો સ્વાદ હોય, તે પદાર્થ ઘણું કરીને તે તે રસના ગુણવાળો હોવાથી શરીરમાં તે તે પ્રમાણે ગુણ અવગુણ કરેછે. સિવાય ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

द्रव्येरसोगुणोवीर्यविपाकः शक्तिरेवच । पदार्थाःपंचतिष्ठंतिस्वंस्वंकुर्वंतिकर्मच ४१६

હરકોઈ વસ્તુમાં રસ, ગુણ, વીર્ય, વિપાક તથા શકિત, એ પાંચ પદાર્થ હોયછે; જે પોતપોતાનું કર્મ કરેછે ॥ ૪૧૬ ॥

જેથી પદાર્થોમાં રસ ઉપરાંત સ્વભાવથી ગુણ વીર્યાદિ રહેલા છે, તે પણ, પોતપોતાની શક્તિ મુજબ શરીરમાં ગુણ અવગુણ ઉત્પન્ન કરેછે. માત્ર એક રસ ઉપરજ આધાર રહેતો નથી. માટે જેના શરીરને જે અનુકૂળ આવે તેવા પદાર્થોનો તેણે આહાર કરવો, પ્રતિકૂળ પદાર્થોનો આહાર કરવો નહિ. કારણ વૈદ્યશાસ્ત્રના આચાર્ય ધન્વંતરીના ઉપદેશથી તેમના શિષ્ય સુશ્રુતે પોતાના નામે રચેલ ગ્રંથના સૂત્રસ્થાનના વીશમાં અધ્યાયમાં કહ્યું છે કે,

व्याधिमिन्द्रियदौर्बल्यं मरणं चाधिगच्छति । विरुद्धरसवीर्यादीन् भुंजानो ऽ नात्मवान्नरः ॥ ४१७ ॥

પોતાને ન સદે તેવા રસ તથા વીર્યવાન પદાર્થોને ખાનાર અજીતેંદ્રિય મનુષ્ય વ્યાધ, ઇન્દ્રિયોની દુર્બળતા તથા મરણને પામેછે ॥ ૪૧૭ ॥

કેમકે શરીરમાં વાત, પિત્ત અને કફ, એ ત્રણ પ્રકારના દોષ રહેલા છે, તે જો ત્રણે નિયમમાં હોય, તો આરોગ્ય રહેછે, ને તેમાંથી એક પણ જો કોપે તો રોગ ઉત્પન્ન થાયછે. એ વિષે વાગ્ભટ્ટે અષ્ટાંગહૃદયના સૂત્રસ્થાનના પ્રથમાધ્યાયમાં કહ્યુ છે કે,

वायुः पित्तं कफश्चेति त्रयो दोषाः समासतः । विकृताऽविकृता देहं घ्नंति ते वर्तयंति च ॥ ४१८ ॥

શરીરમાં વાયુ, પિત્ત તથા કફ, એ ત્રણ દોષ સંક્ષેપથી કહ્યા છે; જે વિકાર પામતાં દેહને હણે છે ને અવિકારી રેહેતાં દેહને નિભાવે છે ॥ ૪૧૮ ॥

तत्र रुक्षो लघुः शीतः खरः सूक्ष्मश्चलोऽनिलः । पित्तं सस्नेहतीक्ष्णोष्णं लघु विस्रंसकं द्रवम् ॥ स्निग्धः शीतो गुरुर्मंदः श्लक्ष्णो मृत्स्नः स्थिरः कफः ॥ ४१९ ॥

તેમાં વાત લુખો, હલકો, શીત, કઠિન, સૂક્ષ્મ, તથા ચલાયમાન છે; ને પિત્ત કંઈક ચીકણું, તીક્ષ્ણ, ઉષ્ણ, લઘુ, દુર્ગંધયુકત, ચોફેર ફરનાર તથા પ્રવાહિ છે; અને કફ ચીકટ, શીત, ગરિષ્ટ, જડ, કોમળ, ચોળવાથી ચોટી જનાર તથા સ્થિરછે ॥ ૪૧૯ ॥

માટે એ ત્રણેને નિયમમાં રાખવા સારૂ અનુકૂલ ખાનપાન તથા અનુકૂલ શીત ઉષ્ણુતાની જરૂર રહે છે, જે રાખવામાં કોઈ પણ સ્ત્રીપુરૂષે અનાદર કરવો નહિ. યદ્યપિ ઘણુંકરી શરીરને જેવી ટેવ પાડી હોય તેવું સહન થઈ શકે છે, માટે નહાનપણથીજ જઠરાગ્નિને સર્વ રસ પચાવવા યોગ્ય કરવા સારૂ થોડા થોડા સર્વ પ્રકારના રસવાળા પદાર્થ ખાવાની ટેવ પાડવી સારી છે; જેથી કોઈ પણ જાતિનો પદાર્થ ખાવામાં આવે તોપણ કંઇ અવગુણ કરે નહીં; તેવિષે ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

अश्नीयात्तन्मना भूत्वा पूर्वं तु मधुरं रसं । मध्येम्ललवणौ पश्चात्कटुतिक्तकषायकान् ॥ ४२० ॥

જમવા ટાણે સ્વસ્થ થઈ આરંભમાં મીઠો, મધ્યમાં ખાટો તથા ખારો અને અંતમાં તીખો, કડવો તથા તુરો રસ ખાવો ॥૪૨૦॥

તથાપિ કંઈ કારણથી જેના શરીરને જે સદે નહિ, તે તેણે ખાવું નહીં. કારણ તેથી શરીરમાં વ્યાધિ થાયછે, જેને શમાવવા ઘણી મેહનત થઇ પડે જે. શ્રી વિદુરનીતિમાં કહ્યું છે કે,

यच्छक्यं ग्रसितुं ग्रस्यं ग्रस्तं परिणमेच्च यत् । हितं च परिणामे यत्तदाद्यं भूतिमिच्छता ॥ ४२१ ॥

પોતાનું કલ્યાણ ઈચ્છનાર મનુષ્યે જે ખાવાલાયક પદાર્થ જમી શકાય, જમ્યા પછી પાચન થાય ને પરિણામે હિતરૂપ હોય, તે ખાવું ॥ ૪૨૧ ॥

હવે ખાવાની પેઠે પાણી પીવાની પણ જરૂર પડે છે, જે તૃષા લાગતાંજ પીવું, કેમકે તૃષા લાગે ને પાણી ન પીવાય તો લોહીનું શોષણ થાયછે. ભાવપ્રકાશના પૂર્વખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

भुक्तस्यादौ जलं पीतं
कार्श्यमंदाग्निदोषकृत् ।
मध्येग्निदीपनं श्रेष्ठ-
मन्ते स्थौल्यकफप्रदम् ॥ ४२२ ॥

જમવા પેહેલાં પીધેલું પાણી શરીરમાં કૃશતા તથા અગ્નિને મંદ કરનાર, વચમાં પીધેલું સારી રીતે અગ્નિ પ્રદીપ્ત કરનાર, ને અંતે પીધેલું સ્થૂલતા તથા કફ કરનાર છે ॥ ૪૨૨ ॥

तृषितस्तु न चाश्नीयात् क्षुधितो
न पिबेज्जलम् । तृषितस्तु भवे-
द्गुल्मी क्षुधितस्तु जलोदरी ॥ ४२३ ॥

તર્સ્યાએ ખાવું નહિ, ને ભુખ્યાએ પાણી પીવું નહિ; કેમકે તર્સ્યે ખાય તો ગુલ્મ રોગી ને ભુખ્યો પાણી પિયે તો જલોદરી થાયછે ॥ ૪૨૩ ॥

પણ તે પાણી કેવું જોઈયે તેવિષે સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં કહ્યું છે કે,

निर्गंधमव्यक्तरसं तृष्णाघ्नं शुचि
शीतलम् । अच्छं लघु च हृद्यं
च तोयं गुणवदुच्यते ॥ ४२४ ॥

દુર્ગંધ વગરનું, નહીં જણાતા રસવાળું, તૃષાને ટાળનાર, ગાળી શુદ્ધ કરેલું, શીતળ, નિર્મળ, હલકું તથા ત્હદયને પ્રસન્ન કરનાર પાણી ગુણવાન્ કેહેવાયછે ॥ ૪૨૪ ॥

કારણ જળમાંના જીવ, જંતુ વા કચરો પેટમાં જવાથી આરોગ્યતાને હાની થઈ તેસંબંધી રોગ થાયછે. હુવે જમી ઉઠયા પછી પ્રથમ કોગળા કરી મુખ સ્વચ્છ કરવામાટે ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

भोजने दन्तलग्नानि निर्हृत्याच-
मनं चरेत् । कुर्यादनिर्हृतं तद्धि
मुखस्यानिष्टगंधताम् ॥ ४२५ ॥

જમતી વેળાએ દાંતમાં જે અન્ન ભરાયું હોય, તે કાઢી કોગળા કરવા, કેમકે દાંતમાંથી ન કાઢેલું અન્ન મુખમાં ખરાબ ગંધ ઉત્પન્ન કરેછે ॥ ૪૨૫ ॥

વળી એ રીતે મુખ સ્વચ્છ ન કર્યું હોય ને દાંતમાં અન્ન રહી જાય તો તે સડે છે ને તેથી મોમાં જીવ પડે છે. તે પછી સુશ્રુતના સૂત્રસ્થાનના ૪૫ મા અધ્યાયમાં કહ્યું છે કે,

भुक्त्वा राजवदासीत यावद-
न्नक्लमो गतः । जीर्णेन्ने वर्द्धते
वायुर्विदग्धे पित्तमेव तु ॥ ४२६ ॥

જમીને જ્યાંસુધી જમવાનો થાક જાય ત્યાંસુધી રાજાની પેઠે બેસવું; અન્ન જીર્ણ થયેથી વાયુ ને દગ્ધ થયેથી પિત્ત ॥ ૪૨૬ ॥

भुक्तमात्रे कफश्चापि तस्माद्भु-
क्ते हरेत्कफम् । धूमेनापोह्य
हृद्यैर्वा कषायकटुतिक्तकैः ॥ ४२७ ॥

તથા ખાધેથી કફ વધે છે, માટે ખાધાપછી તેને ટાળવો; તેથી ધૂમપાન અથવા ત્હદયને પ્રિય સોપારી આદિ તુરા, તીખા, કડવા ॥ ૪૨૭ ॥

ताम्बूलपत्रसहितैर्मुखवैशुद्ध्यकारकैः । ततः पदशतं गत्वा वामपार्श्वे तु संविशेत् ॥ ४२८॥

તથા મુખને શુદ્ધિ કરનાર પદાર્થ તાંબુલ પત્રે સહિત ખાઇ કફને ટાળ્યા પછી સો પગલાં ભરી ડાબે પડખે થવું ॥ ૪૨૮ ॥

કારણ ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

भुक्त्वोपविशतस्तन्द्रा शयानस्य तु पुष्टता । आयुश्चंक्रममाणस्य मृत्युर्धावति धावतः ॥ ४२९ ॥

ભોજન કરી બેસી રેહેનારને સુસ્તિ, સુઇ જનારને પુષ્ટિ, તથા હરફર કરનારને આંયુષ્ય મળે છે; પણ દોડનારની પાછળ મૃત્યુ દોડેછે ॥ ૪૨૯ ॥

दिवा स्वापं न कुर्वीत यतोऽसौ स्यात्कफावहः । ग्रीष्मवर्ज्येषु कालेषु दिवा स्वप्नो निषिध्यते ॥४३०॥

પણ દિવસે નિદ્રા ન કરવી, કેમકે તે કફને વધારેછે; માટે ઊનાળા સિવાય બીજી ઋતુઓમાં દિવસે સુવાનો નિષેધ કરેલ છે ॥ ૪૩૦ ॥

व्यायामप्रमदाध्ववाहनरतान् क्लान्तानतीसारिणः शूलश्वासवतस्तृषापरिगतान् हिक्कामरुत्पीडितान् । क्षीणान्क्षीणकफान् शिशून् मदहतान् वृद्धांस्तथाजीर्णिनो रात्रौ जागरितान्नरान्निरशनान्कामं दिवा स्वापयेत् ॥४३१॥

પણ અતિ મેહેનત, સ્ત્રીસેવન, માર્ગ ગમન તથા વાહનમાં આસકત, થાકેલ, અતિસારી, શૂલ, શ્વાસ તથા તૃષારોગી, હેડકી તથા વાયુથી પીડેલ, દુર્બળ, ક્ષીણ, કફવાળા, બાળક, કેફી, વૃદ્ધ, અજીર્ણી, રાત્રે જાગેલ અને ઊપવાસીને ઇચ્છા પ્રમાણે સુવા દેવાં ॥ ૪૩૧ ॥

પણ જમ્યા પછી દિવસે સુવાનું જે કહેલ છે, તે સ્હેજ થોડા વખત માટે છે, નહિ કે આખો દિવસ ઊંઘ ઘોરવા માટે. કારણ ઘણું કરી દિવસનો સમય સર્વને નિર્વાહસારૂ ઊદ્યોગ કરવા માટેનો છે, ને રાત્રિનો સમય ઊદ્યોગથી લાગેલો થાક ઉતારવા માટે આરામ લેવાનો છે. માટે દિવસે સુવું નહિ ને રાત્રિયે જાગવું નહીં. પણ જેમનો ઊદ્યોગ રાત્રિયે હોયછે, તેમણે સુખે દિવસે સુવું ને રાત્રિયે જાગવું. હવે જેમ દિવસે નિદ્રા ન કરવી, તેમ સ્ત્રીસેવન પણ કરવું નહીં, કેમ કે સ્ત્રીસેવનથી વીર્યનો પાત થતાં સ્વભાવથીજ તેજ સમય શરીરમાં બળની હાની થવાનો સંભવ છે; અને તેમ થતાં શિથિલપણું પોતાની મેળે પ્રાપ્ત થાય છે. જે ટાળવા માટે આરામ લેવાની જરૂર પડેછે. પણ તે દિવસે બીજા વ્યવસાયને લીધે લઇ શકાતો નથી, જેથી શરીરમાં બે પ્રકારથી બળની હાની થાયછે. એક તો વીર્યના પાતથી ને બીજી દિવસના વ્યવસાયથી.

વળી દિવસે સૂર્યની ઊષ્ણુતા હોવાથી શરીરમાં પિત્તનું જોર વધેછે, તેવા સમયમાં તેને થંડું રાખવા માટે વીર્યરૂપ કફનું રક્ષણ કરવાને બદલે જો તેનો પાત કરવા માંડયો હોય, તો દિવસે દિવસે પિત્તનું જોર વધીને શરીરનો નાશ કરી નાખેછે. માટેજ ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

आयुःक्षयभयाद्विद्वान्नाह्नि सेवेत कामिनीम् ॥ ४३२ ॥

સમજુ પુરૂષે આયુષ્ય ક્ષીણ થવાના ભયથી દિવસે સ્ત્રીસેવન કરવું નહિ ॥ ૪૩૨ ॥

હવે વ્યવસાયને અર્થે વા બહારની સ્વચ્છ હવા લેવા માટે ઘરથી બહાર જવું વડે ત્યારે દેશકાળને અનુસરી ધારણ કરેલાં સ્વચ્છ વસ્ત્ર ઊપરાંત શરીરના રક્ષણ માટે માથે પાઘડી, પગે જોડા અને હાથમાં લાકડી તથા છત્રી ગ્રહણ કરવાં. એ વિષે એજ ગ્રંથના એજ ઠેકાણે કહ્યું છે કે,

उष्णीषं कान्तिकृत्केश्यं रजोवातकफापहम् । लघु तच्छस्यते यस्मा-द्गुरु पित्ताक्षिरोगकृत् ॥ ४३३ ॥

પાઘડી કાંતિ કરનાર, કેશને હિતરૂપ અને ધૂળ, વાયુ તથા શરદીને રોકનાર છે; પણ તે હલકી હોવી જોઈએ, કેમ કે ભારી હોય તો પીત્ત તથા નેત્રરોગ ઉત્પન્ન કરેછે ॥ ૪૩૩ ॥

उपानद्धारणं नेत्र्यमायुष्यं पादरोगहृत् । सुखप्रचार-मोजस्यं वृष्यं च परिकीर्त्तितम् ॥ ३३४ ॥

જોડાનું પેહેરવું નેત્રને હિતકારક, આયુષ્ય વધારનાર, પગના રોગને હણનાર, સુખે ચલાવનાર, બળ આપનાર તથા ધાતુ વધારનાર છે ॥ ૪૩૪ ॥

सत्वोत्साहबलस्थैर्यधैर्यते-जोविवर्धनम् । अवष्टंभकरं चापि भयघ्नं दंडधारणम् ॥ ४३५ ॥

બાથમાં લાકડી રાખવી એ સત્વ, ઉત્સાહ, બળ, સ્થિરતા, ધીરજ તથા તેજને વધારનાર, ટેકો આપનાર અને ભયને હણનાર છે ॥ ૪૩૫ ॥

छत्रस्य धारणं वर्षातपवातरजो-पहम् । हिमघ्नं हितमक्ष्णोश्च मांगल्यमपि कीर्तितम् ॥ ४३६ ॥

છત્રી ઓઢવી એ વર્ષાદ, તડકો, વાયુ, રજ તથા હિમને રોકનાર, આંખને હિતકારક અને માંગલિક કહી છે ॥ ૪૩૬ ॥

પણ મધ્યાન્હ સમયનો તડકો, ઉષ્ણ દેશમાં ઘણો સખ્ત હોયછે, જે પ્રાણિયોથી સહન થઈ શકતો નથી માટે તેવા દેશમાં બપોરનો સમય ગાળવા બે ઘડી વિશ્રાંતિ લેવાની જરૂર છે. બપોરના સમયવિષે જાનકીપરિણયમાં કહ્યું છે કે,

छाया संश्रयते तलं विटपिनां श्रांतेव पांथैः समं मूलं याति सरो जलस्य जडताग्लानेव मीनैः सह । आचामत्यहिमांशुदीधितिरपस्तप्तेव लोकैः समं निद्रा गर्भगृहं सह प्रविशति क्लांतेव कांताजनैः ॥ ४३७ ॥

મધ્યાન્હ સમય વૃક્ષની છાયા જાણે થાકી ગઈ હોય, તેમ મુસાફરે સહિત તેની તળે આવે છે, ને સરોવરનાં જળની જડતા જાણે પીડિત થઇ હોય; તેમ માછલાંયે સહિત તેને તળે બેસે છે, સૂર્ય કિરણ જાણે તાપ પામ્યાં હોય તેમ લોકો સહિત જળનું આચમન કરેછે, અને નિદ્રા જાણે થાકી ગઇ હોય, તેમ સ્ત્રીજને સહિત માહેલા ગૃહમાં પ્રવેશ કરે છે॥૪૩૭॥

તેમ સાંજના અંધારાના સમયવિષે ભોજપ્રબંધમાં કહ્યું છે કે,

व्यसनिन इव विद्या क्षीयते पंकजश्रीर्गुणिन इव कुदेशे दैन्यमायांति भृंगाः । कुनृपतिरिव लोकं पीडयत्यंधकारो धनमिव कृपणस्य व्यर्थतामेति चक्षुः ॥ ४३८ ॥

સાયંકાળે કમળની શોભા, વ્યસનીની વિદ્યાની પેઠે ક્ષીણ થાયછે, ભ્રમર, કુદેશમાં ગુણીજનની પેઠે દીનતાને પામે છે, અંધકાર, ખરાબ રાજાની પેઠે લોકને પીડે છે અને નેત્ર, કૃપણના ધનની પેઠે વ્યર્થતાને પામે છે ॥ ૪૩૮ ॥

વળી માઘકવિયે કહ્યું છે કે,

अनुरागवंतमपि लोचनयोर्दधतं वपुः सुखमतापकरम् । निरकासयद्रविमपेतवसुं वियदालयादपरादिग्गणिका ॥ ४३९ ॥

સાયંકાળનો સૂર્ય જોકે અનુરાગવાન્ તથા નેત્રને તાપ ન કરનાર સુખરૂપ શરીરને ધારણ કરનાર છે, તોપણ તે કિરણરૂપી ધન વિનાનો હોવાથી, તેને પશ્ચિમ દિશારૂપી ગણિકાયે આકાશરૂપી ઘરમાંથી બાહાર કાઢી મૂક્યો ॥ ૪૩૯ ॥

તેમ શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

विरम तिमिरसाहसादमुष्माद्यदि रविरस्तमितः स्वतस्ततः किम् । कलयसि न पुरो महामहोभिर्द्युतिनिधिरभ्युदयत्ययं शशांकः ॥ ४४० ॥

હે અંધકાર, તું ઉતાવળો મ થા કારણ સૂર્ય કદિ પોતાની મેળે અસ્ત થયો તેથી શું ! કેમકે આ કાંતિનો ભંડાર ચંદ્ર મહાતેજે સહિત આગલ ઉદય પામે છે, તેને શું જોતો નથી ! ॥ ૪૪૦ ॥

વળી કહ્યું છે કે,

परिपतति पयोनिधौ पतंगः
सरसिरुहामुदरेषु मत्तभृंगः ।
उपवनतरुकोटरे विहंगो
निजसदनेषु समस्तलोकसंघः ॥ ४४१ ॥

સાંઝને સમય જાણે સૂર્ય સમુદ્રમાં પડે છે, ને મદોન્મત્ત ભ્રમર કમળના મધ્યમાં, પક્ષી ઉપવનના વૃક્ષ કોતરમાં તથા બધા જનસમૂહ પોતપોતાના ગૃહ પ્રત્યે પ્રવેશ કરે છે ॥ ૪૪૧ ॥

હવે શરીરના કુશળ માટે દિવસની પેઠે રાત્રિયે પણ નિયમથી વર્તવું જોઇએ. સૃષ્ટિમાં જોતાં એવું જણાય છે કે ઘણુંકરી પ્રાણિયોને અરામ લેવા માટેજ રાત્રિ નિર્માણ થયેલી છે. માટે મનુષ્યે પોતાના ધંધા સંબંધી જે કંઇ કાર્ય હોય તે દિવસે કરવાં ને રાત્રિયે આરામ લેવો. પ્રવૃત્તિથી નિવૃત્તિ ને નિવૃત્તિથી પ્રવૃત્તિ થવાનો સૃષ્ટિ નિયમ છે. દિવસે પ્રવૃત્તિમાં રહેલ મનુષ્ય થાકી જઇ રાત્રે નિવૃત્તિ પામે છે, ને રાત્રે નિવૃત્તિમાં રહેલ તે ફરી તેયાર થઇ દિવસે પ્રવૃત્તિમાં જોડાય છે. જેને કંઇ કામ કરવાનું હોતું નથી, તેને કામ કરવાની, ને જે કામ કરતું હોય છે, તેને નિરાંતે બેસવાની ઇચ્છા સ્વાભાવિક છે. માટે મનુષ્યે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ બન્નેમાં રહેવું, એકને વળગી રેહેવું નહીં, કેમકે તેથી જલદી હાનિ થાયછે. રાત્રિ સંબંધિ નિયમ પાળવા વિષે ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

रात्रौ च भोजनं कुर्यात्प्रथम-
प्रहरांतरे । किंचिदूनं समश्नी-
यात् दुर्जरं तत्र वर्जयेत् ॥ ४४२ ॥

રાત્રિયે પેહેલા પોહોરની અંદર ભોજન કરવું, પણ કંઇક થોડું જમવું, ને ન પચે તેવું ખાવું નહિ ॥ ૪૪૨ ॥

त्रिभिस्त्रिभिरहोभिर्हि समेयात्प्र-
मदां नरः । अन्येष्वृतुषु घर्मे तु
पक्षात् पक्षात्व्रजेद्बुधः ॥ ४४३ ॥

અને સમજુ પુરૂષે ઉન્હાળા સિવાય બીજી ઋતુમાં ત્રણ ત્રણ દિવસે ને ઉન્હાળામાં પન્નર પન્નર દિવસે સ્ત્રિ પાસે જવું ॥૪૪૩॥

उपेयात् पुरुषो नारीं सन्ध्ययोर्न च पर्वसु ।
गोसर्गेचार्द्धरात्रेचतथामध्यदिनेपिच ४४४

તેમાં પણ, સવાર, સાંજ, પુનેમ, અમાસ, પાછલી રાત્રી, મધ્યરાત્ર તથા મધ્યાન્હ સમય જવું નહિ ॥ ૪૪૪ ॥

रजस्वलामकामां च गर्भिणीं
व्याधिपीडिताम् । नाभिगच्छेत्पु-
मान्नारीं योनिरोगसमन्विताम् ॥४४५॥

વળી રજસ્વલા, ઇચ્છા વગરની, ગર્ભવતી, રોગથી પીડાયલી તથા જનનેન્દ્રિયના રોગવાળી સ્ત્રી પ્રત્યે જવું નહિ ॥ ૪૪૫ ॥

रजस्वलां गतवतो नरस्यासं-
यतात्मनः । दृष्ट्यायुस्तेजसां
हानिरधर्मश्च ततो भवेत् ॥ ४४६ ॥

કેમકે મનને વશ ન રાખી રજસ્વલા પ્રત્યે જનારને દૃષ્ટિ, આયુષ્ય તથા તેજની હાની અને અધર્મની પ્રાપ્તિ થાયછે ॥૪૪૬॥

पर्वण्यां सन्ध्ययोश्चापि गच्छतो जीवनक्षयः । गर्भिण्यां गर्भपीडा स्याद् रोगिण्यां रोगसंभवः ॥ ४४७ ॥

તેમજ પુનેમ, અમાસ તથા સવાર સાંજે જનારના જીવિતનો ક્ષય, ગર્ભિણી પ્રત્યે જવાથી ગર્ભને પીડા તથા રોગણી પ્રત્યે જવાથી રોગનો સંભવ થાયછે ॥ ૪૪૭ ॥

गोसर्गे चार्द्धरात्रे च वातपित्ते प्रकुप्यतः । अत्याशितोऽधृतिः क्षुद्वान् सव्यथांगः पिपासितः ॥ ४४८ ॥

તેમ પાછલી રાત તથા અર્ધ રાત્રિયે સ્ત્રી-સેવન કરવાથી વાત તથા પિત્તનો પ્રકોપ થાયછે; વળી અતિ જમેલ. અસ્વસ્થ ચિત્તવાળો, ભૂખ્યો, અંગે પીડિત, તર્શ્યો ૪૪૮

बालो वृद्धोऽन्यवेगार्तो रोगी च न व्रजेत्स्त्रियम् । क्षुधितः क्षुब्धचितश्च मध्यान्हे तृषितोऽबलः ॥ ४४९ ॥

સોલ વર્ષની અંદરનો બાળક, સીતેર વર્ષની ઉપરનો વૃદ્ધ, મળ મૂત્રાદિના વેગથી પીડિત તથા રોગી, એટલાએ સ્ત્રી પાસે જવું નહિ; કેમકે ભૂખ્યો, અસ્વસ્થ ચિત્તવાળો, મધ્યાન્હ સમયે, તર્શ્યો તથા બળહીન ॥ ૪૪૯ ॥

स्थितस्य ह्यानिं शुक्रस्य वायोः कोपं च विंदति । व्याधितस्य रुजा प्लीहा मूर्च्छा मृत्युश्च जायते ।४५०।

સ્ત્રીસેવન કરે તો શરીરમાં રહેલા શુક્રની હાનીને તથા વાયુના પ્રકોપને પામેછે, અને રોગીને પીડા, પેટમાં બરોલની ગાંઠ, મૂર્છા તથા મૃત્યુ થાયછે ॥ ૪૫૦ ॥

વળી સ્ત્રી ઋતુમતી થાય ત્યારેજ તેનું સેવન કરવા કહેલ છે, કેમકે એજ ગ્રંથમાં એજ ઠેકાણે કહ્યુ છે કે,

आर्तवस्रावाद्दिवसादृतुः षोडशरात्रयः । गर्भग्रहणयोग्यस्तु स एष समयः स्मृतः ॥ ४५१ ॥

રજનો સ્રાવ થાય તે દિવસથી સોલ રાત્રિ સુધી ઋતુ કેહેવાય છે, ને સ્ત્રીને ગર્ભ રેહેવા યોગ્ય સમય પણ તેજ છે ॥ ૪૫૧ ॥

आयुःक्षयभयाद्भर्ता प्रथमे दिवसे स्त्रियम् । द्वितीयेपिनवैरत्यैव्रजेदृतुमतीं तथा ॥४५२॥

પુરૂષે આયુષ્ય ક્ષય થવાના ભયથી ઋતુમતી સ્ત્રી પાસે રતિ માટે પેહેલે તથા બીજે દિવસે જવું નહિ ॥ ૪૫૨ ॥

तत्र यश्चाहितो गर्भो जायमानो न जीवति । आहितो यस्तृतीयेन्हि स्वल्पायुर्विकलांगकः ॥ ४५३ ॥

વળી એ બન્ને દિવસે જે ગર્ભ રેહે, તે જન્મ્યા પછી જીવે નહીં; તેમ જે ત્રીજે દિવસે રહે, તે અલ્પ આયુષિ તથા વિકૃત અંગવાળો થાય; તેથી તે દિવસે પણ જવું નહિ ॥ ૪૫૩ ॥

अतश्चतुर्थी षष्ठी स्यादष्टमी दशमी तथा । द्वादशी वापि या रात्रिस्तस्यां तां वनितांभजेत् ॥४५४॥

માટે રજોદર્શનથી સોલ રાત્રિ પર્યંત, જે ચોથી, છઠ્ઠી, આઠમી, દશમી તથા બારમી આદિ રાત્રિ હોય, તેમાં તે ઋતુમતી સ્ત્રીને સેવવી ॥ ૪૫૪ ॥

अत्रोत्तरोत्तरं विंद्यादायुरारोग्यमेव च । प्रजासौभाग्यमैश्वर्यं बलं चाभिगमात्फलम्

તેમાં પણ ઉત્તરોત્તર રાત્રિ વિષે ગમન કરવાથી આયુષ્ય, આરોગ્ય, સારી પ્રજા, શરીર સામર્થ્ય તથા ઇન્દ્રિયબળરૂપ ફળને પામે ॥ ૪૫૫ ॥

એ રીતે નિયમથી સ્ત્રીસેવન કરવા કહેલ છે, તેમાં અમાવાસ્યા તથા પૈર્ણિમાના દિવસો પણ સ્ત્રીસેવનમાં નિષેધ કરેલ છે, તેનું કારણ એમ કે, એ બંને દિવસે પૃથિવી ઊપર સૂર્ય તથા ચંદ્રનું આકર્ષણ એકઠું થવાથી હમેશ કરતાં વિશેષ હોય છે. કારણ અમાવાસ્યાએ ચંદ્ર સૂર્ય બન્ને સીધી લીટીમાં પૃથિવીની એક બાજુયે એક પૈર્ણિમાએ પૃથિવીની એક બાજુયે ચંદ્ર તથા બીજી બાજુયે સૂર્ય સીધી લીટીમાં હોય છે. અને એવો નિયમ છે કે, કોઇ પણ પદાર્થ ઊપર એકથી વધારે વસ્તુનું આકર્ષણ જો સીધી લીટીમાં થતું હોય તો તે વિશેષ અસર કરે છે. તે પ્રમાણે અમાવાસ્યા તથા પૈર્ણિમાએ સૂર્ય તથા ચંદ્રનાં એકઠાં મળેલાં આકર્ષણની, પૃથિવી ઉપરનાં વાતાવરણ, જલ તથા સ્થાવર જંગમ પ્રાણિયો ઉપર વિશેષ અસર થાય છે; જે સ્થૂલ દૃષ્ટિથી જાણવામાં આવતી નથી, પણ વિચાર દૃષ્ટિયે જોતાં પ્રસિદ્ધપણે જણાઈ આવે છે. જેમ કે એ બન્ને દિવસે સમુદ્રમાં વિશેષ ભરતી તથા રોગીને વિશેષ પીડા થતી જોવામાં આવે છે તેમાં પણ શ્વાસ રોગીને થતી પીડામાં વધારો પ્રસિદ્ધપણે જણાઇ આવે છે. એજ રીતે બીજા ગ્રહો પણ જ્યારે પૃથિવીની કોઇ પણ બાજુયે સીધી લીટીમાં એકથી વધારે આવે છે, ત્યારે તેમનું એકઠું મળેલું આકર્ષણ પણ પૃથિવી ઉપરનાં વાતાવરણ, જળ તથા સ્થાવર જંગમ પ્રાણિયો ઉપર અસર કરે છે, પણ તે સૂર્ય ચંદ્ર જેટલી કરી શકતા નથી. કારણ સૂર્ય પૃથિવીથી ઘણો મોટો છે ને ચંદ્ર ઘણો પાસે છે. અને બીજા ગ્રહો ઘણા દૂર તથા કદે નહાના છે. એ રીતે અમાવાસ્યા તથા પૈર્ણિમાયે સૂર્ય ચંદ્રનું એકઠું મળેલું આકર્ષણ પૃથિવી ઉપરના પ્રાણિયોના શરીર ઉપર માઠી અસર કરતું હોવાથી, એ બન્ને દિવસે સ્ત્રીસેવન કરવું નહિ. કેમકે સ્ત્રીસેવનથી બળ ઘટે છે, ને બળ ઘટવાથી કોઈ પણ પ્રકારની અસર શરીર ઉપર તુરત થાયછે. અને તેમાં થએલી પ્રજા પણ દુર્બળ થાય તેમાં આશ્ચર્ય નથી. વળી જો મળ વા મૂત્ર ત્યાગવાનો વેગ ઉત્પન્ન થયો હોય, તો તેનો રોધ કરીને સ્ત્રીસેવન કરવું નહીં, પણ ત્યાગ કર્યા પછી કરવું. કારણ રોધેલા મળ વા મૂત્રને સ્ત્રીસેવન કર્યાપછી ત્યાગવા જતાં તે યથાર્થ ત્યાગ થઇ શકતાં નથી, ને પછી તે સંબંધી શરીરમાં રોગ ઉત્પન્ન થાયછે. તેમ જળ પણ આગળથી પી લેવું કેમ કે પછીથી ચહડેલા થાકમાં તેનું પીવું હાનિકારણ છે, પણ જો સદે તો સાકર મિશ્રિત દૂધ પીવું લાભકારી કહેલ છે. એ રીતે નિયમ પાળતાં સ્ત્રીસેવન કરવાથી

શરીરે કોઇ પ્રકારની હાનિ ન થતાં સામે લાભ થાયછે. તે વિષે ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

आयुष्मन्तो मन्दजरा वपुर्वर्ण-
बलान्विताः । स्थिरोपचित-
मांसाश्च भवन्ति स्त्रीषु संयताः ॥४५६॥

સ્ત્રિયોને વિષે નિયમથી વર્તનાર પુરૂષ આયુષ્યમાન, મંદ જરાવાળા, શરીર, વર્ણ તથા બળે કરી યુકત અને સ્થિર તથા, વૃદ્ધિ પામેલા માંસવાળા થાયછે ॥ ૪૫૬ ॥

शूलकासज्वरश्वासकार्श्यपांड्वा
मयक्षयाः । अतिव्यवायाज्जा-
यन्ते रोगाश्चाक्षेपकादयः ॥ ४५७ ॥

પણ સ્ત્રીસેવન ઘણું કરવાથી, શૂળ, કાસ જ્વર, શ્વાસ, કૃષતા, પાંડુ રોગ, ક્ષય તથા આંચકી આદિ વાત રોગ થાયછે ॥ ૪૫૭ ॥

હવે નિયમસર સ્ત્રીસેવન કર્યાપછી ઋતુ પ્રમાણે અનુકૂળ આવે એવા શીત વા ઉષ્ણ જળે કરી મલીન થયેલાં અંગ ધોઇ સ્વચ્છ કરવાં, જેથી તે સંબંધી રોગ થવાનો ભય રહે નહીં. પછી કોગળા કરી મુખને અંદરથી સ્વચ્છ કરવું, કારણ રાત્રિયે ખાધેલાં તાબૂલાદિનો કંઇ અંશ જો મુખની અંદરના દાંત, જીહ્વા તથા તાળુ આદિ કોઇ ભાગમાં ભરાઈ રેહે તો તે ભાગ ઉપર ચાંદી પડી આવી પાક થઈ આવેછે. પછી હાથ પગ ધોઈ, મમને શાંત કરી, સ્વચ્છ શય્યા ઉપર શયન કરવું, ત્યાં કોઇ પણ પ્રકારના સંકલ્પ વિકલ્પ કરવા નહીં. કેમ કે સંકલ્પ વિકલ્પથી મન સ્થિર થતું નથી, ને મન સ્થિર થયા વિના ઉંઘ આવવાનો સ્વભાવ નથી. અને ઉંઘ ન આવે તો શરીરમાં તે સંબં-ધી રોગ થાયછે. માટે રાત્રિયે સર્વ સંકલ્પનો ત્યાગ કરી સુખે સુઇ જવું, જેથી થતા લાભ વિષે ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

निद्रा तु सेविता काले धातुसाम्य-
मतंद्रिताम् पुष्टिवर्णबलोत्साहं व-
ह्निदीप्तिं करोति हि ॥ ४५८ ॥

વખતસર સેવન કરેલી નિદ્રા, રસાદિ ધા-તુની સમતા, આળસરહિતપણું, પુષ્ટિ, કાં-તિ, બળ, ઉત્સાહ તથા જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે ॥ ૪૫૮ ॥

પણ જ્યારે સર્પ આદિ લઇ વિષવાળા જંતુઓનો દંશ થાય, ત્યારે રાત્રિયે જાગ-રણ લાભકારી કહેલ છે. એજ ગ્રંથમાં એજ ઠેકાણે કહ્યું છે કે,

रात्रौ जागरणं रूक्षं कफदो-
षविषार्तिजित् ॥ ४५९ ॥

રાત્રિયે કરેલું જાગરણ લુખું અને કફદોષ તથા વિષ પીડાને ટાળનાર છે ॥ ૪૫૯ ॥

હવે શરીરના કુશળ માટે દિવસ તથા રાત્રિની પેઠે ઋતુ ઋતુમાં પણ નિયમસર વર્તવું જોઇએ. એજ ગ્રંથના ઋતુચર્યાધ્યાયમાં કહ્યું છે કે,

शिशिरः शीतलोऽतीव रूक्षो
वाताग्निवर्धनः । वसन्तो मधु-
रः स्निग्धः श्लेष्मवृद्धिकरश्च सः ॥ ४६० ॥

શિશિર ઋતુ અતિ શીતળ, રૂક્ષ અને વાત તથા અગ્નિને વધારનાર છે; વસંત ઋતુ મધુર, સ્નિગ્ધ તથા શ્લેષ્મની વૃ-દ્ધિ કરનાર છે ॥ ૪૬૦ ॥

ग्रीष्मो रूक्षोऽतिकटुकः पित्तकृत्कफनाशनः । वर्षाः शीताविदाहिन्यो वन्हिमान्द्यानिलप्रदाः ॥४६१॥

ग्रीष्म ऋतु रूक्ष; अति कटु, पित्त वधारनार तथा कफने नाश करनार छे; वर्षा ऋतु शीत, शरीर गरम राखनार, जठराग्नि मंद करनार तथा वायु वधारनार छे॥४६१॥

शरदुष्णा पित्तकर्त्री नृणां मध्यबलावहा । हेमंतः शीतलः स्निग्धः स्वादुर्जठरवह्निकृत् ॥ ४६२ ॥

शरद ऋतु उष्ण, पित्त वधारनार तथा मनुष्योने मध्यम बळ देनार छे; अने हेमंत ऋतु शीतळ, स्निग्ध, स्वादु तथा जठराग्निने वधारनार छे ॥ ४६२ ॥

माटे प्रत्येक ऋतुने अनुसारे वस्त्र धारण करवां, जेम के शीत काळमां जाडां तथा उष्ण काळमां पातळां. वळी आहार एटले खानपान तथा विहार एटले हरवुं फरवुं, ए पण ऋतु ऋतुमां अनुकूळ आवे ते रीते आचरवुं; अने रेहवानुं घर पण सर्व ऋतुमां अनुकूळ थाय तेवां साधन राखवां, जेम करवाथी शरीरे आरोग्य रेहेवायछे, वळी ए ऋतुओ ओळखवा माटे आयुर्वेदना सूत्रस्थानना छठ्ठा अध्यायमां कह्युं छे के,

शिशिरे शीतमधिकं वातवृष्ट्याकुला दिशः । शेषं हेमंतवत्सर्वं विज्ञेयं लक्षणं बुधैः ॥ ४६३ ॥

शिशिर ऋतुमां घणी थंडी अने मावठाना वायु तथा वृष्टिए करी सर्व दिशा घेरायली होयछे, ने तेनां बाकीनां सर्व लक्षण बुद्धिमाने हेमंत सरखां जाणवां ॥ ४६३॥

दिशो वसंते विमलाः काननैरुपशोभिताः । रसालांभोजबकुलपर्णाशोकादिपुष्पितैः ॥ ४६४ ॥

वसंत ऋतुमां दिशाओ निर्मळ, आंबा, कमळ, बकुल, खाखरा तथा अशोकादि वृक्षनां पुष्पयुकत वने करी शोभित ॥४६४॥

कोकिलैः षट्पदगणैरुपगीतामनोहराः । दक्षिणानिलसंवीताः सुमुखाः पल्लवोज्ज्वलाः ॥ ४६५ ॥

कोयल तथा भ्रमर समुदायना गायनवाळी, मनोहर, दक्षिण तरफना वायुवडे घेरायली, सुंदर देखाववाळी तथा नव पल्लव करी उजवळ होयछे ॥ ४६५ ॥

ग्रीष्मे तीक्ष्णांशुरादित्यो मारुतो नैर्ऋतोऽसुखः । भूस्तप्ता सरितस्तन्व्यो दिशः प्रज्वलिता इव ॥४६६ ॥

ग्रीष्म ऋतुमां सूर्य तीक्ष्ण किरणवाळो, नैर्ऋत खुणा तरफनो दुःखदायक वायु, जमीन तपेली, नदियो थोडा जळवाळी अने दिशाओ जाणे प्रजवालत ॥ ४६६ ॥

भ्रान्तचक्राह्वयुगलाः पयःपानाकुला मृगाः । ध्वस्तवीरुत्तृणलता विपर्णांकितपादपा ॥ ४६७ ॥

भ्रांत थयेल चकवा चकवीनां जोडलांवाळी, पाणी पीवा माटे आकुळ थयेला मृगवाळी, सुकाई गयेल वेल, तृण तथा लतावाळी अने गणां पांदडांए करी अंकित वृक्षवाळी होय छे ॥ ४६७ ॥

प्रावृष्यंबरमानद्धं पश्चिमानिल-
कर्षितैः । अंबुदैर्विद्युदुद्योतप्रस्र-
तैस्तुमुलस्वनैः ॥ ४६८ ॥

વર્ષા ઋતુમાં પશ્ચિમ વાયુવડે ખેંચાઇ આ-
વેલ, વિજળીના પ્રકાશથી પીગળેલ તથા
મોહોટી ગર્જનાવાળા મેઘે કરી આકાશ
છવાઇ જાયછે ॥ ૪૬૮ ॥

कोमलश्यामशष्पाढ्या
शक्रगोपोज्ज्वला मही ।
कदंबनीपकुटज-
सर्जकेतकिभूषिता ॥ ४६९ ॥

અને પૃથ્વી, કોમળ તથા નીલાં તૃણ-
વાળી, ઇન્દ્રગોપ નામે લાલ જંતુવડે સુંદર
દેખાવવાળી ને કદંબ, અશોક, ઇંદ્રજવ,
સાગ તથા કેતકીના વૃક્ષે કરી શોભિતિ
થાયછે ॥ ૪૬૯ ॥

तत्र वर्षासु नद्योंभःपूरोद्भग्न-
तटद्रुमाः । वाप्यः प्रोत्फुल्लकु-
मुदनीलोत्पलविराजिताः ॥ ४७० ॥

વળી નદી પાણીના પૂરથી ભાંગી ગયેલા
તટવૃક્ષવાળી ને બાંધેલા જલાશય પ્રફુ-
લ્લિત શ્વેત તથા નીલાં કમળે કરી શો-
ભાયમાન ॥ ૪૭૦ ॥

भूरव्यक्तस्थलश्वभ्रा
बहुसस्योपशोभिता ।
नातिगर्जत्स्रवन्मेघ-
निरुद्धार्कग्रहं नभः ॥ ४७१ ॥

પૃથ્વી છુપાઈ ગયેલા સ્થળ તથા ખાડા-
વાળી, ને ઘણા ધાન્યનાં છોડવાંએ શો-
ભિતિ, અને આકાશ અતિ ગર્જના કર્યા-
વિના વર્ષનાર મેઘે કરી ઢંકાયલા સૂર્ય તથા
ગ્રહવાળું થાયછે ॥ ૪૭૧ ॥

बभ्रुरुष्णः शरद्यर्कः श्वेताभ्रवि-
मलं नभः । तथा सरांस्यंबुरुहै-
र्भांति हंसांसघट्टितैः ॥ ४७२ ॥

શરદ્ ઋતુમાં સૂર્ય પીળો તથા ઉષ્ણ, ને
આકાશ શ્વેત વાદળાં વડે નિર્મળ હોયછે;
અને સરોવર હંસના સ્કંધ મિશ્રિત ક-
મળે કરી શોભેછે ॥ ૪૭૨ ॥

पंकशुष्कद्रुमाकीर्णा
निम्नोन्नतसमेषु भूः ।
बाणसप्ताह्वबंधूक-
काशासनविराजिता ॥ ४७३ ॥

વળી પૃથ્વી નીચા, ઉંચા તથા સમાન
સ્થળમા, સુકાઇ ગયેલ છે ગારો જેમની
પાસે એવા વૃક્ષે કરી વ્યાપ્ત, અને ઝીંટી,
સપ્તાહ્વ, દુપારી, કાશ તથા આસન ના-
મનાં નાહાનાં નાહાનાં ઝાડે કરી શોભિતિ
હોયછે ॥ ૪૭૩ ॥

वायुर्हेमंतेुत्तरः शीतो रजोधू-
माकुला दिशः । छन्नस्तुषारैः
सविता हिमनद्धा जलाशयाः ॥ ४७४॥

અને હેમંત ઋતુમાં ઉત્તર તરફનો શીતળ
વાયુ વાયછે. ને દિશાઓ રજરૂપ ધૂમે કરી
આકુળ, સૂર્ય ઝાકળે કરી ઢંકાયલો તથા જ-
લાશય ટાઢથી બંધાઇ ગયેલાં હોયછે॥૪૭૪॥

दर्पिता ध्वांक्षखड्गाह्वमहिषो-
रभ्रकुंजराः । रोध्रप्रियंगुपुन्नागाः
पुष्पिता हिमसाह्वये ॥ ४७५॥

વળી કાગડા, ગેંડા, પાડા, મેંઢા તથા હસ્તિયો ગર્વિષ્ટ, ને લોધ્ર, વાઘેટી તથા સુરંગીવેલ પુષ્પિત થાયછે ॥૪૭૫॥

હવે પુરૂષ જાતિની પેઠે સ્ત્રી જાતિયે પણ પોતાના શરીરની આરોગ્યતા જળવાય તે રીતે વર્તવું, તેથી વિરૂદ્ધ વર્તવું નહિં; કેમ કે શરીર આરોગ્ય હોય તોજ વ્યાવહારિક સર્વ પ્રકારનું કુશળપણું મેળવી શકાયછે. માટે પુરૂષની પેઠે સ્ત્રિયે પણ દિવસ, રાત્રિ તથા ઋતુ ઋતુમાં કહ્યા પ્રમાણે વર્તવું. વિશેષ માત્ર એટલું કે સ્ત્રીને ગર્ભાશય હોયછે, માટે પુરૂષ કરતાં તેને એ સંબંધી વિશેષ નિયમો પાળવાની જરૂર રહેછે, જે વિષે આગળ કેહેવામાં આવ્યું છે. વળી આયુર્વેદના સુશ્રુત ગ્રંથના શારીરસ્થાનમાં કહ્યું છે કે,

शंखनाभ्याकृतिर्योनिस्त्र्यावर्ता
सा प्रकीर्तिता । तस्यास्तृतीये
त्वावर्ते गर्भशय्या प्रतिष्ठिता ॥ ४७६ ॥

શંખની નાભી સરખા આકારવાળી સ્ત્રીની જનનેંદ્રિય ત્રણ આંવર્તવાળી કહી છે; તેના ત્રીજા આવર્તમાં ગર્ભાશય રહેલ છે ॥૪૭૬॥

यथा रोहितमत्स्यस्य मुखं भवति
रूपतः । तत्संस्थानां तथारूपां
गर्भशय्यां विदुर्बुधाः ॥ ४७७॥

જેવા આકારે રોહિત મત્સ્યનું મુખ હોયછે, તેવા આકારે જનનેંદ્રિયમાં ગર્ભસ્થાન રહેલું બુદ્ધિમાન જાણે છે ॥૪૭૭ ॥

नियतं दिवसेऽतीते संकुचत्यंबुजं
यथा । ऋतौ व्यतीते नार्यास्तु
सैव संव्रियते तथा ॥ ४७८ ॥

તે ગર્ભાશય, જેમ દિવસ વીતે કમળ નિયમથી સંકોચયછે, તેમ સ્ત્રીનો ઋતુ વીત્યા પછી સંકોચ પામેછે. અર્થાત્ ગર્ભ ગ્રહણ કરવા સમર્થ થતો નથી ॥ ૪૭૮ ॥

તેમ ભાવપ્રકાશના પૂર્વ–ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

शुक्रार्तवसमाश्लेषो यदैव खलु
जायते । जीवस्तदैव विशति युक्तः
शुक्रार्तवान्तरः ॥ ४७९ ॥

જ્યારે શુદ્ધ શુક્ર તથા આર્તવ બન્ને એકઠાં થાય ત્યારેજ તે બન્નેમાં રહેલ, યુક્ત થયેલો જીવ પ્રવેશ કરેછે ॥ ૪૭૯ ॥

भानोरंशोः सूर्यमणितो ह्युभयस्माद्-
यथा । वह्निः संजायते जीवस्तथा
शुक्रार्तव युतात् ॥ ४८० ॥

જેમ સૂર્યકિરણ તથા સૂર્યમણી બન્નેના યોગથી અગ્નિ,તેમ શુદ્ધ શુક્ર તથા આર્તવને યોગથી જીવ ઉત્પન્ન થાયછે ॥ ૪૮૦ ॥

बीजेऽन्तर्वायुना भिन्ने द्वौ जीवौ
कुक्षिमागतौ । आधिक्ये रेतसः पुत्रः
कन्या स्यादार्तवेऽधिके ॥ ४८१ ॥

અને ગર્ભાશયના વાયુવડે બીજના બે ભાગ થાય તો તેના બે જીવ થાયછે; તથા રેત અધિક હોય તો પુત્ર ને આર્તવ અધિક હોય તો કન્યા થાયછે ॥ ૪૮૧ ॥

गुर्विणी न तु कुर्वीत यानस्यारोहणं तथा। व्यवायं च न सेवेत न कुर्यादतितर्पणं ॥ ४८२ ॥

હવે ગર્ભવતિયે વાહન ઉપર બેસવું નહીં, તેમ પુરૂષ સંગ તથા અતિ ભોજન કરવાં નહિ ॥ ૪૮૨ ॥

भोज्यं तु मधुरप्रायं स्निग्धं हृद्यं द्रवं लघु। संस्कृतं दीपनीयं तु नित्यमेवोपयोजयेत् ॥ ४८३ ॥

અને નિત્ય ઘણું કરી મધુર, સ્નિગ્ધ, પ્રિય, નરમ, હલકુ, સારી રીતે રાંધેલું તથા અગ્નિ વધારનાર ભોજન કરવું ॥ ૪૮૩ ॥

नोच्चैर्ब्रूयान्न तत्कुर्याद्येन गर्भो विनश्यति। तैलाभ्यंगोद्वर्तनं च नात्यर्थं कारयेदपि ॥ ४८४ ॥

વળી મોટે સાદે બોલવું નહિ, ને જેણે કરી ગર્ભ નાશ પામે તેવું આચરવું નહિ; તેમ તેલનો અભ્યંગ તથા શરીરનું ચોળવું ઘણું કરવું નહિ ॥ ૪૮૪ ॥

दोषाभिघातैर्गर्भिण्या यो यो भागः प्रपीड्यते। स स भागः शिशोस्तस्य गर्भस्थस्य प्रपीड्यते ॥४८५॥

કારણ દોષના અભિઘાતે કરી ગર્ભિણિનો જે જે ભાગ પીડાયછે, તે તે ગર્ભમાં રહેલા બાળકનો પણ પીડાયછે ॥ ૪૮૫ ॥

प्रसूता हितमाहारं विहारं च समाचरेत्। व्यायामं मैथुनं क्रोधं शीतसेवां विवर्जयेत् ॥ ४८६ ॥

હવે પ્રસૂત થયેલી સ્ત્રિયે હિતરૂપ આહાર તથા વિહાર કરવો, ને મેહેનત, મૈથુન, ક્રોધ, થંડા પદાર્થ તથા ટાઢનો ત્યાગ કરવો ॥ ૪૮૬ ॥

मिथ्याचारात्सूतिकाया यो व्याधिरुपजायते। सकृच्छ्रसाध्योऽसाध्यो वा भवेत्तत्पथ्यमाचरेत् ॥४८७॥

કારણ તેને અહિત આહાર તથા વિહારથી જે વ્યાધિ ઉત્પન્ન થાયછે, તે કષ્ટસાધ્ય વા અસાધ્ય હોયછે; માટે તેણે પથ્ય પાળવું ॥ ૪૮૭ ॥

व्युपद्रवां विशुद्धां च विज्ञाय वरवर्णिनीम्। ऊर्ध्वं चतुर्भ्यो मासेभ्यो नियमं परिहारयेत् ॥ ४८८ ॥

પછી ચાર માસ કેડે તેને ઉપદ્રવરહિત, શુદ્ધ તથા સારી થયલી જાણી સુવાવડીના નિયમ છોડાવવા. ॥ ૪૮૮ ॥

હવે જેમ પુરૂષ તથા સ્ત્રીજાતિયે પોતાના શરીરની આરોગ્યતા જાળવવામાં નિરંતર તત્પર રેહેવું યોગ્ય છે, તેમ પોતાના બાળકોનાં શરીર પણ કુશળ રાખવામાં લેશ માત્ર અનાદર કરવો યોગ્ય નથી. કેમકે બાળક અજ્ઞાન અને નિર્બળ હોવાથી પોતાના શરીરનું કુશળ સમજી તથા રાખી શકતો નથી, જેથી તે પોતાને ઉછેરનારને આધીન રેહેછે, ને તેણે રાખેલી સંભાળ પ્રમાણે શરીરે સુખી અને દુઃખી થાયછે. સર્વ સ્થાવરજંગમાત્મક પ્રાણિયોની આયુષ્યનો પ્રથમ ભાગ બાલ્યાવસ્થા છે, તે અવસ્થામાં જો તેમને ઉછેરનાર સારી સંભાળથી ઉછેરી દૃઢ કરે તો, સારા પાયા ઉપર ચણેલા ઘરની

પેઠે તેઓ પોતાની પૂર્ણ આયુષ્ય, જો કોઇ દૈવી વિઘ્ન ન આવે તો ભોગવી શકેછે. વળી જો બાળક હોય તોજ તે મોટું થઇ મનુષ્ય થાયછે, માટે તેની સંભાળ મોટા કરતાં ન્યૂનતાથી ન રાખતાં વિશેષ રાખવી યોગ્ય છે. એ વિષયમાં ભાવપ્રકાશના પૂર્વ–ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

मिथ्याहारविहारिण्या दुष्टा वातादयः स्त्रियः । दूषयंति पयस्तेन शरीरे व्याधयः शिशोः ॥४८९॥

અહિત આહાર તથા વિહાર કરનારી સ્ત્રીના દૂધને દુષ્ટ થયેલા વાતાદિ દોષ દૂષિત કરેછે, તેથી બાળકના શરીરમાં રોગ થાયછે ॥ ૪૮૯ ॥

नीरे स्तन्यं यदेकी स्यादविवर्ण-मतंतुमत् । पांडुरं तनु शीतं च तद्दुग्धं शुद्धमादिशेत् ॥ ४९० ॥

જે દૂધ પાણી સાથે મળી જાય, ખરાબ વર્ણ રહિત, તંતુ વિનાનું, ધોળું, પાતળું તથા થંડું હોય, તે શુદ્ધ જાણવું ॥ ૪૯૦ ॥

पीताय यदि बालस्य विदध्यादु-पमातरं । सुविचार्य गुणान्दोपान् कुर्याद्धात्रीं तदेदृशीम् ॥ ४९१ ॥

કદી બાળકને ધવરાવવા વાસ્તે ધાવ રાખવી હોય, તો તેના ગુણદોષ સારી રીતે વિચાર કરી, આવી રાખવી ॥ ૪૯૧ ॥

सुवर्णां मध्यवयसं सच्छीलां मुदितां सदा । शुद्धदुग्धां बहु-क्षीरां कुलीनामतिवत्सलाम् ॥ स्वाधीनामल्पसंतुष्टां निज-पुत्रदृशं शिशौ ॥ ४९२ ॥

જેવી કે સારા વર્ણવાળી, મધ્યમ વયની, સુશીલ, સદા પ્રસન્ન રેહેનારી, શુદ્ધ તથા ઘણા દૂધવાળી, કુલીન, બાળક ઉપર અતિ સ્નેહ રાખનાર, સ્વાધીન, થોડામાં સંતુષ્ટ તથા બાળકને પોતાના પુત્ર સમાન ગણ-નારી રાખવી ॥ ૪૯૨ ॥

शोकाकुला गर्भिणी च कृशा व्याधिमती सदा । अत्युच्चा नि-तरां नीचा स्थूला पथ्यविव-र्जिता । एतासां स्तन्यपानेन शिशुर्भवति सामयः ॥ ४९३ ॥

પણ નિરંતર શોચ કરનારી, ગર્ભિણી, દુબળી, સદા રોગિણી, અતિ ઉંચી તથા અતિ નીચી, બહુ જાડી અને પથ્ય ન પાળ-નારી ધાવ રાખવી નહિ. કેમકે એનાં સ્તન-પાને કરી બાળક રોગી થાયછે ॥ ૪૯૩ ॥

क्षीरसात्म्यतया क्षीर-माजगव्यमथापिवा । दद्यादास्तन्कपर्याप्ते-र्बालेभ्यो वीक्ष्य मात्रया ॥ ४९४ ॥

અને માતા વા ધાવના પણ અભાવે, દૂધની બાળકની સાથેજ ઉત્પત્તિ હોવાથી, તેને જ્યાંસુધી તે દૂધ પાવા યોગ્ય હોય ત્યાં સુધી બકરી અથવા ગાયનું દૂધ વિ-ચારથી થોડું થોડું સહતું પાવું ॥ ૪૯૪ ॥

यथोक्तविधिना बालं मासि षष्ठेऽष्टमेऽपि च। अन्नं संप्राशये-त्किंचित्ततस्तद्वर्धयन्क्रमात् ॥ ४९५ ॥

પછી બાળકને છઠ્ઠે વા આઠમે માસે ઘટતી રીતે કંઈક અન્ન ચટાડવું. ને પછી તે ક્રમથી વધારતાં ખવરાવતાં જવું ॥૪૯૫॥

नाकृष्यस्थापयेत्क्रोडे न क्षिप्रं शयने क्षिपेत्। रोदयेन्न क्वचित्कार्ये विधिमावश्यकं विना ॥ ४९६ ॥

વળી બાળકને ખેંચી છાતી સાથે લેવું નહીં, ઉતાવળે પથારી ઉપર ફેંકવું નહિ, ને ઔષધ પાવું, તેલ ચોળવું, તથા આંજણ આંજવું ઈત્યાદિ આવશ્યક વિધિવિના બીજા કાર્યમાં કયારે પણ રોવરાવવું નહિ ॥૪૯૬॥

बालमंके सुखं दध्यान्नचैनं तर्ज-येत्कचित्। सहसा बोधयेन्नैव ना-योग्यमुपवेशयेत् ॥ ४९७ ॥

તેને સુખ થાય તે રીતે ખોળામાં લેવું, કયારે પણ તરછોડવું નહીં, એકદમ જગાડવું નહિ ને અયોગ્ય સ્થાને બેસાડવું નહિ ॥ ૪૯૭ ॥

तच्चित्तमनुवर्तेत तं सदैवानुमो-दयेत्। निम्नोच्चस्थानतश्चापि रक्षेद्बालं प्रयत्नतः ॥ ४९८ ॥

તેના ચિત્તને અનુસરવું, તેને સદા રાજી રાખવું તથા નીચા ઉંચા સ્થાનથી તેની યત્નવડે રક્ષા કરવી ॥ ૪૯૮ ॥

अभ्यंगोद्वर्तनं स्नानं नेत्रयोरंजनं तथा। वसनं मृदु यत्तच्च पथ्यान्येतानि सर्वथा ॥ ४९९ ॥

વળી તેને તેલ ચોળવું, શરીર ચોળી નવરાવવું; આંખમાં આંજણ આંજવું, ને જે કોમળ વસ્ત્ર હોય, તે ઋતુને અનુસારે પેહેરાવવું એ ઘણું કરી બાળકને પથ્ય કહેલ છે ॥ ૪૯૯ ॥

વળી સુશ્રુતના શારીરસ્થાનના દશમા અધ્યાયમાં કહ્યું છે કે,

नाशुचौ विसृजेद्बालं नाकाशे विषमे न च। नोष्ममारुतवर्षे-षु रजोधूमोदकेषु च ॥ ५०० ॥

બાળકને ગંદા સ્થાનમાં રેહેવા દેવું નહિ, ઉંચે ઉલાળવું નહિ, વિષમ સ્થાને બેસાડવું નહિ; તેમ ઉના વાયુ, વર્ષાદ, ધૂળ, ધૂમાડા તથા પાણીમાં રેહેવા દેવું નહિ॥૫૦૦॥

એ રીતે સ્ત્રી પુરૂષે પોતાના તથા પોતાની પ્રજાના શરીર કુશળ રાખવામાં નિરંતર તત્પર રેહેવું. તે છતાં કદી મનુષ્ય સર્વજ્ઞ ન હોવાથી અજાણે સૃષ્ટિ નિયમનું ઉલ્લંઘન કરાય તો રોગ થવાનો સંભવ છે, ને તે થાય તો તેને મટાડવા માટે ઔષધની જરૂર પડેછે. સૃષ્ટિમાં એવો કોઇ પણ પદાર્થ નથી કે જેમાં ગુણ દોષ ન હોય; એ નિયમથી સઘળા પ્રકારના પદાર્થોમાં કંઇ ને કંઇ ગુણ દોષ રહેલા છે, ને તે એટલે સુધી કે કેટલાક દૃષ્ટાંતથી જાણે ચોકકસ રોગ મટાડવા માટે ચોકકસ પદાર્થ સર્વશક્તિમાન્ કૃપાળુ પરમેશ્વરે નિર્માણ કરેલ છે. પણ તેટલું બધું જ્ઞાન મેળવવા મનુષ્ય પ્રાણિ

અલ્પાયુષી હોવાથી પોતાના જીવતરમાં સમર્થ થતું નથી; જેથી છેક પ્રાચીન કાળથી આ ભૂગોળ ઉપર જુદા જુદા દેશમાં થતા વિદ્વાનો, પોતાના જીવિત કાળમાં જેટલા જેટલા પદાર્થને અજમાવી તેના ગુણ દોષ જાણી શકયા, તે સર્વની નોંધ કરતા આવ્યા છે. એમ છતાં જો કે હજીસુધી સૃષ્ટિમાંની સમગ્ર વસ્તુના ગુણ દોષ જણાયા નથી, ને જાણી શકાય તેમ પણ નથી, તથાપિ ઘણો કાળ થયા ઘણીક વસ્તુના જાણવામાં આવ્યાથી રોગને નાશ કરનાર ને આયુષને વધારનાર વૈદ્યશાસ્ત્ર ઉભું થયું છે. આ ભારતખંડમાં એ શાસ્ત્ર ઘણા પુરાતન કાળથી ઉત્પન્ન થયેલું છે, ને એના ગ્રંથોનાં ભાષાંતર અન્ય દેશવાસી જનોયે પૂર્વે પોતપોતાની સ્વભાષામાં કરી લીધેલાં જાણવામાં આવ્યાં છે. અર્વાચીન પશ્ચિમ ખંડવાસી વિદ્વાનોયે એ શાસ્ત્રમાં ઘણો સુધારો વધારો કર્યો જણાય છે, ને એ ખાતે પ્રયત્ન જારી રાખેલ હોવાથી આગળ જતે ઘણો થવાની-આશા છે. વાસ્તે સ્ત્રી પુરૂષ વા બાળકને કોઈ પણ પ્રકારનો રોગ થતાં તેને ટાળવા-માટે, જે કોઈ ગુરૂદ્વારા એ શાસ્ત્ર સંપૂર્ણ રીતે ભણ્યો હોય, ને જેણે એમાં ઘણા કાળનો અનુભવ મેળવ્યો હોય, એવા વૈદ્યનું ઔષધ લેવું. આયુર્વેદના સૂત્રસ્થાનના પાંચમા અધ્યાયમાં સુશ્રુતે કહ્યું છે કે,

शास्त्रं गुरुमुखोद्गीर्णमादायोपास्य चासकृत् । यः कर्म कुरुते वैद्यः स वैद्योऽन्ये तु तस्कराः ॥ ५०१ ॥

જે ગુરૂની વારંવાર ઉપાસના કરી, તેના મુખથી નિકળેલું શાસ્ત્ર ભણી વૈદું કરેછે, તેજ વૈદ્ય, બીજા ચોર સમજવા ॥ ૫૦૧ ॥

તેમ ચરકસંહિતાના સૂત્રસ્થાનના ૧ લા અધ્યાયમાં કહ્યું છે કે,

तदेव युक्तं भैषज्यं यदारोग्याय कल्पते । स चैव भिषजां श्रेष्ठो रोगेभ्यो यः प्रमोचयेत् ॥ ५०२ ॥

જે આરોગ્ય આપે તેજ યોગ્ય ઔષધ, ને જે રોગથી મૂકાવ, તેજ શ્રેષ્ઠ વૈદ્ય જાણવો ॥ ૫૦૨ ॥

વળી ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

प्रत्युत्पन्नमतिर्धीमान् व्यवसायी प्रियंवदः। सत्यधर्मपरो यश्च वैद्य ईदृक् प्रशस्यते ॥ ५०३ ॥

ટાણાસર જેને રોગ તથા ઉપાયનો સુજકે પડેછે, બુદ્ધિમાન, ઉદ્યોગી, મધુર બોલનાર તથા જે સદાચરણમાં તત્પર હોય, એવો વૈદ્ય વખાણવા યોગ્ય છે ॥ ૫૦૩

व्याधेस्तत्त्वपरिज्ञानं वेदनायाश्च निग्रहः । एतद्वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः ॥ ५०४ ॥

વ્યાધિના સ્વરૂપને જાણવું તથા વેદનાનો નિગ્રહ કરવો, એ વૈદ્યનું વૈદ્યપણું છે, પણ તેકંઈ આયુષનો પ્રભુ નથી ૫૦૪

તેમ લોલિંબરાજે વૈદ્યજીવનમાં કહ્યું છે કે,

गुरोरधीताखिलवैद्यविद्यः
पीयूषपाणिः कुशलः क्रियासु ।
गतस्पृहो धैर्यधरः कृपालुः
शुद्धोऽधिकारी भिषगीदृशः स्यात्॥५०५॥

જે ગુરૂ પાસેથી સમગ્ર વૈદ્યવિદ્યા શીખેલ, જશીલો, ક્રિયામાં કુશલ, નિર્લોભી ધૈર્યવાન્, કૃપાળુ તથા શુદ્ધ અંતઃકરણવાળો હોય, એવો વૈદ્ય ઔષધ આપવાવિષે અધિકારી છે ॥ ૫૦૫ ॥

હવે હરકોઇ રોગ થતાં તેનો અનાદર કરવો નહીં, કેમકે કાળે કરી તે વૃદ્ધિને પામી શરીરનો નાશ કરેછે, માટે ભાવપ્રકાશના પૂર્વ–ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે,

जातमात्रश्चिकित्स्यः स्या-
न्नोपेक्ष्योऽल्पतया गदः।
वह्निशत्रुविषैस्तुल्यः
स्वल्पोऽपिं विकरोत्यसो ॥ ५०६ ॥

રોગ ઉત્પન્ન થતાજ તેનો ઉપાય કરવો, પણ થોડો જાણી તેની ઉપેક્ષા કરવી નહીં; કેમકે તે, અગ્નિ, શત્રુ તથા વિષતુલ્ય હોવાથી થોડો હોય તોપણ વિકાર કરેછે॥૫૦૬॥

માટે વિદુરનીતિમાં કહ્યું છે કે,

ऋणशेषोऽग्निशेषश्च व्याधिशेषस्त-
थैव च । पुनश्च वर्धते यस्मात् तस्मा-
च्छेषं न कारयेत् ॥ ५०७ ॥

કરજ, આગ તથા રોગનો શેષ પણ રહેલો ભાગ ફરી વૃદ્ધિ પામેછે, માટે તે રેહેવા દેવા નહીં ॥ ૫૦૭ ॥

વળી ઔષધ લેનાર રોગીએ વૈદ્યના કેહેવા પ્રમાણે પથ્ય પાળવું, તેથી વિરૂદ્ધ જઇ કુપથ્ય કરવું નહીં, કારણ વૈદ્યજીવનમાં લોલિંબરાજે કહ્યું છે કે,

पथ्येऽसति गदार्तस्य कि-
मौषधनिषेवणैः ॥ ५०८ ॥

રોગી પથ્ય ન પાળે તો તેને ઔષધ સેવવા વડે શું! અર્થાત્ તે નિષ્ફળ જાયછે ॥ ૫૦૮ ॥

માટે વાગ્ભટ્ટે કહ્યું છે કે,

आयुः कामयमानेन धर्मार्थसु-
खसाधनम् । आयुर्वेदोपदेशेषु
विधेयः परमादरः ॥ ५०९ ॥

ધર્મ, અર્થ તથા સુખના સાધનરૂપ આયુષ્યની ઇચ્છા રાખનારે વૈદ્યશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ચાલવું ॥ ૫૦૯ ॥

વળી હરકોઈ રોગ થતાં પ્રથમ તેને ઔષધથી મટાડવાનો યત્ન કરવો, શસ્ત્રક્રિયાથી મટાડવાની લાલચમાં એકદમ પડવું નહીં. કેમકે ઔષધના ઉપચારથી મનની શાંતિ રેહેછે, શસ્ત્રોપચારથી મનને ત્રાસ ઉત્પન્ન થાયછે; અને કદી કોઈ મર્મસ્થાનને જખમ થઈ જાય વા ઘણું રૂધીર વહી જાય તો શરીરને મહા હાનિ થાયછે. માટે જો ઔષધથી નજ મટે તોજ રોગ ઉપર શસ્ત્રક્રિયા કરાવવી. તોપણ જેને શરીરનાં આંતરીય ભાગનું તથા એ ક્રિયાનું સંપૂર્ણ જ્ઞાન હોય અને જેનો ક્રિયા કરવામાં હાંથ બેઠો હોય એવા અનુભવી પાસે કરાવવી. ધન્વંતરીના શિષ્ય સુશ્રુતે આયુર્વેદના સૂત્ર તથા શારીર સ્થાનમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| शौर्यमाशुक्रिया शस्त्रतैक्ष्णयतस्वे-<br>दवेपथुः । असंमोहश्च वैद्यस्य<br>शस्त्रकर्मणि शस्यते ॥ ५१० ॥ | વાઢકાપ કરવામાં શૌર્ય, શીઘ્ર ક્રિયા, તીક્ષ્ણ શસ્ત્ર, પસીનો ન આવવો, કંપ ન થવો તથા મોહ ન પામવું, એટલા વૈદ્યના ગુણ વખણાયછે ॥ ૫૧૦ ॥ |
| मर्मसु प्रायशः पुंसां भूतात्मा चा-<br>वतिष्ठते । मर्मस्वभिहतास्तस्मा-<br>न्न जीवंति शरीरिणः ॥ ५११ ॥ | ઘણું કરી મનુષ્યના મર્મસ્થાનમાં જીવાત્મા રહેછે, માટે તે ઠેકાણે વાગવાથી તેઓ જીવતા નથી ॥ ૫૧૧ ॥ |
| रसाद्रक्तं ततो मांसं मांसान्मेदः<br>प्रजायते । मेदसाऽस्थि ततोम-<br>ज्जा मज्ज्ञः शुक्रस्य संभवः ॥ ५१२ ॥ | અન્નના રસથી રૂધિર, રૂધિરથી માંસ, માંસથી મેદ, મેદથી અસ્થિ, અસ્થિથી મજ્જા અને મજ્જાથી શુક્ર ઉત્પન્ન થાયછે ॥ ૫૧૨ ॥ |
| देहस्य रुधिरं मूलं रुधिरेणैव<br>धार्यते । तस्माद्यत्नेन संरक्ष्यं-<br>रक्तं जीव इति स्थितिः ॥ ५१३ ॥ | દેહનું મૂળ રૂધિર છે, ને તે વડેજ દેહ ધારણ કરાયછે, માટે યત્ને કરી તેનું રક્ષણ કરવું; કારણ રૂધિરજ જીવ કેહેવાયછે ॥ ૫૧૩ ॥ |
| धातूनां पूरणं वर्णं स्पर्शज्ञा-<br>नमसंशयम् । स्वशिरासु चर-<br>द्रक्तं कुर्याच्चान्यान्गुणानपि ॥ ५१४ ॥ | પોતાની નાડિયોમાં ફરતું લોહી ધાતૂને પુષ્ટિ, શરીરને વર્ણ, સ્પર્શજ્ઞાન તથા બીજા પણ ગુણ ઉત્પન્ન કરેછે, એમાં કંઇ સંશય નહિ ॥ ૫૧૪ ॥ |

તેમ ભાવપ્રકાશના પૂર્વ-ખંડના પ્રથમ ભાગમાં કહ્યું છે કે;

| | |
|---|---|
| जीवो वसति सर्वस्मिन्देहे तत्र<br>विशेषतः । वीर्ये रक्ते मले य-<br>स्मिन्क्षीणे याति क्षयं क्षणात् ॥ ५१५ ॥ | જીવ સર્વ શરીરમાં વસેછે, તેમાં પણ વીર્ય, રૂધિર તથા મળમા વિશેષપણાથી રહે છે; કેમકે જેના ક્ષીણ થવાથી તે તરત ક્ષય પામેછે ॥ ૫૧૫ ॥ |

એપ્રમાણે સદ્વૈદ્ય પાસે રોગ ટાળવાના ઉપચાર કરાવી આરોગ્ય થવું. પરંતુ મનુષ્ય પ્રાણી સર્વજ્ઞ ન હોવાથી કોઇ ટાણે રોગી અથવા સદ્વૈદ્ય પણ એકાએક ગફલતી કરેછે; જેથી કવખતે રોગીનું મરણ થવાનો સંભવ રહેછે. વળી જો મનુષ્યનું બનાવેલું યંત્ર હોય, ને તે જો બગડે તો મનુષ્ય તેને સારી રીતે સુધારી શકેછે; કેમકે તે પ્રત્યક્ષ જોવામાં આવેછે, તે પોતાનું બનાવેલું હોવાથી મનુષ્ય તેમાં સંપૂર્ણ રીતે માહીતગાર હોયછે. પણ મનુષ્યશરીરરૂપી યંત્ર તો સર્વશકિતમાન્ પરમેશ્વરથી નિર્માણ થએલું છે, જેથી ગમે તેવો કુશળ વૈદ્ય હોય તથાપિ તેની સંપૂર્ણપણાંથી તેમાં દૃષ્ટિ પોહોંચતી નથી. કેવળ પોતાના જ્ઞાનને અનુસરે તે અનુમાનથી ઉપચાર કરેછે, કંઇ પ્રત્યક્ષ જોઇ શકતો નથી. માટે કદી સદ્વૈદ્ય રોગને ઉદ્દેશી યથાર્થ ઉપચાર કરતો

હોય તો પણ રોગીનાં શરીરનું બંધારણ અને જેને કુદરત, સૃષ્ટિ નિયમ, ભાવી, અદૃષ્ટ, દૈવ, યદૃચ્છા અથવા વિધિ કહેછે, એવી રોગીના કર્મને અનુસારે ફળ દેનારી ઈશ્વરેચ્છા જો અનુકૂલ ન હોય તો રોગી સારો થતો નથી. જેમ બીજ રોપનાર ખેડુત રોપને ઉછેરવાની ઘણી સંભાળ રાખેછે, તો પણ જેને કુદરત અનુકૂલ ન આવે, તે રોપ ઉછરતા નથી, તેમ મનુષ્યશરીર પણ ઉછેરી મોહુટાં કરવામાં ઘણી સંભાળ રાખી હોય, તોપણ જેને કુદરત અનુકૂળ ન આવ, તે ઉછેરી મોટાં થતાં નથી. કેમકે જેમ વેલ તથા વૃક્ષમાં ઉત્પન્ન થતાં બધા ફળોને કુદરતની પ્રતિકૂળતાથી પરિપાક દશાને પ્રાપ્ત થવાનો સ્વભાવ નથી, તેમ જન્મેલાં બધાં મનુષ્યશરીરને પણ કુદરતની પ્રતિકૂળતાથી ઉછરી મોહોટાં થવાનો સ્વભાવ નથી. પણ તેમાંથી જેને કુદરત અનુકૂળ આવેછે એવા કેટલાક, વેલ તથા વૃક્ષનાં ફળોની પેઠે પરિપક્વદશાને પ્રાપ્ત થાયછે. તે ઉપરથી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**अरक्षितं तिष्ठति दैवरक्षितं**
**सुरक्षितं दैवहतं विनश्यति ।**
**जीवत्यनाथोपि वने विसर्जितः**
**कृतप्रयत्नोपि गृहे न जीवति ॥ ५१६ ॥**

ઈશ્વરેચ્છા જેને અનુકૂળ છે તે અરક્ષિતા પણ સુરક્ષિત થાયછે, ને જેને અનુકૂળ નથી તે સુરક્ષિત પણ નાશ પામેછે, કેમકે કોઈ સમય વનમાં ત્યાગ કરેલ અનાથ પણ જીવેછે, ને ઘરમાં રાખી પ્રયત્ન કરેલ જીવતો નથી ॥ ૫૧૬ ॥

**रंकं करोति राजानं राजानं**
**रंकमेव च । धनिनं निर्धनं**
**चैव निर्धनं धनिनं तथा ॥ ५१७ ॥**

ઈશ્વરેચ્છા રંકને રાજા, રાજાને રંક, ધનિને નિર્ધન અને નિર્ધનને ધનવાન કરેછે॥૫૧૭॥

વળી કહ્યુ કે,

**अनुकूलतामुपगते हि विधौ सफलत्वमेति लघुसाधनता । प्रतिकूलतामुपगते हि विधौ विफलत्वमेति बहुसाधनता ॥ ५१८ ॥**

ઇશ્વરેચ્છા અનુકૂળ હોય તો સ્વલ્પ સાધન પણ સફલ થાયછે, પણ તે જો પ્રતિકૂળ હોય તો ઘણાં સાધન પણ નિષ્ફળ જાયછે ॥ ૫૧૮ ॥

**कांतं वक्ति कपोतिकाऽऽकुलतया नाथांतकालोऽधुना व्याधोधोधृतचापसज्जितशरः श्येनः परिभ्रामति । इत्थं सत्यहिना स दष्ट इषुणा श्येनोपि तेनाहतस्तूर्णं तौ तु यमालयं प्रतिगतौ दैवी विचित्रा गतिः ॥ ५१९ ॥**

કપોતિકા પોતાના પતિને આકુળપણાથી કહેછે કે, "હે નાથ, આ ટાણે અંતકાળ આવ્યો, કેમ કે બાણ સજ્જ કરેલ ધનુષ્ય હાથમાં ધરી નીચે પારાધી ઉભો છે, ને ઉપર સિંચાણો ફરેછે," એમ કહેછે તેટલામાં નીચે પારાધિને સર્પ કરડ્યો ને તેથી તેના ધનુષ્યમાંથી નિશાન ચુકી છુટેલા બાણવડે ઉપર સિંચાણો હણાયો. એ રીતે તે બન્ને તત્કાળ મરણ પામ્યા ને બચ્ચાંસહિત કપોત કપોતિકા બચી ગયાં ! આહાહા ! ! ! ઇશ્વરેચ્છા વિચિત્ર છે ॥૫૧૯॥

**रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातं भास्वानुदेष्यति हसिष्यति पंकजश्रीः । इत्थं विचिंतयति कोशगते द्विरेफे हामूलतः कमलिनीं गज उज्जहार ॥ ५२० ॥**

વળી " હમણાં રાત્રિ નિકળી જાશે, સુંદર પ્રભાત થશે, સૂર્ય ઉદય પામશે, ને કમળ પ્રફુલ્લિત થશે, એટલે હું નિકળી જઇશ, " એ રીતે સાયંકાળે બીડાતા કમળમાં રહી ગયેલ ભ્રમર વિચાર કરેછે, તેટલામાં આહા! તે કમલિનીને મૂળથી ઉખેડી હસ્તિ હરણ કરી ગયો ॥ ૫૨૦ ॥

પણ ઈશ્વરેચ્છા કેવી છે તે કંઈ અગાઉથી જાણવામાં આવતી નથી, માટે છેવટસુધી પ્રયત્ન ચાલુ રાખવો. અષ્ટવિધ પરીક્ષામાં કહ્યું છે કે,

**तावत्प्रतिक्रिया कार्या यावच्छ्वसति मानवः । कदाचिद्दैवयोगेन दृष्टारिष्टोपि जीवति ॥ ५२१ ॥**

જ્યાંસુધી મનુષ્ય શ્વાસ ભરે, ત્યાંસુધી ઉપાય જારી રાખવા; કેમકે કોઇ સમય જોયેલા મરણચિહ્નવાળો પણ ઈશ્વરેચ્છાથી જીવેછે ॥ ૫૨૧ ॥

માટે ચિત્તને સ્થિર કરી સદ્વૈદ્યદ્વારા ઉપચાર કર્યા જાવા. જો કે મમત્વ જેમાં બંધાણું હોય તેવો કોઇ પણ પોતાનો નિકટનો વા દૂરનો સંબંધિ અથવા સ્નેહી રોગી થાય વા પરદેશ જાય અથવા બહારથી આવતાં વાર લગાડે, તો તેની કુશળતા વિષે ચિંતા થવાનો સ્વભાવ છે, તથાપિ તેવી ચિંતા કરેથી કંઈ વળતું નથી, ઉલટું નુકસાન થાયછે. કેમકે તેમાં ને તેમાંજ ચિત્ત લગાડવાથી બીજું કંઇ સુજતું નથી, જેથી સહેજ વાતમાં ગાફલ થઇ જવાય છે. કહ્યું છે કે,

**चिंतातुराणां न सुखं न निद्रा अर्थातुराणां स्वजनो न बंधुः । कामातुराणां न भयं न लज्जा क्षुधातुराणां न बलं न तेजः ॥ ५२२ ॥**

ચિંતાતુરને સુખ તથા નિદ્રા, અર્થાતુરને સ્વજન તથા બંધુ, કામાતુરને ભય તથા લજ્જા અને ક્ષુધાતુરને બળ તથા તેજ હોતાં નથી ॥ ૫૨૨ ॥

**रूपं जरा सर्वसुखानि तृष्णा खलेषु सेवा पुरुषाभिमानम् । याच्ञा गुरुत्वं गुणमात्मपूजा चिंता बलं हन्त्यदया च धर्मम् ॥ ५२३ ॥**

જરા રૂપને, અતિ તૃષ્ણા સર્વ સુખને, ખળની સેવા પુરૂષના અભિમાનને, યાચના મોહોટાઈને, પોતાનાં વખાણ ગુણને, ચિંતા બળને તથા નિર્દયતા ધર્મને હણે છે ॥ ૫૨૩ ॥

માટે વિદ્યારણ્ય મહામુનિયે કહ્યું છે કે,

**यदभावि न तद्भावि भावि चेन्न तदन्यथा । इति चिंताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्तकः ॥ ५२४ ॥**

જે નહિ થવાનું તે થતું નથી, ને જે થવાનું તે મિથ્યા થતું નથી, એ રીતનો ચિંતારૂપી વિષને હણનાર બોધ ભ્રમને ટાળનાર છે ॥ ૫૨૪ ॥

માટે ચિંતાનો ત્યાગ કરી છેવટપર્યંત ઉપાય કરતાં પણ જો તે નિષ્ફળ જાય તો પછી વિચાર કરી મનને શાંત રાખવું. વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

जलमग्निं विषं शस्त्रं क्षुद्व्याधी पतनं तथा । निमित्तं किंचिदासाद्य देही प्राणैर्विमुच्यते ॥ ५२५ ॥

જળ, અગ્નિ, વિષ, શસ્ત્ર, ક્ષુધા, વ્યાધિ તથા પડવું, એમાંના કોઈ પણ નિમિત્તને પામી, દેહધારી પ્રાણથી મુક્ત થાયછે ॥ ૫૨૫ ॥

प्रतिक्षणमयं कायः क्षीयमाणो न लक्ष्यते । आमकुंभ इवांभःस्थो विशीर्णः सन्विभाव्यते ॥ ५२६ ॥

પાણીમાં રહેલા કાચા ઘડાની પેઠે, પ્રતિક્ષણે ક્ષીણ થતું આ શરીર જાણવામાં આવતું નથી, પણ જ્યારે ગળી જાય ત્યારે જાણવામાં આવેછે ॥ ૫૨૬ ॥

यथाहि पथिकः कश्चिच्छायामाश्रित्य तिष्ठति । विश्रम्य च पुनर्गच्छेत्तद्वद्भूतसमागमः ॥ ५२७ ॥

જેમ કોઈ વટેમાર્ગુ છાયાનો આશ્રય કરી બેસેછે, ને વિસામો લઈ પાછો જાયછે, તેમ પ્રાણિયોનો સમાગમ જાણવો ॥૫૨૭॥

पंचभिर्निर्मिते देहे पंचत्वं च पुनर्गते । स्वां स्वां योनिमनुप्राप्ते तत्र का परिदेवना ॥ ५२८ ॥

પંચમહાભૂતે કરી નિર્માણ થયેલું શરીર ફરી પંચત્વને પામેછે, એ રીતે પ્રત્યેક મહાભૂત પોતપોતાના કારણમાં લીન થાય તેમાં ખેદ શું ! ॥ ૫૨૮ ॥

मृत्युर्जन्मवतां वीर देहेन सह जायते । अद्य वाब्दशतांते वा मृत्युर्वै प्राणिनां ध्रुवः ॥ ५२९ ॥

હે વીર, જન્મેલા દેહની સાથેજ મૃત્યુ ઉત્પન્ન થાયછે, માટે તે પ્રાણિયોને આજે વા સો વર્ષને અંતે પણ જરૂર પ્રાપ્ત થવાનો ॥ ૫૨૯ ॥

તેમ શ્રીમદ્ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत । अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ ५३० ॥

પ્રાણિયો આદિમાં નહિ ભાસનાર, મધ્યમાં ભાસનાર તથા ફરી અંતમાં નહિ ભાસનાર છે, માટે તેમાં ખેદ શું ! ॥ ૫૩૦ ॥

વળી ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

कालः पचति भूतानि कालः संहरते तथा । कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥ ५३१ ॥

કેમકે કાળ પ્રાણિયોને મોહોટા કરેછે, તેમનો સંહાર કરે છે ને તેઓ સૂતા હોય તો પણ જાગેછે, માટે તે કોઇથી ઉલ્લંઘન કરી શકાતો નથી ॥ ૫૩૧ ॥

એ રીતે શારીરિક કુશળમાં તત્પર રેહેવા કહ્યું, હવે વ્યાવહારિક કુશળમાં સાવધાન રેહેવા કેહેવામાં આવેછે. વ્યવહારમાં રાજ્યનિયમથી વિરૂદ્ધ કોઈ કાળે પણ વર્તવૂં નહીં, કેમ કે રાજ્યનિયમને અનુસરી વ્યવહાર ચલાવનાર સુખી થાયછે, ને વિરૂદ્ધ રીતે વર્તનાર રાજશિક્ષાને પાત્ર થઇ દુઃખી થાયછે. વર્તમાન સમયમાં પૃથિવી ઉપર રાજ્ય ત્રણ પ્રકારનાં ભાસેછે. રાજાસત્તાક, રાજાપ્રજાસત્તાક અને પ્રજાસત્તાક. એમાંથી જે પ્રકારના રાજ્યની સત્તા નીચે વસતા હોઈએ તેના નિયમને અનુસરી સદા ચાલવું. રાજાસત્તાક રાજ્યમાં માત્ર રાજાનીજ સત્તા હોય છે, તેમાં પ્રજામાટે જે જે નિયમો બાંધવામાં આવેછે, તે સર્વ રાજાની સ્વતંત્ર ઇચ્છા મુજબ બંધાય છે. માત્ર તેમાં સલાહકાર મુખ્ય પ્રધાનાદિ હોયછે, પ્રજાની સલાહ મુદલ લેવામાં આવતી નથી. જેથી ઘણી વેળા પ્રજા નારાજ થાય એવા નિયમો બંધાયછે, ને તેનું પરિણામ એવું આવેછે કે, કોઈ સમય પ્રજા રાજ્ય વિરૂદ્ધ થતાં જ્યાં ત્યાં કલેશ ઉત્પન્ન થઇ, રાજ્યની ચાલતી વ્યવસ્થામાં ભંગાણ પડે છે. રાજાપ્રજાસત્તાક રાજ્યમાં સર્વ નિયમો રાજા અને પ્રજા તરફથી નેમાયલા અધિકારિયો પરસ્પરે વિચાર કરી બહુ મતથી બાંધેછે; જેને રાજા પોતાની મંજુરિઆત આપેછે. એવા નિયમોથી પ્રજાને નારાજ થવાનો કંઇ કારણ રેહેતું નથી, કેમકે તેમાં પ્રજા પોતે પોતાના અધિકારિયોદ્વારા સામેલ હોયછે. જેથા કંઇ પણ કલેશ ઉત્પન્ન ન થતાં રાજ્યની વ્યવસ્થા સુદૃઢ થાયછે. પ્રજાસત્તાક રાજ્યમાં પ્રજા પોતે અધિકારિયો નેમી તે દ્વારા નિયમો બાંધી બહુ મતથી રાજ્ય ચલાવેછે; જેથી કોઇ વેળા પણ તેમાં કલેશ ઉત્પન્ન થવાને કારણ મળતું નથી પણ પ્રજાસત્તાક રાજ્ય જો બધી પ્રજા કેળવાયવી હોય તોજ ચાલી શકેછે, કેમ કે કેળવાયલી પ્રજામાં આખી પ્રજાના સામાન્ય લાભ અલાભ સમજવાની શકિત હોવાથી તે એકસંપ રહેછે, ને સમગ્ર રાજ્ય પોતાનું છે, એવી તેને મમતા બંધાય છે; જેથી રાજ્યની વ્યવસ્થા તે ઠીક રાખી શકેછે. રાજાપ્રજાસત્તાક રાજ્ય, રાજા પ્રજા બન્ને કેળવાયલા, સમજુ તથા ઉદાર મનના હોય તોજ સ્થાપી શકાય છે, કારણ રાજ્યના વહિવટમાં પ્રજાને મત આપવાનો હક આપવો, એ સમજુ તથા ઉદાર રાજાના ધ્યાનમાં ઉતરેછે, અને પોતે મત આપતાં વિવેકને ભૂલ્યાવિના રાજ્યભક્તિ કાયમ રાખવી, એ સમજુ તથા ઉદાર પ્રજાવિના બની શકતું નથી. વળી રાજ્યમાં રાજા પ્રજા બન્નેને રાજ્ય પોતાનું છે, એવી મમતા હોવાથી રાજ્યની વ્યવસ્થા સારી રીતે રાખી શકાય છે. જે દેશમાં પ્રજા વિદ્વાન્ ને રાજ્ય રાજાનું હોય ત્યાં એવું રાજ્ય બંધબેસતું આવેછે. રાજાસત્તાક રાજ્ય જ્યાં પ્રજા અજ્ઞાની હોય ત્યાંજ માફક આવેછે, કારણ અજ્ઞાની પ્રજામાં સામાન્ય લાભ અલાભ સમજવાની શકિત ન હોવાથી સૌ પોતપોતાનો લાભ અલાભ જુવેછે, ને રાજ્ય પોતાનું છે, એવી મમતા હોતી નથી. અને મમતા બાંધ્યા વિના કોઈ પણ કાર્યની સિદ્ધિ યથાર્થ થઇ શકતી નથી. માટે તેવી પ્રજાને રાજાસત્તાક રાજ્ય યોગ્ય છે, કેમકે રાજાને રાજ્ય પોતાનું છે, એવી મમતા હોયછે, જેથી રાજ્યની યથાર્થ વ્યવસ્થા રાખવામાં તે અનાદર કરતો નથી. પણ પ્રજાને જ્ઞાનવાન્ કરવી, એ રાજાના હાથમાં છે, કેમકે તેની પાસે પ્રજાને કેળવવાનાં સર્વ પ્રકારનાં સાધન હોયછે.

માટે તેણે અનેક પ્રકારની પાઠશાળાએ સ્થાપી તે દ્વારા પ્રજાને જ્ઞાન આપવું, ને તેને રાજ્યવહિવટમાં મત આપવાનો હક આપવો. જેથી તેના તરફથી કોઈ પણ પ્રકારની હાની થવાનો પોતાને ભય રહે નહીં. થોડા વર્ષ પેહેલાં વિષ્ણુબાવા બ્રહ્મચારી નામે એક મહા સત્ પુરૂષ થઇ ગયા છે, જેમણે સુખદાયક રાજ્યનીતિ નામે એક નાહાનો નિબંધ રચ્યો છે, જેમાં રાજા પ્રજા બન્ને સુખી થાય તે રીતે રાજ્ય ચલાવવાનાં મૂલતત્ત્વો જણાવેલ છે. એ નિબંધ તેમણે વ્રજભાષામાં રચેલા વેદોકતધર્મપ્રકાશ નામના મહાન્ ગ્રંથમાં દાખલ કરેલ છે. તેમાં કહ્યા પ્રમાણેની રાજ્યનીતિ જો પૃથિવી ઉપરનાં રાજ્યોમાં ચાલે તો રાજા પ્રજા બન્નેમાથી કોઈ પણ અસંતોષ પામી દુઃખી થાય નહિ: એ વિષયમાં કૃપાળુ વિષ્ણુબાવા બ્રહ્મચારિયે જે કહેલ છે, તે આ ઠેકાણે સંક્ષેપથી કેહેવામાં આવેછે:—

આ ભૂગોળ ઉપર અનેક રાજ્ય છે, તેમાં જેટલા પ્રદેશનો જે રાજા હો તેણે તેટલા પ્રદેશને પોતાનો એક બગીચો, તેમાં વસનારી પ્રજાને પોતાનું એક કુટુંબ તથા પોતાને તેનો માલક સમજવો. અને પોતાના એ પ્રજારૂપ કુટુંબનો નિર્વાહ પોતાના દેશની જમીનરૂપ બગીચામાં સારી રીતે થાય ને બધી પ્રજા સદા કાળ સુખી રેહે, એ રીતની તજવીજ મારે અવશ્ય કરવી જોઇએ, એવો વિચાર કરવો; તેમ પ્રજાયે પણ પોતાના સુખમાટે ઉદ્યોગ કરનાર પોતાના પિતારૂપ રાજા જે આજ્ઞા કરે તેપ્રમાણે વર્તવા તત્પર રેહેવું. પછી રાજાએ ખેતી સમજનારી પ્રજાદ્વારા બધી જમીનની ખેડ કરાવવી, ને જે ઠેકાણે જે વનસ્પતિ સારી પાકે તે ઠેકાણે તે વનસ્પતિનું વાવેતર કરાવવું. શીલ્પશાસ્ત્ર જાણનાર ઉપરીના હાથ નીચે મેહેનતુ પ્રજાદ્વારા નદિયોના બંધ તથા મોહોટાં તળાવો બંધાવી, તેમાં બધી જમીનને બારે માસ પુરૂં પડે તથા દુષ્કાળ સમયમાં પણ તંગી ન પડે તે રીતે પાણીનો સંચય કરાવવો; ને એ રીતની પાણીની ગોઠવણ હોવાથી વર્ષમાં એકથી વધારે જેટલા પાક દેશની જુદી જુદી જમીન આપી શકે તેટલા ઉત્પન્ન કરાવવા. એ પ્રમાણે અનેક પ્રકારનાં ફળ, કંદ, શાક, ભાજી, અન્ન, લાકડાં, તથા ગાય, ભેંસ, બકરા, ગાડર, ઘોડા, ગધેડા ખચ્ચર, ઉંટ અને હાથી ઇત્યાદિ જીવમાત્રના નિર્વાહ અર્થે ઘાંસ, ખપ ઉપરાંત શીલકમાં રેહે તે રીતે ઉત્પન્ન કરાવી, ગામ ગામના ખજાનામાં ભરી રખાવવાં, તેમાંથી ગામના લોકોયે, પોતપોતાના પેટ અર્થે જેટલું અન્નાદિ તથા જનાવરો માટે ઘાંસ જોઈએ તેટલું લઈ જવું. વળી ઉન, સણ, રેશમ તથા રૂઈ વિગેરે વસ્તુ વણવાનાં કારખાનાં તૈયાર કરાવી તેમાં વણકર પ્રજાદ્વારા, બધાને પુરા પડયા ઉપરાંત શીલકમાં રેહે, તે રીતે નાના તરેહનાં લુગડાં વણાવવાં ને તે દરજી પ્રજાદ્વારા શીવડાવી ગામ ગામના ખજાનામાં ભરી રખાવવાં. તેમાંથી જેને જે કપડું જોઈએ તેણે તે લેવું, ને ફાટી જાય ત્યારે તે પાછું દઈ તેને બદલે નવું લઈ જાવું. વળી બધી પ્રજાને પુરા પડે, ને તે ઉપરાત શીલકમાં રેહે તે રીતના સોના રૂપાના મોતી હીરાથી જડેલા અલંકાર પણ સુવર્ણકાર પ્રજાદ્વારા તૈયાર કરાવિ ગામ ગામના ખજાનામાં રખાવવા, જેમાંથી જેને જે પેહેરવા જોઈએ, તેણે તે પેહેરવા લેવું, ને ભાંગે તુટે કે પાછું ખજાનામાં દઈ નવું લઇ જવું તેમજ રાજાયે, યંત્રકળા જાણનાર પ્રજાદ્વારા સર્વ પ્રકારનાં યંત્ર તથા શસ્ત્ર તૈયાર કરાવી ગામે ગામ રખાવવાં; વળી વરાળ વા વિજળીથી

ચાલતી ગાડીયો, દૂરશ્રવણ તથા સંકેતાદિ તારયંત્રો તથા યંત્રવડે અનેક પ્રકારની રમત દેખાડનાર ખેલો લોકોના ઉપયોગ માટે ગામે ગામ રાખવા. અને અઠવાડીયામાં એક દિવસ અરામ લેવાનો ઠેરાવવો, ને તે દિવસ સર્વ જણે ખુશી પ્રમાણે રમત ગમતમાં કહાડવો. સર્વ પ્રકારનાં કારખાનાં ચલાવનાર, ખેતીકરનાર તથા રાજાયે પોતે એક સરખું અહિંસક અન્ન ખાવું, ને તે રાજ્યના ખજાનામાંથી જોઈતું લઇ જવું. યુવા અવસ્થાને પ્રાપ્ત થયેલા સર્વ સ્ત્રી પુરૂષોના, રાજાયે વિવાહ કરાવનાર ખાતાદ્વારા પસંદ પડતા વિવાહ કર આપવા. કદી વિવાહ કર્યા પછી કોઈ સ્ત્રી પુરૂષને અણબનાવ થાય તો તે સ્ત્રીને તેજ ખાતાદ્વારા બીજો પસંદ પડતો પુરૂષ તથા તે પુરૂષને બીજી પસંદ પડતી સ્ત્રી મેળવી દેવી. સર્વ પ્રજાએ પોતાનાં છોકરાં સાત આઠ વર્ષનાં થાય કે રાજાને સ્વાધીન કરવાં, જેમને તેમની ચંચાળાઇપ્રમાણે રાજાયે પ્રથમ અવસ્થાપર્યંત જુદા જુદા ધંધાનો અભ્યાસ કરાવવો, ને પછી જે કાંમ જે શિખ્યાં હોય તેમને તે કામના ખાતામાં જોડી દેવાં. ત્યાં કામ ધંધો કરતાં કરતાં જ્યારે તેઓ વૃદ્ધ થાય, ત્યારે તેમની પાસે કામ કરાવવું બંધ કરી, તેમને પેનશન દાખલ સર્વ ઉપભોગ ભોગવવા દેવા, ને જે જે ખાતામાં તેમણે યુવાનિમાં કામ કર્યું હોય, તે તે ખાતાની રાજ્યસભાના તેમને સભાસદ કરવા. ત્યાં તેમની જેવી જરૂર પડે તેવા નિયમો તે રાજ્યસભાના મુખીને બાંધી આપવા; અને જગત્ પ્રકાશ નિરાકાર પરમેશ્વરના ઉપકારને યાદ કરતાં રેહેવું. વળી મરણ પામેલા સર્વ શરીરનું પૃથકકરણ તરત થવું જોઇએ, માટે રાજાએ તેવા એક ખાતાદ્વારા પોતાની પ્રજામાંથી જે મરે તેના શરીરને તત્કાળ બાળી નખાવવું. એ પ્રમાણે સર્વ પ્રજા એક કુટુંબ ને તેજ રાજ્ય, એવી રાજનીતિ સૃષ્ટિના આરંભ કાળમાં હતી, જે હમણાં પણ થવી જોઇએ. એથી ચોરી, મારામારી, તર્કટ તથા ખૂન ઇત્યાદિ ગુન્હા કોને કેહેવા, તેની ખબરજ નહીં રહે. એમ થવાનું કારણ સર્વની ઇચ્છા પૂર્ણ થતાં ગુન્હા થવાનો અસંભવ છે. પૂર્વે આ ભૂગોળ ઉપર સર્વ ધંધાનાં ખાતાં હતાં, ને પ્રત્યેક ખાતામાં કામ કરનાર મનુષ્યનાં સાત આઠ વર્ષની વયનાં છોકરા છોકરીઓને રાજા પોતાના સ્વાધીનમાં લેતા, અને તેમને તેમની ચંચળાઇ પ્રમાણે જુદા જુદા ધંધા શીખવવાના ખાતામાં મોકલી આપતાં તે જેમ જેમ ઉમરમાં આવતા તેમ તેમ તેમને જે જે કામ શીખવ્યું હોય, તે તે કામમાં તેઓ પરસ્પર મદદગાર થઈ પડે તે રીતના નિયમથી, રાજા તેમને વિવાહ કરાવનાર ખાતાદ્વારા પરણાવતા ને તેમને જે કામ આવડતું હોય, તે કામના ખાતાની વ્યવસ્થા કરનાર મુખીપ્રત્યેક મોકલી દેતા; જે તેમના રેહેવાની વ્યવસ્થા કરતો. એ રીતે ઘણા કાળસુધી ચાલ્યા પછી રાજા દુર્બુદ્ધિવાળા થવાથી લોકોએ પોતપોતાનાં બચ્ચાંઓને રાજાને સ્વાધીન કરવાનું છોડી દીધુ, ને પોતાને જે આવડતી તેજ વિદ્યા તેમને શીખવી ને વૃદ્ધ થતાં તેમના ખાતામાંજ રહેવું પસંદ કીધું. એપ્રમાણે થવાથી ધંધાનાં જેટલાં ખાતાં હતાં તેટલી જાતી થઇ, ને ક્રમે કરી તે તે જાતિનું અભિમાન દૃઢ થયું, અને પૂર્વ સ્થિતિનું વિસ્મરણ થઇ ગયું પછી રાજા લુટારૂ થઈ પ્રજાને પીવા લાગ્યા ને ત્રાંબા, રૂપા તથા સોના વિગેરે ધાતુના સીકકા બનાવી “ અમને પ્રજાએ આટલો કર આપવો”

એવી નીતિ ઠરાવી તે પ્રમાણે પ્રજાને ચલાવવા લાગ્યા. પછી પ્રજા પણ લુટારૂ થવા લાગી ત્યારે મનુ નામે જે રાજા થયો તેણે કાયદા બાંધ્યા. એજ બગડેલા ધોરણે હ-મણાં પણ ભૂગોળ ઉપર અનેક રાજ્યની અનેક પ્રકારની રાજનીતિ છે. પણ સર્વ પ્રજા એક કુટુંબ, સર્વ જમીન એક બાગ અને તેમાંથી જે જે ઉત્પન્ન થાય તે સર્વની એક-સામાન્ય પેદાશ; એ રીતની રાજ્યવ્યવસ્થા હોય તો સર્વને ખાવા-પિવા પેહેરવા-ઓ-ઢવા તથા રમત-ગમતની પ્રાપ્તિ થાયછે. વળી પાલખી, રથ, ઘોડા તથા હાથી ઇત્યાદી વાહન, સર્વને વૃદ્ધ અવસ્થામાં રાજસભામાં સભાસદ થતાં બેસવાને મળેછે. તેથી કો-ઈને કંઈ નહીં મળ્યું એમ થતું નથી; જેથી સર્વ લોક પૂર્ણકામ થાયછે. ઈચ્છાની અ-પૂર્ણતાથી ક્રોધ આવેછે, જે અહીં શીલકમાં બાકી રહેતો નથી. ક્રોધ ન આવતાં ગુન્હો કરવો અથવા ઈર્ષા રાખવી, એમાંનું લેશ પણ રેહેતું નથી, તેથી આ રાજ્યનીતિ, એ પ્રજા તથા રાજાનો ખરેખરો સંબંધ છે, ને એથીજ રાજા જે પોતાની પ્રજાનો પિતા કહેવાયછે તે સાચું ઠરેછે. હવે કેટલાકને એવી કલ્પના થશે કે, જો એવી રાજ્ય-વ્યવસ્થા થાય તો સંદાસ કોણ સાફ કરે ! રસ્તા કોણ ઝાડે ! પાલખી કોણ ઉપાડે ! હુકકો કોણ ભરી આપે ! શુકદાની કોણ સાફ કરી લાવે ! ચંપી કોણ કરશે તથા હા-થમાં જોડા લઈ કોણ ઉભા રેહેશે ! વળી ઘોડાની ચાકરી કોણ કરશે અને ઘોડાપરથી ઊતરતી વખત હાથમાં ઘોડો કોણ ધરી રાખશે ! તો તે કલ્પના કરનારે એમ જા-ણવું જે બધા મનુષ્યની અકકલ એકસરખી હોતી નથી. જેથી સાત આઠ વર્ષનાં બચ્ચાં જ્યારે રાજાના સ્વાધીનમાં આવે, ત્યારેજ તેણે તેમની બુદ્ધિની પરીક્ષા કરી, જેને જે ધંધો શીખવવો ઘટે તેને તે ધંધો શીખવવો. તેમાં કેટલાંક છોકરી છોકરાંઓને સંદાસ ઝા-ડવા વિગેરે હલકાં કામ કરવાની વિદ્યા શીખવવી, ને તેટલું કામ તેમણે ચુવાનીમાં યથાર્થ કર્યું, કે તેમને અન્ન, વસ્ત્ર, ઔષધી, ઘર, ઘરેણાં, તથા પુરૂષને સ્ત્રી ને સ્ત્રીને પુ-રૂષ, એ રીતે સર્વ સુખ ભોગવવાના પદાર્થ મળશે. એ લાલચથી તેવું હલકું કામ તેઓ અચ્છી રીતે કરશે. અને ફરી તેમને જે બચ્ચાં થશે તેમની બુદ્ધિ પ્રમાણે રાજા તેમને ધંધો શીખવશે, ને ચુવાનીમાં તેઓ તે ધંધો કરશે. એ પ્રમાણે વ્યવસ્થા થવાથી સર્વ કામ ચાલશે, ને થુકદાની ધોઈ લાવવી, હુકકો ભરી દેવો, ચંપી કરવી તથા સંદાસ ઝાડવા ઈત્યાદિ કામ હલકાં છે, એમ તે તે કામ શીખેલાં સ્ત્રી પુરૂષો સમજશે નહીં. કેમકે બીજાની પેઠે તેમને પણ કામ કરવાથી અન્ન, વસ્ત્ર, ઇત્યાદિ સર્વ ભોગ મળેછે, માટે વિના દુઃખે સારી રીતથી શીખેલું કામ કરવું, એજ તેઓ ધારશે. અને તે સ્ત્રી પુરૂષો, રાજાયે ઠેરવેલા ગામમા ઠરાવ પ્રમાણે શિલ્પી પ્રજાદ્વારા બંધાવેલા એક ઘરમાં એક એક દંપતીની રીતે રહે, ને તે ઠેકાણે તેમને તેમના કામ બદલ સર્વ ખાનપાન, પેહેરવા ઓઢવા તથા મોજ શોખની પ્રાપ્તિ થાય, તો સર્વ કામ તેઓ ય-થાર્થ કરે ને કંઇ અડચણ આવે નહીં. રાજાયે અનેક ધંધાનાં ખાતાં કાહાડવાં, તેમાં-તે તે ધંધામાં અતિ કુશલ એવા ઉપરિયોની નેમણુક કરી તેમના હાથ નીચે તે તે ધંધો શિખેલાં મનુષ્યો આપવાં, જેમણે પોતાના ઉપરિયો કેહે તે પ્રમાણે યથાર્થ કામ બજાવવું. ખેતીવિદ્યામાં કુશળ એવા કેટલાક મુખીયોને ઠેકાણે ઠેકાણે રાખવા, ને

તેમના કહ્યા મુજબ કામ કરનાર કેટલાક લોકની તેમના હાથ નીચે નેમણુક કરવી, કેટલાક પાકેલા ધાન્યની કાપણી કરી તેને લણી આપનાર રાખવા. કેટલાક ખજાનામાં સર્વ પેદાસ સંભાળી રાખનાર ઠેરવવા. કેટલાકની જે ઠેકાણે જેટલો માલ જોઇએ તેટલો તે ઠેકાણે પોહોંચાડવામાટે નેમણુક કરવી. વળી કેટલાક વસ્ત્ર વણી તૈયાર કરનાર, કેટલા કપડાં શીવનાર, કેટલાક લોહનું કામ કરનાર, કેટલાક સોનું, રૂપું, ત્રાંબું ઇત્યાદિ ધાતુનું કામ કરનાર, કેટલાક લાકડાં, માંટી, પથ્થર, તથા કાચનાં કામ કરનાર, કેટલાક ચાંમડાનું કામ કરનાર, કેટલાક ખાણમાંથી પદાર્થ કહાડનાર, કેટલાક વિદ્યા શીખવનાર, કેટલાક વહાણ ચલાવનાર, કેટલાક ઘર તથા વહાણ બાંધનાર, કેટલાક ઔષધી દેનાર કેટલાક જેને જે જોઇએ તે કપડાં તથા ઘરેણાં ઇત્યાદિ દેનાર, અને જુનાં થયેલાં પાછાં લઈ તેને બદલે નવાં આપી જુનાં અસલના કારખાનામાં મોકલનાર, તથા કેટલાક ખોરાકી, માલ ભાજી, તેલ ઘી તથા ગુડ આદિ વસ્તુ દેનાર ઇત્યાદિ સર્વને સર્વ પ્રકારના સર્વ ઠેકાણે નેમી બધાનો બંદોબસ્ત રાખવો, એજ સાચે સાચા રાજાનું કામ છે. એ પ્રમાણે રાજયવ્યવહાર હોય તો ચોરી કરેલો માલ શા કામનો ! વ્યાપાર કરી ઇર્ષા કોની કરવી ! ને પૈસાની જરૂરજ ન પડે તો તે છુપાવી તેનો શું ઉપયોગ કરવો ! અને બીજાને મારીને શું મેળવવું ! એમ વિચાર આવેછે. તેથી ખરાબ કામ સર્વ વ્યર્થ છે એમ સમજાઈ મન સ્વસ્થ થાયછે, ને પરમેશ્વરનો ઉપકાર યાદ કરી, સ્થિરતાને પામી આનંદનો અનુભવ કરેછે. માટે પ્રજામાં રાજકારભાર એજ રીતનો જોઈએ. એવી રાજછવ્યવસ્થા સો વર્ષ ચાલે તો બીજા સૈકાની પ્રજા હમણના રાજા તથા ન્યાયાધીશોને તે મનુષ્ય નહીં પણ જનાવર હતા, એમ કેહે ! જુઓ ! આ રાજનીતિની રીતિયે જગતનો વ્યવહાર આ પ્રમાણે ચાલવો જોઈએ કે, પ્રત્યેક ખાતામાંના જેઓ વૃદ્ધ હોય, તેઓ તે તે ખાતાની રાજસભાના સભાસદ થાય, ને રાજાને જોઇતા નિયમો વધુ મતે બાંધી આપે. વળી રાજાના પ્રધાન વિગેરે પણ સર્વ વૃદ્ધ હોવા જોઇએ. અને જે ગુવાન હોય તેમણે પોતે જે જે ધંધો શિખ્યા હોય તે તે ધંધાના ખાતામાં દાખલ થઇ કામ કરવું જોઇએ. દાખલા તરીકે જેમને સોના રૂપાનું કામ શિખવ્યું હોય, તેમને કામ કરવામાટે એક ઉત્કૃષ્ટ હવાવાળું સ્થાન પસંદ કરવું. ત્યાં તેમણે સુતારના ખાતા તરફથી બંધાયલા ઘરમાં રહી, વણકરના ખાતા તરફથી વણાયલાં કપડાં શેહેરના ખજાનામાંથી લાવી વાપરવા, દરજીના ખાતાં તરફથી સીવાયલાં લુગડાં પેહેરવાં, મોચીના ખાતા તરફથી તૈયાર થયેલા જોડા, ધમણ વિગેરે જોઇએ તે પ્રમાણે ખજાનામાંથી લાવી વાપરવાં, ખેતીના ખાતાવડે તૈયાર થયેલા અન્ન જોઇએ તે પ્રમાણે ખજાનામાંથી લાવી ખાવું, પોતાના ખાતા તરફથી તૈયાર થઇ ખજાનામાં ગયેલા ઘરેણામાંથી પોતાને જે જોઈએ તે ઘરેણાં લાવી વાપરવાં, રોગ થતાં ઔષધીના ખાતા તરફથી તે વિદ્યાના જ્ઞાતા વૈદ્યદ્વારા જે જોઇએ તે ઔષધ લેવું. અને ઘેર ઘેર હથોડા વિગેરે ઘાટ ઘટવાનો સામાન કંઇ ન રાખતાં દશ વાગે સોના રૂપાના કારખાનામાં જઇ ચાર વાગા પર્યંત કામ કરી પોતપોતાને ઘેર જાવું, ને પોતાની સ્ત્રી સાથે સુખથી રેહેવું. અને પ્રજા થાય તો સાત આઠ વર્ષસુધી સંભાળ્યા પછી રાજાયે નીમેલા કેલવણીખાતાને સોંપી દેવી. પછી રાજાયે તે ખાતા-

દ્વારા તેમની ચંચલતાઇ પ્રમાણે જુદી જુદી શાળાઓમાં જુદા જુદા ધંધા શીખવવાં અને તેઓ યુવા અવસ્થાને પ્રાપ્ત થાય કે તેમને વિવાહ કરાવનાર ખાતાદ્વારા પસંદ પડે તે રીતે પરણાવી, જે જે ધંધો તેઓ શિખ્યાં હોય, તે તે ધંધાના ખાતામાં કામ કારવા માટે જોડી દેવાં. એ પ્રમાણે પ્રત્યેક ધંધાના ખાતાની વ્યવસ્થા થવી જોઈએ, એમ થાય તો પ્રજામાં પરસ્પરે વિશ્વાસઘાત કરવાનો મારામારીનો તથા એક બીજાના પ્રાણ લેવાનો, ઇત્યાદિ અપરાધ થવાનો સંભવ રેહે નહિ. તાળાં કુચી રાખવાની જરૂર પડે નહિ, ને સર્વને પુરતું ખાવા પીવા, પેહેરવા ઓઢવા તથા ઔષધી સુખે મળી શકે. વર્તમાન સમયમાં જેને નીતિ કહિએ છિયે, તે નીતિ નહિ પણ અનીતિ ઠરે મનુષ્ય પ્રાણી દુઃખ, ઈચ્છા અને ચિંતાણી રહિત થાય, ને સર્વ પોતાને રાજા જેવા સમજે. કેમકે રાજા અને પ્રજાના સુખમાં કાંઇ ફેર રહે નહિ. ચિંતા મૂળમાંથીજ જાય, ને અપંગોનું રક્ષણ પણ તેને માટે નેમાયલા ખાતા તરફથી થાય, જેથી ભીખારી તે શું! એ કોઇના જાણવામાં પણ આવે નહિ! ક્રય વિક્રય ન થતાં સૌને સર્વની પ્રાપ્તિ થાય, જેથી ચોરી કોને કેહેવી, એ કોઇને ખબર રહે નહિ! એવી આ અત્યુત્તમ રાજનીતિ અનુપમ છે, અર્થાત્ એના જેવી સુખદાયક રાજનીતિ પૃથિવી ઉપર ભૂતકાળમાં મન્વાદિ કોઇ રાજાની થઇ નથી, ને વર્તમાન સમયમાં કયાંય પણ જોવામાં આવતી નથી. એ રીતે મહા કૃપાળુ વિષ્ણુબાવા બ્રહ્મચારિયે કહેલ રાજનીતિનો સાર છે. વર્તમાન સમયની પ્રજામાં એ રાજનીતિ દાખલ કરવી અશકય હોવાથી તેમનો એવો અભિપ્રાય હતો કે, ઉછરતી પ્રજાને એ રાજનીતિનો પાઠશાળામાં અભ્યાસ કરાવવો, જે ઘણીક પેઢીસુધી ચાલતાં સર્વ પ્રજા એકમત થઇ એજ રાજનીતિ પસંદ કરશે. એ સંતના કેહેવા પ્રમાણે પૂર્વ એવાજ પ્રકારની રાજનીતિ હતી, જેથી ધંધાપ્રમાણે જાતિ થયેલી છે. પણ તેવી નોંધ કયાંય ઇતિહાસમાં જણાતી નથી, તથાપિ એ રાજનીતિને કંઇક લગતું વાકય શ્રીમહાભારતાંતર્ગત શાંતિપર્વના ૫૯ મા અધ્યાયમાં ભીષ્મપિતામહે યુધિષ્ઠિર રાજાને કહ્યું છે કે,

| | |
|---|---|
| **न वै राज्यं न राजासीन्न च** | પૂર્વે કોઇ રાજય, રાજા, દંડ તથા દંડ દેનાર |
| **दंडो न दांडिकः। धर्मेणैव प्रजाः,** | નોતાં, પણ સર્વ જન ધર્મે કરી પરસ્પર |
| **सर्वा रक्षंति स्म परस्परम् ॥ ५३२ ॥** | રક્ષા કરતાં હતાં ॥ ૫૩૨ ॥ |

પણ એવી સુખદાયક રાજનીતિ જો ચાલતી હોય, તો પ્રજાની વૃદ્ધિ થતાં વાર લાગે નહીં; જેથી એવો પણ વખત આવે કે અતિ વૃદ્ધિ થતાં તેનું પોષણ પુરૂં પડવું મુશ્કેલ થઇ પડે. તેથી માંહો માંહે મારામારી ઉત્પન્ન થઇ એ રાજનીતિને નાશ થવાનો સંભવ છે. એવી શંકા થાય તો સમજવું કે, સૃષ્ટિમાં સમતોલપણું રેહેવા માટે જેની વૃદ્ધિ થાય તેનો ક્ષય અને ક્ષય થાય તેની વૃદ્ધિ કાળે કરી પોતાની મેળે થવાનો સ્વભાવ છે; એ નિયમ પ્રમાણે પ્રજાની અતિ વૃદ્ધિ થતાં રોગાદિ કોઇ પણ કારણથી તેનો ક્ષય થાયછે. પણ જયાંસુધી એ બ્રહ્મચારિ બાવાની સુખદાયક રાજનીતિ પૃથિવી ઉપર ચાલુ થઇ નથી, ત્યાંસુધી તો મન્વાદિ રાજાઓના બગડેલા ધોરણે આચ-

ની રાજનીતિ ઉપરજ વિચાર કરવો જોઈએ હવે રાજાસત્તાક અને રાજાપ્રજાસત્તાક રાજયમાં તો રાજા પ્રત્યક્ષ હોયછે, પણ પ્રજાસત્તાક રાજયમાં રાજા જણાતો નથી. પરંતુ વિચારી જોતાં તેમાં પણ રાજા હોય એમ ભાસેછે. કેમકે રાજય ચલાવવા-માટે પ્રજાએ ઠેરવેલી રાજસભામાં એક મુખી કરવો પડેછે, જે તે ઠેકાણે રાજા જેવો ઠરેછે. કારણ તેની સત્તા બીજા સર્વ સભાસદો કરતાં વિશેષ હોયછે, તેને ઘણું કરૂ રાજા જેવું માન મળેછે, ને સર્વ રાજયનિયમો તેની શહીથી ચાલેછે. માટે ત્રણે પ્રકારનાં રાજય રાજાથી ચાલેછે, એમ જાણવું. હવે રાજાયે પ્રથમ વિદ્યાભ્યાસ કરી સર્વ પ્રકારની રાજયનીતિમાં કુશળ થવું જોઇએ, કેમકે તેના ઉપર ઘણા મનુષ્યની સંભાળ રાખવારૂપ ભાર હોયછે, જે સર્વ વાતે કુશળ થયા શિવાય ઉપડી શકતો નથી. શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

सर्वलोकव्यवहारस्थितिर्नीत्या विना न हि। यथाऽशनैर्विना देहस्थितिर्न स्याद्धि देहिनाम् ॥५३३॥

જેમ ખાધા વિના દેહધારીના દેહની સ્થિતિ રહી શકતી નથી, તેમ સર્વ લોકના વ્યવહારની સ્થિતિ નીતિ વિના બની શકતી નથી ॥ ૫૩૩ ॥

अतः सदा नीतिशास्त्रमभ्यसेद्यत्नतो नृपः। यद्विज्ञानान्नृपाद्याश्च शत्रुजिल्लोकरंजकाः ॥ ५३४ ॥

માટે રાજાયે સદા યત્નથી નીતિ શાસ્ત્રનો અભ્યાસ કરવો, કેમકે જેના જ્ઞાનથી રાજાદિ સર્વ, શત્રુને જીતનાર તથા લોકને રંજન કરનાર થાયછે ॥ ૫૩૪ ॥

नृपस्य परमो धर्मः प्रजानां परिपालनम्। दुष्टनिग्रहणं नित्यं न नीत्या ते विना ह्युभे ॥ ५३५ ॥

નિરંતર પ્રજાનું પાલન કરવું તથા દુષ્ટને દંડ દેવો, એ રાજાનો પરમ ધર્મ છે; જે બંને નીતિવિના બની શકતાં નથી ॥૫૩૫॥

જેમ કુટુંબના વડીલનું મુખ્ય કામ કુટુંબનું ભરણપોષણ કરવાનું છે તેમ રાજાનું મુખ્ય કામ પોતાની પ્રજાનું સારી રીતે સંરક્ષણ કરવાનું છે. કુટુંબ સિવાય જેમ વડીલ નહીં, તેમ પ્રજા વિનાનો રાજા નહિ. અને વડીલ શિવાય જેમ કુટુંબ નહિ તેમ રાજા વિનાની પ્રજા નહિ. એજ ગ્રંથકારે એક ઠેકાણે કહ્યું છે કે,

यदि न स्यान्नरपतिः सम्यङ्नेता ततः प्रजाः। अकर्णधारा जलधौ विप्लवेतेह नौरिव ॥ ५३६ ॥

જો આ લોકમાં સારી રીતે નિયમમાં રાખનાર રાજા ન હોય, તો પ્રજા, સમુદ્રમાં સુકાની વગરના નાવની પેઠે નાશ પામે ॥૫૩૬॥

न तिष्ठंति स्वस्वधर्मे विना पालेन वै प्रजाः। प्रजया तु विना स्वामी पृथिव्यां नैव शोभते ॥ ५३७ ॥

વળી રક્ષણ કરનાર વિના પ્રજા પોતેપોતાની ફરજ બજાવતી નથી, ને પ્રજા વિનાનો રાજા પૃથ્વિમાં શોભતો નથી ॥૫૩૭॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात्। नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत्पितेव हि ॥५३८॥

રાજાએ ચોર, કાર્યભારી, શત્રુ, હજુરી તથા પોતાના લોભથી પ્રજાની પિતાની પેઠે રક્ષા કરવી ॥ ૫૩૮ ॥

राजा बंधुरबंधूनां राजा चक्षुरचक्षुषाम्। राजा पिता च माता च सर्वेषां न्यायवर्तिनाम् ॥५३९॥

કેમકે રાજા અબંધુનો બંધુ, આંધળાની આંખ અને ન્યાય માર્ગે વર્તનાર સર્વને માતા પિતા છે ॥ ૫૩૯ ॥

પણ એ રીતે પ્રજાનું રક્ષણ કરવામાં રાજાને મોટો ખર્ચ રાખવો પડેછે, જે પ્રજાએ આપવો જોઈએ. કેમ કે તે જો ન આપે તો રાજા લાવે કયાંથી ? માટે પ્રજાએ રાજાને ખર્ચની મદદ કરવી ને પોતે તેથી સુરક્ષિત રેહેવું. રાજાએ પોતાના તાબાની જેટલી જમીન હોય તેની ભરપ કરાવવી, તેમા જે ખેતી માટે પ્રજા ઉપયોગમાં લે તેના ઉપર કર નાખવો. વળી પાષાણ, ધાતુ રત્ન તથા ક્ષારાદિ ખનિજ પદાર્થો ખણિ કાઢવા માટે જે જમીન પ્રજા રોકે તેના ઉપર પણ કર નાખવો; તેમ જંગલની પણ જે પેદાશ થાય તેના ઉપર તથા પોતાના તાબાના સમુદ્રની પેદાશ ઉપર કર નાખવો. એ રીતે કાચી વસ્તુ ઉપર કર લેવો પણ તેની જે કંઇ વસ્તુ પોતાના દેશમાં બને તે ઉપર કર લેવો નહિ. કેમકે તે લેવાથી એકજ વસ્તુ ઉપર બેવડો કર થાયછે. જેથી તેની કિંમતમાં વધારો થઈ તે મોંઘી પડેછે. વળી પોતાના દેશમાંથી કાચી અથવા બનાવેલી વસ્તુ પારકા મુલકમાં જાઇ તેના ઉપર કર લેવો નહિ, કેમ કે તે વસ્તુ જેમ બને તેમ બીજા દેશમાં પાલવે ને પોતાના દેશનો વ્યાપાર વધે તેમ કરવું, જેથી પોતાની પ્રજા તે ઉપર સારી રીતે ગુજરાન ચલાવી શકે. બીજા દેશની કાચી વા પાકી જે વસ્તુ પોતાના દેશમાં આવે તે ઉપર ઘટતો કર નાંખવો, વળી કાચી વસ્તુ પેદા કરનાર સિવાય જે પ્રજા બીજા ધંધામાં લાગી હોય, તેની પાસેથી તેની આવકના પ્રમાણમાં કર લેવો. કેમકે કાચી વસ્તુ પેદા કરનાર ખેડુત વિગેરે જેમ પોતાનું ગુજરાન ચાલાવવા સરકારી જમીન વાપરેછે, તેમ બીજા મનુષ્ય પણ અનેક પ્રકારના ધંધાથી પોતાનું ગુજરાન ચલાવવમાં આડી રીતે સરકારી જમીનનોજ ઉપયોગ કરેછે. કેમકે તેમના ધંધા માટે માલની આવ જાવ થવાનો જે જમીન વપરાયછે તે સરકારીજ હોયછે. તેમજ સર્વ પ્રજા સરકારી જમીન વાપર્યા સિવાય કયાંય પણ આવજાવ કરી શકતી નથી વળી સર્વ પ્રકારના ધંધાનો બધો આધાર ખેતી વિગેરેથી ઉપજતી કાચી વસ્તુ ઉપર હોવાથી, તે પેદા કરનાર ખેડુતાદિ વર્ગ કરના બોજામાં કચરાઈ જાય તો બરાબર નીપજ થાય નહીં, માટે બીજા ધંધાથી ગુજરાન ચલાવનાર સર્વ મનુષ્યોએ, પોતાની આવકના પ્રમાણમાં સરકારને કર આપી, ખેડુતાદિ ગરીબ વર્ગનો બચાવ કરવો, એ તેમની ફરજ છે. પણ રાજાયે એ સઘળા નાનાપ્રકારના કર એવી રીતના હલકા નાંખવા કે પ્રજાને અપત્ત ભારી પડે નહિ. સૈ. કોઇ પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી, સુખે રહી શકે તેમ કરવું. અથવા જમીન તથા

જળમાંથી કાંચી વસ્તુ પેદા કરનાર ખેડુત .વિગેરેથી તે ખાનગી અથવા સરકારી નોકર, કારીગર ભાર વેહેનાર, ઘણા મળી સાથે વ્યાપાર કરનાર તથા છુટા વ્યાપારી વિગેરે હરકોઇ પ્રકારનો ધંધો કરનાર તમામ લોક પર્યંત કોઇ પાસેથી પણ ઉધડો કર લેવો નહિ. પણ સર્વ પ્રકારનો લાગત તથા તેની ખોરાકી પોશાકીનો ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠની રીતે ઠેરવેલ વાજબી ખર્ચ બાદ કરતાં, જે તેની ચોખી આવક હોય તેમાંથી, દેશની ઉપજ ખરચનું સરવાયું તપાસતાં, તેમાં નફો હોય તો ઓછો ને ખોટ હોય તો વધારે, જેટલો લેવો ઘટે તેટલો કર પોતાની રાજસભાદ્વારા ઠેરવીને લેવો. પછી ગમે તો તે શ્રીમંત વા ગરીબ હોય. જો કે એવી રીતનો કર શ્રીમંતોને આપવો ગમશે નહિ, તથાપિ ન્યાયની રીતે સર્વપ્રજાને એક સરખી રીતે પોતાની આવકના પ્રમાણમાં કર આપનારી કરવામાં એ રીતિ સર્વોત્તમ છે. માટે સર્વ પ્રજાએ એક મત થઇ એ એકજ જાતનો કર રાજાને પોતાના રક્ષણના બદલામાં ખુશીથી આપવો. જેથી આખી પ્રજા એક કુટુંબરૂપ થઇ એક બીજાના સુખદુઃખમાં ભાગ લેનારી થાય. પ્રજામાંનું કોઇ પણ જન હમણાના ખેડુત વિગેરે ગરીબ લોકની પેઠે દુઃખી થાય નહિ. એકના ઘરમાં ખાવા મળે નહિ ને સરકારી કર આપવા માટે તેની ઘરવખરી વેચાય અને બીજા સુખે ખાનપાન કરી મોજમજામાં રહે એવી કર લેવાની પક્ષપાતી તથા ધીક્કારવા યોગ્ય ઘણીજ ગેર વાજબી રીત બંધ થાય, ગરીબ માર્યા જાય નહિ, જુલમ કેહેવાય નહિ, ને રાજાને પણ ઘણી આવક થઇ પડે. પણ એટલી સંભાળ રાખવી કે, કોઇએ પણ કોઈ રીતે બેવડો કર આપવો પડે નહિ. એ રીતનો કર પ્રજાએ આપવાં તથા તેની પાસે રાજાએ ઉઘરાવવા પ્રથમ ઘણું અઘવડ ભરેલું લાગશે; કેમકે સર્વની આવક નક્કી કરવી ઘણી મુશ્કેલ છે. પણ જેમ માહાવરો પડતો જશે તેમ પ્રજા પોતપોતાનો દર વર્ષનો હિસાબ તૈયાર રાખશે. જે ઉપરથી પ્રજા બન્નેને કર ઉઘરાવવા તથા આપવામાં કશી હરકત આવનાર નથી. વળી રાજા પોતે તથા તેના તમામ કાર્યભારીઓએ પણ પોતાને મળતા લવાજમમાંથી પોતાનો લાગત ખર્ચ બાદ કરી, જે ચોક્કસ આવક રહે તેમાંથી પ્રજા પ્રમાણે રાજ્યમાં કર ભરવો; જેથી કોઈ તરેહનો પક્ષપાત ન રહ્યાંથી પ્રજા તેવો કર ખુશીથી આપે એમાં સંશય નહિ. પણ રાજાએ પ્રજાના રાખેલા હિસાબ ઉપર ભરોસો રાખી કર લેવો, ને કર ઉઘરાવનાર તરફથી પ્રજા ઉપર કશી તરેહનો જુલમ થવા દેવો નહિ; અને એવી તાકીદ કરવી કે, કોઇનો પણ હિસાબ જાહેરમાં ન આવે ને કોઇ પણ ખોટો હિસાબ બતાવે નહિ. એ એકજ કર સિવાય પ્રજા પાસેથી રાજાએ તેના પાલન નિમિત્ત બીજી કોઈ રીતનો કર લેવો નહિ, કારણ પ્રજાને નીચવી લીધેથી રાજાને મોટું નુકશાન થાયછે. શ્રીમહાભારતાંતર્ગત ઉદ્યોગપર્વના ૩૪ મા અધ્યાયમાં વિદુરજીએ ધૃતરાષ્ટ્ર રાજાને કહ્યું છે કે,

यथा मधु समादत्ते रक्षन् पुष्पाणि षट्पदः । तद्वदर्थान् मनुष्येभ्य आदद्यादविहिंसया ॥ ५४० ॥

જેમ ભ્રમર પુષ્પને બચાવતાં તેમાંથી રસ ગ્રહણ કરેછે, તેમ રાજાએ મનુષ્યને નીચોવ્યા વિના તેમની પાસેથી કર લેવો ॥ ૫૪૦ ॥

पुष्पं पुष्पं विचिन्वीत मूलच्छेदं न कारयेत् । मालाकार इवारामे न यथांगारकारकः ॥ ५४१ ॥

બગીચાના માળીની પેઠે વૃક્ષમાંથી ફુલ લેવાં, પણ કોલસા કરનારની પેઠે વૃક્ષને મૂળમાંથી કાપી ન નાંખવો ॥ ૫૪૧ ॥

यस्मात् त्रस्यंति भूतानि मृगव्याधान्मृगा इव । सागरान्तामपि महीं लब्ध्वा स परिहीयते ॥ ५४२ ॥

કેમકે જે રાજાથી, પારાધિથી મૃગલાની પેઠે પ્રજા ત્રાસ પામેછે, તે રાજા સમુદ્રપર્યંત પૃથ્વીને પામીને પણ નાશ પામેછે ॥૫૪૨॥

વળી માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् । तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ ५४३ ॥

રાજાયે જેમ પોતાને તથા ધંધો કરનાર સર્વ પ્રજાને લાભ થાય, તે રીતે વિચાર કરી રાજયમાં નિરંતર કર ઠેરવવા ॥૫૪૩॥

सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् । स्याच्चाम्नायपरो लोके वर्तेत पितृवन्नृषु ॥ ५४४ ॥

અને લોકમાં ધર્મનિષ્ઠ થઇ પ્રતિ વર્ષનો કર સારા કાર્યભારીદ્વારા ઉઘરાવવો, ને પ્રજાને વિષે પિતાની પેઠે વર્તવું ॥૫૪૪॥

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ॥ सोचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबांधवः ॥ ५४५ ॥

કેમકે જે રાજા મોહથી વિચાર કર્યા વગર પોતાના દેશને પીડેછે, તે બાંધવે સહિત, રાજય તથા જીવિતથી થોડા કાળમાં ભ્રષ્ટ થાયછે ॥ ૫૪૫ ॥

એ રીતે પ્રજા પાસેથી કર લેવો તેના બદલામાં રાજાયે, કોઇ પણ પરદેશના રાજા તરફથી થતા હુમલામાંથી પોતાના દેશ તથા પ્રજાનું સંરક્ષણ કરવા, પરસ્પર પ્રજામાં સલાહ સંપ નિભાવવા અને પ્રજાના રક્ષણ માટે ચોર, લુટારૂ તથા બંડ કરનાર લોકને શાસન કરવા પુરતું સૈન્ય રાખવું; જે જમીન તથા સમુદ્ર બન્ને ઠેકાણે ઉપયોગમાં આવે તેવી ગોઠવણ રાખવી. સમુદ્રમાં લુટારા લોકોથી તથા યુદ્ધ સમય પરદેશી રાજાથી પોતાની પ્રજાનો જાન માલ બચાવવામાટે ચાલતા સમય પ્રમાણે ઉત્તમ પ્રકારના અગ્નિ વા વિજળીથી ચાલનાર યુદ્ધને લાયક દૃઢ નૌકા બનાવવી. તેમાં પોતાના વર્તમાન સમય પ્રમાણે યુદ્ધ કરવાની સર્વ પ્રકારની સામગ્રી તથા સૈન્ય રાખવું. સર્વ સૈન્યને, તેના પ્રત્યેક વિભાગ ઓળખાય તેવી રીતે જુદા જુદા રંગનાં એક સરખાં વસ્ત્ર આપવાં, રહેવા માટે દેશમાં જુદે જુદે સ્થાને સારી હવાવાળી જગ્યામાં છાવણિયો બાંધી આપવી, યુદ્ધમાં વઢવા માટે પોતાના વર્તમાન સમયાનુસાર ઉત્તમ પ્રકારનાં શસ્ત્ર અસ્ત્ર આપવાં, તથા તે વાપરવા વિગેરે સર્વ પ્રકારની યુદ્ધકળા તથા ચોર, લુટારૂને સોધી કાઢવાની ચતુરાઇ શિખવવી વળી તેમાંથી પ્રત્યેક નગર, ગામ તથા માર્ગમાં સલાહ સંપ રાખવા અને ચોર, લુટારૂથી પ્રજાનું સંરક્ષણ કરવા પૂરતા રક્ષકો રાખવા. એ સર્વ સૈન્યને માસિક લવાજમ ચઢે ચઢયુ દેતાં જવું, ને તે સદા યુદ્ધ માટે તૈયાર રહે તે,

રીતની ગોઠવણ રાખવી. કેમકે એકાએક તેવું કામ આવી પડેછે. માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

नित्यमुद्यतदंडः स्यान्नित्यं विवृतपौरुषः । नित्यं संवृत्तसर्वार्थो नित्यं छिद्रानुसार्यरेः ॥ ५४६ ॥

રાજાયે નિત્ય પોતાના સૈન્યને કવાયત શીખવતાં તૈયાર રાખવું; પરાક્રમ દેખાડતા રેહેવું, પોતાનો સર્વ અભિપ્રાય છુપો રાખવો, અને શત્રુના છિદ્રને જોતાં રેહેવું ॥ ૫૪૬ ॥

द्वयोस्त्रयाणां पंचानां मध्ये गुल्ममधिष्ठितम् । तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ ५४७ ॥

અને દેશના રક્ષણ માટે બે, ત્રણ અથવા પાંચ ગામને અંતરે નાહાની તથા સોસો ગામને અંતરે મોહોટી, એક એક ઉપરીના હાથ નીચે સૈન્યની ટુકડીયો રાખવી ॥૫૪૭॥

તેમ શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

कार्यस्थानानि सर्वाणि यामिकैरभितोनिशम् । चतुर्भिः पंचभिर्वापि षड्भिर्वा गोपयेत्सदा । दिने दिने यामिकानां प्रकुर्यात्परिवर्तनम् ॥ ५४८ ॥

રાજાએ નિરંતર સર્વ કાર્ય કરવાના સ્થાનની ચોમેરથી ચાર, પાંચ વા છ પોહોરો ભરનાર સીપાઈ વડે રક્ષા કરવી, પ્રતિ દિવસે તેમની બદલી કરવી ॥ ૫૪૮ ॥

वीथिवीथिषु यामार्धे निशि पर्यटनं सदा । कर्तव्यं यामिकैरेव चौरजारनिवृत्तये ॥ ५४९ ॥

વળી રાત્રી સમય ચોકીદારોએ ચોર તથા જારની નિવૃત્તિ માટે ગલિયે ગલિયે પોહોરમાં બે વખત ફરવું ॥ ૫૪૯ ॥

मार्गसंरक्षणं कुर्यान्नृपः पान्थसुखाय च । पान्थप्रपीडका ये ये हातव्यास्ते प्रयत्नतः ॥ ५५० ॥

વળી રાજાએ વટેમાર્ગના સુખ વાસ્તે માર્ગનું સંરક્ષણ કરવું, યે તેમને જે પીડા કરતા હોય તેઓને પ્રયત્નથી હણવા ॥૫૫૦॥

गजाश्वरथयानं तु प्रातः सायं सदाभ्यसेत् । व्यूहाभ्यासं सैनिकानां स्वयं शिक्षेच्च शिक्षयेत् ॥ ५५१ ॥

વળી નિરંતર સવાર સાંઝ હાથી, અશ્વ તથા રથ ઊપર બેસવાનો અભ્યાસ કરવો, ને પોત કવાયત શીખવી, તથા સૈન્યને શીખવવી ॥ ૫૫૧ ॥

गजाश्वरथपश्वादीन्भृत्यान्दासांस्तथैव च । संभारान्सैनिकान्कार्याक्षमान्ज्ञात्वा दिने दिने । संरक्षयेत् प्रयत्नेन सुजीर्णान्संत्यजेत्सुधीः ॥ ५५२ ॥

વળી બુદ્ધિમાન્ રાજાએ પ્રતિ દિવસે હાથી ઘોડા, રથ, પશુ, પોષ્યવર્ગ, ચાકર, લડાઈની સામગ્રી તથા લસ્કરને કાર્યમાં અસમર્થ થતાં જાણી, પાછાં સમર્થ થાય તે રીતે તેમની રક્ષા કરવી; ને તેમાંથી જે અતિ જીર્ણ થાય તેનો કાર્યમાં ઉપયોગ કરવો નહિ ॥ ૫૫૨ ॥

વળી પારકા હુમલાથી દેશના બચાવ માટે સરહદ્ ઉપર તથા અંદરના ભાગમાં જ્યાં ઘટે ત્યાં શિલ્પશાસ્ત્ર તથા યુદ્ધવિદ્યામાં કુશળ પુરૂષોની દેખરેખ નીચે શત્રુથી જીતી ન શકાય તેવા દૃઢ કિલ્લા બાંધવા. કેમકે બળવાન્ શત્રુની સામે લડવામાં કિલ્લા ઘણા કામ આવેછે. તેમાં સર્વ પ્રકારનાં યુદ્ધ કરવાનાં સાહિત્ય સહિત સૈન્ય રાખવું, ને તેને માટે વર્ષો સુધી ચાલે તેટલી ખોરાકી પોશાકીનો સંગ્રહ રાખવો. માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः । शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ५९३ ॥

કિલ્લામાં રહેલો એક શસ્ત્રધારી બહારના સો યોદ્ધા સાથે, ને સો શસ્ત્રધારી બહારના દશ હજાર યોદ્ધા સાથે યુદ્ધ કરી શકેછે, માટે રાજાયે કિલ્લા કરવા ॥ ૫૫૩ ॥

તેમ શુક્રનીતિનાં પ્રથમાધ્યાયમાં કહ્યું છે કે,

उच्छ्रितस्तु तथा कार्यो दस्युभिर्न विलंघ्यते । यामिकै रक्षितो नित्यं नालिकास्त्रैश्च संयुतः ॥ ५५४ ॥

રાજાયે શત્રુથી ઉલ્લંઘન ન કરાય તેટલો ઊંચો, નિરંતર પોહોરેગિરોએ રક્ષિત તથા તોપો જેમાં ગોઠવેલ છે એવો કિલ્લો કરવો ॥ ૫૫૪ ॥

परिखा च ततः कार्या खाताद्द्विगुणविस्तरा । नातिसमीपप्राकारा ह्यगाधसलिला शुभा ॥ ५९९ ॥

અને કિલ્લાને ફરતી થોડે છેટે ઘણું કરી ઉંડાઈથી બમણા પોટવાળી તથા અગાધ જળવાળી સુંદર ખાઈ કરવી ॥ ૫૫૫ ॥

વળી વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

विस्तीर्णतातिवैषम्यं रसधान्येध्मसंग्रहः । प्रवेशश्चातसारश्च सप्तैता दुर्गसंपदः ॥ ९९६ ॥

દેવાલનો વિસ્તાર, અતિ ગુંચવણ, ઉદકાદિ રસ, ધાન્ય તથા લાકડાનો સંગ્રહ અને આવ જાવ કરવાના છુપા માર્ગ, એ સાત કિલ્લાની સંપત કહી છે ॥ ૫૫૬ ॥

વળી સલાહ સંપ જાળવવા માટે રાજાયે પોતાની પ્રજાએ ચુંટી કાહાડેલા મુખીઓ તથા પોતાના પ્રધાનોની સાથે મસલત કરી વધુ મતે, દેશ કાળને અનુસરી જેમ જરૂર પડે તેમ કાયદા બાંધવાં, ને તે પ્રમાણે પોતે ચાલી પોતાની પ્રજાને ચલાવવી. અને તેનામાં જે પરસ્પરે અપરાધ થાય તે તથા દેવ લેવ સંબંધી જે વાંધા પડે, તેનો નિવેડા કરી આપવા માટે પ્રત્યેક નગર તથા તથા ઘટતા ગ્રામમાં અદાલતો સ્થાપવી, ને તેમાં પંચ તથા ન્યાયાધીશદ્વારા કોઈનો પક્ષ કર્યા વગર, જે કાયદા પ્રમાણે વાજબી ન્યાય હોય તે ચુકવવો. માનવધર્મશાસ્ત્રના આઠમા અધ્યાયમાં કહ્યું છે કે;

जातिजानपदान् धर्मान् श्रेणीधर्मांश्च धर्मवित्। समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥ ५५७ ॥

ધર્મ શાસ્ત્ર જાણનાર રાજાયે જાતિ, દેશ- વ્યાપારી તથા કુળની જે રીતિયો હોય. તે તપાસી ન્યાય કરવા માટે કાયદા બાંધવા ॥૫૫૭॥

धर्मासनमधिष्ठाय संवीतांगः समाहितः। प्रणम्य लोकपालाय कार्यदर्शनमारभेत् ॥ ५५८ ॥

અને ન્યાયધીશે ન્યાયાસન ઉપર બેસી, વસ્ત્ર વડે શરીરને ઢાંકી; સાવધાન થઈ તથા જગતના પાલક પરમેશ્વરને પ્રણામ કરી ન્યાય કરવા માંડવો ॥ ૫૫૮ ॥

नोत्पादयेत्स्वयं कार्यं राजा वाप्यस्य पूरुषः। न च प्रापितमन्येन ग्रसेदर्थं कथंचन ॥ ५५९ ॥

પણ તે ન્યાય કરનાર રાજા વા તેણે નીમેલા પુરૂષે પોતે પક્ષપાતથી વાદી પ્રતિવાદિનો કજીયો વધારવો નહિ, ને કોઈએ દાખલ કરેલો કજીઓ સાંભળવામાં કોઈ રીતે ઢીલ કરવી નહિ ॥ ૫૫૯ ॥

सत्यमर्थं च संपश्येदात्मानमथ साक्षिणः। देशं रूपं च कालं च व्यवहारविधौ स्थितः ॥ ५६० ॥

અને કાયદાના નિયમમાં રહી, સત્ય શું છે, કજીયો કેવો છે, પોતે શું કરવા બેઠો છે, સાક્ષી કેવા છે, અને દેશ કાળ તથા વ્યવહારની રીતભાત કેવી છે, એ સર્વ તપાસવાં ॥ ૫૬૦ ॥

अनेन विधिना राजा मिथो विवदतां नृणाम्। साक्षिप्रत्ययसिद्धानि कार्याणि समतां नयेत् ॥ ५६१ ॥

એ રીતે ન્યાયાધીશે પરસ્પરે વાંધો પડેલ વાદી પ્રતિવાદિના, સાક્ષી આદિ પ્રમાણના વિશ્વાસથી સિદ્ધ થયેલ કાર્યનો ખુલાસો આપવો ॥ ૫૬૧ ॥

यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः। अचिरात्तं दुरात्मानं वशे कुर्वंति शत्रवः ॥ ५६२ ॥

પણ જે રાજા મોહથી પ્રજાને વાજબી ઈનસાફ આપતો નથી, તે દુરાત્માને, તેની પ્રજા તથા કાર્યભારી વિરૂદ્ધ થવાથી શત્રુઓ થોડા કાળમાં વશ કરેછે ॥ ૫૬૨ ॥

कामक्रोधौ तु संयम्य योऽर्थान् धर्मेण पश्यति। प्रजास्तमनुवर्तंते समुद्रमिव सिंधवः ॥ ५६३ ॥

અને જે રાજા કામ તથા ક્રોધને નિયમમાં રાખી પ્રજાને વાજબી ઇનસાફ આપેછે, તેને, સમુદ્રને જેમ નદીઓ તેમ સર્વ પ્રજા અનુસરે છે ॥ ૫૬૩ ॥

તેમ શુક્રનીતિના ચોથા અધ્યાયના પાંચમા પ્રકરણમાં કહ્યું છે કે,

नैकः पश्येच्च कार्याणि वादिनोः शृणुयाद्वचः। रहसि च नृपः प्राज्ञः सभ्याश्चैव कदाचन ॥ ५६४ ॥

બુદ્ધિમાન્ રાજા વા ન્યાયાધીશ તથા સભાસદ, એમાંના કોઈપણ એકલાએ કયારેય એકાંતમાં વાદી પ્રતિવાદિનુંકાર્ય તપાસવું નહીં, તેમ તેમની વાત પણ સાંભળવીનહિ॥૫૬૪॥

व्य[illegible]विदः प्राज्ञा वृत्तशील-
[illegible]णान्विताः रिपौ मित्रे समा
ये च धर्मज्ञाः सत्यवादिनः ॥ ५६५ ॥

વળી રાજા વા ન્યાયાધીશે, સર્વ જાતિમાં જે વ્યવહાર જાણનાર, બુદ્ધિમાન્, સારાં આચરણ તથા સ્વભાવવાળા, શત્રુમિત્રને સમાન જોનાર, ધર્મજ્ઞ, સત્યવાદી ॥ ૫૬૫ ॥

निरालसा जितक्रोधकामलोभाः
प्रियंवदाः । राज्ञा नियोजितव्या-
स्ते सभ्याः सर्वासु जातिषु ॥ ५६६ ॥

આળસરહિત, કામ, ક્રોધ તથા લોભને જીતેલા અને પ્રિય બોલનાર હોય, તેમને સભાસદ કરવા ॥ ૫૬૬ ॥

एकद्वित्रिचतुर्वारं व्यवहारानु-
चिंतनम् । कार्यं पृथक् पृथक्
सभ्यैराज्ञा श्रेष्ठोत्तरैः सह ॥ ५६७ ॥

અને તે શ્રેષ્ઠ સભાસદો સાથે પૃથક્ પૃથક્ એક, બે, ત્રણ અથવા ચાર વાર વિચાર કરી, વાદી પ્રતિવાદીના વાંધાનો નિર્ણય કરવો ॥ ॥ ૫૬૭ ॥

વળી રાજાયે પોતાની પ્રજાનું રોગથી રક્ષણ થવા માટે પ્રત્યેક નગર તથા ગ્રામમાં દવાશાળા સ્થાપવી, ને ત્યાં વૈદ્યશાસ્ત્રમાં કુશળ થયેલા પુરૂષો રાખી તે દ્વારા, પ્રજામાં જે જે રોગી થાય તેને ઔષધ આપવું. ગામે ગામે તથા શેહેરે શેહેરે નિત્યની ગંદકી સાફ કરાવવી, ને જ્યાં મનુષ્યનું આવાગમન ન હોય તેવે ઠેકાણે ખેતીવાડીના ખાતર માટે એકઠી કરાવવી; કેમકે ગંદકીથી ખરાબ થયેલી હુવા મનુષ્યના શ્વાસમાં જવાથી રોગ થાયછે, પણ તેમાં વનસ્પતિને પોષણ મળવાનાં તત્ત્વો હોવાથી તે ખાતરમાં બહુ ઉપયોગી છે. વળી જે રીતે વિષૂચિકા એટલે કોગળિયું, શીળી તથા ઓરી આદિ ઉડતા રોગો અટકે, તેવા ઉપાય રાજાયે લેવા. તેમાં શીળી અટકાવવા માટે ગૌશીતળાનો ચેપ મૂકિ શીળી કાઢવાનો ઉપાય પ્રસિદ્ધ છે, માટે તેવા કામમાં કુશળ થયેલ પુરૂષો દ્વારા, પોતાની પ્રજામાં ઉત્પન્ન થતાં તમામ બાળકોને શીળી કઢાવતા જવું. તેમ પ્રજામાં જન્મ તથા મૃત્યુ થાય તેની નોંધ કરાવતા જવું; તેમાં મૃત્યુની નોંધ કારણ સહિત કરાવવી, અને પ્રતિ માસે તેનું પત્રક તપાસી જે રોગથી મરણ અધિક થતાં હોય તે રોગ પ્રજામાંથી ઓછો કરવા તથા, બીજા રોગ પણ જેમ બને તેમ ઓછા કરવા પ્રયત્ન કરાવવો. વળી સિંહ વ્યાઘ્રાદિ ક્રૂર પ્રાણિયો પણ મનુષ્યની હિંસા કરેછે, માટે તેવા ઘાતકી પ્રાણિયોનો, શીકારી પુરૂષોને કંઇ મેહેનતનો બદલો આપી તેમની પાસે નાશ કરાવવો, જેથી પ્રજા નિર્ભય થઈ સુખે વસી શકે. તેમ આગ તથા પાણીની રેલથી જે રીતે પ્રજાના જાન માલને નુકસાન ન થાય તે રીતની ગોઠવણો કરવી, અને પોતાની પ્રજામાં વધારો થાયછે કે ઘટારો, તે જાણવા માટે પ્રત્યેક દશ વર્ષે કુલ વસ્તિ કેટલી છે, ને તેમાં પુરૂષ સ્ત્રી તથા બાળક, તેમનાં વય અને ધંધાનાં વિભાગ સાથે કેટલાં છે તેનું વસ્તિપત્રક ઉપજાવવું; અને તેમા પ્રજાનો વધારો જણાય તો તેના રક્ષણ તથા પોષણાદિ કલ્યાણ સારી રીતે થાયછે કે નહિ તે બાતે વિચાર કરવો, ને ન થતાં હોય તો તેનો ઉપાય શોધી પ્રજાને બતાવવો, અને ઘટારો જણાય તો તેના કારણ શોધી

કહાડી કંઇ ખામી હોય તે સુધારી પાછો જેમ પ્રજામાં વધારો થાય તેમ કરવું, કારણ પ્રજા ઘટેથી ઉપજમાં ઘટારો થવાને લીધે રાજા નિર્બળ થાયછે. શ્રીમહાભારતાંતર્ગત સભાપર્વનાં પાંચમા અધ્યાયમાં નારદ મુનિયે યુધિષ્ઠિર રાજાને પૂછ્યું છે કે,

कच्चिदग्निभयाच्चैव सर्वं व्यालभयात्तथा। रोगरक्षोभयाच्चैव राष्ट्रं स्वं परिरक्षसि ॥ ५६८॥

શું તું તારી સર્વ પ્રજાનું અગ્નિ, સિંહ, વ્યાઘ્ર તથા સર્પાદિ ક્રૂર પ્રાણિ અને રોગ તથા રાક્ષસના ભયથી રક્ષણ કરેછે ॥૫૬૮॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

यथा बीजांकुरः सूक्ष्मः प्रयत्नेनाभिरक्षितः। फलप्रदो भवेत्काले तद्वल्लोकः सुरक्षितः ॥५६९॥

જેમ પ્રયત્નથી રક્ષણ કરેલ સૂક્ષ્મ બીજનો અંકુર કાળે કરી ફળ આપેછે, તેમ સારી રીતે રક્ષણ કરેલી પ્રજા પણ જાણવી ॥ ૫૬૯ ॥

लोकानुग्रहकर्तारः प्रवर्द्धंते नरेश्वराः। लोकानां संक्षयाच्चैव क्षयं यांति न संशयः ॥ ५७० ॥

પ્રજા ઉપર દયા રાખનાર રાજા વૃદ્ધિ પામે છે, ને પ્રજાના ક્ષયથી ક્ષય પામેછે, એમાં સંશય નહિ ॥ ૫૭૦ ॥

गोपालेन प्रजाधेनोर्वित्तदुग्धं शनैः शनैः। पालनात् पोषणात् ग्राह्यं न्याय्यां वृत्तिं समाचरेत् ॥ ५७१ ॥

માટે રાજારૂપ ગોવાળે પ્રજારૂપી ગાયનું પાલન તથા પોષણ કરી ધનરૂપ દૂધ ધીમે ધીમે ગ્રહણ કરવું, ને ન્યાયમાર્ગે ચાલવું ॥ ૫૭૧ ॥

हिरण्यधान्यरत्नानि यानानि विविधानि च। तथान्यदपि यत् किंचित्प्रजाभ्यः स्यान्महीपतेः ॥ ५७२ ॥

કેમકે રાજા પાસે જે ધન, ધાન્ય, રત્ન, વિવિધપ્રકારનાં વાહન તથા બીજું પણ જે કંઈ છે, તે પ્રજા પાસેથીજ મળેલું હોયછે ॥ ૫૭૨ ॥

વળી રાજાયે પોતાની પ્રજાને વિદ્યાભ્યાસ કરાવી, સર્વ પ્રકારની કળા કૌશલ્ય તથા ધંધો કરવાની રીતિભાતિમાં કુશળ કરવી જોઇએ. કેમકે પ્રજા સર્વ રીતે કુશળ હોય તો પોતાનું ગુજરાન સારી રીતે ચલાવી રાજાની ઉપજમાં વધારો કરી આપેછે. પણ તે વિદ્યા તથા કળા કૌશલ્ય શિખવવામાં સ્ત્રી તથા પુરૂષ બન્ને જાતિ માટે પૃથક્ પૃથક્ પાઠશાળાઓ સ્થાપવી, તેમાં તેમાં સ્ત્રિયોને સ્ત્રીવિદ્યાગુરૂદ્વારા અને પુરૂષોને પુરૂષવિદ્યાગુરૂદ્વારા કેળવણી આપવી. શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

विद्याकलानां वृद्धिः स्यात्तथा कुर्यान्नृपः सदा। विद्याकलोत्तमान्दृष्ट्वा वत्सरे पूजयेच्च तान् ॥५७३॥

રાજાએ સદા વિદ્યા તથા કળાની જેમ વૃદ્ધિ થાય તેમ કરવું, ને પ્રતિ વર્ષ જે વિદ્યા તથા કળામાં ઉત્તમ જોવામાં આવે તેમનો સત્કાર કરવો ॥ ૫૭૩ ॥

વળી રાજાયે પ્રત્યેક નગર તથા ગ્રામમાં અને જેટલા પ્રદેશમાં અગ્નિ વા વિજળીથી ચાલનાર રથનો વહિવટ કરવો બની શકે નહિ ત્યાં સડકો, તેની આસપાસ છાયાને વાસ્તે વૃક્ષો, તથા તેપર રાત્રિયે પ્રજાને વહિવટ કરવા અડચણ ન પડે માટે સ્તંભો ભૂકી તેમાં પ્રકાશ વાસ્તે ફાનસો મૂકાવી દીવા કરાવવા. સર્વ નાની મોટી નદિયો ઉપર પ્રજાનો સર્વ પ્રકારનો જાવ આવનો વહિવટ સેહેલી રીતે કરી આપવા માટે પૂલો બંધાવવા. પ્રજાના ઉપયોગ માટે ગામે ગામ તથા નગરે નગર તેમજ પ્રત્યેક જંગલમાં જ્યાં જેવાં ઘટે ત્યાં તેવાં વૃક્ષો રોપાવવાં અને કાળે કરી ખુટ ન પડે માટે તેમાંથી જેટલાં વપરાઈ જાય તેટલાં પાછાં રોપાવવાનો નિયમ રખાવવો. તેમજ વર્ષાદની તાણુ સમય ખેતીવાડીનો બચાવ કરવા માટે મોટી નદિયોમાંથી નાની નાની નેહેરો ખોદી તેનું પાણી મોટા વિસ્તારના દેશમાં પુરૂં પડી શકે તેવી યોજના કરવી. અને જ્યાં મોટી નદી ન હોય ત્યાં નાની નદિયોના બંધ તથા મોટાં તળાવાદિ જળસ્થાનકો બાંધી, ખેતીવાડીનો બચાવ થાય તે રીતે તેમાં જળનો સંચય કરી રખાવવો. તેમજ સર્વ પ્રજાને પીવાનું પાણી મળી શકે તે રીતે ઠેકાણે ઠેકાણે ટાંકી, કૂવા, વાવ તથા તળાવાદિ જળસ્થાનકો બંધાવવાં. તેમ કયાંય પાણી દૂર હોય તો જમીન માર્ગે તે લાવી પ્રજાને પુરૂં પાડવું. વળી પ્રત્યેક નગર તથા ગ્રામ તેમજ માર્ગમાં મુકામે મુકામ પ્રવાસ કરવા નિકળેલી પ્રજાની સગવડ માટે ધર્મશાળાઓ બંધાવવી. શુક્રનીતિનાં પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

पुरं दृष्ट्वा राजमार्गान् सुबहून्कल्पयेन्नृपः। उत्तमो राजमार्गस्तु त्रिंशद्धस्तमितो भवेत् ॥ ५७४ ॥

રાજાએ શેહેર જોઇ તેના કદ પ્રમાણે ઘણાક રાજમાર્ગ કરવા, તેમાં ઉત્તમ રાજમાર્ગ ત્રીશ હાથ પોહોળો કરવો ॥૫૭૪॥

कूर्मपृष्ठा मार्गभूमिः कार्या ग्राम्यैः सुसेतुका। कुर्यान्मार्गान्पार्श्वखाता-न्निर्गमार्थं जलस्य च ॥ ५७५ ॥

અને તેની ભૂમિ ગ્રામ્ય જનોવડે, કાચબાના વાંસાની પૈઠે વચમાંથી ઉંચી ને બે બાજુથી ઢળતી તથા જ્યાં જરૂર પડે ત્યાં સારા પુલવાળી કરાવવી; ને પાણી જવાસારૂ માર્ગની બન્ને બાજુ ગટર રખાવવા ॥૫૭૫॥

गामद्वयांतरे चैव पान्थशालां प्रकल्पयेत्। नित्यं संमार्जितां चैव ग्रामपैश्च सुगोपिताम् ॥ ५७६ ॥

વળી બબે ગામને અંતરે વા ગામે ગામવટે માર્ગુને ઉતરવા સારૂ પાંથશાળા કરાવવી, ને તે નિત્ય ઝાડી ઝુડી સાફ રખાવવી તથા ગામના ચોકીદારોવડે તેની સારી રીતે રક્ષા કરાવવી ॥ ૫૭૬ ॥

વળી એજ ગ્રંથના ચોથા અધ્યાયના ચોથા પ્રકરણમાં કહેલ છે કે,

**ग्रामे ग्राम्यान्वने वन्यान्वृक्षान्संरोपयेन्नृपः। कूपवापीपुष्करिण्यस्तडागाः सुगमास्तथा। यथा तथा ह्यनेकाश्च राष्ट्रे स्याद्विपुलं जलम् ॥ ५७७॥**

રાજાએ ગામને લાયક કાંટા વગરનાં વૃક્ષો ગામ પાસે, ને વનને લાયક કાંટાવાળાં વૃક્ષો વનમાં રોપાવવાં; તેમજ પ્રાણી તથા ખેતીના બચાવમાટે દેશમાં ઘણું જળ રહે તે રીતે, સુખે ઉતરી શકાય તેવાં અનેક કુવા-વાવ, તળાવ તથા સરોવર કરાવવાં ॥૫૭૭॥

**नदीनां सेतवः कार्या विबंधाश्च मनोहराः। नौकादिजलयानानि पारगानि नदीषु च ॥ ५७८॥**

વળી નદિયોના મનોહર પૂલ તથા બંધ બંધાવવા, ને જ્યાં પૂલ ન હોય ત્યાં નદી પાર ઉતરવા સારૂ નૌકાદિ જળવાહન રખાવવાં ॥ ૫૭૮ ॥

વળી રાજાયે પોતાની પ્રજામાં જેનું કોઈ રક્ષણ કરનાર ન હોય એવાં બાળક તથા અપંગ સ્ત્રી પુરૂષોનું, તેમજ યુદ્ધ કરતાં જે યોદ્ધા મરણ પામે તેમનાં બાલ બચ્ચાનું ભરણ પોષણ કરવું. અને કદી તેમની પાસે ધન હોય તો તેનું રક્ષણ કરી તેમનો નિર્વાહ ચાલે તેવો બંદોબસ્ત કરવો. શ્રીમહાભારતાંતર્ગત સભાપર્વના પાંચમા અધ્યાયમાં નારદ મુનિયે યુધિષ્ઠિર રાજાને પૂછ્યું છે કે,

**कच्चिदन्धांश्च मूकांश्च पंगून् व्यंगानबांधवान्। पितेव पासि धर्मज्ञ तथा प्रव्रजितानपि ॥ ५७९ ॥**

હે ધર્મજ્ઞ, શું તું આંધળાં, મૂગાં, પાંગળાં, હાથ પગે લંગડાં, નિરાશ્રિત તથા દીન જનને પિતાની પેઠે પોષોછે ? ॥ ૫૭૯ ॥

**कच्चिद्दारान्मनुष्याणां तवार्थे मृत्युमीयुषाम्। व्यसनं चाभ्युपेतानां बिभर्षि भरतर्षभ ॥ ५८० ॥**

વળી હે ભરત કુળમાં શ્રેષ્ઠ, તારે માટે મૃત્યુ પામેલા તથા દુઃખી થયેલાનાં બાળબચ્ચાનું શું તું પોષણ કરેછે ? ॥ ૫૮૦ ॥

એ રીતનું પ્રજાનું રક્ષણ રાજાયે પ્રજા પાસેથી કર લેવાના બદલામાં અવશ્ય કરવું જોઇએ અને પ્રજાયે પણ પોતપોતાની ચોખી આવક પ્રમાણે, રાજા પોતાની રાજસભાદ્વારા દેશની આવક ખર્ચનું દર વર્ષનું સરવાયું તપાસી જે કર લેવા ઠરાવ કરે તે ઘણી ખુશી સાથે આપવો. કેમકે પારકા દેશના રાજાના હુમલાથી, ચોર, લુટારૂ તથા બંડ કરનાર લોકોથી, માંહોમાંહેના કલેશથી, રોગથી, ગંદકીથી, સિંહવ્યાઘ્રાદિ ક્રૂર પ્રાણિયોથી, આગથી અને પાણીની રેલથી જે રક્ષણ થવું, તે સર્વ પ્રજાને સામાન્ય છે. શ્રીમંતોને પોતાની આવકના પ્રમાણમાં ગરીબ કરતાં વિશેષ કર આપવો પડે, તેમ તેના બદલામાં તેમની માલ મિલકત પણ ઘણી હોવાથી તેના પ્રમાણમાં તેનું રક્ષણ પણ રાજાને ઘણા ખર્ચવાળું હોયછે. વળી કેળવણી, સડકો, અજવાળું, વૃક્ષો, છાયા, નદીના પૂલો, જળસ્થાનકો, તથા ધર્મશાળાઓ પણ સાર્વજનિક ઉપયોગ માટે છે. હવે

એટલા બધા પ્રકારથી પ્રજાનું રક્ષણ એકલાયે બની શકે નહીં, માટે રાજાયે કામ પ્રમાણે ખાતાં ઉભાં કરી તેમાં યોગ્ય અધિકારિયોની નેમણુક કરવી, અને તેમનાદ્વારે પ્રજાનું સારી રીતે રક્ષણ કરવું. તેમાં જે વહિવટ કરવો પડે તે સર્વ લખીને કરવો મુખથી કરવો નહિ. માનવધર્મશાસ્ત્રના ૭ મા અધ્યાયમાં કહ્યું છે કે,

अपि यत्सुकरं कर्म तदप्येकेन्न दुष्करम् । विशेषतोऽसहायेन किन्तु राज्यं महोदयम् ॥ ९८१ ॥

જે સુખે કરી શકાય એવું કાર્ય હોય, તે પણ એકલાએ કરવું કઠીન છે, તો વિશેષપણાથી રાજ્યરૂપ મોહોટું કાર્ય સહાયવિન. એકલાએ કેમજ કરી શકાય ॥૫૮૧॥

मौलान्शास्त्रविदः शूरान् लब्धलक्षा-[illegible]लोद्गतान् । सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥ ९८२ ॥

માટે રાજાયે પરીક્ષા કરી મૂળથીજ રાજવહિવટ જાણનાર, શાસ્ત્રમાં કુશળ, શૂરવીર, યુદ્ધવિદ્યામાં નિપુણ તથા કુલીન સાત વા આઠ પ્રધાન કરવા ॥ ૫૮૨ ॥

જેવા કે મેહેસુલ તપાસનાર, લશ્કરની દેખરેખ રાખનાર, પરરાજ્ય સાથેનો વહિવટ સંભાળનાર, ન્યાયખાતું તપાસનાર ખજાનચી તથા જાહેર બાંધકામ, કેળવણી અને નિરાશ્રિતોના પાલન પોષણની તપાસ રાખનાર અને તે સર્વનો ઉપરી મુખ્ય પ્રધાન તથા પોતાની ખાનગી ખોરાકી પોશાકીનો હિસાબ રાખનાર.

तैः सार्धं चिंतयेन्नित्यं सामान्यं संधिविग्रहम् । स्थानं समुदयं गुप्तिलब्धप्रशमनानि च ॥ ९८३ ॥

તેમની સાથે નિત્ય સંધિ, વિગ્રહ, સૈન્ય, ઉપજ, દેશરક્ષણ, તથા નિપજમાંથી ઘટતા ખર્ચસંબંધી વિચાર કરવો ॥ ૫૮૩ ॥

तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक् पृथक् । समस्तानां च कार्येषु विदध्याद्धितमात्मनः ॥ ९८४ ॥

ને તેમનો પ્રત્યેકનો જુદો જુદો તથા તે સર્વ એકઠા મળેલાનો અભિપ્રાય લઇ, જેથી પોતાનું હિત થાય તે કાર્ય કરવું ॥ ૫૮૪ ॥

निर्वर्ततास्य यावद्भिरितिकर्तव्यता नृभिः । तावंतोऽतंद्रितान्दक्षान् प्रकुर्वीत विचक्षणान् ॥ ९८५ ॥

વળી પોતાનો રાજ્યકારભાર ચલાવવામાં જેટલાંની જરૂર પડે, તેટલાં આળસ વિનાનાં ડાહ્યાં તથા શાસ્ત્ર જાણનાર માણસ રાખવાં ॥ ૫૮૫ ॥

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् । इंगिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ९८६ ॥

વળી જે સર્વ શાસ્ત્રમાં કુશળ, આકાર તથા ચેષ્ટાથી પારકાનો અભિપ્રાય જાણનાર, શુદ્ધ મનવાળો, ચતુર તથા કુલીન હોય, તેને વકીલ અથવા એલચી કરવો॥૫૮૬॥

ग्रामस्याधिपतिं कुर्यात्
दशग्रामपतिं तथा ।
विंशतीशं शतेशं च
सहस्रपतिमेव च ॥ ५८७ ॥

વળી પ્રત્યેક ગામને એક અધિપતિ કરવો, તેનો ઉપરી દશ ગામનો અધિપતિ, તેનો ઉપરી વીશ ગામનો અધિપતિ, તેનો ઉપરી સો ગામનો અધિપતિ અને તેનો ઉપરી હજાર ગામનો અધિપતિ કરવો ॥ ૫૮૭ ॥

ग्रामदोषान्समुत्पन्ना-
न्ग्रामिकः शनकैः स्वयम् ।
शंसेद्ग्रामदशेशाय
दशेशो विंशतीशिनम् ॥ ५८८ ॥

ગામના અધિપતિયે, ગામમાં કંઈ ચોરાદિ સંબંધી દંગો ફિતુર થાય ને તે જો પોતાથી બેસાડી ન શકાય, તો ગુપચુપ દશ ગામના અધિપતિને જાહેર કરવું એજ રીતે દશ ગામનાં અધિપતિયે વીશ ગામના ઉપરીને ॥ ૫૮૮ ॥

विंशतीशस्तु तत्सर्वं शतेशाय
निवेदयेत् । शंसेद्ग्रामशते-
शस्तु सहस्रपतये स्वयम् ॥ ५८९ ॥

વીશ ગામના ઉપરિયે સો ગામના અધિપતિને ને સો ગામનાં અધિપતિયે હજાર ગામનાં ઉપરીને જાહેર કરવું ॥ ૫૮૯ ॥

तेषां ग्राम्याणि कार्याणि पृथक् कार्याणि चैव हि । राज्ञोन्यः सचिवः
स्निग्धस्तानि पश्येदतंद्रितः ॥ ५९० ॥

અને તે સર્વના ગામ સંબંધી સમસ્ત તથા પૃથક્ પૃથક્ કાર્ય, રાજાના સ્નેહી તથા આળસ વિનાના બીજા પ્રધાને તપાસવાં ॥ ૫૯૦ ॥

તેમ શુક્રનીતિના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

सर्वविद्यासु कुशलो नृपो ह्यपि
सुमंत्रवित् । मंत्रिभिस्तु विना मंत्रं
नैकोऽर्थं चिंतयेत् क्वचित् ॥ ५९१ ॥

જો કે રાજા સર્વ વિદ્યામાં કુશળ તથા સારા વિચારવાળો હોય, તો પણ મંત્રિયો વિના તેણે એકલાએ કયારેય પણ કંઈ કાર્યના વિચાર કરવો નહિ ॥ ૫૯૧ ॥

पुरुषे पुरुषे भिन्नं दृश्यते बुद्धिवैभवम् । आप्तवाक्यैरनुभवैरागमैरनुमानतः ॥ ५९२ ॥

કારણ પ્રત્યેક પુરૂષમાં, સત્યવાદીનાં વચન અનુભવ, શાસ્ત્ર તથા અનુમાનથી બુદ્ધિનો વૈભવ જુદો જુદો દેખાયછે ॥ ૫૯૨ ॥

भृत्यं परीक्षयेन्नित्यं विश्वास्यं
विश्वसेत्तदा । नैव जातिर्न च
कुलं केवलं लक्षयेदपि ॥ ५९३ ॥

વળી રાજાયે નિરંતર કાર્યભારીઓની પરીક્ષા કરતાં રેહેવું તેમાં જે વિશ્વાસ કરવા લાયક હોય તેનો વિશ્વાસ કરવો, પણ માત્ર જાતિ તથા કુલ ઉપર નજર રાખવી નહિ ॥ ૫૯૩ ॥

कर्मशीलगुणाः पूज्यास्तथा जातिकुले न हि । नं जात्या न कुलेनैव
श्रेष्ठत्वं प्रतिपद्यते ॥ ५९४ ॥

કેમકે મનુષ્યનાં કર્મ, શીળ તથા ગુણજ પૂજવાલાયક છે, જાતિ તથા કુળ નથી; કારણ જાતિ તથા કુળે કરી કંઈ શ્રેષ્ઠતા આવતી નથી ॥ ૫૯૪ ॥

आधिकारे क्षमं दृष्ट्वा ह्यधिकारे नियोजयेत् । नाधिकारं चिरं दद्याद्यस्मै कस्मै सदा नृपः ॥ ५९५ ॥

માટે રાજાયે સદા હરકોઈને કાર્ય કરવામાં સમર્થ જોઈનેજ અધિકારી કરવો, પણ કોઈને લાંબા વખતસુધી એકને એક અધિકાર સોંપવો નહિ ॥ ૫૯૫ ॥

अधिकारमदं पीत्वा को न मुह्येत्पुनश्चिरम् । अतः कार्यक्षमं दृष्ट्वा कार्येऽन्यस्मिन्नियोजयेत् ॥ ५९६ ॥

કેમકે ઘણા વખતસુધી એકને એક અધિકારરૂપ મદ પીને કોણ મોહ પામતો નથી! માટે કોઈ પણ અધિકારીને ચોક્કસ વખતસુધી સોંપેલા કાર્યમાં સમર્થ જોઇ બીજા કાર્યમાં જોડવો ॥ ૫૯૬ ॥

सत्कार्ये कुशलं चान्यं तत्पदानुगतं खलु । नियोजयेत् वर्तने तु तदभावे तथापरम् ॥ ५९७ ॥

ને તેને ઠેકાણે તેના હાથ નીચેના હુશિયાર માણસને રાખવો, પણ તે જો કામ સંભાળી શકે તેવા ન હોય તો બીજા કોઈ હુશિયારને રાખવો ॥ ૫૯૭ ॥

यथा यथा श्रेष्ठपदे ह्यधिकारी यदा भवेत् । अनुक्रमेण संयोज्यो ह्यंते तं प्रकृतिं नयेत् ॥ ५९८ ॥

એ રીતે જેમ જેમ તે શ્રેષ્ઠ પદનો અધિકારી થતો જાય, તેમ તેમ તેને ચઢાવતાં જવો, ને છેવટ જ્યારે યોગ્ય ભાસે, ત્યારે પ્રધાનપદવી આપવી ॥ ૫૯૮ ॥

नाज्ञापयेल्लेखनेन विनाल्पं वा महन्नृपः । भ्रांतेः पुरुषधर्मत्वाल्लेख्यं निर्णायकं परम् ॥ ५९९ ॥

વળી નાહાના વા મોટા કંઇ પણ કાર્ય માટે લખ્યાવિના મોઢેથી આજ્ઞા આપવી નહિ; કારણ ભુલી જવું એ પુરૂષનો ધર્મ છે, તેથી લખાણજ પરં પ્રમાણરૂપ છે ॥ ૫૯૯ ॥

दैनिकं मासिकं वृत्तं वार्षिकं बहुवार्षिकम् । सत्कार्यजातलेख्यं तु राज्ञे सम्यङ्निवेदयेत् ॥ ६०० ॥

તેમ કાર્યભારીઓએ પણ પોતપોતાના કાર્ય સંબંધી દૈનિક, માસિક, વાર્ષિક તથા બહુ વાર્ષિક વૃત્તાંતનાં લેખી પત્રક ઉપજાવી રાજાને નિવેદન કરવાં ॥ ૬૦૦ ॥

વળી પ્રધાનાદિવિષે વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन्द्रैः । इति महति विरोधे वर्तमाने समाने नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥ ६०१ ॥

કેવળ રાજાના હિતમાં તત્પર રેહેનાર પ્રધાન પ્રજાને અપ્રિય થાયછે, ને કેવળ પ્રજાના હિત કરનાર મંત્રીને રાજા ત્યાગ કરેછે; એવા મોહોટા સમાન વિરોધ છતે રાજા અને પ્રજા બન્નેનું હિત થાય તે રીતે કાર્ય કરનાર પ્રધાન દુર્લભ છે ॥ ૬૦૧ ॥

मंत्रिणां भिन्नसंधाने भिषजां
सांन्निपातिके । कर्मणि व्यज्यते
प्रज्ञा स्वस्थे को वा न पंडितः ॥ ६०२ ॥

ભેદ પામેલું કાર્ય સાંધવામાં મંત્રિની, ને સન્નિપાત રોગ સમય વૈદ્યની બુદ્ધિ જણાઈ આવેછે; સ્વસ્થ સમય કોણ પંડિત થતો નથી ! ॥ ૬૦૨ ॥

नराधिपा नीचजनानुवर्तिनो
बुधोपदिष्टेन पथा न यांति ये ।
विशन्त्यतो दुर्गममार्गनिर्गमं
समस्तसंबाधमनर्थपंजरम् ॥ ६०३ ॥

જે નીચજનને અનુસરનાર રાજા ડાહ્યા માણસોએ ઉપદેશ કરેલ માર્ગ પ્રત્યે નથી ચાલતા, તે દુઃખે કરી પણ જેમાંથી નિકળી શકાય નહિ એવાં ચોમેરથી બંધન કરેલાં અનર્થરૂપ પંજરમાં પડેછે ॥ ૬૦૩ ॥

एकं भूमिपतिः करोति सचिवं रा-
ज्ये प्रमाणं यदा तं मोहाच्छ्रयते
मदः स च मदाद्दास्येन निर्विद्यते ।
निर्विण्णस्य पदं करोति हृदयेत
स्य स्वतन्त्रस्पृहा स्वातन्त्र्यस्पृहया
ततः स नृपतेः प्राणेष्वभिद्रुह्यते ॥ ६०४ ॥

જ્યારે રાજા, રાજ્યમાં એકલા પ્રધાનનેજ પ્રમાણ ગણેછે, ત્યારે તે પ્રધાનને મોહથી મદ થાયછે, ને મદથી દાસપણું ગમતું નથી, તેથી તેનાં હૃદયમાં સ્વતંત્ર થવાની ઇચ્છા થાયછે; પછી સ્વતંત્રપણાની ઈચ્છાએ કરી, તે રાજાના પ્રાણ વિષે દ્રોહ કરેછે ॥ ૬૦૪ ॥

વળી કહ્યું છે કે,

सन्मंत्रिणा वर्धयते नृपाणां लक्ष्मीमही-
धर्मयशः समूहः । दुर्मंत्रिणा नाशयते त-
थैव एवं पुरावृत्तविदो वदंति ॥ ६०५ ॥

સારા મંત્રિ વડે રાજાનાં લક્ષ્મી, પૃથ્વી, ધર્મ તથા યશ સારી રીતે વૃદ્ધિ પામેછે ને તેજ ખરાબ મંત્રીવડે નાશ પામેછે, એમ ઇતિહાસ જાણનાર કહેછે ॥૬૦૫॥

स किंसखा साधु न शास्ति योऽधिपं
हितान्न यः संशृणुते स किं प्रभुः ।
सदानुकूलेषु हि कुर्वते स्थितिं
नृपेष्वमात्येषु च सर्वसंपदः ॥ ६०६ ॥

જે રાજાને સારી શીખામણ ન આપે તે મિત્ર શાનો, ને જે હિતરૂપ વચન ન સાંભલે, તે રાજા શેનો ! કારણ સદા પરસ્પરે અનુકૂળ રાજા તથા પ્રધાનને વિષે સર્વ સંપત્ સ્થિતિ કરેછે ॥ ૬૦૬ ॥

नियुक्तहस्तार्पितराज्यभारा-
स्तिष्ठंति ये सौधविहारसाराः ।
बिडालवृन्दार्पितदुग्धपूराः
स्वपन्ति ते मूढधियः क्षितीन्द्राः ॥ ६०७॥

જેમૂઢ બુદ્ધિવાળા રાજા, પ્રધાનના હાથમાં રાજ્યકારભાર સોંપી કેવળ મેહેલમાં મોજમજા કરેછે, તે મીંદડાના સમૂહને દૂધ સોંપી સુઈ રહેછે, એમ જાણવું ॥૬૦૭

હવે રાજ્યમાં નીમેલો કોઇ પણ અધિકારી પોતાના અધિકારના બળથી પ્રજામાંના કોઈ પણ પાસે વેઠ કરાવી વા તેની પાસેથી લાંચ ખાઈ વિગેરે કોઇ પણ પ્રકારનો જુલમ કરતો સંભળાય, તો તેની રાજાયે તપાસ કરવી ને ખરૂં હોય તો તેને સખ્ત શિક્ષા

કરી તેવા જુલમને એકદમ અટકાવ કરવો; કેમકે રાજાયે પ્રજાને પોતાનું કુટુંબ જાણી તેની સર્વ પ્રકારથી રક્ષા કરવી યોગ્ય છે. એ વિષયમાં માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

नगरे नगरे चैकं
कुर्यात्सर्वार्थचिंतकम् ।
उच्चैःस्थानं घोररूपं
नक्षत्राणामिव ग्रहम् ॥ ६०८ ॥

રાજાએ પ્રત્યેક શેહેરમાં સર્વ કાર્યની તપાસ રાખવા માટે કુળ તથા ગુણવડે શ્રેષ્ઠ, સૈન્યેકરી ભયજનક, તથા નક્ષત્રોની મધ્યના ગ્રહની પેઠે તેજસ્વી એક એક સુબો રાખવા ॥ ૬૦૮ ॥

स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् । तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ ६०९ ॥

તેણે નિરંતર પોતાને તાબેના ગામથી તે નગરપર્યંતના સર્વ અધિકારિયોની પાસે જઈ જાતે તપાસ કરવી, ને પ્રજા પ્રત્યેની તેમની વર્તણુક છુપા જાસુસવડે જાણવી ॥ ૬૦૯ ॥

राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः । भृत्या भवंति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ ६१० ॥

કારણ રાજ્યમાં રહેલા અધિકારિયો ઘણું કરી પારકું ધન હરણ કરનાર તથા લુચ્ચા થઈ જાય છે માટે રાજાએ પોતાનાથી પોતાની પ્રજાનું રક્ષણ કરવું ॥ ૬૧૦ ॥

ये कार्यिकेभ्योऽर्थमेव गृह्णीयुः पापचेतसः । तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ ६११ ॥

અને જે પાપબુદ્ધિવાળા અધિકારી, પોતાના કાર્ય માટે આવેલી પ્રજા પાસેથી લાંચ ખાયછે, તેઓની સર્વ મિલકત જપ્ત કરી તેમને દેશનિકાલ કરવા ॥ ૬૧૧ ॥

તેમ શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

ग्रामान्पुराणि देशांश्च स्वयं संवीक्ष्य वत्सरे । अधिकारिगणैः काश्च रंजिताः काश्च कर्षिताः ॥ ६१२ ॥

રાજાયે પોતે પ્રતિ વર્ષે ગામ, નગર તથા દેશમાં ફરી, અધિકારિયોએ કઈ પ્રજાને રાજી તથા કઈ પ્રજાને પીડિત કરીછે ॥ ૬૧૨ ॥

प्रजास्ताः साधुभूतेन व्यवहारं विचिन्तयेत् । न भृत्यपक्षपाती स्यात्प्रजापक्षं समाश्रयेत् ॥ ६१३ ॥

તેનો તપાસ કરી યથાર્થપણાથી કાર્યનો નિશ્ચય કરવો, ને ઘણું કરી અધિકારિને રાજી ન રાખતાં પ્રજાને રાજી રાખવિ ॥ ૬૧૩ ॥

प्रजाशतेन संद्विष्टं संत्यजेदधिकारिणम् । अमात्यमपि संवीक्ष्य सकृदन्यायगामिनम् ॥ ६१४ ॥

વળી ઘણી પ્રજાએ દ્વેષ કરેલા અધિકારીને રજા દેવી ને પ્રધાન પણ એકવાર અન્યાય કરનાર જાણવામાં આવે તો ॥ ૬૧૪ ॥

**एकान्ते दंडयेत् स्पष्टमभ्यासाप-**
**कृतं त्यजेत्। अन्यायवर्तिनां राज्ये**
**सर्वस्वं च हरेन्नृपः ॥ ६१५ ॥**

**તેને એકાંતમાં દંડ કરવો, ને જો વારંવાર** અન્યાય કરે તો પછી જાહેરમાં દંડ દેવો, તેમ રાજ્યમાં નિરંતર અન્યાયથી વર્તનારનું સર્વસ્વ જપત કરવું ॥ ૬૧૫ ॥

પણ રાજાયે પ્રથમ પોતાની વર્તણુક સારી રાખવી જોઇએ, કેમકે તે જો પોતે ન્યાયથી વર્તતો હોય, તોજ તેના કાર્યભારી તથા પ્રજા તેનો ડર રાખી ન્યાયથી વર્તે પણ જો તે પોતે અન્યાયી હોય, તો તેના કાર્યભારી તથા પ્રજા બન્ને અન્યાયી થાય તેમાં આશ્ચર્ય નથી, કારણ શ્રીમદ્ભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહેલ છે કે,

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो**
**जनः। स यत्प्रमाणं कुरुते**
**लोक तदनु वर्तते ॥ ६१६ ॥**

શ્રેષ્ઠ જન જે આચરે, તે સાધારણ જન પણ આચરેછે, ને શ્રેષ્ઠ જેને માને તેને બીજા લોક પણ માનેછે ॥ ૬૧૬ ॥

તેમ શુક્રનીતિનો ચોથા અધ્યાયના પેહેલા પ્રકારણમાં કહ્યું છે કે,

**युगधर्मप्रवर्तको राजा धर्मप्रशि-**
**क्षणात्। युगानां न प्रजानां च**
**दोषः किं तु नृपस्य हि ॥ ६१७ ॥**

રાજા, પ્રજાને ધર્માધર્મ શીખવવાથી સારા નરસાં યુગને પ્રવર્તાવનાર થાયછે, માટે ખરાબ સમય થવામાં યુગ તથા પ્રજાનો દોષ નથી, કેવળ રાજાનોજ દોષ છે ॥ ૬૧૭ ॥

**प्रसन्नो येन नृपतिस्तदाचरति**
**वै जनः। लोभाद्भयाच्च किं**
**तेन शिक्षितं नाचरेत्कथम् ॥ ६१८ ॥**

કારણ પ્રજા, જેણે કરી રાજા પ્રસન્ન થાય તેજ કર્મ, લોભ તથા ભયથી આચરેછે; તો તેણે સારી રીતે ઉપદેશ કરેલ કંઇ પણ કર્મ કેમ ન આચરે ॥ ૬૧૮ ॥

કારણ ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

**राज्ञि धर्मिणि धर्मिष्ठाः**
**पापे पापाः समे समाः।**
**राजानमनुवर्तंते**
**यथा राजा तथा प्रजाः ॥ ६१९ ॥**

રાજા સદાચરણી હોય તો પ્રજા સદાચરણવાળી, પાપી હોય તો પાપ કરનારી તથા પાપ પુણ્ય બન્નેમાં સમ હોય તો સમાન થાયછે; કેમકે પ્રજા રાજાનેજ અનુસરેછે, માટે જેવો રાજા તેવી પ્રજા થાયછે ॥ ૬૧૯ ॥

વળી કહ્યું છે કે,

**जनं सर्वजना नित्यं मन्यंते**
**महदर्चितम्। महतावमतो**
**यस्तु स सर्वैरवमन्यते ॥ ६२० ॥**

નિરંતર મોહોટાઓએ માનેલા જનને સર્વ જન માનેછે, તે જેનો મોહોટા તિરસ્કાર કરે, તેનો સર્વ તિરસ્કાર કરેછે ॥ ૬૨૦ ॥

**एकस्य कर्म संवीक्ष्य प्रायोऽन्योपि**
**करोति तत्। गतानुगतिको लोको**
**न लोकः पारमार्थिकः ॥ ६२१ ॥**

ઘણું કરી એકનું કર્મ જોઈ બીજો પણ તેજ કરેછે; કેમ કે લોક બહુધા ગતાનુગતિક છે, વિચાર કરનાર નથી ॥ ૬૨૧ ॥

માટે માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

इन्द्रियाणां जये योगं समातिष्ठे-
द्दिवानिशम् । जितेन्द्रियो हि श-
क्नोति वशे स्थापयितुं प्रजाः ॥ ६२२ ॥

રાજાયે દિવસ રાત્રિ ઇન્દ્રિયોને જીતવાનો યત્ન કરવો, કેમકે તે જીતેન્દ્રિય હોય તોજ પ્રજાને વશ્ય રાખવા સમર્થ થાયછે ॥૬૨૨॥

मृगयाक्षा दिवास्वप्नः परिवादः
स्त्रियो मदः । तौर्यत्रिकं वृथाटया
च कामजो दशको गणः ॥ ६२३ ॥

મૃગયા, જુગાર, દિવસે નિદ્રા, પારકી નિંદા, ઘણી સ્ત્રિયો કરવિ, મદ્યપાન, ને નૃત્ય, ગાયન તથા વાજીત્ર, અને વૃથા ભમવું, એ સુખની ઇચ્છાથી ઉત્પન્ન થનાર દશ ॥૬૨૩॥

पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूया-
र्थदूषणम् । वाग्दंडजं च पारु-
ष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ।
व्यसनानि दुरंतानि
प्रयत्नेन विवर्जयेत् ॥ ६२४ ॥

તથા ચાડી, સાહસ, કપટથી મારવું, અદેખાઇ, ખોટા આરોપ મૂકવા, પારકું ધન હરણ કરવું વા માગનારને ન દેવું, ગાળો દેવી તથા મારવા દોડવું, એ ક્રોધથી ઉત્પન્ન થનાર આઠ મળી, પરિણામ જેનું દુઃખરૂપ છે, એવાં અઢાર વ્યસન રાજાયે પ્રયત્નથી ત્યાગ કરવાં ॥ ૬૨૪ ॥

પણ શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

व्याघ्रादिभिर्वनचरैर्मयूराद्यैश्च
पक्षिभिः । क्रीडयेन्मृगयां कु-
र्याद्दुष्टसत्वान्निपातयन् ॥ ६२५ ॥

રાજાયે પાંજરામાં રાખી પાળેલાં વનચર વ્યાઘ્રાદિ પશું તથા મયૂરાદિ પક્ષિ સાથે રમવું ને જંગલના સિંહ વ્યાઘ્રદિ ક્રૂર પ્રાણિયોને નાશ કરવારૂપ મૃગયા કરવી ॥૬૨૫॥

शौर्यं प्रवर्द्धते नित्यं लक्ष्यसंधान-
साधनम् । अकातरत्वं शस्त्रास्त्रशी-
घ्रपातनकारिता ॥ ६२६ ॥

કેમકે તેથી નિત્ય શૌર્ય, નિશાન સાંધવામાં કૌશલ્ય, નિર્ભયતા તથા શસ્ત્ર અસ્ત્ર જલદી વાપરવાનો અભ્યાસ વધેછે ॥૬૨૬॥

વળી એજ ગ્રંથના એજ અધ્યાયમાં કહ્યું છે કે,

सर्वस्मादधिको दाता शूरस्त्वं धा-
र्मिकोऽसि । इति वाचं न शृणु-
यात् श्रावका वंचकास्तु ते ॥ ६२७ ॥

રાજાયે, "તમે સર્વથી અધિક દાતા, શૂરવીર તથા ધર્મિષ્ઠ છો, " એવાં વચન સાંભળવાં નહિ, કેમકે તે સંભળાવનાર ઠગ હોયછે ॥ ૬૨૭ ॥

आत्मानं प्रथमं राजा विनयेनोपपा-
दयेत् । ततः पुत्रांस्ततोमात्यांस्ततो
भृत्यांस्ततः प्रजाम् ॥ ६२८ ॥

વળી પોતે પ્રથમ વિવેકી થવું ને પછી પુત્ર, પ્રધાન, કાર્યભારી તથા પ્રજાને વિવેકી કરવાં ॥ ૬૨૮ ॥

यौवनं जीवितं चित्तं छाया लक्ष्मीश्च स्वामिता । चंचलानि षडेतानि ज्ञात्वा धर्मरतो भवेत् ६२९ ॥

ને યૌવન, જીવિત, ચિત્ત, છાયા, લક્ષ્મી તથા પ્રભુતા, એ છને ચંચળ જાણી સદાચરણી થવું ॥ ૬૨૯ ॥

सुजनैः संगतं कुर्यात् धर्माय च सुखाय च । सेव्यमानस्तु सुजनैर्महानतिविराजते ॥ ६३० ॥

અને ધર્મ તથા સુખ વાસ્તે સજ્જનોની સંગત કરવી; કેમકે સજ્જનોયે સેવેલે। રાજા અતિ શોભેછે ॥ ૬૩૦ ॥

नित्यं मनोपहारिण्या वाचा प्रल्हादयेज्जगत् । उद्वेजयति भूतानि क्रूरवाक् धनदोपि सन् ॥ ६३१ ॥

વળી નિરંતર મનોહર વાણીવડે પ્રજાને રાજી રાખવી, કેમકે ધન દેનાર પણ જો કઠોર બોલનાર હોય તો પ્રણિયોને ઉદ્વેગ કરેછે ॥ ૬૩૧ ॥

એ રીતે પોતે ન્યાયથી વર્તી રાજાયે પોતાના સર્વ કાર્યભારીને પણ તે રીતે વર્તવાની ફરજ પાડવી, જેનો દાખલો લઇ પ્રજા ન્યાયથી વર્તે. પણ જેમ એક કુટુંબના વડીલને તેના કુટુંબમાંના સર્વને નિયમથી વર્તાવવા માટે કડપ રાખવો પડેછે, તેમ રાજાયે પણ ઘણાંક કુટુંબ મળી થયેલા એક પ્રજારૂપ મહા કુટુંબને નિયમમાં રાખવા માટે પોતાનો કડપ રાખવો જોઈએ. માટે તેણે પોતાની રાજધાની ઉત્તમ પ્રકારની અને મેહેલ તથા રાજસભા સુશોભિત કરવાં, ઉત્તમ સાથે ફરવું, અંગરક્ષક રાખવા ભાઇયોને વૃત્તિ નેમી દેવી, પોતે તથા પ્રજાયે ચુંટી કાઢેલ અધિકારિયોની રાજસભા કરી તેમા વધુમતે કામ કરવું, અને વૃથા વખત ગુમાવવો નહીં. શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

नानावृक्षलताकीर्णे पशुपक्षिगणावृते । सुबहूदकधान्ये च तृणकाष्ठसुखे सदा ॥ ६३२ ॥

રાજાયે નાના પ્રકારનાં વૃક્ષ તથા લતાવાળા, પશુ તથા પક્ષીગણે કરી યુક્ત, ઘણા જળ તથા ધાન્યવાળા, સદા ચારો તથા બળતણ મળી શકે તેવા ॥ ૬૩૨ ॥

सुरम्यसमभूदेशे नातिदूरमहीधरे । अर्धचंद्रां वर्तुलां वा चतुरस्रां सुशोभनाम् ॥ ६३३ ॥

અને કંઈક દૂર છે પર્વત જેને એવા સપાટ ભૂમિવાળા મનોહર દેશમાં, સુશોભિત, અર્દ્ધચંદ્રાકાર વતુંલ, કા ચોખંડી ॥ ૬૩૩ ॥

चतुर्दिक्षु चतुर्द्वारां सुमार्गारामवीथिकाम् । सप्राकारां सपरिखां राजधानीं प्रकल्पयेत् ॥ ६३४ ॥

ચાર દિશાયે ચાર દરવાજાવાળી, સારા માર્ગ તથા તે ઉપર રોપેલા વૃક્ષોની પંક્તિવાળી, અને ખાઇયે સહિત કિલ્લાવાળી રાજધાની કરવી ॥ ૬૩૪ ॥

राजगृहं सभामध्यं गवाश्वगजशा-
लिकम् । प्रशस्तवापीकूपादिजल-
यंत्रैः सुशोभितम् ॥ ६३५ ॥

તેમાં મધ્યમાં સભાવાળું, પોતાના ખાનગી બળદ, ગાય, ઘોડા તથા હાથીને બાંધવાની શાળાવાળું, સુંદર વાવ તથા કુવા આદિના જળસંબંધી યંત્રે કરી સુશોભિત ॥ ૬૩૫ ॥

शस्त्रास्त्रधारिसंयुक्तं
प्राकारं सुष्ठु यंत्रकम् ।
दिवा रात्रौ सशस्त्रास्त्रैः
प्रतिकक्षासु गोपितम् ॥ ६३६ ॥

શસ્ત્ર અસ્ત્ર ધરનાર પોહોરેગિર જેમ. ફરે છે એવા કિલ્લાવાળું, નાના પ્રકારના કાર્ય સાંધવાનાં સુંદર યંત્રવાળું અને શસ્ત્ર તથા અસ્ત્રવાળા ચોકીદારોયે દિવસ રાત્રિપ્રત્યેક વિભાગમાં રક્ષણ કરેલું રાજ ગૃહ કરવું ૬૩૬

राज्ञा राजसभा कार्या सुगुप्ता
सुमनोरमा । जलोर्ध्वपातियं-
त्रैश्च युता सुस्वरयंत्रकैः ॥ ६३७ ॥

અને રાજ્યનું કામ તપાસવા માટે રાજ-ગૃહની બહાર સારી રીતે રક્ષણ કરેલી અત્યંત મનોહર, જળ ઉડવાના ફુવારા તથા સુંદર સ્વરવાળા યંત્રે કરી યુકત॥૬૩૭॥

वातप्रेरकयंत्रैश्च, यंत्रैः कालप्रबो-
धकैः । प्रतिष्ठिता च स्वादर्शै-
स्तथा च प्रतिरूपकैः ॥ ६३८ ॥

વાયુનો સંચાર કરનાર તથા વખત જ-ણાવનાર યંત્રવાળી, અને સુંદર અરી-સા તથા છબીઓવાળી રાજસભા ક-રવી ॥ ૬૩૮ ॥

तथाविधामात्यलेख्यसभ्याधिकृत-
शालिकाः । कर्तव्याश्च पृथक्स्वे-
तास्तदर्थाश्च पृथक् पृथक् ॥ ६३९ ॥

તેજ પ્રમાણે પ્રધાન, દફતરી, સભાસદ તથા બીજા અધિકારિયોની, તેમનું પોત-પોતાનું કામ કરવા માટે જુદી જુદી કચેરીઓ કરવી ॥ ૬૩૯ ॥

ततः परं चतुर्दिक्षु प्रजानां निल-
यानि च । सेनाधिपाः पदातीनां
गणः सादिगणस्ततः ॥ ६४० ॥

તે પછી ચારે દિસામાં પ્રજાનાં ઘર કરવાં, પછી સેનાપતિ, પાયદળ ઘોડે-સ્વાર ॥ ૬૪૦ ॥

वृहन्नालिकयंत्राणि गजपालग-
णस्ततः । क्रमादेषां गृहाणि स्युः
शोभनानि पुरे सदा ॥ ६४१ ॥

તોપખાનું તથા હસ્તિદલ, એમનાં અનુક્રમે પુરનેવિષે સદા સુંદર ઘર કરવાં ॥ ૬૪૧ ॥

राजमार्गमुखानि स्युर्गृहानि सक-
लान्यपि । गृहपृष्ठे सदा वीथिं
मलनिर्हरणस्थलम् ॥ ६४२ ॥

પણ તે સમગ્ર ઘરનાં મુખ રાજમાર્ગ પ્રત્યે રાખવાં ને પ્રત્યેક ઘરની પાછળ સદા મેલું લઈ જવામાટે ગલી રાખવી ॥ ૬૪૨॥

राजमार्गास्तु कर्तव्याश्चतुर्दिक्षु नृप-
गृहात् । पण्यमार्गास्तथा चैव पुर-
ग्रामादिषु स्थिताः ॥ ६४३ ॥

અને પુર અથવા ગામમાં રાજગૃહથી
ચારે દિશામાં રાજમાર્ગ તથા બજારના
માર્ગ કરવા ॥ ૬૪૩ ॥

मार्गान् सुधाशर्करैर्वा घटितान्प्र-
तिवत्सरम् । एवं हि पत्तनं कुर्या-
द्ग्रामं चैव नराधिपः ॥ ६४४ ॥

ને તે માર્ગ પ્રતિ વર્ષે કાંકરા પાથરી સમા
કરાવવા. એ રીતે રાજાયે નગર તથા ગ્રામ
રચવાં ॥ ૬૪૪ ॥

पुरेषु बांधवैर्मित्रैः स्वसाम्यमाः
पितैर्गुणैः । प्रकृतिंभिर्नृपो ग-
च्छेन्न नीचैस्तु कदाचन ॥ ६४५ ॥

વળી તેણે પોતા સરખા ગુણવાળા પોતા-
ના બાંધવ, મિત્ર તથા પ્રધાને સહિત શેહે-
રમાં ફરવું, પણ કયારેય નીચ સાથે ફરવું
નહીં ॥ ૬૪૫ ॥

पृष्ठग्रागान् क्रूरवेषान्
नतिर्नीतिविशारदान् ।
सिद्धास्त्रनग्नशस्त्रांश्च
भटानारान्नियोजयेत् ॥ ६४६ ॥

ને જ્યારે ફરવા નિકળવું ત્યારે પોતાની
પાસે આગળ તથા પાછળ ભયંકર વષવા-
ળા, નમ્રતા તથા નીતિમાં ચતુર, હથિયાર
વાપરી જાણનાર તથા ઉઘાડી તરવાર-
વાળા શૂરવીર રાખવા ॥ ૬૪૬ ॥

दायादानामैकमत्यं राज्ञः श्रेय-
स्करं परम् । अतः स्वभोगसद्द-
शान् दायादान् कारयेन्नृपः ॥ ६४७ ॥

વળી ભાઇયોનું ઐકય રાજાનું પરમ શ્રેય
કરનાર છે, માટે તેણે રાજયના ભાગ
પાડયા શિવાય તેમને પોતા સરખા
ભોગ ભોગવનાર કરવા ॥ ૬૪૭ ॥

राज्यविभनाच्छ्रेयो न भूपानां
भवेत्खलु । अल्पीकृतं विभागेन
राज्यं शत्रुर्जिघृक्षति ॥ ६४८ ॥

કારણ રાજના ભાગ પાડયાથી રાજાઓનું
જરૂર શ્રેય થતું નથી કેમકે વિભાગે કરી
સ્વલ્પ થયેલા રાજ્યને શત્રુ જીતી લઇ
લેવા ઇચ્છેછે ॥ ૬૪૮ ॥

सुहृद्भिर्भ्रातृभिः सार्धं सभायां
पुत्रबांधवैः । राजकृत्यं सेनपैश्च
सभ्याद्यैश्चिंतयेत्सदा ॥ ६४९ ॥

વળી રાજાયે નિત્ય સભામાં મિત્ર, ભાઇ,
પુત્ર, સંબંધી, સેનાપતિ તથા સભાસદો
સાથે રાજકાર્યનો વિચાર કરવો ॥ ૬૪૯ ॥

पृथक् पृथक् मतं तेषां लेखयित्वा
ससाधनम् । विमृशेत् स्वमतेनैव
यत्कुर्याद्बहुसंमतम् ॥ ६५० ॥

ને તેમનો પ્રત્યેકનો યુકિત સહિત જુદો
જુદો મત લખાવી પોતાના મતે વિચાર
કરવો, અને જે બહુ સંમત હોય તે ક-
રવું ॥ ૬૫૦ ॥

नयेत्कालं वृथा नैव सदा स्त्रीमद्यसेवनैः। यत्काले ह्युचितं कर्तुं तत्कार्यं द्रागशंकितम् ॥ ६९१ ॥

પણ સદા સ્ત્રી તથા મદ્યપાને કરી ફોકટ કાળ કાઢવો નહિ; ને જે કાળે જે કાર્ય કરવા યોગ્ય હોય તે કાળે તે નિઃશંક થઇ જલદી કરવું ॥ ૬૫૧ ॥

વળી રાજાયે પોતાના પડોશી તથા દૂરના રાજાઓ સાથે પોતાની તથા તેમની પ્રજામાં પરસ્પરે વ્યાપાર વધે તે રીતેની પોતાના એલચીદ્વારા સમજૂત કરવી, અને તેમની નિષ્ઠા પોતાના રાજ ખાતે કેવી છે તેની પૂર્ણ તપાસ રાખવી. તેઓ જો પોતાના કરતાં બળવાન્ હોય તો તેમની સાથે વિગ્રહ કરવો નહિ, પણ સદા મિત્રાચારી રાખવી. અને તેઓમાં જે કળા કૌશલ્ય અધિક હોય તે ગ્રહણ કરી પોતે પણ બળવાન્ થવું. કદી કંઈ નિમિત્ત કાઢી પોતાથી બળવાન્ શત્રુ ચઢાઇ કરી આવે તો તેટાણે નમી દઈ, પોતાનો બચાવ કરી લેવો. કારણ સમય પ્રમાણે વર્ત્તવામાં લાભ છે. તેમ કદી પોતાને કોઈ રાજા ઉપર કંઈ પણ જરૂરના કારણ માટે ચઢાઇ લઇ જવી પડે તો પ્રથમ પોતાની ચાલતી સ્થિતિ તપાસી પોતામાં પૂર્ણતા ભાસે ને તે રાજા સમજૂતિ ઉપર ન આવે તો ચઢાઈ કરવી; અને જીત્યા પછી તેનો મૂલક જોડી લેવો નહિ પણ તેને પોતાનો તાબેદાર રાજા કરવો. મનુસ્મૃતિના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम्। उदासीनप्रचारं च शत्रोश्चैव प्रयत्नतः ॥ ६९२ ॥

રાજાયે બીજા મધ્યમ સત્તાવાળા, મુલક જીતવા ઇચ્છનાર, કોઇની તમા ન રાખનાર તથા શત્રુતા કરનાર રાજાનું ચેષ્ટિત પ્રયત્નથી જોતા રેહેવું ॥ ૬૫૨ ॥

तान्सर्वानभिसंदध्यात्सामादिभिरुपक्रमैः। व्यस्तैश्चैव समस्तैश्च पौरुषेण नयेन च ॥ ६९३ ॥

ને તે સર્વને સામ, દાન, ભેદ તથા દંડમાંના એકેક વા તે સમસ્ત ઉપાયે કરી, અથવા કેવળ સામ તથા દંડવડે વશ્ય રાખવા ॥ ૬૫૩ ॥

सर्वेषां तु विदित्वैषां समासेन चिकीर्षितम्। स्थापयेत्तत्र तद्वंश्यं कुर्याच्च स समक्रियाम् ॥ ६९४ ॥

અને જીતેલી સર્વ પ્રજાનો અભિપ્રાય સંક્ષેપથી જાણી, તે દેશમાં ત્યાંનાજ રાજવંશીને ગાદીયે બેસાડવો, ને તેણે પોતાને રાજગાદિ આપનારને તાબે રહી ન્યાયથી રાજ્ય ચલાવવું ॥ ૬૫૪ ॥

તેમ શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

जितानां विषये स्थाप्यं धर्माधिकरणं सदा। भृतिं दद्यान्निर्जितानां तच्चारित्रानुरूपतः ॥ ६९५ ॥

જીતી તાબે કરેલ રાજાના દેશમાં તેની વર્તણુકની દેખરેખ રાખવા માટે સદા છાવણી સહિત મંત્રી રાખવો, ને કંઇ મોટા અપરાધને લીધે જેનો દેશ પોતાના રાજ સાથે જોડી લીધો હોય તેવા રાજાને તેની યોગ્યતા પ્રમાણે પગાર બાંધી દેવો ॥ ૬૫૫ ॥

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

पितृपैतामहं स्थानं यो यस्यात्र जिगीषते । स तस्य सहजः शत्रुरुच्छेद्योऽपि प्रिये स्थितः ॥ ६५६ ॥

જે જેના બાપદાદાથી મળેલા સ્થાનને જીતવા ઇચ્છે તે તેનો સહજ શત્રુ છે, માટે તે કદી તેના પ્રિયમાં રહ્યો હોય તો પણ તેણે મારવા લાયક છે ॥ ૬૫૬ ॥

सामादिदंडपर्यंतो नयः प्रोक्तः स्वयंभुवा । तेषां दंडस्तु पापीयांस्तं पश्चाद्विनियोजयेत् ॥ ६५७ ॥

પ્રજાપતિયે સામથી દંડપર્યંત નીતિ કહી છે, તેમાં દંડનીતિ પાપિષ્ઠ છે, માટે તેની છેવટે યોજના કરવી ॥ ૬૫૭ ॥

उत्तिष्ठमानस्तु परो नोपेक्ष्यः पथ्यमिच्छता । समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यन्तावामयः स च ॥ ६५८ ॥

પોતાનું હિત ઇચ્છનાર રાજાયે ઉત્પન્ન થતા શત્રુની ઉપેક્ષા કરવી નહિ, કેમ કે શિષ્ટ પુરૂષોએ રોગ તથા શત્રુને એક સરખા કહ્યા છે ॥ ૬૫૮ ॥

मित्रोऽमात्यसुहृद्वर्गो यदास्युर्दृढभक्तयः । शत्रूणां विपरीताश्च कर्तव्यो विग्रहस्तदा ॥ ६५९ ॥

જ્યારે પોતાના મિત્ર, અમાત્ય તથા સુહૃદ્વર્ગ પોતામાં દૃઢભક્તિમાન્ હોય ને શત્રુના તેનાથી વિપરીત હોય ત્યારે યુદ્ધ કરવું ॥ ૬૫૯ ॥

વળી આપત્ સમય રાજાયે પોતાનું કામ કાઢી લેવા વિષે શ્રીમહાભારતાંતર્ગત શાંતિપર્વના આપદ્ધર્મમાં કહ્યું છે કે,

वहेदमित्रं स्कंधेन यावत्कालविपर्ययः । स्वानुकूले तु तत्प्राप्ते भिंद्याद्धटमिवाश्मनि ॥ ६६० ॥

જયાંસુધી વખત પ્રતિકૂળ હોય ત્યાંસુધી શત્રુને ખભે બેસાડી ફેરવવો, પણ જ્યારે અનુકૂળ વખત આવે ત્યારે પાહાણપર ઘડાની પેઠે નીચે પછાડવો ॥ ૬૬૦ ॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

अनुलोमेन बलिनं प्रतिलोमेन दुर्बलम् । आत्मतुल्यबलं शत्रुं विनयेन बलेन वा ॥ ६६१ ॥

રાજાએ પોતાથી બળવાન્ શત્રુને અનુકૂળતાથી, દુર્બળ શત્રુને પ્રતિકૂળતાથી તથા પોતા સમાન બળવાળા શત્રુને વિનય તથા બળથી વશ્ય કરવા ॥ ૬૬૧ ॥

कौर्मं संकोचमास्थाय प्रहारानपि मर्शयेत् । काले काले च मतिमानुत्तिष्ठेत्कृष्णसर्पवत् ॥ ६६२ ॥

બુદ્ધિમાન્ રાજાયે વખતને અનુશરી કાચબાની પેઠે સંકોચ પામી શત્રુના પ્રહારને સહન કરવા. પણ વખત આવે કાળા નાગની પેઠે ફુંફાડો મારી ઉભા થવું ૬૬૨

संधिः कार्योऽप्यनार्येण विज्ञाय
प्राणसंशयम् । प्राणैः संरक्षितैः
सर्वं यतो भवति रक्षितम् ॥ ६६३ ॥

પ્રાણ રેહેવા વિષે સંશય ભાસે તો અનાર્યે સાથે પણ સંધિ કરવી, કેમકે પ્રાણની રક્ષા કરેથી સર્વ રક્ષિત થાયછે ॥ ૬૬૩ ॥

सुमंत्रितं सुविक्रांतं सुयुद्धं सुप-
लायितम् । कार्यकाले यथाश-
क्ति कुर्यान्नतु विचारयेत् ॥ ६६४ ॥

રાજાયે સારી રીતે વિચાર કરવો, પરાક્રમ કરવું, વઢવું અથવા ભાગી જવું, એમાંથી કામ પડે જે કરવું ઘટે તે યથાશકિત કરવું તેમાં વિચાર કરવો નહિ ॥ ૬૬૪ ॥

વળી ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे
कुलं त्यजेत् । ग्रामं जनपदस्यार्थे
आत्मार्थे पृथिवीं त्यजेत् ॥ ६६५ ॥

કુળના બચાવ માટે એકને, ગામના બચાવ માટે કુળને, દેશના બચાવ માટે ગામને તથા પોતાના બચાવ માટે પૃથ્વીને જરૂર પડે તો તજી દેવાં ॥ ૬૬૫ ॥

पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या
पुनर्मही । एतत्सर्वं पुनर्लभ्यं
न शरीरं पुनः पुनः ॥ ६६६ ॥

કેમકે ધન, મિત્ર, ભાર્યા તથા પૃથિવી એ સર્વ ફરી મળી શકેછે પણ શરીર મળતું નથી ॥ ૬૬૬ ॥

પણ જ્યારે કોઇ સાથે યુદ્ધ કરવું પડે, ત્યારે દેશમાં જુદે જુદે સ્થળે પથરાઇ ગયેલું સૈન્ય જલદી એકઠું કરવાની, તેને ત્વરાથી યુદ્ધમાં મોકલવાની, યુદ્ધની જગ્યાયે અને પોતાના દેશમાંના તમામ લશ્કરી મથકો ખાતે તુરત સમાચાર મોકલવા તથા ત્યાંથી મંગાવવાની, તેમજ લશ્કર માટે ખોરાકી પોશાકી તથા લડવા માટે લડાઇની સામગ્રી જલદી એકઠી કરી તેને પોહોંચાડવા વિગેરેની ઘણીજ જરૂર પડેછે. તેવા સમયમાં જલદી લાવ લઈ જાવ કરનાર, તુરત સંદેશો પોહોંચાડનાર તથા વિગતવાર સમાચાર લઇ જનાર સાધનો ઘણાં ઉપયોગી થઇ પડેછે. માટે રાજાયે પોતાના દેશમાં અગ્નિ વા વિજળીથી જલદી ચાલનાર રથ તથા સમુદ્રમાં નૌકા, તુરત સંદેશો પોહોંચાડનાર વિદ્યુદ્યંત્ર અને વિગતવાર સમાચાર લઇ જનાર તપાલરૂપ સાધનો દાખલ કરવાં. તે પ્રજાને ઉત્તેજન આપી તે દ્વારા એક જાતિનાં ધંધાની રીતે દાખલ કરાવવાં અથવા પોતે તે પ્રત્યેકનાં જુદાં જુદાં ખાતાં ઉભાં કરવાં, ને તેના ઉપર જે ખર્ચ કરવા ધન જોઇએ, તે રાજની જામીનગીરી આપી પ્રજા પાસેથી વ્યાજવડે રાજી ખુશીથી કઢાવવું અર્થાત્ જે ખુશીથી નાણું ધીરવા માગે તેની પાસેથી લેવું. તેનું વ્યાજ દર છ છ માસે ચડયા ચડયું દેતા જવું; જેથી પ્રજામાં આંટ વધેછે, ને ફરી કામ પડતાં જેટલું નાણું જોઇએ તેટલું તે ખુશીથી આપેછે. એ રીતે પ્રજા પાસેથી નાણું કઢાવી સ્થાપેલાં એ ત્રણે ખાતાંનો વહિવટ જુદો જુદો રાખવો. પ્રત્યેક ખાતામાં જે

થાપણ રોકાયેલી હોય, તેનું વ્યાજ દેવાય, મુદલમાંથી પ્રતિવર્ષે થોડું દેવું ફીટે, અને તે ખાતાનો ચાલુ તથા મરામત માટેનો ખર્ચ નિકળે, તે રીતે તે ખાતાનો પોતા શીખે જે કોઇ જે રીતનો જેટલો ઉપયોગ કરે, તેની પાસેથી તે રીતના તેટલા ઠેરાવેલા પૈસા લેવા, જેથી કોઇને તે ખાતાનો ઉપયોગ ભારી પડે નહિ. એ ત્રણે ખાતાં જેમ રાજાને લડાઇ સમય બહુ ઉપયોગી છે, તેમ પોતાના દેશમાં પ્રજાને પરસ્પરે સગવડથી વહિવટ કરવા, વ્યાપાર વધારવા, દુષ્કાળ સમય પ્રજાને ભૂખમરાથી બચાવવા, સમાધાની જાળવવા ને તેથી દેશને સમૃદ્ધ કરવામાં ઘણુંજ ઉપયોગી છે. માટે તે રાજાયે પોતાના દેશમાં અવશ્ય ચાલુ કરવાં યોગ્ય છે. એ રીતે કહ્યાપ્રમાણે પોતાની પ્રજાનું સર્વ પ્રકારથી રક્ષણ કરવા રાજા બંધાયલો છે કારણ પ્રજા, એ તેનું મહા કુટુંબ ને તે પોતે તેનો વડીલ છે, તો તેણે કુટુંબના વડીલની પેઠે પોતાની પ્રજાની સર્વ પ્રકારથી સાચવણ રાખવી જોઇયે. માનવધર્મશાસ્ત્રના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે,

एवं सर्वं विधायेदमितिकर्तव्य-
मात्मनः । युक्तश्चैवाप्रमत्तश्च प-
रिरक्षेदिमाः प्रजाः ।। ६६७ ।।

એ પ્રમાણે રાજાયે પોતાનું જે કંઈ કર્તવ્ય હોય તે સર્વ કરી, ઉદ્યોગી તથા સાવધાન થઇ પોતાની પ્રજાનું રક્ષણ કરવું ॥ ૬૬૭ ॥

क्षत्रियस्य परो धर्मः प्रजानां
परिपालनम् । निर्दिष्टफलभो-
क्ता हि राजा धर्मेण युज्यते ।। ६६८ ।।

કેમકે પ્રજાનું પાલન કરવું એજ ક્ષત્રિયનો પરમ ધર્મ છે, ને તેવા ધર્મવડેજ રાજા કહેલા કરાદિ ફળને ભોગવવા યોગ્ય થાયછે ॥ ૬૬૮ ॥

विक्रोशंत्यो यस्य राष्ट्रात् ध्रियंते
दस्युभिः प्रजाः । संपश्यतःस-
भृत्यस्य मृतः स न तु जीवति ।।६६९।।

અને કારભારી સહિત જે રાજાના દેખતાં પ્રજા ચોરોથી લુંટાઈ જાય ને પોકાર કરતી રહે, તે રાજાને જીવતાંજ મુવેલ જાણવો ॥ ૬૬૯ ॥

તેમ શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

उत्खातान्प्रतिरोपयन्कुसुमितांश्चि-
न्वन् लघून्वर्धयन्नत्युच्चान्नमयन्नतान्स-
मुदयन्विश्लेषयन्संहतान् । क्रूरा-
न्कंटकिनो बहिर्निरसयन्म्लानान्
पुनः सेचयन् मालाकार इव प्रपंच-
चतुरो राजा चिरं नंदति ॥ ६७० ॥

ઉખડી ગયેલાને ફરી રોપતા, પુષ્પિત થયેલામાંથી ફુલ વીણતા, નાનાને વધારતા, અતિ વધેલને નમાવતા, નમી ગયેલને સમા કરતા, એકઠા મળી ગયેલને જુદા પાડતા, ક્રૂર તથા કાંટાવાળાને બહાર કાઢતા અને કરમાઇ ગયેલાને ફરી પાણી સિંચતા માળીની પેઠે, પ્રપંચમાં ચતુર રાજા ઘણાક કાળસુધી સુખ ભોગવેછે ॥ ૬૭૦ ॥

એ રીતે રાજાને વર્તવા કહેલ છે, તે ઉપરાંત તેના વર્તમાન સમયમાં, જો તેને પોતાની પ્રજા કરતાં બીજા રાજ્યની પ્રજાએ કળા-કૌશલ્યમાં વધારે સુધરેલી તથા

બળવાન્ ભાસે, તો તેણે તે તે પ્રજામાં જે કંઈ વિશેષ ગુણ હોય, તે પોતાની પ્રજામાં પાઠશાળાદ્વારા દાખલ કરાવી તેને તેમના જેવી સુધરેલી તથા બળવાન્ કરવી. જેથી તે બીજાથી પરાભવ પામી શકે નહિ. વળી પોતાની રાજય કરવાની રીતિ કરતાં જો બીજા રાજાની સારી હોય, તો તેણે તે પોતાના રાજ્યમાં દાખલ કરવી, ને જેમ બને તેમ પ્રજા તથા પોતાનું ઐક્ય વધે તેવી રીતે રાજ્ય ચલાવવું. અર્થાત્ રાજ્યના તમામ ખાતાઓમાં તેને સુધરેલા રાજયોની રાજરીતિ દાખલ કરી, પોતાની પ્રજાનો પ્રેમ મેળવી રાજયને એવી રીતે દૃઢ કરવું કે, તે પોતાથી બળવાન્ શત્રુયે પણ જીતી શકાય નહીં. એ પ્રકારે રાજ ચલાવનાર રાજા પ્રજાનો પિતા કેહેવાયછે. તેના પ્રત્યે પ્રજાએ પોતાના વડીલવત્ ભાવ રાખવો, ને તેણે બાંધેલ નિયમોનું ઉલ્લંઘન કોઈ કાળે પણ કરવું નહિ. કારણ પ્રજાની અનુકૂળતાથી રાજાનું રાજય સુદૃઢ થાયછે, ને રાજાયે બાંધેલા નિયમોથી પ્રજા સુરક્ષિત રહેછે. અને તે નિયમોને અનુસરી ચાલવાયે કરી રાજય તરફથી સદા કુશળ રહેવાયછે. તેમ જનસમુદાયમાં પણ સદા કુશળ રેહેવામાં કદી ગાફલ રેહેવું નહિ. જેમ રાજયતરફથી કુશળ રેહેવામાં રાજનિયમોને અનુસરી ચાલવું પડેછે, તેમ લોકોં તરફથી કુશળ રેહેવામાં વ્યાવહારિક નીતિ રીતિયે વર્તવું પડેછે. પ્રથમ લોકમાં જવા આવવા સમય સ્વચ્છતાદિ રાખવાવિષે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

नीचरोमनखश्मश्रुः
सुवेषोऽलंकृतोज्ज्वलः ।
सातपत्रपदत्राणो
विचरेद्युगमात्रदृक् ॥ ६७१ ॥

રોમ, નખ તથા દાઢી મૂછના મોવાળા કતરાવી ટુંકા કરી, ઉજવળ થઇ, સ્વચ્છ વસ્ત્ર પેહેરી, હાથમાં છત્રી લઈ, પગમાં જોડા પેહેરી, અને ઉદ્ધતાઇ છોડી, પોતાની આગલ ચાર હાથ પર્યંત નજર રાખી જયાં જવું હોય ત્યાં જવું ॥ ૬૭૧ ॥

કારણ સ્વચ્છ થઇ સ્વચ્છ વસ્ત્ર ધારણ કરેલ મનુષ્ય લોકોમાં જયાં જાય ત્યાં સન્માન પામેછે. કદી કોઈ અજાણ્યાને ઘેર ગયો હોય તો પણ તેને તે ઘરનો ધણી એકાએક તિરસ્કાર કરી શકતો નથી, પણ તેને સન્માનથી આવવાનું કારણ પૂછેછે. પણ તેજ માણસ જો ગંદુ તથા મલીન વસ્ત્ર ધારણ કરેલ હોય તો તેને પ્રથમ કોઇ ઘરમાંજ પેસવા દેતું નથી. વળી સાથે છત્રી હોય તો તેવડે સૂર્યનાં કિરણ, ઉડતી રજ, પવન તથા વર્ષાદથી તેમજ પશુ આદિ જાનવરથી પોતાના શરીરનું રક્ષણ કરી શકાયછે. અને પોતાથી ચાર હાથને અંતરે નીચે નજર કરી ચાલવાથી ઠેસ લાગવાનો, ખાડા ખબડાની અંદર પગ પડતાં તે મરડાઇ જવાનો અથવા પડી જવાનો તથા સર્પાદિ ઝેરી જંતુ પગમાં અથડાવાથી કરડવાનો તેમજ નિરપરાધિ જંતુ પગ તળે કચરાઈ જવાથી વિના કારણે તેની હિંસા થવાનો ભય રેહેતો નથી. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं पिबज्जलं । शास्त्रपूतं वदेद्वाक्यं मनःपूतं समाचरेत् ॥६७२॥

દૃષ્ટિથી જોઇને પગ મૂકવો, વસ્ત્રથી ગાળીને પાણી પીવું, શાસ્ત્રને અનુસરી વાક્ય બોલવું અને મનથી વિચારી નિર્દોષ હોય તે આચરવું ॥ ૬૭૨ ॥

પણ જ્યાં આગળ પાછળ, વા પડતીથી કોઇ પણ પ્રકારનો શરીરને ભય થવાનો સંભવ હોય, ત્યાં એકજ રીતે નજર રાખી ચાલવાને બદલે ચોતરફ નજર રાખી ચાલવું હવે "કોઇ પણ વસ્તુ સ્થિર નથી," એ સૃષ્ટિનિયમ પ્રમાણે સ્થાવરજંગમાત્મક સર્વ પ્રાણિયોના શરીરમાં નિત્ય ચોક્કસ ક્રિયા થઇ કેટલાંક તત્ત્વો ઓછા થાયછે, જે ખાનપાનાદિથી જો પૂરવામાં ન આવે તો શરીરનો તુરત નાશ થાયછે. સ્થાવર પ્રાણિયો પૃથ્વીમાંથી મૂળવડે ને વાયુમાંથી પત્રવડે પોતાને યોગ્ય ખોરાક નિત્ય ગ્રહણ કરેછે; અને જંગમ પ્રાણિયો પણ પોતાને ઘટતા ખોરાક નિત્ય શોધી લેછે, કારણ જે સમય ક્ષુધા વ્યાપેછે, તે સમય કંઈ પણ ગમતું નથી. કહ્યું છે કે,

शय्या वस्त्रं चंदनं चारुहास्यं वीणा वाणी वाहनं भूषणं च । नो रोचंते क्षुत्पिपासातुराणां सर्वाऽरंभास्तंदुल प्रस्थमूलाः ॥६७३॥

ભૂખ તરશથી પીડાયલાને શય્યા, વસ્ત્ર, ચંદન, સુંદર હાસ્ય, વીણા, વાણી, વાહન તથા અલંકાર કંઈ ગમતાં નથી, કેમકે સર્વ આરંભ શેરભર ચાવલ ભોજનરૂપ મૂળવાળા છે ॥ ૬૭૩ ॥

માટે મનુષ્યે પોતાના નિર્વાહને અર્થે આળસ છોડી કોઇ પણ પ્રકારને ધંધે લાગવું જોઈએ, કેમકે ધંધા સિવાય માણસ અકારૂં થઇ પડેછે, ને ધનની પ્રાપ્તિ થતી નથી. અને ધનવિના કંઇ પણ વસ્તુ મળતી નથી, તેમ કોઇ સગું પણ થતું નથી. જો કે સર્વ જરૂરીઆતની વસ્તુજ ધન કેહેવાયછે, તોપણ તે સઘળી એકજ માણસે પેદા કરવી મુશ્કેલ હોવાથી પૂર્વે મનુષ્યમાં તેનો આવજો માવજો કરવાનો ચાલ હતો, જેમાં ઘણી અગવડ પડતી ભાસવાથી ડાહ્યા મનુષ્યોયે વિચાર કરી ધાતુના સિક્કા સાક્ષી દાખલ ચલાવી તે તે વસ્તુની કીમત ઠેરાવવાનો ચાલ પાડયો છે. જેથી ધન શબ્દે કરી હાલમાં ધાતુના સિક્કા ઓળખાયછે, કેમકે તેવડે બધી વસ્તુ મળી શકેછે. માટે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

संसृतौ व्यवहाराय सारभूतं धनं स्मृतम् । अतो यतेत तत्प्राप्त्यै नरः सूपायसाहसैः ॥६७४॥

સંસારમાં વ્યવહાર અર્થે ધનને સારભૂત કહેલ છે, માટે તે મેળવવા મનુષ્યે સારા ઉપાયરૂપ સાહસે કરી યત્ન કરવો ॥૬૭૪॥

તેમ વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

दंष्ट्राविरहितः सर्पो मदहीनो यथा गजःतथार्थेन विहीनोऽत्र पुरुषो नामधारकः ॥६७५॥

આ લોકમાં જેવો દાંત વિનાનો સર્પ તથા મદ વિનાનો હાથી, તેવોજ ધન વિનાનો પુરૂષ માત્ર નામધારક છે ॥ ૬૭૫ ॥

अर्थेन च विहीनस्य पुरुषस्याल्पमेधसः। उच्छिद्यंते क्रियाः सर्वा ग्रीष्मे कुसरितो यथा ॥६७६॥

કેમકે ધન રહિત અલ્પ બુદ્ધિવાળા પુરૂષની સર્વ ક્રિયા, ગ્રીષ્મ ઋતુમાં નાની નદીઓની પેઠે નાશ પામેછે ॥ ૬૭૬ ॥

शीलं शौचं क्षांतिर्दाक्षिण्यं मधुरता कुले जन्म। न विराजांति हि सर्वे वित्तविहीनस्य पुरुषस्य ॥ ६७७ ॥

ધનહીન પુરૂષના સ્વભાવ, પવિત્રતા, ક્ષમા, ડહાપણ, મધુરતા તથા કુલીનપણું, સર્વે શોભતાં નથી ॥ ૬૭૭ ॥

गतवयसामपि पुंसां येषामर्था भवंति ते तरुणाः। अर्थेन तु ये हीना वृद्धास्ते यौवनेऽपि स्युः ॥ ६७८ ॥

ગયેલી અવસ્થાવાળા પુરૂષને પણ જો ધન મળે તો તે જુવાન સરખા ને જુવાનીમાં પણ જેનું ધન જતું રહે તે વૃદ્ધ સરખા થાયછે ॥ ૬૭૮ ॥

માટે ધંધે લાગી ધન મેળવવું પણ લોકમાં અજાણ્યાનો કોઇ વિશ્વાસ કરતું નથી, તેથી પ્રથમ ઓળખાણ કરવાની જરૂર પડેછે; તે પછી તેવા ઓળખીતાની વગથી કોઇ પણ પ્રકારને ધંધે લાગી શકાયછે. જોકે શ્રીમહાભારતાંતર્ગત શાંતિપર્વના આપદ્ધર્મમાં કહ્યું છે કે,

विद्या शौर्यं च दाक्ष्यं च बलं धैर्यं च पंचमम्। मित्राणि सहजान्याहुर्वर्तयंति हि तैर्बुधाः ॥ ६७९ ॥

વિદ્યા, શૌર્ય, ડહાપણ, બળ તથા પાંચમું ધૈર્ય એટલાને સહજ મિત્ર કહેછે, માટે બુદ્ધિમાન્ મનુષ્ય તેટલા ગુણે કરી વર્તેછે ॥ ૬૭૯ ॥

તોપણ જેમ “વાડવિના વેલો ચડતો નથી” તેમ આશ્રયવિના મનુષ્ય પણ વધી શકતું નથી, માટે તેણે વ્યવહારમાં પોતાને સહાયતા કરે તેવા મિત્રો અવશ્ય કરવાં કારણ ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

गुणैः सर्वज्ञतुल्योपि सीदत्येको निराश्रयः। अनर्घ्यमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ॥ ६८० ॥

ગુણે કરી સર્વજ્ઞ તુલ્ય હોય તોપણ આશ્રય વિનાનો એકલો ખેદ પામેછે, કારણ અમૂલ્ય માણુકને પણ સુવર્ણના, આશ્રયની જરૂર છે ॥ ૬૮૦॥

તેમ શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

उत्तुंगशैलशिखरे स्थितपादपस्य
काकः कृशोपि फलमालभते सपक्षः ।
सिंहो बली गजविदारणदारुणोऽपि
सीदत्यहो तरुतले खलु पक्षहीनः॥६८१॥

કાગડો દુર્બળ છતાં પણ પક્ષસહિત હોવાથી ઉંચા પર્વતના શિખરપર રહેલ વૃક્ષના ફળને પામેછે, પણ હાથીને મારવામાં તીક્ષ્ણ સિંહ બળવાન્ છતાં પણ પક્ષહીન હોવાથી આહા! વૃક્ષની નીચેજ ખેદ પામેછે ॥ ૬૮૧ ॥

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

असहायः समर्थोपि तेजस्वी किं
करिष्यति । निर्वाते ज्वलितो
वह्निः स्वयमेव प्रशाम्यति ॥ ६८२ ॥

સાહ્ય વિનાનો તેજસ્વી સમર્થ પણ શું કરી શકે! કેમકે વાયુ વિનાના સ્થાનમાં પ્રદીપ્ત કરેલો અગ્નિ પોતાની મેળેજ ઠરી જાયછે ॥ ૬૮૨ ॥

आपि संपूर्णता युक्तैः कर्तव्या
सुहृदो बुधैः । नदीशः परिपू-
र्णोऽपि चंद्रोदयमपेक्षते ॥ ६८३ ॥

બુદ્ધિમાનોયે પોતે સંપૂર્ણ છતાં પણ મિત્રો કરવા, કેમકે સમુદ્ર પરિપૂર્ણ છે, તોપણ ચંદ્રના ઉદયને ઇચ્છેછે ॥ ૬૮૩ ॥

मित्रवान्साधयत्यर्थान्दुःसाध्या-
नपि वै यतः । तस्मान्मित्राणि
कुर्वीत समानान्येव चात्मनः ॥ ६८४ ॥

વળી મિત્રવાળો બની ન શકે એવાં કાર્યને પણ સાધી શકેછે, માટે સ્વભાવાદિ ગુણે કરી પોતા સરખા મિત્ર કરવા ॥૬૮૪॥

પણ જેવી સંગત તેવી બુદ્ધિ ને સોબત તેવી અસર થાયછે, માટે મિત્રતા સજ્જનો સાથે કરવી, દુર્જનો સાથે કરવી નહિ. કેમકે સજ્જનોની મૈત્રી લાભકારક અને દુર્જનોની હાનિકારક છે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

हीयते हि मतिस्तात
हीनैः सह समागमात् ।
समैश्च समतामेति
विशिष्टैश्च विशिष्टताम् ॥ ६८५ ॥

હે તાત, પોતાથી હલકા ગુણવાળાની સોબતથી મતિ હણાયછે, પોતા સમાન ગુણવાળાની સોબતથી સમાન રહેછે ને પોતાથી વિશેષ ગુણવાળાની સોબતથી વિશેષ થાયછે ॥ ૬૮૫ ॥

कीटोपि सुमनः संगादारोहति
सतां शिरः । अश्मापि याति
देवत्वं महाद्भिः सुप्रतिष्ठितः ॥ ६८६ ॥

કીટ પણ પુષ્પના સંગથી સત્પુરૂષોના મસ્તકપર ચડેછે, ને મોટાઓએ સારીરીતે પ્રતિષ્ઠા કરેલ પહાણો પણ દેવપણાને પામેછે ॥ ૬૮૬ ॥

काचः कांचनसंसर्गाद्धत्ते मार-
कतीं द्युतिम् । तथा सत्सान्निधा-
नेन मूर्खो याति प्रवीणताम् ॥ ६८६ ॥

જેમ કાચ કાંચનના સંસર્ગથી મરકત મણિની કાંતિને ધારણ કરેછે, તેમ મૂર્ખ પણ સત્પુરૂષોની પાસે રેહેવાથી પ્રવીણ થાયછે ॥ ૬૮૭

न स्थातव्यं न गंतव्यं क्षणमप्य-
धमैः सह । पयोऽपि शौन्डिकीह-
स्ते मदिरां मन्यते जनः ॥ ६८८ ॥

ક્ષણમાત્ર પણ નીચ સાથે ઉભવું વા જવું નહિ, કેમકે દારૂ વેચનારી સ્ત્રીના હાથમાં દૂધ હોય તોપણ તેને લોક મદિરા માનેછે ॥ ૬૮૮ ॥

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं
त्यागशीलता । पंच यत्र न विद्यंते
न कुर्यात्तत्र संगातिम् ॥ ९८९ ॥

લોકમાં જવું આપવું, ભય, લજ્જા, ડહાપણ તથા ઉદારતા, એ પાંચ ગુણ જેમાં ન હોય, તેની સંગત કરવી નહિ ॥ ૬૮૯॥

दुर्जनेन समं सख्यं प्रीतिं चापि न
कारयेत् । उष्णो दहति चांगारः
शीतः कृष्णायते करम् ॥ ६९० ॥

દુર્જનની સાથે મિત્રાઈ વા સ્નેહેજ પ્રીતિ પણ ન કરવી, કેમકે સળગતો કોલસો બાળે છે, ને ઠરી ગયેલો હાથ કાળા કરેછે ॥ ૬૯૦ ॥

संसारतापदग्धानां त्रयो विश्रां-
तिहेतवः । अपत्यं च कलत्रं च
सतां संगतिरेव च ॥ ६९१ ॥

પણ સંસારના તાપથી દગ્ધ થયેલા પુરૂષને, પુત્ર, સ્ત્રી તથા સત્પુરૂષની સંગતિ, એ ત્રણ વિશ્રાંતિના હેતુ છે ॥ ૬૯૧ ॥

તેમ ભર્તૃહરિયે કહ્યું છે કે,

जाड्यं धियो हरति सिंचति वाचि
सत्यं मानोन्नतिं दिशति पापमपाक-
रोति । चेतः प्रसादयति दिक्षु त-
नोति कीर्तिं सत्संगतिः कथय किंन
करोति पुंसाम् ॥ ६९२ ॥

સત્પુરૂષોની સંગતિ બુદ્ધિની જડતાને હરેછે, વાણીમાં સત્યને સિંચન કરેછે, માન વધારેછે, પાપને ટાળેછે, ચિત્તને પ્રસન્ન કરેછે અને દિશામાં કીર્તિને ફેલાવેછે; કહો! પુરૂષને સત્સંગતિ શું શું નથી કરતી ॥ ૬૯૨ ॥

વળી કહ્યું છે કે,

संसर्गजा दोषगुणा भवंति ॥ ६९३ ॥

મનુષ્યમાં સોબતથીજ દોષ તથા ગુણ આવેછે ॥ ૬૯૩ ॥

માટે ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

कुलीनैः सह संपर्कं पंडितैः सह
मित्रताम् । ज्ञातिभिश्च समं मेलं
कुर्वाणो नावसीदति ॥ ६९४ ॥

કુલીન સાથે સોબત, પંડિત સાથે મિત્રતા તથા જ્ઞાતિ સાથે સંપ રાખનાર મનુષ્ય ખેદ પામતો નથી ॥ ૬૯૪ ॥

यथा चतुर्भिः कनकं परीक्ष्यते
निधर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते
त्यागेन शीलेन गुणेन कर्मणा ॥ ६९५ ॥

જેમ ઘર્ષણ, છેદન તાપ તથા તાડન, એ ચારવડે સુવર્ણની પરીક્ષા થાયછે, તેમ પરોપકાર, સ્વભાવ, ગુણ તથા કર્મ, એ ચારવડે પુરૂષની પરીક્ષા કરાયછે ॥ ૬૯૫

પણ પ્રીતિ મેળવ્યાવિના મિત્રતા થતી નથી, અને અનુકૂળપણાથે વર્ત્યાવિના પ્રીતિ થતી નથી. શરીરધારી પ્રાણિમાત્રને પ્રેમ વહાલો છે, માટે વ્યવહારમાં મન, વાણી અને કર્મ કરી એવી રીતે વર્તવું કે જેથી સર્વનો પ્રેમ મેળવી મિત્ર થવાય. મનુસ્મૃતિના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्प्रि-
यमनृतम् । शुष्कवैरं विवादं च
न कुर्यात्केनचित्सह ॥ ६९६ ॥

સાચું તથા પ્રિય બોલવું પણ કદી જુઠું પ્રિય બોલવું નહિ, ને કોઈની સાથે ફોકટ વૈર તથા વિવાદ કરવો નહિ ॥ ૬૯૬ ॥

તેમ શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

जनस्याशयमालक्ष्य यो यथा
परितुष्यति । तं तथैवानुवर्तेत
पराराधनपंडितः ॥ ६९७ ॥

પારકાને સંતોષ પમાડવામાં ચતુરે મનુષ્યનો અભિપ્રાય જાણી, જે,જે રીતે સંતોષ પામે, તે રીતે તેને અનુસરવું ॥૬૯૭

आचार्यः सर्वचेष्टासु लोक एव
हि धीमतः । अनुकुर्यात्तमेवातो
लौकिकार्थे परीक्षकः ॥ ६९८ ॥

બુદ્ધિમાનને સર્વ ક્રિયામાં લોકજ શિક્ષક છે, માટે પરીક્ષકે વ્યવહારમાં લોકનેજ અનુસરવું ॥ ૬૯૮ ॥

राजदेशकुलज्ञातिसद्धर्मान्नैव
दूषयेत् । शक्तोऽपि लौकिका-
चारं मनसापि न लंघयेत् ॥ ६९९ ॥

શકિતમાને પણ રાજ, દેશ, કુલ જ્ઞાતિ તથા સદ્ધર્મને દૂષણ ન દેવું; અને લૌકિક વ્યવહારનું મને કરી પણ ઉલ્લંઘન ન કરવું ॥૬૯૯॥

दीनांधपंगुबाधिरा नोपहास्याः
कदाचन । नानिष्टं प्रवदेत्क-
स्मिन्प्रलापं न च कारयेत् ॥ ७०० ॥

વળી કયારેય ગરીબ, આંધળા, પાંગળા તથા બેહેરાનું હાસ્ય કરવું નહિ, કોઇને અપ્રિય બોલવું નહિ, ને ફોકટ બકવાદ ન કરવો ॥ ૭૦૦ ॥

तथा न क्रीडयेत्कैश्चित्कलहाय
भवेद्यथा । अपशब्दाश्च नो वाच्या
मित्रभावाच्च केष्वपि ॥ ७०१ ॥

તેમ કોઈ સાથે પણ કજીયો થાય તે રીતે રમવું નહિ, ને કોઇને મિત્રભાવથી અપશબ્દ બોલવા નહિ ॥ ૭૦૧ ॥

વળી ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

लुब्धमर्थेन गृह्णीयात्स्तब्धमंजलिक-
र्मणा । मूर्खं छंदानुवृत्त्या च यथा-
र्थत्वेन पंडितम् ॥ ७०२ ॥

લોભિયાને ધનવડે, અકકડને હાથ જોડી, મૂર્ખને તેની મરજી પ્રમાણે ચાલી ને પંડિતને યથાર્થપણાથી વશ્ય કરવા ॥ ૭૦૨॥

प्रस्तावसदृशं वाक्यं स्वभावसदृशं प्रियम्। आत्मशक्तिसमं कोपं यो जानाति स पंडितः ॥ ७०३ ॥

પ્રસંગ પ્રમાણે બોલવું, સ્વભાવ પ્રમાણે પ્રિય થવું તથા પોતાની શકિત પ્રમાણે કોપ કરવો, એમ જે જાણે તે પંડિત કહેલ છે ॥ ૭૦૩ ॥

प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यंति जंतवः तस्मात्तदेव वक्तव्यं वचने किं दारिद्रता ॥ ७०४ ॥

પ્રિય વાકય બોલવા વડે સર્વ પ્રાણિ રાજી થાયછે, માટે તેજ બોલવું, કેમકે સદ્‌વચનનો કયાં તોટો છે ॥ ૭૦૪ ॥

परदारं परद्रव्यं परीवादं परस्य च। परीहासं गुरोः स्थाने विवादं च विवर्जयेत् ॥ ७०५ ॥

પારકી સ્ત્રી, પારકું ધન, પારકી નિંદા અને વડીલની સમીપે હાસ્ય તથા વાદ, એટલાંનો ત્યાગ કરવો ॥ ૭૦૫ ॥

તેમ વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

यस्य यस्य हि यो भावस्तेन तेन हि तं नरः। अनु प्रविश्य मेधावी क्षिप्रमात्मवशं नयेत् ॥ ७०६ ॥

બુદ્ધિમાન્ મનુષ્યે જેનો જેનો જેવો ભાવ હોય, તેને તે તે ભાવે કરી મળતા થઈ જલદી પોતાને વશ કરવો ॥ ૭૦૬ ॥

વળી કહ્યું છે કે,

दारेषु किंचित्स्वजनेषु किंचिद्गोप्यं वयस्येषु सुतेषु किंचित्। युक्तं न वायुक्तमिदं विचिन्त्य वदेद्विपश्चिन्न यथा विरोधः ॥ ७०७॥

ડાહ્યા માણુસે સ્ત્રી, સ્વજન, મિત્ર તથા પુત્ર પાસે પણ કંઈક છાનું રાખી, યુકતાયુકતનો વિચાર કરી જે રીતે વિરોધ ન થાય તે રીતે બોલવું ॥ ૭૦૭ ॥

कोऽन्धो योऽकार्यरतः कोबधिरो यः शृणोति न हितानि। को मूको यः काले प्रियाणि वक्तुं न जानाति ॥ ७०८ ॥

જતીઆંખે આંધળો કોણ? તો કે જે અયોગ્ય કર્મમાં પ્રીતિ રાખે, સાંભળતાં છતાં બેહેરો કોણ? તો કે જે હિતવાકય સાંભળે નહિ, અને બોલતાં છતાં મૂંગો કોણ તો કે જે વખતસર પ્રિય બોલવું ન જાણે ॥ ૭૦૮ ॥

એ રીતે વ્યવહારમાં વર્તી જેમ બને તેમ ઘણા સ્નેહિ કરવા, ને પોતે પણ તેમની પર સ્નેહ રાખવો. પશુ પક્ષીમાં પણ એક બીજાના સોબતી જણાયલા છે, તો મનુષ્યમાં તો હોવાજ જોઇએ. ત્યાગી પણ પોતાની સાથે કોઈ નહિ તો છેવટ પશુ વા પક્ષી રાખી તેના સહવાસથી દિવસ નિર્ગમન કરેછે, પણ તેનાથી એકલું રેહેવાતું નથી. કેમકે સૃષ્ટિમાં એવો સ્વભાવ છે કે કોઇને એકલું ગમે નહિ. બૃહદારણ્યકમાં કહ્યું છે કે,

एकाकी न रमते। एकाकी बिभेति ७०९

એકલો રમતો નથી, ને એકલો બીહેછે ૭૦૯

વળી જ્યાંસુધી પોતાના સુખ-દુઃખની વાત કોઈ ખરા મિત્ર પાસે કરી ન હોય ત્યાંસુધી દૂધમાં આવતા ઉભરાની પેઠે મનમાં તે સંબંધી ઉભરા આવ્યા કરેછે પણ પાણીના છાંટારૂપ મિત્ર મળવાથી જેમ દૂધનો ઉભરો બેસી જાયછે, તેમ મિત્ર પાસે વાત કરવાથી મન શાંત થાયછે, માટે આપત્ કાળમાં જેમ પોતે મિત્ર પાસેથી સુખ-દુઃખની વાત કરી સંતોષ તથા સહાયતા મેળવવી, તેમ તેમનો પણ જરૂર સમયે પોતાથી બને તે રીતની સહાયતા કરવી; એ સ્નેહિયોનો પરસ્પરે ધર્મ છે. ભર્તૃહરિયે કહ્યું છે કે,

पापान्निवारयति योजयते हिताय गुह्यानि गूहति गुणान्प्रकटीकरोति । आपद्गतं च न जहाति ददाति काले सन्मित्रलक्षणमिदं प्रवदंति संन्तः ॥७१०॥

પાપ કર્મથી વારે હિતમાં જોડે, છાની વાત ઢાંકી રાખે, ગુણોને પ્રગટ કરે, આપત્સમયે છોડે નહિ, વખતસર મદદ કરે, એ સત્પુરૂષોએ સન્મિત્રનાં લક્ષણ કહ્યાં છે ॥ ૭૧૦ ॥

क्षीरेणात्मगतोदकाय हि गुणा दत्ताः पुरा तेऽखिलाः क्षीरे तापमवेक्ष्य तेन पयसा ह्यात्मा कृशानौ हुतः । गन्तुं पावकमुन्मनस्तदभवद्दृष्ट्वा तु मित्रापदं युक्तं तेन जलेन शाम्यति सतां मैत्री पुनस्त्वीदृशी ॥ ७११ ॥

દૂધે પોતામાં મળેલા જળને પ્રથમ પોતાના સર્વ ગુણ આપ્યા, તેથી તે જળે દૂધમાં ઉષ્ણતા જોઇ પોતાના આત્માને અગ્નિમાં હોમ્યો, અર્થાત્ પોતે બળવા માંડયું; ત્યારે તે દૂધે મિત્રની આપત્ જોઇ અગ્નિને ઠારવા માટે તે પ્રત્યે જવાનું મન કર્યું, અર્થાત્ ઉભરાવા માંડયું. પણ ફરી જળરૂપ મિત્ર સહિત થવાથી અર્થાત્ તેમાં પાણી નાખવાથી શાંત થયું; એવી સત્પુરૂષોની મિત્રાઇ હોય છે ॥ ૭૧૧ ॥

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

अप्रियाण्यपि पथ्यानि ये वदंति नृणामिह । त एव सुहृदः प्रोक्ता अन्ये स्युर्नामधारकाः ॥ ७१२ ॥

મનુષ્યને જે અપ્રિય પણ હિતકારક વચન કહેછે, તેજ મિત્ર કહ્યા છે, બીજા મિત્ર તો નામધારક જાણવા ॥ ૭૧૨ ॥

सुहृदां हितकामानां यः शृणोति न भाषितम् । विपत्संनिहिता तस्य स नरः शत्रुनंदनः ॥ ७१३ ॥

જે હિત ઇચ્છનાર મિત્રોનું કેહેવું સાંભળતો નથી, તેને વિપત્ પાસે આવેછે, ને તેના શત્રુ રાજી થાયછે ॥ ૭૧૩ ॥

प्रियं वा यदि वा द्वेष्यं शुभं वा यदि वाऽशुभम् । अपृष्टोपि हितं वक्ष्येत् यस्य नेच्छेत्पराभवम् ॥ ८१४ ॥

જે જેનો પરાભવ ઇચ્છતો ન હોય, તેણે તેને પ્રિય, અપ્રિય, સારૂં વા નરતું લાગે, તો પણ પૂછયા વગર હિત વાકય કેહેવું ॥ ૭૧૪ ॥

| | |
|---|---|
| **नाविदग्धः प्रियं ब्रूयात्स्पष्टवक्ता न वंचकः ॥ ७१५ ॥** | કારણ મૂર્ખ પ્રિય બોલે નહિ, ને સ્પષ્ટ વકતા ઠગે નહિ ॥ ૭૧૫ ॥ |
| **अशृण्वन्नपि बोद्धव्यं मित्रं मित्रेण सर्वदा । यथा स्वदोषनाशाय विदुरेणांबिकासुतः ॥ ७१६ ॥** | જેમ પોતાના ઉપરથી દોષ ઉતારવામાટે વિદુરે ધૃતરાષ્ટ્રને બોધ કર્યો, તેમ મિત્રે સદા મિત્રને તે સાંભળે નહિ તોપણ બોધ કરવો ॥ ૭૧૬ ॥ |
| **ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति । भुंक्ते भोजयते चैव षड्विधं प्रीतिलक्षणम् ॥ ७१७ ॥** | વખતસર મદદ આપે તથા લે, છાની વાત કેહે તથા પૂછે અને જમે તથા જમાડે, એ છ પ્રીતિનાં લક્ષણ છે ॥ ૭૧૭ ॥ |
| **शुचित्वं त्यागिता शौर्यं सामान्यं सुखदुःखयोः । दाक्षिण्यं चानुरक्तिश्च सत्यता च सुहृद्गुणाः ॥ ७१८ ॥** | પવિત્રતા, ઉદારતા, શૌર્ય, સુખ-દુઃખમાં સમાનપણું, ડહાપણ, પ્રીતિ તથા સત્યતા, એ મિત્રના ગુણ કહ્યા છે ॥ ૭૧૮ ॥ |

તેમ કહ્યું છે કે,

| | |
|---|---|
| **हितोपदेशं शृणुयात्कुर्वीत च यथोदितम् । विदुरोक्तमकृत्वाभूत्कौरवः शोकशल्यभाक् ॥ ७१९ ॥** | હિતનો ઉપદેશ સાંભળવો ને તે રીતે કરવું, કેમકે વિદુરનું હિતરૂપ કહ્યું ન કરવાથી ધૃતરાષ્ટ્ર રાજા શોકરૂપ શલ્યને ભોગવનાર થાય ॥ ૭૧૯ ॥ |

વળી શુક્રનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **असत्कार्यनियोक्तारं गुरुं वापि प्रबोधयेत् । नातिक्रामेदपि लघुं क्वचित्सत्कार्यबोधकम् ॥ ७२० ॥** | અસત્ કાર્યમાં જોડનાર વડીલને પણ બોધ કરવો, ને સત્કાર્ય બોધ કરનાર નાનાને પણ ઉલ્લંઘન ન કરવો ॥ ૭૨૦ ॥ |

પણ જે સ્નેહિ થયા હોય તે ઉપરથી સ્નેહ દેખાડનાર વા અંદરથી પ્રીતિવાન છે, તે કામ પડે જણાઇ આવે છે. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **जानीयात्प्रेषणे भृत्यान्बांधवान्व्यसनागमे । मित्रं चापत्तिकालेषु भार्यां च विभवक्षये ॥ ७२१ ॥** | કહાંય મોકલવા ટાણે ચાકરને, દુઃખ સમય બાંધવને, આપત્સમય મિત્રને તથા વૈભવના ક્ષય સમય સ્ત્રીને, તે કેવાં છે તે જાણી લેવાં ॥ ૭૨૧ ॥ |
| **आतुरे व्यसने प्राप्ते दुर्भिक्षे शत्रुसंकटे । राजद्वारे स्मशाने च यस्तिष्ठति स बांधवः ॥ ७२२ ॥** | રોગ સમય, દુઃખની વેળાએ, દુષ્કાળમાં, શત્રુના સંકટ સમય; રાજદ્વારે તથા સ્મશાનમાં જે આવી ઉભો રહે તે બાંધવ જાણવો ॥ ૭૨૨ ॥ |

સંસારમાં સ્નેહિ તો ઘણા થાયછે. પણ ખરો સ્નેહ તો જેની સાથે મન મળે છે, તેનીજ સાથે થાયછે, બીજા સાથે થતો નથી. સૃષ્ટિનિયમપ્રમાણે કોઈ પણ વસ્તુ દ્વંદ્વ વગરની હોતી નથી, જેમ રાગદ્વેષ, લાભહાનિ તથા શુભાશુભરૂપ દ્વંદ્વ છે તેમ પદાર્થ માત્રમાં સારાનરસારૂપ દ્વંદ્વ હોય છે. જેથી મનુષ્ય પણ સારાં નરસાં થાયછે, માટે કામ પડે જે સ્નેહી અહિત કરનાર જણાય તથા જે દુર્જન જણાતા હોય તેનો દૂરથીજ ત્યાગ કરવો. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

मृगा मृगैः संगमनुव्रजंति
गावश्च गोभिस्तुरगास्तुरंगैः ।
मूर्खाश्च मूर्खैः सुधियः सुधीभिः
समानशीलव्यसनेषु मैत्री ॥ ७२३ ॥

મૃગ મૃગ સાથે, ગાય ગાય સાથે, ઘોડા ઘોડા સાથે, મૂર્ખ મૂર્ખ સાથે અને પંડિત પંડિત સાથે સોબત કરે છે, કેમકે સમાન સ્વભાવ તથા વ્યસનવાળાને પરસ્પરે મૈત્રી થાયછે ॥ ૭૨૩ ॥

गुणिनि गुणज्ञो रमते
नाऽगुणशीलस्य गुणिनि परितोषः ।
अलिरेति वनात्पद्मं
न दर्दुरस्त्वेकवासोऽपि ॥ ७२४ ॥

ગુણ જાણનાર ગુણવાનમાં પ્રીતિ કરે છે, પણ ગુણહીનને ગુણવાનમાં સંતોષ થતો નથી, કેમકે ભ્રમર વનમાંથી કમળપ્રત્યે આવે છે ને દેડકો સાથે રહે છે તો પણ તે પ્રત્યે જતો નથી ॥ ૭૨૪ ॥

स्तब्धस्य नश्यति यशो विषमस्य मैत्री
नष्टेंद्रियस्य कुलमर्थपरस्य धर्मः ।
विद्याफलं व्यसनिनः कृपणस्य सौख्यं
राज्यं प्रमत्तसचिवस्य नराधिपस्य॥७९५॥

અક્કડનો યશ, વિષમ સ્વભાવવાળાની મૈત્રી, અજીતેંદ્રિયનું કુળ, કેવળ અર્થમાં તત્પરનો ધર્મ, વ્યસનીની વિદ્યાનું ફળ, લોભિયાનું સુખ તથા ગાફલ પ્રધાનવાળા રાજાનું રાજ નાશ પામે છે ॥ ૭૨૫ ॥

मृद्घटवत्सुखभेद्यो
दुः संधानश्च दुर्जनो भवति
सुजनस्तु कनकघटव-
द्दुर्भेद्यश्चाशु संधेयः ॥ ७२६ ॥

દુર્જન મિત્ર માટીના ઘડાની પેઠે સહેજમાં ભેદ પામે છે, ને દુઃખે કરી પણ પાછો સંધાતો નથી, પણ સુજન મિત્ર તો સુવર્ણના ઘડાની પેઠે દુઃખે કરી પણ ભેદ પામતો નથી, ને કદી પામે તો તત્કાળ સંધાઈ જાય છે ॥ ૭૨૬ ॥

इक्षोरग्रात्क्रमशः पर्वणि पर्वणि यथा रसविशेषः । तद्वत्सज्जनमैत्री विपरीतानां तु विपरीता ॥ ७२७ ॥

જેમ શેરડીના અગ્ર ભાગથી આરંભી ક્રમે કરી કાતરી કાતરીપ્રત્યે અધિક રસ હોયછે, તેવી સજ્જનની મૈત્રી ને દુર્જનની તેથી વિપરીત જાણવી ॥ ૭૨૭ ॥

आरंभगुर्वी क्षयिणी क्रमेण
लघ्वी पुरा वृद्धिमती च पश्चात् ।
दिनस्य पूर्वार्धपरार्धभिन्ना
छायेव मैत्री खलसज्जनानाम् ॥ ७२८ ॥

દિવસના પેહેલા અર્દ્ધની છાયાની પેઠે ખળની મિત્રાઈ આરંભમાં મોટી ને પછી ક્રમે કરી ઓછી થતી જાયછે, અને દિવસના બીજા અર્દ્ધની છાયાની પેઠે સજ્જનની મૈત્રી પેહેલાંથી નાની ને પછી ક્રમે કરી વધતી જાયછે ॥ ૭૨૮ ॥

मनस्यन्यद्वचस्यन्यत्कार्ये चाऽन्यद्दुरात्मनाम् । मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥ ७२९ ॥

વળી દુર્જનના મનમાં કંઇ, બોલવામાં કંઈ ને કરવામાં કંઈ બીજુ હોય છે; પણ સજ્જનોના મનમાં તેજ વાણીમાં ને કરવામાં પણ તે એકજ હોય છે ॥ ૭૨૯ ॥

नारिकेलसमाकारा दृश्यन्तेऽपि हि सज्जनाः । अन्ये बदरिकाकारा बहिरेव मनोहराः ॥ ७३० ॥

સજ્જનો નાલિયેરની પેઠે માંહેથી કોમળ છતાં ઉપરથી કઠોર દેખાય છે, ને દુર્જનો બોરની પેઠે અંદરથી કઠોર છતાં ઉપરથી કોમળ ભાસે છે ॥ ૭૩૦ ॥

વળી કહ્યું છે કે,

पात्रमपात्रीकुरुते दहति गुणं स्नेहमाशु नाशयति । अमले मलं नियच्छति दीपज्वालेन खलमैत्री ॥ ७३१ ॥

ખલની મૈત્રી દીપક જવાળાની પેઠે પાત્રને અપાત્ર કરેછે, ગુણને બાળે છે, સ્નેહનો જલદી નાશ કરેછે અને નિર્મલને મલીન કરેછે ॥ ૭૩૧ ॥

एते स्निग्धतमा इति मा मा क्षुद्रेषु यात विश्वासम् । सिद्धार्थानामेषां स्नेहोप्यश्रुणि पातयति ॥ ७३२ ॥

આ અતિસ્નેહી છે, એમ ધારી નીચ મનુષ્યોનો વિશ્વાસ ન કરો, કારણ એમનું કામ સિદ્ધ થયું તો એમનો સ્નેહ પણ રડાવે છે ॥ ૭૩૨ ॥

માટે ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

परोक्षे कार्यहंतारं प्रत्यक्षे प्रियवादिनम् । वर्जयेत्तादृशं मित्रं विषकुंभं पयोमुखम् ॥ ७३३ ॥

મોઢે મીઠું બોલે, ને પછવાડે કાર્યને ભાંગે, તેવા મિત્રને મુખમાં દુધ નાખેલા વિષના ઘડાની પેઠે ત્યાગ કરવો ॥ ૭૩૩ ॥

दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् । मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ ७३४ ॥

વળી વિદ્યાયે કરી શોભિતો હોય તોપણ દુર્જનનો ત્યાગ કરવો, કેમકે શું મણિવડે ભૂષિત સર્પ ભયંકાર નથી! ॥ ૭૩૪ ॥

એ રીતે વ્યવહારમાં સર્વને વશ્ય કરી સારા માંણુસે સાથે મિત્રતા રાખવી, ને જેમ તે નિરંતર નભે તેમ વર્તવું; કદી મિત્રનો પરદેશમાં વાસ હોય તોપણ તેને વિસરવો નહીં. કહ્યું છે કે,

मनोभूमौ जाता प्रकृतिपयसा वै विधिवशात् सखे संवर्धन्या प्रचुरगुणपुष्पप्रसाविनी । यथा नेयं ग्लानिं व्रजति मधुरा स्नेहलतिका तथा संसिक्तव्या स्मरणसलिलेनानुदिवसम् ॥ ७३५ ॥

હે મિત્ર, ઇશ્વરેચ્છાથી મનરૂપ જમીનમાં સ્વભાવરૂપ જળવડે ઉત્પન્ન થયેલી તથા ઘણાક ગુણરૂપ પુષ્પને પ્રસવનારી, આ મધુર સ્નેહરૂપ લતાં, જેમ કરમાઈ ન જાય, તેમ સ્મરણરૂપ જળવડે પ્રતિ દિવસ સિંચન કરી વધારવી ॥ ૭૩૫ ॥

दूरस्थोपि न दूरस्थो यो यस्य मनसि स्थितः । यो यस्य हृदये नास्ति समीपस्थोऽपि दूरतः ॥ ७३६ ॥

જે જેના મનમાં છે તે દૂર છતાં પણ પાસેજ છે, ને જે જેના મનમાં નથી તે પાસે છતાં પણ દૂર છે ॥ ૭૩૬ ॥

नहि भवति वियोगः स्नेहविच्छेदहेतुर्जगति गुणनिधीनां सज्जनानां कदाचित् । घनतिमिरनिबद्धो दूरसंस्थोऽपि चंद्रः किमु कुमुदवनानां प्रेमभंगं करोति ॥ ७३७ ॥

જગતમાં ગુણના ભંડારરૂપ સજ્જનોને કોઇ કાળે પણ વિયોગ સ્નેહને તુટવાનો હેતુ થતો નથી; કારણ મેઘના અંધકારે રૂંધેલ દૂર રહેલો ચંદ્ર પણ શું કુમુદવનના સ્નેહનો ભંગ કરેછે ॥ ૭૩૭ ॥

એ પ્રમાણે ઘણા સાથે સ્નેહ રાખી પોતાનો નિર્વાહ ચલાવવામાટે કોઈપણ પ્રકારને ધંધે લાગી જવું. કહ્યું છે કે,

तिले तैलं गवि क्षीरं काष्ठे पावकमंततः । धिया धीरो विजानीयादुपायं जीवनस्य च ॥ ७३८ ॥

જેમ ધીર પુરૂષ બુદ્ધિવડે તિલમાં તેલ, ગાયમાં દૂધ ને કાષ્ઠમાં અગ્નિને છેવટે જાણે, તેમ પોતાના જીવનનો ઉપાય શોધી કાહાડે ॥ ૭૩૮ ॥

પણ કયારેય ભીખ માગવી નહિ, કેમકે ભીખ માગવાના અધિકારી તો જે કમાવાને અશકત હોય એવા અપંગ જનોંજ છે; જેમને આપેલું કંઈ વ્યર્થ કેહેવાતું નથી, કેમકે તેમને નિભાવવાની શકિતમાન્ જનોની ફરજ છે, જેથી તેવા જનોનો ઉપકાર કરવામાં કંઈ અપ્રીતિ થતી નથી. પણ જે કમાવાને શકિતમાન્ છે એવા જનોને ફોકટ આપવું કોઇને ગમતું નથી, તેથી તેવા જનો જો કોઇની પાસે ફોકટ માગે તો તિરસ્કારને પામે ને મનમા કલેશિત થાયછે. કહ્યું છે કે,

तावत्सर्वगुणालयः पटुमतिः साधुः सतां वल्लभः शूरः सच्चरितः कलंकरहितो मानी कृतज्ञः कविः । दक्षो धर्मरतः सुशीलगुणवांस्तावत्प्रतिष्ठान्वितो यावान्निष्ठुरवज्रपातसदृशं देहीति नो भाषते ॥ ७३९ ॥

જયાંસુધી કઠોર વજ્રપાત સરખું "આપો" એ રીતે જે બોલતો નથી, ત્યાંસુધીજ તે સર્વ ગુણને સ્થાન, ચતુરબુદ્ધિવાળો, સત્પુરૂષ, સજ્જનોને પ્રિય, શૂરવીર, સારા આચરણવાળો, કલંક રહિત, માની, કાર્યા ઉપકારને જાણનાર, પંડિત, ડાહ્યો, ધર્મિષ્ઠ, સુશીલ, ગુણવાન્ તથા પ્રતિષ્ઠાવાળો હોયછે ॥ ૭૩૯ ॥

પણ હરકોઈ સમય કોઈ પાસેથી ધંધા માટે આશ્રય માગવો, એ કંઇ ભીખ કેહેવાતી નથી. એ ઉપરાંત વ્યવહારમાં સુખી થવા માટે બીજી ઘણીક નીતિરીતિ તથા રીતિભાતિથી વર્તવું પડેછે. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

नोपेक्षेत स्त्रियं बालं रोगं भृत्यं पशुं धनम् । विद्याभ्यासं क्षणमपि सत्सेवां बुद्धिमान्नरः ॥ ७४० ॥

બુદ્ધિમાન્ મનુષ્યે સ્ત્રી, બાળક, રોગ, ચાકર, પશુ, ધન, વિદ્યાભ્યાસ તથા સત્સેવાની ક્ષણમાત્ર પણ ઉપેક્ષા ન કરવી॥૭૪૦॥

કારણ સ્ત્રી તથા બાળકોની ઉપેક્ષા કરવાથી તેઓ આડે રસ્તે ઊતરી જાયછે. જોકે તેમને પ્રસન્ન રાખવાં એ પુરૂષનો ધર્મ છે તથાપિ તેઓ જો અવળે રસ્તે વર્તે તો તેમને અટકાવવાં. તેમ કરવાથી તેઓ કદી કરાજી થાય તો થવા દેવાં, પણ તેમના હિતશત્રુ થવું નહીં. પરિણામ જેનો ખરાબ છે, એવા આચરણવિષે જે સ્નેહી સાચે સાચું કેહેતો નથી તે હિતશત્રુ જાણવો. માટે સ્ત્રી તથા બાળકો પ્રત્યે જેમ તેમનું ભલું થાય તેમ ઘટતી રીતે વર્તવું. એજ ગ્રંથના એજ અધ્યાયમાં કહ્યું છે કે,

न बालं न स्त्रियं चातिलालयेत्ताडयेन्न च । विद्याभ्यासे गृहकृत्ये तावुभौ योजयेत्क्रमात् ॥ ७४१ ॥

બાળક તથા સ્ત્રીને અતિ લાલન તથા તાડન ન કરવું, પણ તે બન્નેને ક્રમથી વિદ્યાભ્યાસ તથા ગૃહકાર્યમાં જોડવાં॥ ૭૪૧ ॥

षोडशाब्दात्परं पुत्रं द्वादशाब्दात्परं स्त्रियम् । न ताडयेद्दुष्टवाक्यैः पीडयेन्न स्नुषादिकान् ॥ ७४२ ॥

વળી સોળ વર્ષ પછી પુત્રને તથા બાર વર્ષ પછી સ્ત્રી જાતિને દુષ્ટ વાક્યે કરી ટોંકવાં નહિ, ને વહુવાર આદિને પીડવાં નહિ ॥ ૭૪૨ ॥

વળી રોગની ઉપેક્ષા કરવાથી શરીરને હાનિ થવાનો ભય રેહેછે. જો કે શરીરને સદે તે રીતે આહાર વિહાર કરવામાં આવતાં હોય તો રોગ થવાનો સંભવ થોડો હોયછે, તથાપિ મનુષ્ય સર્વજ્ઞ ન હોવાથી અજાણ્યે સૃષ્ટિનિયમનું ઉલ્લંઘન થતા તેને રોગ થાયછે. એમ છતાં પણ મનુષ્યે આહાર વિહારને નિયમમાં રાખી, જેમ બને તેમ આરોગ્ય રેહેવાય તે રીતનો યત્ન કરવો, ને કદી રોગ થાય તો તેનો તુરત ઉપાય કરવો. કારણ વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

उपेक्षितः क्षीणबलोऽपि रोगः प्रमाददोषान्मनुजैर्मदान्धैः । साध्योऽपि भूत्वा प्रथमं ततोऽसावसाध्यतां शत्रुरिव प्रयाति ॥ ७४३ ॥

મદાંધ મનુષ્યોએ ગાફલતારૂપ દોષથી ઉપેક્ષા કરેલ ક્ષીણ બળવાળો રોગ પણ, શત્રુની પેઠે પ્રથમ સાધ્ય છતાં પણ પછી અસાધ્યતાને પામે છે ॥ ૭૪૩ ॥

તેમ ચાકરોની ઉપેક્ષા કરવાથી તેમનામાં કામ કરવાનો ઉત્સાહ તુટી જાયછે,

ને તેમની દાનતમાં ફેર પડી જવાનો સંભવ રેહેછે. માટે શેઠે તેમના કામની નિરંતર તપાસ રાખવી ને તેમની મેહેનત પ્રમાણે તેમને યોગ્ય બદલો આપવો. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

कृतकृत्यस्य भृत्यस्य कृतं नैव प्रणाशयेत् । फलेन मनसा वाचा दृष्ट्या चैव प्रहर्षयेत् ॥ ७४४ ॥

શેઠે, કર્યું છે કરવા યોગ્ય જેણે એવા ચાકરનું કામ ફોકટ જવા દેવું નહિ, પણ તેને મન, વાણી, દૃષ્ટિ તથા બદલાવડે રાજી કરવો ॥ ૭૪૪ ॥

निर्विशेषं यदा स्वामी समं भृत्येषु वर्तते । तत्रोद्यमसमर्थानामुत्साहः परिहीयते ॥ ७४५ ॥

કેમકે જો શેઠ ચાકરો પ્રત્યે કામપ્રમાણે બદલો ન આપતાં એક સરખી રીતે વર્તે, તો ઉદ્યમ કરવામાં સમર્થ ચાકરોનો ઉત્સાહ તુટી જાયછે ॥ ૭૪૫ ॥

स्वामी तुष्टो हि भृत्यानामर्थमात्रं प्रयच्छति । ते तु सन्मानमात्रेण प्राणैरप्युपकुर्वते ॥ ७४६ ॥

શેઠ સંતોષ પામે તો ચાકરોને માત્ર ધન આપેછે, પણ તેઓ તે સન્માન માત્રે કરી વખતે પ્રાણ આપીને પણ પ્રત્યુપકાર કરેછે ॥ ૭૪૬ ॥

भक्तं शक्तं कुलीनं च न भृत्यमवमानयेत् । पुत्रवत्पालयेन्नित्यं य इच्छेच्छ्रेय आत्मनः ॥ ७४७ ॥

માટે જે પોતાનું કલ્યાણ ઈચ્છે, તેણે પોતામાં ભકિત રાખનાર, કામ કરવામાં સમર્થ તથા કુલીન ચાકરને પુત્રની પેઠે પાળવો, પણ તેનું અપમાન કરવું નહિ॥૭૪૭॥

કારણ વિદુરનીતિમાં કહ્યું છે કે,

यस्तात न क्रुध्यति सर्वकालं भृत्यस्य भक्तस्य हिते रतस्य । तस्मिन्भृत्या भर्तरि विश्वसंति न चैनमापत्सु परित्यजंति ॥ ७४८ ॥

હે તાતા, જે શેઠ ભકત તથા હિત કરનાર ચાકર ઉપર નિરંતર ક્રોધ કરતો નથી. તેનો ચાકર વિશ્વાસ કરેછે, ને આપત્સમયે પણ તેને છોડતા નથી ॥ ૭૪૮ ॥

अभिप्रायं यो विदित्वा तु भर्तुः सर्वाणि कार्याणि करोत्यतंद्री । वक्ता हितानामनुरक्त आर्यः शक्तिज्ञआत्मेव हि सोनुकंप्यः ॥ ७४९ ॥

જે હિત કહેનાર, પ્રીતિ રાખનાર તથા શકિત જાણનાર શ્રેષ્ઠ ચાકર, શેઠનો અભિપ્રાય જાણી, આળસ રહિત થઇ, સર્વ કાર્ય કરે, તે પોતાના આત્માની પેઠે શેઠે દયા કરવા લાયક છે ॥ ૭૪૯ ॥

પણ સૃષ્ટિમાં કંઇ બધા મનુષ્ય એક સરખા હોતા નથી. માટે લાકડે માંકડું વળગાડયાની પેઠે ગમે તે કામ ગમે તેને સોંપી દેવું નહીં. પણ પરીક્ષા કરી યોગ્ય માણસને યોગ્ય કામ સોંપવું. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

त्रिविधाः पुरुषा राजन्नुत्तमा-
धममध्यमाः । नियोजयेत्तथै-
वैतांस्त्रिविधेष्वेव कर्मसु ॥ ७५० ॥

હે રાજન્, ઉત્તમ, મધ્યમ તથા અધ-
મના ભેદે કરી ત્રણ પ્રકારના પુરૂષો છે,
માટે તેમને તેવા ત્રણ પ્રકારના કાર્યમાં
જોડવા ॥ ૭૫૦ ॥

यो यत्र कुशलः कार्ये तं तत्र
विनियोजयेत् । कर्मस्वदृष्टक-
र्मान्धः शास्त्रज्ञोऽपि विमुह्यति ॥ ७५१ ॥

તેમાં જે કામમાં જે કુશલ હોય, તેને તે
કામમાં જોડવો, કેમકે કામ નહિ દીઠેલ
હોવાથી આંધળા જેવો શાસ્ત્રજ્ઞ પણ કા-
ર્યમાં મુંઝાઇ જાયછે ॥ ૭૫૧ ॥

स्थानेष्वेव नियोक्तव्या भृत्या-
श्चाभरणानि च । न हि चूडा-
मणिः पादे नूपुरं मूर्ध्नि धार्यते ॥ ७५२ ॥

ચાકર તથા આભરણને ઘટતે સ્થાને જો-
ડવાં, કારણ મસ્તકમણી પગમાં ને ઝાં-
ઝર મસ્તકમાં ધારણ કરાય નહિ ॥ ૭૫૨॥

कनकभूषणसंग्रहणोचितो
यदि मणिस्त्रपुणि प्रणिधीयते ।
न स विशोभयते न च शोभते
भवति योजयितुर्वचनीयता ॥ ७५३ ॥

સુવર્ણનો અલંકારમાં જડવા યોગ્ય મણિ
જો કથિરમાં જડયો હોય, તો તે શોભા
પણ ન આપે, ને શોભે પણ નહિ. ઉ-
લટી જડનારની નિંદા થાયછે ॥ ૭૫૩ ॥

मणिर्लुठति पादाग्रे काचः शिरसि
धार्यते । क्रयविक्रयवेलायां काचः
काचो मणिर्मणिः ७५४ ॥

ભલે મણી પગના અગ્ર ભાગમાં, ને કાચ
મસ્તકમાં ધારણ કર્યો હોય, તોય પણ
ક્રયવિક્રય ટાણે તો કાચ તે કાચ ને મણી
તે મણીજ છે ॥ ૭૫૪ ॥

अश्वः शस्त्रं शास्त्रं वीणा वाणी नरश्च
नारी च । पुरुषविशेषं प्राप्य हि भ-
वंति योग्या अयोग्याश्च । ७५५ ॥

અશ્વ, શસ્ત્ર, શાસ્ત્ર, વીણા, વાણી, નર
તથા નારી પુરૂષવિશેષને પ્રાપ્ત થઈ યોગ્ય
અયોગ્ય બનેછે ॥ ૭૫૧ ॥

परीक्षका यत्र न संति देशे
नार्घन्ति रत्नानि समुद्रजानि ।
न वेत्ति यो यस्य गुणप्रकर्षं
स तं सदा निंदति नात्र चित्रम् ॥ ७५६ ॥

જ્યાં પરીક્ષક નથી, તે દેશમાં સમુદ્રથી
ઉત્પન્ન થયેલા રત્નની કીંમત થતી નથી,
કારણ જે જેના ગુણોત્કર્ષને જાણે નહિ, તે
સદા તેને નિંદે, તેમાં આશ્ચર્ય નથી ॥૭૫૬॥

કેમકે કહ્યું છે કે,

विद्वानेव विजानाति विद्वज्जनप-
रिश्रमम् । न हि वंध्या विजा-
नाति गुर्वी प्रसववेदनाम् ॥ ७५७ ॥

વિદ્વાનોના શ્રમને વિદ્વાનજ જાણેછે, કે-
મકે ગર્ભવતિની પ્રસવ વેદનાને વંધ્યા જા-
ણતી નથી ॥ ૭૫૭ ॥

गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणो
बली बलं वेत्ति न वेत्ति निर्बलः ।
मधोर्गुणं कोकिलको न वायसः
करी च सिंहस्य बलं न मूषिकः ॥७५८॥

ગુણવાન્ ગુણને જાણેછે, ગુણહીન જાણતો નથી, બળવાન્ બળને જાણેછે, પણ બળહીન જાણતો નથી; કારણ વસંત ઋતુના ગુણને કોયલ જાણે પણ કાગડો જાણે નહિ, ને સિંહના બળને હસ્તિ જાણે પણ ઉંદર જાણે નહિ ॥ ૭૫૮ ॥

વળી એવા ચાકરોએ પણ પોતાના શેઠની નોકરી કરવામાં દાતન ચોખી રાખવી; ને આળસ મૂકી શેઠનું કામ એવી રીતે કરવું કે, જેથી તેને પ્રેમ મેળવી શકાય ને પોતાની આબાદિમાં વધારો થાય. જો શેઠ સારો મળ્યો હોય તો ચાકરી કરવી કંઇ વિકટ લાગતી નથી; પણ મૂર્ખ શેઠની ચાકરી ઘણી વિકટ લાગેછે. કેમકે તે તો માત્ર દોષજ જોય છે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

मौनान्मूकः प्रवचनपटुर्वातुलो
जल्पको वा क्षान्त्या भीरुर्यदि
न सहते प्रायशो नाभिजातः ।
धृष्टः पार्श्वे वसति नियतं दूर-
तश्चाप्रगल्भः सेवाधर्मः परमग-
हनो योगिनामप्यगम्यः ॥ ७५९ ॥

ગણું કરી ચાકર મૌન રહે તો મુંગો, બોલવામાં ચતુર હોય તો ઘેલો અથવા બકવાદ કરનાર, સહનશીલ હોય તો બીકણ, સહન ન કરે તો હલકો, નિયમથી પાસે રહે તો નિર્લજ્જ, ને દૂર રહે તો શરમાળ કેહેવાયછે; માટે યોગિને પણ અગમ્ય એવો સેવાધર્મ પરમ ગહન છે ॥ ૭૫૯ ॥

માટે નોકરે સદા સાવધ રહી શેઠના કામમા તત્પર રેહેવું અને તે જે સમય કોઈ પણ પ્રકારનું કામ ચિંધે અને પોતાના સમજવામાં ન આવે તો ફરી હળવેથી પૂછી સમજી લેવું. કદી શેઠ પાંચ માણસ વચ્ચે બેઠેલ હોય ને પૂછી શકાય એમ ન હોય તો તે ચિંધેલા કામને સમયાનુસાર સમજી લેવું; પણ જેમ જમવા ટાણે સૈંધવ માગતાં ઘોડો લાવી આપવો એવી મૂર્ખાઇ કરવી નહિ. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

उदीरितोर्थः पशुनापि गृह्यते
हयाश्च नागाश्च वहंति देशिताः ।
अनुक्तमप्यूहति पंडितो जनः
परेंऽगितज्ञानफला हि बुद्धयः ॥ ७६० ॥

કહેલા અર્થને પશુ પણ ગ્રહણ કરેછે, કેમકે આજ્ઞા કરેલ ઘોડા તથા હાથી વહન કરતા દેખાયછે, પણ પંદિતજન તો નહિ કહેલું પણ જાણી જાયછે. કેમકે પારકા અભિપ્રાયને જાણી જવો એજ બુદ્ધિનું ફળ છે ॥ ૭૬૦ ॥

आकारैरिंगितैर्गत्या चेष्टया
भाषणेन च । नेत्रवक्त्रवि-
कारेण लक्ष्यतेंऽतर्गतं मनः ॥ ७६१ ॥

કારણ આકાર, સંજ્ઞા, ગતિ, ચેષ્ટા, ભાષણ અને નેત્ર તથા મુખના વિકારે કરી અંદર રહેલા મનનો અભિપ્રાય જણાઈ આવેછે ॥ ૭૬૧ ॥

એ પ્રમાણે શેઠ તથા ચાકરે પરસ્પરે એક બીજાનું કલ્યાણ થાય તે રીતે વર્તવું કેમકે શેઠવડે ચાકર છે અને ચાકરવડે શેઠ છે. માટે ચાકર કદી નવો સવો હોય ને કહેલું તરત સમજી શકે નહિ, તો તેને શેઠે ઘડી ઘડી દુર્વચનથી ટોકવો નહિ, પણ તેને યથાર્થ સમજાવી, માહિતગાર કરી કામ લેવું. ઘડી ઘડી ટોંકયાથી ચાકર સુધરવાને બદલે મુંઝાઇ જઈ કામમાં ગફલતી કરેછે. કહ્યું છે કે,

**अवज्ञानात्प्राज्ञो भवति मति-
हीनः परिजनस्ततस्तत्प्रामा-
ण्याद्भवति न समीपे बुधजनः ।
बुधैस्त्यक्ते शिष्टे नहि भवति
नीतिर्गुणवती विषण्णायां नीतौ
सकलमवशं सीदति गृहम् ॥ ७६२ ॥**

બુદ્ધિમાન્ ચાકર પણ શેઠની ટોંક ટોંકથી મતિહીન થઇ જાયછે, પછી તે પ્રમાણે "મને પણ ટોંકશે" એમ ધારી શેઠની પાસે કોઇ બુદ્ધિમાન્ બીજો ચાકર રેહેતો નથી, ને બુદ્ધિમાન્ ચાકરોએ ત્યાગ કરેલ શેઠમાં સારી નીતિ રેહેતી નથી, અને નીતિ જતાં તેનું પરાધીન થયેલું સમગ્ર ઘર ખેદ પામેછે ॥ ૭૬૨ ॥

સૃષ્ટિમાં કોઇ પણ મનુષ્ય પૂર્ણ હોતુંજ નથી. આરંભમાં સર્વ અજાણ્યાં હોયછે, પણ કાળે કરી જેમ જેમ અનુભવ મેળવતાં જાયછે તેમ તેમ કુશળ બનેછે. વળી ચાકરે પણ કદી શેઠની સામે બોલવું નહિ, સદા નમ્રતા રાખી શેઠને પિતા સમાન જાણી તેનું કામ કરવામાં મંડયા રેહેવું. એ પ્રમાણે વર્તનાર ચાકરને આસાએસની જરૂર છે માટે શેઠે દિવસ તથા રાત્રિયે ચોક્કસ વખત સુધી તેને આરામ લેવા દેવો. ચાકરને રાજી રાખવાથી શેઠનું કામ સારૂં થાયછે અને શેઠને પ્રસન્ન કરવાથી ચાકરની જીવિકા સારી રીતે ચાલેછે. માટે શેઠ તથા ચાકરે પરસ્પરે સંપ રાખી વર્તવું. વિ-ષ્ણુશર્માયે કહ્યું છે કે,

**अरे सन्धार्यते नाभिर्नाभौ चाराः
प्रतिष्ठिताः । स्वामिसेवकयोरेवं
वृत्तिचक्रं प्रवर्तते ॥ ७६३ ॥**

જેમ આરામાં નાભી ને નાભીમાં આરા સંધાય છે, તેમજ સ્વામિસેવકનું વૃત્તિચક્ર પ્રવર્તેછે ॥ ૭૬૩ ॥

**सुहृदि निरंतरचित्ते गुणवति भृत्येऽ
नुवर्तिनि कलत्रे । स्वामिनि सौहृद-
युक्ते निवेद्य दुःखं सुखी भवति ॥ ७६४॥**

અંતર રહિત ચિત્તવાળા મિત્ર, ગુણવાન્ ચાકર, અનુકૂળ સ્ત્રી તથા સ્નેહવાળા સ્વામિ પાસે દુઃખ નિવેદન કરી મનુષ્ય સુખી થાયછે ॥ ૭૬૪ ॥

વળી કહ્યું છે કે,

**मणिना वलयं वलयेन मणि-
र्मणिना वलयेन विभाति करः ।
पयसा कमलं कमले न पयः
पयसा कमलेन विभाति सरः ॥ ७६५ ॥**

જેમ મણિવડે કંકણ ને કંકણવડે મણિ અને મણિ તથા કંકણવડે હાથ શોભે છે; જળવડે કમળ તથા કમળવડે જળ અને જળ તથા કમળવડે તળાવ શોભે છે॥૭૬૫॥

शशिना च निशा निशया च शशी
शशिना निशया च विभाति नभः ।
कविना च सभा सभया च कविः
कविना सभया च विभाति नृपः ७६६ ॥

ચંદ્રવડે રાત્રિ ને રાત્રિવડે ચંદ્ર અને ચંદ્ર તથા રાત્રિવડે આકાશ શોભેછે; કવિવડે સભા ને સભાવડે કવિ અને કવિ તથા સભાવડે રાજા સોભેછે ॥ ૭૬૬ ॥

तरुणा च गिरिर्गिरिणा च तरुस्त-
रुणा गिरिणा च विभाति वनम् ।
धनिनानुचरोऽनुचरेण धनि
धनिनानुचरेण विभाति धनम् ॥ ७६७॥

વૃક્ષવડે પર્વત ને પર્વતવડે વૃક્ષ અને વૃક્ષ તથા પર્વતવડે વન શોભે છે, તેમ શેઠવડે ચાકર ને ચાકરવડે શેઠ અને શેઠ તથા ચાકરવડે ધન શોભેછે ॥ ૭૬૭ ॥

પણ જે ચાકરો કામ કરવામાં યથાર્થ ધ્યાન ન આપે અથવા ચોખી દાનત ન રાખે અને કંઇ કેહેવામાં આવે તો સામે બોલી ઉઠે એવા ચાકર રાખવા નહિ. કારણ તે કોઈ સમય મોટી હાનિ કરેછે. વિદુરનીતિમાં કહ્યું છે કે,

वाक्यं तु यो नाद्रियतेऽनुशिष्टः
प्रत्याह यश्चापि नियुज्यमानः ।
प्रज्ञाभिमानी प्रतिकूलवादी
त्याज्यः स तादृक् त्वरयैव भृत्यः॥७६८॥

જે શિખવી તૈયાર કરેલ ચાકર કહેલનો અનાદર કરે, કામમાં જોડતાં સામે બોલે, ને પોતાને ડાહ્યો માનનાર તથા પ્રતિકૂળ વાદી હોય,તેવાને જલદી ત્યાગ કરવો॥૭૬૮॥

કારણ ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

दुष्टा भार्या शठं मित्रं भृत्यश्चो-
त्तरदायकः । ससर्पे च गृहे
वासो दुःखमेव न संशयः ॥ ७६९ ॥

દુષ્ટ સ્ત્રી, શેઠ મિત્ર, સામે બોલનાર ચાકર તથા સર્પવાળા ઘરમાં નિવાસ એ દુઃખજ છે એમાં સંશય નહિ ॥ ૭૬૯ ॥

તેમ જે શેઠ, ગમે તેટલું કામ કરવામાં આવે તોય પણ દયા ન રાખે, ન કેહેવાનાં વચન કહ્યાંજ કરે ને મેહેનતનો બદલો આપવા ટાણે સંકોચ કરે, એવા નીચની ચાકરી નોકરે જયાંસુધી પોતાને બીજે કયાંઇ નોકરી ન મળે ત્યાંસુધીજ કરવી. કેમકે વચમાં મૂકતાં વૃત્તિનો ભંગ થાયછે, માટે લાગ આવે તેની નોકરી મૂકી દેવી. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं
परिसेवते । ध्रुवाणि तस्य नश्यं-
ति अध्रुवं नष्टमेव च ॥ ७७० ॥

જે નિશ્ચળને મૂકી અનિશ્ચળને સેવેછે, તેનું નિશ્ચળ નાશ પામેછે, ને અનિશ્ચળ તો નાશ પામેલુંજ છે ॥ ૭૭૦ ॥

चलत्येकेन पादेन तिष्ठत्येकेन बु-
द्धिमान् । नासमीक्ष्य परं स्थानं
पूर्वमायतनं त्यजेत् ॥ ७७१ ॥

માટે બુદ્ધિમાન્ મનુષ્ય એક પગે ચાલી બીજે પગે ઉભો રહેછે, કેમકે બીજું સ્થાન જોયા વગર પ્રથમ સ્થાન છોડવું નહિ ॥ ૭૭૧ ॥

તેમ શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**स्वशंकितानां सामीप्यं त्यजेद्वै नीचसेवनम् ॥ ७७२ ॥**

પોતાને જેની શંકા આવે તેનું પાસેપણું તથા નીચનું સેવન છોડી દેવું ॥ ૭૭૨ ॥

વળી પશુની ઉપેક્ષા કરવાથી તે સંબંધી નુકસાન થાયછે, કેમકે પશુ સદા પરવશ છે. ચારો આપો તો ખાય, પાણી પાઓ તો પિયે ને વિસામો આપો તો વિસામો લે. વાચા ન હોવાથી પશુ પોતાની ભૂખ, તરશ તથા થાક જણાવી શકતું નથી. શંકરાચાર્યે કહ્યું છે કે,

**सततं प्रवाह्यमाणैर श्वैरुष्ट्रैः खरैर्गजैर्महिषैः । हा कष्टं क्षुत्क्षामैः श्रान्तैर्नो शक्यते वक्तुम् ॥ ७७३ ॥**

આહા ! નિરંતર ભાર ઉપાડનાર ઊંટ, ગધેડા, હાથી અને પાડા ભૂખથી દુર્બળ તથા થાકી ગયા હોય, તોય પણ કેહેવા સમર્થ થતા નથી ! એ મોટું કષ્ટ છે॥૭૭૩॥

માટે મનુષ્યે પોતાના પશુને ખાનપાન તથા આસાએસ આપી બચ્ચાની પેઠે તેની સંભાળ રાખવી, ને તેની પાસેથી ઘટતી મેહેનત કરાવવી, પણ બાંધી રાખવું નહિ કારણ બાંધી રાખેથી તે ફેરવ્યા વિનાનાં પાન તથા રોટલીની પેઠે બગડી જાયછે; અર્થાત્ મસ્તાન થઈ વાજમાં રેહેતું નથી. પછી તે જયારે વૃદ્ધ થાય ત્યારે તેને થોડી મેહેનત આપતાં તેનું પાલન કરવું. પણ જેણે પોતાની આખી જીંદગી આપણું કામ કરવામાં કાઢી હોય એવા તેને વૃદ્ધાવસ્થામાં રેઢા મૂકી દુઃખ થવા દેવા નહિ. તેમ ધન તથા વિદ્યાની ઉપેક્ષા કરવાથી બન્ને વણસી જાયછે, ને કદી સંપાદન થતાં નથી. માટે બેદરકાર ન રહેતાં જેમ બને તેમ વિદ્યા તથા ધન સંપાદન કરવું અને ભણેલી વિદ્યા ભુલી ન જવાય માટે તેની મોટાપણે પણ આવૃત્તિ રાખવી ને આવકના પ્રમાણમાં આવક કરતાં ખર્ચ ઓછો રાખી થોડે થોડે ધનને સંગ્રહ કરતાં જવું, કેમકે કોઈ સમય આપત્તિ આવે ત્યારે સંગ્રહ કરેલું ધન કામ આવેછે માટે વિષ્ણુંશર્માયે કહ્યું છે કે,

**अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिंतयेत् । गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥ ७७४ ॥**

બુદ્ધિમાને પોતાને અજર તથા અમર માની વિદ્યા તથા ધન સંપાદન કરવાં, ને કેશવિષે મૃત્યુએ ગ્રહણ કરેલો માની ધર્માચરણ કરવું ॥ ૭૭૪ ॥

**शनैः पंथाः शनैः कंथा शनैः पर्वतमस्तके । शनैर्विद्या शनैर्वित्तं पंचैतानि शनैः शनैः ॥ ७७५ ॥**

પંથ કરવો, ગોદડી શીવવી, પર્વતના મસ્તકપર ચડવું, વિદ્યા ભણવી તથા ધન મેળવવું, એ પાંચ ધીરે ધીરે કરવાં ॥ ૭૭૫ ॥

તેમ ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **जलबिंदुनिपातेन क्रमशः पूर्यते घटः । स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥ ७७६ ॥** | જળનું ટીપું ટીપું પડવાથી ક્રમે કરી ઘટ ભરાઇ જાયછે, તેજ હેતુ સર્વ વિદ્યા, ધર્મ તથા ધનસંગ્રહમાં જાણવો ॥ ૭૭૬ ॥ |
| **अनालोच्य व्ययं कर्ता अनाथकलहप्रियः । आतुरः सर्वकार्येषु नरो दुःखैर्नियुज्यते ॥ ७७७ ॥** | વિચાર્યા વગર ખર્ચ કરનાર, ગરીબ સાથે કજીઓ કરવામાં રાજી તથા સર્વ કાર્યમાં ઉતાવળો નર દુઃખ પામેછે ॥ ૭૭૭ ॥ |

તેમ સારા માણસોની ચાકરી કરવામાં ઉપેક્ષા રાખવાથી હાની થાયછે, કેમકે સારા શેઠને પણ કામમાં ગફલતિ કરવાથી ચાકર ઊપર અભાવ આવી જાયછે; જેથી તેની જીવિકામાં વધારો થવાને બદલે ઘટારો થવાનો ભય રેહેછે. માટે તેવા શેઠની નોકરી તનમનથી એવી રીતે કરવી કે જેથી તે પ્રસન્ન થાય ને પોતાની આબાદી વધે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

| | |
|---|---|
| **दाता क्षमी गुणग्राही स्वामी दुःखेन लभ्यते । शुचिर्दक्षोनुरक्तश्च नूनं भृत्योऽपि दुर्लभः ॥७७८ ॥** | ઉદાર, ક્ષમાવાન્ તથા ગુણગ્રાહી શેઠ, તેમજ શુદ્ધ મનવાળો, ચતુર તથા ભક્તિમાન્ ચાકર બન્ને દુર્લભ છે ॥ ૭૭૮ ॥ |

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **मातापितृगुरुस्वामिभ्रातृपुत्रसखिष्वपि । न विरुध्येन्नापकुर्यान्मनसापि क्षणं क्वचित् ॥ ७७९ ॥** | માતા, પિતા, ગુરૂ, સ્વામિ, ભ્રાતા, પુત્ર તથા મિત્ર પ્રત્યે કોઇકાળે મને કરી પણ ક્ષણ માત્ર વિરોધ તથા અપકાર ન કરવો ॥ ૭૭૯ ॥ |
| **स्वजनैर्न विरुध्येत न स्पर्धेत बलीयसा । न कुर्यात्स्त्रीबालवृद्धमूर्खेषु च विवादनम् ॥ ७८० ॥** | તેમ સંબંધી સાથે વિરોધ, બળવાન્ સાથે જાહેરમાં અદેખાઇ અને સ્રી, બાળક, વૃદ્ધ તથા મૂર્ખ સાથે વાદ ન કરવાં ॥ ૭૮૦ ॥ |

કારણ માતાપિતાદિ સંબંધી સાથે વિરોધ કરવાથી એકલું પડી જવાયછે, લોકમાં અપકીર્તિ થાયછે અને વ્યાવહારિક કામપ્રસંગમાં મુંઝવણ પડેછે. કેમકે તેઓની સાથે બનાવ ન હોય તો તેવા પ્રસંગે તેઓ આવતા નથી, જેથી લોકમાં પોતાને માઠું લાગેછે; માટે તેમની સાથે કદી વિરોધ કરવો નહિ. તેમ ઇતર જનો સાથે પણ વિરોધ કરવો નહિ. એજ ગ્રંથના એજ અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| **उत्कर्षो नैव नित्यः स्यान्नापकर्षस्तथैव च । तस्मात्सर्वेषु भूतेषु मैत्रीं नैव च हापयेत् ॥ ७८१ ॥** | નિરંતર ચઢતી તેમ પડતી પણ રેહેતી નથી, માટે સર્વ પ્રાણિ સાથે મિત્રતા રાખવી ॥ ૭૮૧ ॥ |

કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

बलोपपन्नोऽपि हि बुद्धिमान्नरः
परं नयेन्न स्वयमेव वैरिताम् ।
भिषङ्ममास्तीति विचिन्त्य भक्षये-
दकारणात्को हि विचक्षणो विषम्॥७८२॥

બુદ્ધિમાન્ મનુષ્યે પોતે બળવાન્ છતાં પણ બીજાને વૈરી ન કરવા, કેમકે "વૈદ્ય મારો છે" એમ જાણી કારણ વિના કયો ડાહ્યો વિષ ભક્ષણ કરે । ॥ ૭૮૨ ॥

दंतस्य निष्कोषणकेन नित्यं
कर्णस्य कंडूयनकेन वापि ।
तृणेन कार्यं भवतीश्वराणां
किमङ्गवाक्पाणिमता नरेण ॥ ७८३ ॥

વળી રાજાને પણ દાંત તથા કાન ખોતરવા માટે તૃણનો ખપ પડે છે, ત્યારે વાણી તથા હાથ પગવાળા શરીરધારી મનુષ્યનો ખપ પડે તેમાં શું કેહેવું ॥ ૭૮૩ ॥

बहवो न विरोद्धव्या दुर्जयास्तेऽपि
दुर्बलाः । स्फुरन्तमपि नागेन्द्रं भ-
क्षयंति पिपीलिकाः ॥ ७८४ ॥

તેમ ઘણા સાથે વિરોધ કરવો નહિ, કેમકે તે દુર્બળ હોય તોપણ દુર્જય છે; કારણ કુંફાડા મારતા નાગને પણ કીડીયો ખાઇ જાયછે ॥ ૭૮૪ ॥

તેમ વિદુરનીતિમા કહ્યું છે કે,

संभोजनं संकथनं संप्रीतिश्च
परस्परम् । ज्ञातिभिः सह
कार्याणि न विरोधः कदाचन ॥ ७७९ ॥

જ્ઞાતિ સાથે પરસ્પર સારી રીતે ભોજન કરવું, બોલવું ચાલવું, તથા પ્રીતિ રાખવી, પણ કોઈ કાળે વિરોધ કરવો નહિ ॥૭૮૫॥

તેમજ બળવાન્ સાથે વૈર કરવાથી ઉંઘ આવતી નથી, ખરચથી ઘર ધોવાય છે ને પરિણામે લાભ ન થતાં દુખી થવાય છે. શ્રીમહાભારતાંતર્ગત ઉદ્યોગપર્વમાં વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું છે કે,

अभियुक्तं बलवता दुर्बलं ही-
नसाधनम् । हृतस्वं कामिनं
चोरमाविशंति प्रजागराः ॥ ७८६ ॥

બળિયા સાથે વૈર કરેલને, સાધન વિનાના દુર્બલને, ધન હરણ થઇ ગયેલને, કામીને તથા ચોરને ઉજાગરા થાયછે ॥ ૭૮૬ ॥

अपकृत्य बुद्धिमतो दूरस्थोऽस्मीति
नाश्वसेत् । दीर्घौ बुद्धिमतो बाहू
याभ्यां हिंसति दूरतः ॥ ७८७ ॥

બુદ્ધિમાનને અપકાર કરી "હું દૂર છું" એમ વિશ્વાસ રાખવો નહિ, કેમકે બુદ્ધિમાનના હાથ લાંબા હોય છે, જેવડે તે દૂરથી પણ મારી શકે છે ॥ ૭૮૭ ॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

बलीयसा हीनबलो विरोधं
न भूतिकामो मनसापि वांछेत् ।
न वध्यतेऽत्यन्तबलो हि यस्मात्
व्यक्तं प्रणाशोस्ति पतंगवृत्तेः ॥ ७८८ ॥

સમૃદ્ધિને ઇચ્છતા હીન બળવાળાએ બળીયા સાથે મનેકરી પણ વિરોધ ઇચ્છવો નહી, કેમકે અતિ બળવાન્ હણાતો નથી પણ પતંગીયા જેવી વૃત્તિવાળા હીન બળવાળાનો નાશ થાયછે ॥ ૭૮૮ ॥

अनुचितकर्मारंभः स्वजनविरोधो बलीयसा स्पर्धा । दुष्टस्त्रीविश्वासो ह्यापद्द्वाराणि चत्वारि ॥ ७८९ ॥

અયોગ્ય કર્મનો આરંભ, સ્વજન સાથે વિરોધ, બળિયા સાથે જાહેરમાં અદેખાઈ તથા દુષ્ટ સ્ત્રીનો વિશ્વાસ, એ ચાર આપત્‌નાં દ્વાર છે ॥ ૭૮૯ ॥

વળી માઘ કવિયે કહ્યું છે કે,

विधाय वैरं सामर्षे नरोऽरौ य उदासते । प्रक्षिप्योदार्चिषं कक्षे शेरते तेऽभिमारुतम् ॥ ७९० ॥

જે મનુષ્યો ક્રોધી શત્રુ સાથે વેર કરી ગાફલ રહેછે, તે સૂકાં ખડના ઢગલામાં અગ્નિ નાખી તેની પાસે સામે વાયે સુવે છે ॥ ૭૯૦ ॥

તેમ સ્ત્રી, બાળ, વૃદ્ધ અને મૂર્ખ સાથે વાદ કરવાથી ખેદ થાયછે. કેમકે સ્ત્રીની અનુકૂળતાથી ઘરમાં સુખ રહે છે, ને તે જો પ્રતિકૂળ રેહે, તો દુઃખ થાયછે. વાદ કરવામાં કંઇ બોલવાનો નિયમ ન રેહેવાથી કોઇ સમય આડું વેતરાઇ જાયછે; જેથી ઘરમાં કંકાસ ઉત્પન્ન થઈ સ્ત્રીપુરૂષ બન્ને પસ્તાય છે. તેમ પરસ્ત્રી સાથે પણ વાદ ન કરવો, કારણ સ્ત્રીજાતિ નિરંતર તન તથા મને કરી પુરૂષ કરતાં દુર્બળ હોય છે; જેથી તેમની સાથે વિવેકથી વર્તવું એ પુરૂષનો ધર્મ છે. તે ઠેકાણે વિવેક છોડી વાદ કર્યો હોય તો તેમને દુઃખ લાગે છે ને લોકમાં અપકીર્તિ થાયછે. તેમ બાળક સાથે વાદ ન કરવાનું કારણ તે અણસમજુ હોય છે, જેથી કહેલું સાંભળતો નથી, માટે તેને સમઝાવી પટાવી કામ લેવું. વળી વૃદ્ધ સાથે વાદ ન કરવાનું કારણ કે તે સર્વને માન્ય હોવાથી તેને માઠું લાગે છે. કદિ તે વિદ્વાન્ વા અવિદ્વાન્ હોય, તોપણ વયે કરી વૃદ્ધ હોવાથી સૌએ માન આપવા લાયક છે. તેમજ પંડિતમન્ય મૂર્ખ સાથે વાદ કરવાથી તે સમજવાને બદલે શત્રુ થાયછે. કારણ જેમ પ્રકાશ તથા તિમિરને સ્વાભાવિક વૈર છે, તેમ વિદ્યારૂપ પ્રકાશ જેને પ્રાપ્ત થયો છે એવા મનુષ્યની સાથે આ વિદ્યારૂપ તિમિરથી ઢંકાયલી બુદ્ધિવાળા મનુષ્યને સ્વાભાવિક વૈર હોય છે. અને તેમાં જો વાદ થાય તો વૈરમાં વધારો થાય એમાં નવાઈ નથી. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये । पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥ ७९१ ॥

મૂર્ખને ઉપદેશ ક્રોધજનક છે પણ શાંતિજનક નથી, કારણ સર્પને દૂધનું પાન કેવળ વિષ વધારનાર છે ॥ ૭૯૧ ॥

प्रायेणात्र कुलान्वितं कुकुलजाः श्रीवल्लभां दुर्भगा दातारं कृपणा ऋजूननृजवो वित्ते स्थितं निर्धनाः । वैरूप्योपहताश्च कान्तवपुषं धर्माश्रयं पापिनो नानाशास्त्रविचक्षणं च पुरुषं निंदंति मूर्खाः सदा ॥ ७९२ ॥

ઘણું કરી હમેશાં આ લોકમાં કુલીનને દુષ્કુલીન, સારા ભાગ્યવાળીને દુર્ભાગણિ, દાતાને કૃપણ, સરલને લુચ્ચા, ધનિને નિર્ધન, રૂપાળાને કદરૂપા, ધર્મિષ્ઠને પાપી અને નાના પ્રકારના શાસ્ત્રમાં ચતુરપુરૂષને મૂર્ખ નિંદે છે ॥ ૭૯૨ ॥

વળી કહ્યું છે કે,

कोलाहले काककुलस्य जाते
विराजते कोकिलकूजितं किम् ।
परस्परं संवदतां खलानां
मौनं विधेयं सततं सुधीभिः ॥ ७९३ ॥

શું કાગડાનો કોલાહલ થઇ રહ્યો હોય તેમાં કોયલનું બોલવું શોભેછે ? માટે પરસ્પર વાદ કરતા મુર્ખાના મધ્યમાં બુદ્ધિમાનોએ નિરંતર મૌન રેહેવું ॥ ૭૯૩ ॥

मुक्ताफलैः किं मृगपक्षिणां च
मिष्टान्नपानं किमु गर्दभाणाम् ।
अंधस्य दीपो बधिरस्य गीतं
मूर्खस्य किं सत्यकथाप्रसंगः ॥ ७९४ ॥

મૃગ તથા પક્ષિયોને મુકતાફળે કરી શું ? ગધેડાને મિષ્ટાન્ન પાન શુ ? તેમ આંધળાને દીવો, બેહેરાને ગીત તથા મૂર્ખાને સત્ય કથાનો પ્રસંગ શું ? ॥ ૭૯૪ ॥

हंसो न भाति बलिभोजनवृंदमध्ये
गोमायुमंडलगतो न विभाति सिंहः ।
जात्यो न भाति तुरगः खरयूथमध्ये
विद्वान्न भाति पुरुषेषु निरक्षरेषु ॥७९५॥

કાગડાના ટોળામાં હંસ, શિયાળના ટોળામાં સિંહ, ગધેડાના ટોળામાં જાતવાન ઘોડો તથા નિરક્ષર પુરૂષોમાં વિદ્વાન્ શોભતો નથી ॥ ૭૯૫ ॥

हंसो विभाति सरसीरुहवृंदमध्ये
सिंहो विभाति सततं गिरिगह्वरेषु।
जात्यो विभाति तुरगो रणभूमिमध्ये
विद्वान्विभाति पुरुषेषु विचक्षणेषु ॥७९६॥

પણ નિરંતર હંસ કમળ સમૂહના મધ્યમાં, સિંહ પર્વતની ગુફામાં, જાતવાન ઘોડો રણભૂમિમાં તથા વિદ્વાન્ વિચક્ષણ પુરૂષોમાં શોભે છે ॥ ૭૯૬ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

न कंचिदात्मनः शत्रुं नात्मानं
कस्यचिद्रिपुम् । प्रकाशयेन्ना-
पमानं न च निःस्नेहतां प्रभोः ॥ ७९७ ॥

પોતાના કોઈ શત્રુને તથા કોઇ વિષે પોતાની શત્રુતા, અપમાન તથા શેઠની અપ્રીતિ, એટલાં પ્રકાશ કરવાં નહિ ॥ ૭૯૭ ॥

કારણ અમુક મારો શત્રુ છે ને અમુકનો હું શત્રુ છું એમ જાહેરમાં કેહેવાથી પરસ્પરે શત્રુતામાં વધારો થાયછે, ને પાછી મિત્રતા થવાની આશા ન રેહેતાં પરિણામે દુઃખ થાયછે. તેમ પોતાનું થયેલું અપમાન જાહેર કરવાથી પ્રતિષ્ઠા ઘટે છે, ને પોતાને હલકાઇ લાગેછે. તેમજ રાજા તથા શેઠની અકૃપા કેહેવાથી પોતાની ચાલચલણ ખાતે લોકોમાં ખરાબ મત બેસેછે; જેથી ફરી પોતાની વૃત્તિ મેળવવામાં હાનિ થાયછે. વળી ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

अर्थनाशं मनस्तापं गृहिणीचरितानि च । दानमानापमानं च मतिमान्न प्रकाशयेत् ॥ ७९८ ॥

બુદ્ધિમાને ધનનો નાશ, મનનો તાપ, સ્ત્રીનાં ચારિત્ર, કરેલો પરોપકાર અને મળેલું માન તથા અપમાન પ્રકાશ કરવાં નહિ ॥ ૭૯૮ ॥

કારણ ધનનો નાશ કેહેવાથી પોતાની ગાફલતા જણાય છે, હાંસી થાયછે અને તે કદી શકિતં ઉપકાંત ગયું હોય તો પોતાની આંટને ધક્કો લાગે છે. તેમ મનનો ખેદ તથા સ્ત્રીનું આચરણ મિત્ર સિવાય બીજાને જણાવવાથી તે દુઃખ તો ટાળતો નથી પણ ઉલટી હાંસી કરેછે. તેમ કોઇના ઉપર ઉપકાર કર્યો હોય તથા પોતાને ક્યાંય માન મળ્યું હોય તે બીજાને કહી દેખાડવાથી પોતે હલકો પડેછે, ને લોકમાં પાછળથી હાંસિ થાયછે. ચાણુકયનીતિમાં કહ્યું છે કે,

परप्रोक्ता गुणा यस्य निर्गुणोऽपि गुणी भवेत् । श्रेष्ठोऽपि लघुतां याति स्वयं प्रख्यापितैर्गुणैः ॥ ७९९ ॥

પારકાએ જેના ગુણ કહ્યા તે નિર્ગુણી હોય તોપણ ગુણી થાયછે, પણ પોતાના ગુણ પોતે કહ્યાથી શ્રેષ્ઠ પણ લઘુતાને પામેછે ॥૭૯૯॥

दाने तपसि शौर्ये वा विज्ञाने विनये नये । विस्मयो नहि कर्तव्यो बहुरत्ना वसुंधरा ॥ ८०० ॥

પોતામાં પરોપકાર, ઇંદ્રિયનિગ્રહ, શૌર્ય, વિજ્ઞાન, વિનય તથા નીતિરૂપ ગુણ હોય, તેમાં વિસ્મય પામવું નહીં, કેમકે પૃથ્વીમાં એક બીજાથી સરસ ઘણાં રત્ન પડયાં છે ॥ ૮૦૦ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

क्रयविक्रयालिप्सायां स्वदैन्यं दर्शयेन्नहि । कार्यं विनान्यगेहेन नाज्ञातः प्रविशेदपि ॥ ८०१ ॥

ક્રય વિક્રયમાં અતિ ઇચ્છા તથા પોતાનું દીનપણું દેખાડવું નહિ, અને બીજાને ઘેર કાર્યવિના જવું નહિ, ને કાર્ય પ્રસંગે જવું પડે તો તેને જાણ કર્યાવિના ઘરમાં પ્રવેશ કરવો નહીં ॥ ૮૦૧ ॥

કારણ માલ લેવા અથવા વેંચવા ટાણે અતિ ગરજ વા દીનતા બતાવવાથી પોતાનું કાર્ય યથાર્થ સિદ્ધ થતું નથી. કેમકે જેની પાસેથી માલ ખરીદવામાં આવે તેને અતિ ગરજ બતાવવાથી તે ભાવ ચાંપી લે, અને દીનતા દેખાડવાથી માલ ધીરે નહિ. તેમ જેને માલ વેચવામાં આવે તેને અતિ ગરજ દેખાડી હોય તો તે બજારભાવથી માલ ઓછે માગે, ને દીનતા બતાવી હોય તો ઘણે ઓછે ભાવે માલ પડાવી લેવાની ઇચ્છા કરે, માટે ગમે તેવી ગરજ તથા ગરીબાઇ છતાં પણ ઉપરથી આડંબર રાખવો. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**निर्विषेणापि सर्पेण कर्तव्या महती फणा । विषमस्तु न चाप्यस्तु खटाटोपो भयंकरः ॥ ८०२ ॥**

વિષ રહિત સર્પે પણ ફણ ચઢાવવી, કારણ વિષ હોય વા ન હોય, તોપણ ખટાટોપ ભયંકર છે ॥ ૮૦૨ ॥

વળી માલ લેવા વેચવા વિગેરે સર્વ વ્યવહાર લખીને કરવો, અને કોઈનાથી શરમાઈ વા હઠ કરીને પોતાના ઘરમાં હાનિ થાય તે રીતે કરવું નહિ. તેમ માન અપમાનની બીકથી બોલવા ચાલવામાં લજાવું નહિ. કેમકે જેની પાસેથી પોતાનો સ્વાર્થ સાધવો હોયછે, તેનું મન મનાવવું પડેછે. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**नैवास्ति लिखितादन्यत् स्मारकं व्यवहारिणाम् । न लेख्येन विना कार्याद्व्यवहारं सदा बुधः ॥८०३॥**

વ્યવહારિયોને લખેલ જેવું બીજું યાદ કરાવનાર નથી, માટે બુદ્ધિમાને સદા લખ્યા વિના વ્યવહાર કરવો નહિ ॥ ૮૦૩ ॥

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**न स्वल्पस्य कृते भूरि नाशयेन्मतिमान्नरः । एतदेवात्र पांडित्यं यत्स्वल्पाद्भूरिरक्षणम् ॥ ८०४ ॥**

બુદ્ધિમાને સ્વલ્પમાટે ઘણાનો નાશ કરવો નહિ, કારણ આ લોકમાં સ્વલ્પ કરતાં ઘણાનું રક્ષણ કરવું એજ પાંડિત્ય છે ॥ ૮૦૪ ॥

**नात्यंतं सरलैर्भाव्यं गत्वा पश्य वनस्थलीम् । छिद्यंते सरलास्तत्र कुब्जास्तिष्ठंति पादपाः ॥ ८०५ ॥**

અત્યંત સરલપણે વર્તવું નહિ, કેમકે વનમાં જઈ જો, તો ત્યાં સરલ વૃક્ષો કપાયછે, ને વાંકાં ચુંકાં કાયમ રહેછે ॥ ૮૦૫ ॥

**धनधान्यप्रयोगेषु विद्यासंग्रहणेषु च । आहारे व्यवहारे च त्यक्तलज्जः सुखी भवेत् ॥ ८०६ ॥**

ધન, ધાન્ય તથા વિદ્યા મેળવવામાં તેમજ આહાર તથા વ્યવહારમાં જે લજાય નહિ, તે સુખી થાયછે ॥ ૮૦૬ ॥

**अवमानं पुरस्कृत्य मानं कृत्वा च पृष्ठतः । स्वार्थं च साधयेद्धीमान् स्वार्थभ्रंशो हि मूर्खता ॥ ८०७ ॥**

બુદ્ધિમાને અપમાનને આગળ તથા માનને પાછળ કરી સ્વાર્થ સાધવો કેમકે, સ્વાર્થનો નાશ કરવો એજ મૂર્ખતા છે॥૮૦૭

તેમ ભર્તૃહરિયે કહ્યું છે કે,

**क्वचिद्भूमौ शय्या क्वचिदपि च पर्यंकशयनः क्वचिच्छाकाहारः क्वचिदपि च शाल्योदनरुचिः । क्वचित्कंथाधारी क्वचिदपि च दिव्यांबरधरो मनस्वी कार्यार्थी न गणयति दुःखं न च सुखम् ॥ ८०८ ॥**

કોઇટાણે પૃથિવીપર ને કોઇટાણે પલંગપર શયન, કોઈટાણે શાક માત્રનો ને કોઈટાણે સુંદર ભાતનો આહાર અને કોઇટાણે ગોદડી ને કોઇટાણે સુંદર વસ્ત્ર મળે, તોયપણ કાર્ય સાધનાર ચતુર દુઃખ તથા સુખને ગણતો નથી ॥ ૮૦૮ ॥

તેમ કાર્યવિના કોઈને ઘેર જવાથી અપમાન થાયછે, ને તે ઘરધણીને સંશય પ ડેછે; વળી ઘરધણીને જણાવ્યા વગર તેનીપાસે એકાએક જવાથી વિવેકથી ઉલટું થાયછે. કેમકે તેને મળવા આવનારની ખબર ન હોવાથી, તે ગમે તેવી સ્થિતિમાં બેઠેલો હોવાને લીધે પારકાને જોઈ શરમાઇ જાયછે, ને તેના ઉપર અભાવ લાવેછે. માટે તેમ ન કરતાં, જે ધણી મળવા આવનાર સાથે વિવેકથી વર્તે, તેને ત્યાં કામ પડતે જવું, પણ આખો દિવસ ઝુકી રેહેવું નહિ. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**एह्यागच्छ समाश्रयासनमिदं कस्माच्चिरात्दृश्यसे का वार्ता कुशलोऽसि बालसहितः प्रीतोऽस्मि ते दर्शनात् । एवं ये समुपागतान्प्रणयिनः प्रल्हादयन्त्यादरात् तेषां युक्तमशंकितेन मनसा हर्म्याणि गंतुं सदा ॥ ८०९ ॥**

"ઓહો ! આવો આવો ! આ આસને બેસો, ઘણે દહાડે કેમ દેખાણા ! શું ખબર છે ? બાળક સહિત કુશળ છો ? તમને જોઈ હું ખુશી થયો છું," એ રીતે આવેલા સ્નેહિને જે આદરથી રાજી કરે તેમને ઘેર સદા મનમાં શંકા ન રાખતાં જવું યોગ્ય છે ॥ ૮૦૯ ॥

**नाभ्युत्थानाक्रिया यत्र नालापा मधुराक्षराः । गुणदोषकथा नैव तत्र हर्म्ये न गम्यते ॥ ८१० ॥**

પણ જ્યાં સાંમે ઉભા થવાની ક્રિયા, મધુર ભાષણ તથા ગુણદોષ પૂછવાની રીત નથી, તે ઘરમાં જવું નહિ ॥ ૮૧૦ ॥

કારણ ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

**परसदननिविष्टः कोलधुत्वंनयाति॥८११॥**

પારકા ઘરમાં જવાથી કોણ લધુતાને પામતો નથી ॥ ૮૧૧ ॥

માટે કહ્યું છે કે,

**अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति । मलये भिल्लपुरंध्री चंदनतरुकाष्ठमिंधनं कुरुते ॥ ८१२ ॥**

અતિ પરિચયથી તિરસ્કાર તથા નિરંતર ગમનથી અનાદર થાયછે, કારણ મલય પર્વતમાં રહેલ ભિલ્લની સ્રી અતિ પરિચયનેલીધે ચંદન વૃક્ષનાં કાષ્ઠને બાળવાનાં ઇંધન કરેછે ॥ ૮૧૨ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**कालं नियम्य कार्याणि ह्याचरेन्नान्यथा क्वचित् । गच्छेदनियमेनैव सदैवान्तःपुरं नरः ॥ ८१३ ॥**

પુરૂષે વખત નેમી કાર્ય કરવાં, કયારેય અન્યથા કરવાં નહીં, પણ અંતઃપુરમાં તો સદા વખત નેમ્યા વગર જવું ॥ ૮૧૩ ॥

વખત નેમી કામ કરવાથી બધાં કામ સારી રીતે થઇ શકેછે. નિત્ય મનુષ્યને અનેક કામ હોય છે, તે જો પ્રત્યેક માટે વખત ન નેમ્યો હોય તો ગુંચવાઇ જવાયાં છે ને એકમાં મંડયા રેહેતાં બીજી તરફથી નુકશાન થાયછે. કામ નિત્યનાં છે ને તે જી-

દગીપર્યંત કરવાનાં હોયછે. માટે પ્રતિ દિવસે અમુક કામ અમુક વખતપર્યંત કરવાનો નિયમ બાંધી બધાં કામ સારી રીતે પાર પાડી શકાય તે રીતે વર્તવું. અને ચોકકસ વખત આસાએસ લેવામાટે ઠેરવવો. કેમકે મન વા તનસંબંધી મેહેનત કરતાં શરીરને થાક લાગવાનો સંભવ છે, જે ઉતારવા માટે દિવસમાં થોડા વખતસુધી રમત ગમતની તથા રાત્રિયે આરામ લેવાની જરૂર છે, પણ એ પુરસદનો વખત જ્યાં ત્યાં ફરી ખરાબ સોબતમાં કાઢવો નહિ. કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम् । व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन च ॥ ८१४ ॥**

બુદ્ધિમાનનો અવકાશ સમય કાવ્ય શાસ્ત્રના વિનોદે કરી ને મૂર્ખનો વ્યસન, નિદ્રા તથા કલહવડે જાયછે ॥ ८१४॥

એ રીતે વખત બાંધી કામ કરવા કહ્યું, પણ અંતઃપુરમાં વખત નેમ્યા વગર જવામાટે કેહેવાનું કારણ એ કે, કદી ઘરની સ્ત્રી દુષ્ટ હોય તો સ્વામીના એકાએક આવવાનાં ભયથી આડે રસ્તે ઉતરી શકે નહિ. કેમકે સ્વામી સર્વ પ્રકારથી સંપૂર્ણ હોય તોપણ સારી સ્ત્રીના દુષ્ટ પતિની પેઠે દુષ્ટ સ્ત્રિયોને આડે રસ્તે ઉતરી જવાનો સંભવ છે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**प्रायेण भूमिपतयः प्रमदा लताश्च यः पार्श्वतो वसति तं परिवेष्टयंति ॥ ८१५ ॥**

ઘણુંકરી દુષ્ટ રાજા, દુષ્ટ સ્ત્રી તથા લતા, જે પાસે હોય તેનેજ વિંટાય છે ॥ ८१५ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**दीर्घदर्शी सदा च स्यात्प्रत्युत्पन्नमतिः क्वचित् । साहसी सालसी चैव चिरकारी भवेन्नहि ॥ ८१६ ॥**

સદા વિચારી કરનાર તથા કોઈ ટાણે વખતસર સુઝી આવે તેવા થવું; પણ સાહસ કરનાર, આળસુ તથા દીર્ઘસૂત્રી થવું નહિ ॥ ८१६ ॥

કારણ કોઈ પણ પ્રકારના આચાર, ભાષણ તથા કાર્ય કરવામાં લાંબો વિચાર ન કર્યો હોય, તો તેનું પરિણામ સારૂં આવતું નથી. માટે પ્રથમ પોતાના આચરણનો વિચાર કરી, જેથી લોકમાં અપકીર્તિ તથા પરિણામે દુઃખ થાય એવાં દુરાચરણ જો પોતામાં હોય તો તે ત્યાગવાનો યત્ન કરવો, અને રૂડા આચરણથી વર્તવું. લોકમાં મોઢે કોઇ કડવું મનાવતું નથી, કેમકે જેને સાચું પણ કડવું કેહેવામાં આવે તે ઘણી રખે રીસ કરે અથવા અભાવ લાવે એવી કેહેનારના મનમાં બીક હોયછે. માટે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**प्रत्यक्षं दुर्गुणान्नैव वक्तुं शक्नोति कोप्यतः । स्वदुर्गुणान्स्वयं ज्ञातो विमृशेल्लोकशास्त्रतः ॥ ८१७ ॥**

પ્રત્યક્ષ દુર્ગુણ કેહેવા કોઈ પણ સમર્થ થતો નથી, માટે પોતાના દુર્ગુણ પોતજ લોક તથા શાસ્ત્રથી વિચારી લેવા ॥८१७॥

તેમ વિદુરનીતિમાં પણ કહ્યું છે કે,

**सुलभाः पुरुषा राजन् सततं प्रियवादिनः । अप्रियस्य तु पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ॥ ८१८ ॥**

હે રાજન્, નિરંતર પ્રિય બોલનાર મનુષ્ય સુલભ છે, પણ અપ્રિય એવું હિત વાકય કેહેનાર તેમજ તે સાંભળનાર પણ દુર્લભ છે ॥ ૮૧૮ ॥

વળી ભોજપ્રબંધમાં કહ્યું છે કે,

**मनीषिणः सन्ति न ते हितैषिणो हितैषिणः सन्ति न ते मनीषिणः । सुहृच्च विद्वानपि दुर्लभो नृणां यथौषधं स्वादु हितं च दुर्लभम् ॥ ८१९॥**

ઘણું કરી જે બુદ્ધિમાન્ હોય તે હિતેચ્છુ હોતા નથી, ને જે હિતેચ્છુ હોય તે બુદ્ધિમાન્ હોતા નથી, માટે જેમ સ્વાદિષ્ટ તથા હિતકરનાર ઔષધ દુર્લભ છે, તેમ બુદ્ધિમાન્ હિતેચ્છુ પણ દુર્લભ છે॥૮૧૯॥

તેમ કોઈ પણ પ્રકારનું ભાષણ આગળથી વિચાર કર્યા વગર કર્યું હોય તો જયાં જેવું ઘટે ત્યાં તેવું બોલાવાને બદલે જેમ તેમ બોલાઇ જવાય છે. જેથી બોરનું દોર થતાં લોકમાં હાંસી વા વખતે વિના કારણે કોઈ સાથે ઝગડો થઇ પડેછે. માટે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**न दर्शयेत्स्वाभिमतमनुभूताद्विना सदा । प्रविचार्योत्तरं देयं सहसा न वदेत्क्वचित् ॥ ८२० ॥**

સદા પૂર્ણ અનુભવ મેળવ્યાવિના પોતાનો મત જણાવવો નહિ, ને વિચાર કરી ઉત્તર દેવો પણ કયારેય ઉતાવળે બોલવું નહિ ॥ ૮૨૦ ॥

તેમ શાર્ઙ્ગધર પદ્ધતિમાં કહ્યું છે કે,

**अल्पाक्षररमणीयं यः कथयति निश्चितं स खलु वाग्मी । बहुवचनमल्पसारं यः कथयति विप्रलापी सः ॥ ८२१ ॥**

જે અલ્પાક્ષરે કરી રમણીય તથા નિશ્ચયવાળું વાકય કહેછે, તેનેજ બોલવામાં ચતુર જાણવો, પણ જે થોડા સારવાળાં બહુ વચન બોલે, તેને વૃથા બોલનાર જાણવો ॥ ૮૨૧ ॥

તેમ કોઈ પણ પ્રકારનું કાર્ય વિચાર કર્યા વગર કરવામાં આવે તો મુંઝાઇ જવાય છે, કાર્ય યથાર્થ સિદ્ધ થઇ શકતું નથી, કરેલી મેહેનત વૃથા જાયછે અને લોકોમાં હાંસી થાયછે. માટે પોતાના ખરા સ્નેહિયોની સલાહ લઈ, પરિણામ સારૂં આવે તે રીતે લાંબો વિચાર કરી પોતાનું કાર્ય સિદ્ધ કરવું ! અને કદિ ધારવામાં ન હોય એવું એકાએક કામ આવી પડે, તો ત્યાં ધીરજ રાખી સમયસૂચકતા વાપરી તેને પાર પાડવું. વિદુરનીતિમાં કહ્યું છે કે,

वनस्पतेरपक्वानि फलानि प्रचि-
नोति यः । स नाप्नोति रसं तेभ्यो
बीजं चास्य विनश्यति ॥ ८२२ ॥

જે વનસ્પતિનાં કાચાં ફળ તોડે છે, તે તેમાંથી રસ મેળવતો નથી, ને તેનું બીજ પણ નાશ પામેછે ॥ ૮૨૨ ॥

यस्तु पक्वमुपादत्ते काले परिणतं
फलम् । फलाद्रसं स लभते बी-
जाच्चैव फलं पुनः ॥ ८२३ ॥

પણ જે વખતસર પરિણામ પામી પકવ થયેલાં ફળને ગ્રહણ કરેછે, તે ફળમાંથી રસ મેળવેછે, ને ફરી બીજથી ફળને પામેછે ॥ ૮૨૩ ॥

दिवसेनैव तत्कुर्याद्येन रात्रौ
सुखं वसेत् । पूर्वे वयसि तत्कु-
र्याद्येन वृद्धः सुखं वसेत् ॥ ९२४ ॥

દિવસે એવું કરવું કે, રાત્રિયે નિરાંતે ઉંઘ આવે, ને પેહેલી અવસ્થામાં એવું કરવું, કે, વૃદ્ધપણામાં સુખે રેહેવાય ॥ ૮૨૪ ॥

વળી ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

अनागतविधाता च प्रत्युत्पन्न-
मतिस्तथा । द्वावेवं सुखमेधेते दी-
र्घसूत्री विनश्यति ॥ ८२५ ॥

અગાઉથી વિચાર કરનાર તથા વેળાસર મતિ પહોંચાડનાર બન્ને સુખી થાયછે પણ દિર્ધસૂત્રી નાશ પામેછે ॥ ૮૨૫ ॥

उत्पन्नपश्चात्तापस्य बुद्धिर्भवति
यादृशी । तादृशी यदि पूर्वं स्या-
त्कस्य न स्यान्महोदयः ॥ ८२६ ॥

મનુષ્યની પશ્ચાત્તાપ ટાણે જેવી બુદ્ધિ થાયછે, તેવી જો પેહેલાંજ હોય તો તેને મોટો ઉદય ન થાય ॥ ૮૨૬ ॥

તેમ માઘકવિયે કહ્યું છે કે,

सहसा विदधीत न क्रिया-
मविवेकः परमापदां पदम् ।
वृणुते हि विमृश्यकारिणं
गुणलुब्धाः स्वयमेव संपदः ॥ ८२७ ॥

સાહસ કર્મ કરવું નહિ, કેમકે અવિવેક પરમ આપત્તિનું સ્થાન છે, પણ વિચારી કરનારને ગુણલોભી સંપત્ પોતાની મેળેજ વરેછે ॥ ૮૨૭ ॥

मतिरेव बलात् गरीयसी
यदभावे करिणामियं दशा ।
इति घोषयतीव डिंडिमः
करिणो हस्तिपकाहतः क्वणन् ॥ ८२८ ॥

વળી "બળથી બુદ્ધિ શ્રેષ્ઠ છે, કેમકે બુદ્ધિના અભાવે હસ્તિની આ દશા" એમ જાણે હાથિના માવતે વગાડેલ શબ્દ કરતું નગારૂં સર્વને જાણ કરતું હોયની! એમ ભાસેછે ॥ ૮૨૮ ॥

बहुधा बहुभिः सार्धं चिंतिताः सु-
निरूपिताः । कथंचिन्न विली-
यन्ते विद्वद्भिर्निश्चिता नयाः ॥ ८२९ ॥

ઘણું કરી અનેક વિદ્વાનોએ સાથે બેસી, નિરૂપણ કરી, વિચારી, નિશ્ચય કરેલ ન્યાય કોઇ રીતે નાશ પામતા નથી ॥ ૮૨૯ ॥

सुजीर्णमन्नं सुविचक्षणः सुतः
सुशासिता स्त्री नृपतिः सुसेवितः ।
सुचिन्त्य चोक्तं सुविचार्य यत्कृतं
सुदीर्घकालेऽपि न याति विक्रियाम् ८३०

સારી રીતે પચેલું અન્ન સુવિચક્ષણ પુત્ર, સુશિક્ષિત સ્ત્રી, સુસેવિત રાજા, સુવિચારી બોલેલું તથા જે સારી રીતે વિચારી કરેલું હોય, તે સર્વે લાંબે કાળે પણ વિકાર પામતા નથી ॥ ૮૩૦ ॥

વળી ભર્તૃહરિયે કહ્યું છે કે,

गुणवदगुणवद्वा कुर्वता कार्यजातं
परिणतिरवधार्या यत्नतः पंडितेन ।
अतिरभसकृतानां कर्मणामाविपत्तेर्भवति
हृदयदाही शल्यतुल्यो विपाकः ॥ ८३१ ॥

પંડિતે ગુણવાળાં વા ગુણરહિત કાર્યસમુદાયને કરતાં, યત્નથી તેના પરિણામનો વિચાર કરવો; કેમકે આત ઉતાવળે કરેલા કર્મનો પરિણામ વિપત્તિપર્યંત હૃદયને દાહ કરનાર શલ્ય સરખો થાયછે ॥ ૮૩૧ ॥

તેમ માઘ કવિયે કહ્યું છે કે,

समय एव करोति बलाबलं
प्रणिगदन्त इतीव शरीरिणाम् ।
शरदि हंसरवाः परुषीकृत-
स्वरमयूरमयूरमणीयताम् ॥ ८३२ ॥

શરીરધારીને સમયજ બલાબલ કરેછે, એમ જાણે કહેતાજ હોયની, તેમ શરદ્ ઋતુમાં હંસના શબ્દ, મયૂરના સ્વર કઠોર લાગે તે રીતે મનોહર લાગવામાંડયા॥૮૩૨

વળી કહ્યું છે કે,

आपरितोषाद्विदुषां न साधु मन्ये
प्रयोगविज्ञानम् । बलवदपि शि-
क्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥ ८३३ ॥

વિદ્વાનોના સંતોષપર્યંત કોઇ પણ પ્રયોગનું વિજ્ઞાન હું યથાર્થ નથી માનતો, કેમકે શીખેલાનું ચિત્ત બળવાન્ છે, તોપણ પોતા ખાતે વિશ્વાસ કરતું નથી ॥ ૮૩૩ ॥

सुहृद्भिराप्तैरसकृद्विचारितं
स्वयं च बुद्ध्या प्रविचारितं पुनः ।
करोति कार्यं खलु यः स बुद्धिमान्
स एव सौख्यं बहुधा समश्नुते ॥८३४॥

જે આપ્ત મિત્ર સાથે વારંવાર વિચારી, ફરી પોતે પણ બુદ્ધિવડે વિચાર કરી કર્ય કરેછે, તેજ બુદ્ધિમાન્ ને તેજ ઘણું કરી સુખને પામેછે ॥ ૮૩૪ ॥

તેમ કોઇ પણ કામમાં આળસ કરવાથી તથા તેને મુલતવી રાખવાથી હાનિ થાયછે, વા તે કામ સિદ્ધ થતું નથી. માટે વિદુરનીતિમાં કહ્યું છે કે,

षड् दोषाः पुरुषेणेह हातव्या भूतिमिच्छता । निद्रा तंद्रा भयं क्रोध आलस्यं दीर्घसूत्रता ॥ ८३५ ॥

આ લોકમાં સમૃદ્ધિ ઈચ્છનારે નિદ્રા, સુસ્તિ, ભય, ક્રોધ, આલસ્ય તથા દીર્ઘસૂત્રતા, એ છદોષ ત્યાગ કરવો ॥ ૮૩૫ ॥

षडेव तु गुणाः पुंसा न हातव्याः कदाचन । सत्यं दानमनालस्यमनसूया क्षमा धृतिः ॥ ८३६ ॥

પણ સત્ય, પરોપકાર, અનાલસ્ય, અનસૂયા, ક્ષમા, તથા ધૃતિ, એ છ ગુણ કયારેય ત્યાગ કરવા નહીં ॥ ૮૩૬ ॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

शक्ष्यामि कर्तुमिदमल्पमयत्नसाध्यमत्रादरः क इति कृत्यमुपेक्ष्यमाणाः । केचित् प्रमत्तमनसः परितापदुःखं आपत्प्रसंगसुलभं पुरुषाः प्रयान्ति ॥ ८३७ ॥

“ આ યત્ન વિના બની શકે એવું અલ્પ કાર્ય કરવા હું શકિતમાન્ છું, માટે એમાં આદર શું કરવો ? ” એમ ધારી કાર્યની ઉપેક્ષા કરનાર કેટલાક ગાફલ મનવાળા, આપત્પ્રસંગ છે સુલભ જેમાં એવા પરિતાપરૂપ દુઃખને પામે છે ॥ ૮૩૭ ॥

હવે શુક્રનીતિનાં ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

सुगुप्तकार्यमंत्रः स्यात्कुर्वन्मुह्येच्च नापदि । यथाशक्ति चिकीर्षेत न त्यजेच्छरणागतम् ॥ ८३८ ॥

કાર્ય તથા મનસુબાન સારી રીતે ગુપ્ત રાખવા, આપત્ ટાણે મુંઝાવું નહીં, પણ યથાશકિત કાર્ય કરે જવું; અને શરણાગતને છોડવો નહીં ॥ ૮૩૮ ॥

કારણ હરકોઇ મોટું કાર્ય કરવા ધાર્યું હોય, તેનો મનસુબો પોતાના જે વિશ્વાસુ પણ ચતુર જન હોય તેની સાથેજ કરવો; કારણ કાર્ય સિદ્ધ થયા પેહેલાં તે જો બહાર પડે તો તેમાં પ્રતિપક્ષી તરફથી વિઘ્ન થવાનો સંભવ તથા કાર્ય સિદ્ધ ન થાય તો લોકમાં હાંસી થાયછે અને કદી સિદ્ધ થાય તો તેમાં લોકને મોહ હોતો નથી. માટે ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

मनसा चिंतितं कार्यं वाचा नैव प्रकाशयेत् । मंत्रेण रक्षयेद्गूढं कार्यं चापि नियोजयेत् ॥ ८६९ ॥

મનવડે ધારેલું કાર્ય વાણીવડે પ્રકાશ કરવું નહીં, પણ વિચારથી છાનું રાખવું ને કાર્ય કરે જવું ॥ ૮૩૯ ॥

કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

अंभसा भिद्यते सेतुस्तथा मंत्रोप्यरक्षितः । पैशून्याद्भिद्यते स्नेहो वाग्भिर्भिद्येत कातरः ॥ ८४० ॥

જળથી પાજ, ગુપ્ત રાખ્યા વગર વિચાર, ચાડીથી સ્નેહ તથા વાણીવડે બીકણ ભેદાય છે ॥ ૮૪૦ ॥

વળી આરંભેલા કામમાં વિઘ્ન આવતાં કાયર થઈ મુંઝાઈ જવાથી લોકોમાં પોતાનો કડપ ઓછો થાયછે, ને કામ વણસી જવાનો સંભવ રહે છે; માટે આપત્સમય ધીરજ રાખવી. વિદુરનીતિમાં કહ્યું છે કે,

सुखं च दुःखं च भवाभवौ च
लाभालाभौ मरणं जीवितं च ।
पर्यायशः सर्वमेते स्पृशांति
तस्माद्धीरो न च हृष्येन्न शोचेत् ॥८४१॥

સુખ દુઃખ, ચઢતી પડતી, લાભ અલાભ તથા જીવવું મરવું, એ સર્વે ક્રમે કરી પ્રાપ્ત થાયછે, માટે ધૈર્યવાન્ હર્ષ તથા શોચ કરતો નથી ॥ ૮૪૧ ॥

प्राप्यापदं न व्यथते कदाचि-
दुद्योगमन्विच्छति चाप्रमत्तः ।
दुःखं च काले सहते महात्मा
धुरंधरस्तस्य विपद्विनश्येत् ॥ ८४२ ॥

જે આપતને પામી કોઈ કાળે વ્યથા પામતો નથી, પણ સાવધાન થઈ ઉદ્યોગ કરે જાયછે, ને વખતે દુઃખ આવે તો સહન કરેછે, તે ધુરંધર મહાત્માની વિપત્ નાશ પામે છે ॥ ૮૪૨ ॥

તેમ પ્રસંગરત્નાવલિમાં કહ્યું છે કે,

छिन्नोपि रोहति तरुश्चन्द्रः क्षीणो-
ऽपि वर्धते लोके । इति विमृशंतः
संतः संतप्यंते न लोकेऽस्मिन् ॥ ८४३ ॥

આ લોકમાં કાપેલો વૃક્ષ પણ પાછો ઉગે છે, ને ક્ષીણ થયેલ ચંદ્ર પણ પાછો વૃદ્ધિ પામે છે; એમ વિચાર કરનાર સજ્જનો ખેદ પામતા નથી ॥ ૮૪૩ ॥

વળી ભર્તૃહરિયે કહ્યું છે કે,

क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुराम-
त्तकलहः क्वचिद्वीणावादः क्वचि-
दपि च हाहेति रुदितम् ।
क्वचिद्रम्या रामा क्वचिदपि जरा-
जर्जरतनुर्न जाने संसारः किममृ-
तमयः किं विषमयः ॥ ८४४ ॥

સંસારમાં કયાંક વિદ્વાનનો વિનોદ, કયાંક મદિરા પીને મત્ત થયેલાનો કલહ, કયાંક વિણાનો નાદ, કયાંક હાહા કરી રૂદન, કયાંક મનોહર સ્ત્રી, ને કયાંક જરાએ કરી જર્જરિત થયેલાં શરીર દેખાય છે, તે ઉપરથી શું એ સંસાર અમૃતમય છે કે વિષમય છે, તે હું જાણતો નથી ॥ ૮૪૪ ॥

માટે વિષ્ણુશર્માયે કહ્યું છે કે

त्याज्यं न धैर्यं विधुरेऽपि काले
धैर्यात्कदाचित्स्थितिमाप्नुयात्सः ।
यथा समुद्रेऽपि च पोतभंगे
सांयात्रिको वांछति तर्तुमेव ॥ ८४५ ॥

જેમ સમુદ્રમાં વહાણ ભાંગવાટાણે પણ મુસાફર તરવા ઈચ્છે છે, તેમ મનુષ્યે વિપત્તિ સમય પણ ધૈર્ય છોડવું નહીં, કેમકે ધીરજથી કદાચિત્ તે ગતિને પામે છે ॥ ૮૪૫ ॥

तावद्भयेषु भेतव्यं यावद्भयमनागतम्। आगतं तु भयं दृष्ट्वा प्रहर्तव्यमशंकया ॥ ८४६ ॥

જ્યાંસુધી ભય આવ્યું ન હોય ત્યાંસુધી બીહીવું પણ તેને આવ્યું જાણી નિઃશંક થઈ ટાળવાના ઉપાય કરવા ॥ ૮૪૬ ॥

सुखमापातितं सेवेदुःखमापतितं तथा। चक्रवत्परिवर्तंते दुःखानि च सुखानि च ॥ ८४७ ॥

પ્રાપ્ત થયેલાં સુખ વા દુઃખ ધીરજથી સેવવાં, કેમકે તે ચક્રની પેઠે ફર્યાકરેછે॥૮૪૭

आरभंतेऽल्पमेवाज्ञा कामं व्यग्रा भवंति च। महारंभाः कृतधियस्तिष्ठंति च निराकुलाः ॥ ८४८ ॥

અજ્ઞ જન ઈચ્છાથી સ્વલ્પ કાર્યનો આરંભ કરે, ને પછી તેમાં વિહ્વળ થાયછે, પણ બુદ્ધિમાન્ જન મોટા કાર્યનો આરંભ કરેછે, ને આકુળ થતા નથી ॥ ૮૪૮ ॥

अनारंभो हि कार्याणां प्रथमं बुद्धिलक्षणम्। आरब्धस्यांतगमनं द्वितीयं बुद्धिलक्षणम् ॥ ८४९ ॥

કાર્યનો આરંભ ન કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે, ને આરંભેલા કાર્યને પાર પાડવું એ બુદ્ધિનું બીજુ લક્ષણ છે॥૮૪૯॥

आरभ्यते न खलु विघ्नभयेन नीचैः प्रारभ्य विघ्नविहता विरमंति मध्याः। विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः प्रारभ्य चोत्तमजना न परित्यजंति ॥८५०॥

વિઘ્નના ભયથી અધમ જન કાર્યનો આરભ કરતા નથી, મધ્યમ જન કાર્યનો આરંભ કરી વિઘ્ન નડે તો વચમાંજ વિરામ પામે છે; પણ ઉત્તમ જન તો કાર્યનો આરંભ કરી વિઘ્ન વારંવાર આવે તો પણ તેને પુરૂં કર્યા વગર છોડતા નથી ॥ ૮૫૦ ॥

હવે શરણે આવેલાની યથાશકિત પરોણાગત કરવાથી લોકમાં ઘણા મિત્ર થાયછે, ને સુવાસ વધે છે. કદિ શત્રુ હોય ને વૈર મૂકી શરણે આવે, તો તે પણ પરોણાગત કરવા યોગ્ય છે; ત્યારે કોઈ સંબંધી, મિત્ર, જાતિલો, પરજાતિલો વા પરોણો ઘેર આવે, તો તે પરોણાગત કરવા યોગ્ય હોય તેમાં શી નવાઈ! કહ્યું છે કે,

गृहागतं क्षुद्रमपि यथार्थं पूजयेत्सदा। अरावप्युचितं कार्यमातिथ्यं गृहमागते ॥ ८५१ ॥

સદા ઘેર આવેલા ક્ષુદ્રનો પણ જેવો ઘટે તેવો સત્કાર કરવો, ને શત્રુ પણ જો ઘેર આવે તો તેની પરોણાગત કરવી ॥ ૮૫૧ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

नात्यंतं विश्वसेत्कंचित् विश्वस्तमपि सर्वदा। पुत्रं वा भ्रातरं भार्याममात्यमधिकारिणम् ॥ ८५२ ॥

સર્વદા પુત્ર, ભાઈ, ભાર્યા, અમાત્ય, અધિકારિ તથા કોઈ વિશ્વાસુનો પણ અતિ, વિશ્વાસ કરવો નહિ ॥ ૮૫૨ ॥

કારણ જેના ઉપર ઘણો વિશ્વાસ હોય, તેપણ કોઈ સમય દગો કરેછે; એમ પૂર્વના ઈતિહાસથી જાણવામાં આવ્યું છે, ને હમણાં પણ અનુભવ થાયછે. વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

नखिनां च नदीनां च शृंगिणां शस्त्रपाणिनाम् । विश्वासो नैव कर्तव्यः स्त्रीषु राजकुलेषु च ॥ ८९३ ॥

નખ તથા શિંગડાવાળાં પ્રાણિ, નદી, શસ્ત્રધારી, સ્ત્રીજન તથા રાજકુળનો વિશ્વાસ ન કરવો. ॥ ૮૫૩ ॥

न यस्य चेष्टितं विद्यात् न कुलं न पराक्रमम् । न तस्य विश्वसेत्प्राज्ञो यदीच्छेच्छ्रेय आत्मनः ॥ ८९४ ॥

જો પોતાનું શ્રેય ઈચ્છે તો બુદ્ધિમાન, જેનાં આચરણ, કુળ તથા પરાક્રમ ન જણાય તેનો વિશ્વાસ ન કરે ॥ ૯૫૪ ॥

प्रणयादुपकाराद्वा यो विश्वसिति शत्रुषु । सषुप्त इव वृक्षाग्रात्पतितः प्रतिबुद्ध्यते ॥ ८९५ ॥

જે શત્રુનો સ્નેહ તથા ઉપકાર જોઈ વિશ્વાસ કરેછે, તે વૃક્ષના અગ્રભાગ પર સુતેલાની પેઠે પડે ત્યારે જાગેછે ॥ ૮૫૫ ॥

अपराधो न मेस्तीति नैतद्विश्वासकारणम् । तिद्यते हि नृशंसेभ्यो भयं गुणवतामपि ॥ ८९६ ॥

" મારો કંઈ અપરાધ નથી," એમ ધારવું વિશ્વાસ કરવાનું કારણ નથી, કેમકે ગુણવાનને પણ ક્રૂર મનુષ્યો તરફથી ભય થાયછે ॥ ૮૫૬ ॥

अत्यादरो भवेद्यत्र कार्यकारणवर्जितः । तत्र शंका प्रकर्तव्या परिणामे सुखावहा ॥ ८९७ ॥

જયાં કાર્ય કારણ વિના અતિ આદર થાય ત્યાં શંકા રાખવી, જેથી પરિણામે સુખ થાયછે ॥ ૮૫૭ ॥

असती भवति सलज्जा क्षारं नीतं च निर्मलं भवति । दंभी भवति विवेकी प्रियवक्ता भवति धूर्तजनः ॥ ८९८ ॥

ઘણું કરી અસતી સ્ત્રી લજ્જાવાળી, ખારૂં પાણી નિર્મળ, દંભી વિવેકી તથા ધૂતારા મિઠું બોલનારા હોયછે ॥ ૮૫૮ ॥

दद्यात्साधुर्यदि निजपदे दुर्जनाय प्रवेशं तं नाशाय प्रभवति ततो वांछमानः स्वयं यः । तस्माद्देयो विपुलमतिभिर्नावकाशोऽधमानां जारोऽपि स्याद्गृहपतिरिति श्रूयते वाक्यतोऽत्र ॥ ८९९ ॥

સાધુ પુરૂષ જો દુર્જનને પોતાના સ્થાનમાં પ્રવેશ કરવા દે, તો તે દુર્જન પોતેજ તેના સ્થાનની ઇચ્છા કરી તેનો નાશ કરેછે, માટે મોટી મતિવાળાએ નીચ મનુષ્યને પોતાનું સ્થાન દેવું નહિ કારણજાર પુરૂષ પણ ઘરનો ધણી થઈ પડે છે, એમ લોકમાં વાકયથી સંભળાય છે ॥ ૮૫૯ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

अवृत्तिव्याधिशोकार्तानतुवर्तेत शक्तितः । कदापि नोग्रदंडः स्यात्कटुभाषणतत्परः ॥ ८९० ॥

અવૃત્તિ, વ્યાધિ તથા શોકે કરી પીડાયલાને શકિત મુજબ મદદ કરવી; ને કયારેય પણ કટુ ભાષણમાં તત્પર તથા ઉગ્રદંડી થવું નહિ ॥ ૮૯૦ ॥

भार्या पुत्रोऽप्युद्विजते कटुवाक्यात्प्रदंडतः । पशवोऽपि वशं यांति दानैश्च मृदुभाषणैः ॥ ८९१ ॥

કેમકે કટુ વાકય તથા ઉગ્રદંડથી ભાર્યા તથા પુત્ર પણ ઉદ્વેગ પામેછે, ને દાન તથા મૃદુ ભાષણે કરી પશુ પણ વશ થાયછે ॥ ૮૯૧ ॥

પોતાની શકિતપ્રમાણે પરોપકાર કરવાથી લોકમાં યશ વધે છે, પ્રીતિ મેળવાય છે ને જેની ઉપર ઉપકાર કર્યો હોય તેનો અંતરાત્મા પ્રસન્ન થાયછે. અને ઈશ્વરે સર્વાંતર્યામી હોવાથી એજ તેનું પૂજન ભાસે છે. એ વિષે કહ્યું છે કે,

येन केन प्रकारेण यस्य कस्यापि देहिनः । संतोषं जनयेत्प्राज्ञस्तदेवेश्वरपूजनम् ॥ ८९२ ॥

બુદ્ધિમાને હરકોઈ રૂડા પ્રકારે કરી કોઈ પણ પ્રાણીને સંતોષ ઉત્પન્ન કરવો, તેજ ઈશ્વરપૂજન છે ॥ ૮૯૨ ॥

માટે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

स्थितो मृत्युमुखे चाहं क्षणमायुर्ममास्ति न । इति मत्वा दानधर्मौ यथेष्टौ तु समाचरेत् ॥ ८९३ ॥

હું મૃત્યુના મુખમાં રહ્યો છું, મારૂં આયુષ ક્ષણમાત્ર નથી, એમ માની યથેષ્ટ દાન ધર્મ આચરવાં ॥ ૮૯૩ ॥

કારણ વિષ્ણુધર્મમાંયે કહ્યું છે કે,

तावत्प्रीतिर्भवल्लोके यावद्दानं प्रदीयते । वत्सः क्षीरक्षयं दृष्ट्वा परित्यजति मातरम् ॥ ८९४ ॥

લોકમાં જ્યાંસુધી કંઈ પણ દેવાય ત્યાંસુધી પ્રીતિ હોય છે, કેમકે વાછડો દૂધના ક્ષયને જોઈ માતાને મૂકી દે છે ॥ ૮૯૪

पश्य दानस्य माहात्म्यं सद्यः प्रत्ययकारकम् । यत्प्रभावादपि द्वेषी मित्रतां याति तत्क्षणात् ॥ ८९५ ॥

તત્કાળ વિશ્વાસને કરનાર દાનનું મહાત્મ્ય જો, કેમકે જેના પ્રભાવથી શત્રુ પણ તરત મિત્ર થાયછે ॥ ૮૯૫ ॥

પણ ફુલાઈ જઈ પોતાની શકિત ઉપરાંત દાન દેવું નહીં; કારણ શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

अतिदानेन दारिद्र्यं तिरस्कारोऽतिलोभतः । यतोऽत्यंतं नाशहेतुरतिसर्वत्र वर्जयेत् ॥ ८६६ ॥

અતિ દાને કરી દારિદ્ર્ય ને અતિ લોભથી તિરસ્કાર થાયછે, તેથી અતિ એ નાશનું કારણ છે, માટે તેને સર્વ ઠેકાણે ત્યાગ કરવો ॥ ૮૬૬ ॥

વળી જેના ઉપર પોતાની સત્તા હોય એવાં કોઈ પણ મનુષ્યે કદી અપરાધ કર્યો હોય, તો તેને ઉગ્ર દંડ કરવાથી તથા ક્રૂર વચન કેહેવાથી કોઈ ટાણે અનર્થ થવાનો સંભવ છે. કેમકે જેને ઊગ્ર દંડ કરવામાં આવે તથા ક્રૂર વચન કેહેવામાં આવે, તે કદી પોંહોચેલો હોય, તો વૈર રાખી તેવા દંડ કરનાર તથા ક્રૂર વચન બોલનારને લાગ આવે નુકસાન કરે છે. માટે ચાલતાંસુધી સમજાવી કામ લેવું ને કદી દંડ કરવો પડે તો વગર વિચારે કરવો નહિ. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

साम्नैव यत्र सिद्धिर्न तत्र दंडो बुधेन विनियोज्यः । पित्तं यदि शर्करया शाम्यति कोर्थः पटोलेन ॥ ८६७ ॥

જ્યાં સમજાવ્યાથી કામ થાય ત્યાં ડાહ્યા માણસે દંડ કરવો નહિ, કેમકે જો સાકરથી પિત્ત શમે તો કડવા પટોલની જરૂર શું છે॥ ૮૬૭॥

न परस्यापराधेन परेषां दंडमाचरेत् । आत्मनावगतंकृत्वा दंडयेत्पूजयेच्च वा ८६८

એકના અપરાધમાટે બીજાને દંડ ન દેવો, પણ પોતાની ખાત્રી કરી, ઘટે તો દંડ દેવો વા સત્કાર કરવો ॥ ૮૬૮ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

उपेक्षेत प्रनष्टं यत्प्राप्तं यत्तदुपाहरेत् । परद्रव्यं क्षुद्रमपि नादत्तं संहरेत्क्वचित् ॥ ८६९ ॥

જે નાશ પામ્યું તેની ઉપેક્ષા કરવી, ને જે પ્રાપ્ત થયું તેને ગ્રહણ કરવું, પણ કોઈ કાળે થોડું પણ પારકું દ્રવ્ય આપ્યાવિના લેવું નહિ ॥ ૮૬૯ ॥

નાશ પામેલી કોઈ પણ વસ્તુની ઉપેક્ષા ન કરતાં વારંવાર તેનું ચિંતન કરવાથી માત્ર મનને સંતાપ થતાં શરીર ક્ષીણ થાયછે અને નિત્યના કામકાજમાં પ્રવૃત્તિ યથાર્થ ન થતાં તેમાં નુકસાની થવાનો સંભવ છે; પણ તે નાશ પામેલી વસ્તુ કદી મળવાની નથી. માટે એજ ગ્રંથમાં એજ ઠેકાણે કહ્યું છે કે,

शोकं न कुर्यान्नष्टस्य स्वकृतेरपि जल्पनम् । खादन्न गच्छेदध्वानं न च हास्येन भाषणम् ॥ ८७० ॥

નષ્ટનો શોક કરવો નહિ, વિના પૂછે પોતે કરેલ કહી દેખાડવું નહિ, માર્ગમાં ખાતાં ખાતાં ચાલવું નહિ, ને હાસ્ય સહિત ભાષણ કરવું નહિ ॥ ૮૭૦ ॥

તેમ બીજાની જેની ઉપર સત્તા હોય તેવી વસ્તુ, તેના ધણીની રજાવગર પોતાના ઉપયોગમાં લેવાથી ચોરી ઠરે છે; જેથી શિક્ષાને પાત્ર થવાય છે ને લોકમાં આબરૂ જાય છે. માટે કહ્યું છે કે,

परधनहरणे पंगुः परदारनिरीक्षणेऽप्यंधः । मूकः परापवादे स भवति सर्वप्रियो जगति ॥ ८७१ ॥

જે પારકા ધન હરણમાં પાંગળો, પારકી સ્ત્રી જોવામાં આંધળો તથા પારકી નિંદા કરવામાં મુંગો હોય, તે જગતમાં સર્વને પ્રિય થાયછે ॥ ૮૭૧ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

न ब्रूयादनृतं साक्ष्यं कृतं साक्ष्यं न लोपयेत् । आज्ञाभंगस्तु महतां राज्ञः कार्यो न वै क्वचित् ॥ ८७२ ॥

ખોટી સાક્ષી પૂરવી નહિ, આપેલી સાક્ષી ફેરવવી નહિ, ને કોઇ કાળે રાજા તથા મોટાની આજ્ઞાનો ભંગ કરવો નહિ ॥૮૭૨॥

ખોટી સાક્ષી પૂરવાથી ઇશ્વરનો ગુનેહગાર થવાય છે, કારણ તે સર્વાંતર્યામી હોવાથી મનુષ્યે છુપી રીતે કરેલા પાપ-પુણ્યને જાણે છે. માનવધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે,

न वृथा शपथं कुर्यात्स्वल्पेऽप्यर्थे नरो बुधः । आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः ॥ ८७३ ॥

બુદ્ધિમાન્ મનુષ્યે થોડા કાર્યમાં પણ ખોટા સોગન ખાવા નહિ, કેમકે પોતે પોતાનોજ સાક્ષી તથા ગતિ છે ॥ ૮૭૩ ॥

વળી શ્રી મહાભારતાંતર્ગત આદિપર્વમાં કહ્યું છે કે,

मन्यते पातकं कृत्वा न कश्चिद्वेत्ति मामिति । तदेव वेत्ति भूतात्मा यश्चैवांतरपूरुषः ॥ ८७४ ॥

જે પાપ કરીને મને કોઈ જાણતું નથી એમ માને છે, પણ જે સર્વ ભૂતનો આત્મા અંતર્યામિ ઈશ્વર છે તે સર્વ જાણે છે ॥ ૮૭૪ ॥

માટે કહ્યું છે કે,

यथा श्रुतं यथा दृष्टं सर्वमेवांजसा वदेत् । सत्येन पूयते साक्षी धर्मः सत्येन रक्ष्यते ॥ ८७५ ॥

જેમ સાંભળ્યું તથા જોયું હોય તેમજ સાક્ષિયે સર્વ જલદી કેહેવું, કેમ કે સત્યવડે તે પોતે પવિત્ર થાય, ને ધર્મની રક્ષા થાયછે ॥ ૮૭૫ ॥

વળી ખોટી સાક્ષી પ્રસિદ્ધિમાં આવે તો, રાજા શિક્ષા કરે ને લોકોમાં પ્રતિષ્ઠા ઘટે છે. માટે કલ્પતરૂ ગ્રંથમાં કહ્યું છે કે,

यशो यस्माद्भस्मीभवति वनवह्नेरिव वनं निदानं दुःखानां यदवनिरुहाणामिव जलम् । न यत्र स्याच्छायाऽतप इव तपःसंयमकथा कथंचित्तन्मिथ्या वचनमभिधत्ते न मतिमान् ॥ ८७६ ॥

જેથી દાવાનલવડે વનની પેઠે યશ ભસ્મરૂપ થાયછે, જે વૃક્ષનાં કારણ જળની પેઠે દુઃખનું નિદાન છે, અને જેમાં તડકાનેવિષે છાયાની પેઠે તપ તથા સંયમની કથા નથી, તેવું મિથ્યા વચન કોઇ રીતે પણ બુદ્ધિમાન્ બોલતો નથી ॥૮૭૬॥

તેમ જેનો અમલ ચાલતો હોય તેવા સત્તાધારી મનુષ્યની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી, તે એકવાર તો ગમે તેવા પ્રતિષ્ઠિત્ માણસને પણ હેરાન કરી શકેછે; ત્યારે રાજાની આજ્ઞા ઉલ્લંઘન કરી હોય તો તે શું ન કરી શકે ? વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

राजा वेश्या यमो ह्यग्निस्तस्करो बालयाचकौ । परदुःखं न जानंति ह्यष्टमो ग्रामकंटकः ॥ ८७७ ॥

રાજા, વેશ્યા, કાળ, અગ્નિ, તસ્કર, બાળક, યાચક તથા આઠમો ગ્રામકંટક પારકું દુઃખ જાણતા નથી ॥ ૮૭૭ ॥

काके शौचं द्यूतकारे च सत्यं सर्पे क्षान्तिर्यौवने कामशांतिः । क्लीबे धैर्यं मद्यपे तत्त्वचिन्ता राजा मित्रं केन दृष्टं श्रुतं वा ॥ ८७८ ॥

કાગડામાં પવિત્રતા, જુગારીમાં સત્યતા, સર્પમાં ક્ષમા, યુવાવસ્થામાં કામશાંતિ, બીકણમાં ધૈર્ય, મદિરા પિનારમાં તત્ત્વચિંતા, તથા રાજા મિત્ર, એટલાં કોણે જોયાં વા સાંભળ્યાં છે ॥ ૮૭૮ ॥

માટે કહ્યું છે કે,

शास्त्रं सुचिंतितमथो परिचिंतनीयमाराधितोऽपि नृपतिः परिशंकनीयः । अंके स्थितापि युवतिः परिरक्षणीया शास्त्रे नृपे च युवतौ हि कुतः स्थिरत्वम् ८७९

સારી રીતે ચિંતન કરેલું શાસ્ત્ર પણ ફરી વિચારવા લાયક, આરાધન કરેલો રાજા પણ શંકા રાખવા યોગ્ય અને પાસે રહેલી યુવતિ પણ રક્ષણ કરવા યોગ્ય છે, કેમકે શાસ્ત્ર, રાજા તથા યુવતિમાં સ્થિરપણું ક્યાંથી હોય ॥ ૮૭૯ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

जायात्पयोश्च पित्रोश्च भ्रात्रोश्च स्वामिभृत्ययोः । भगिन्योर्मित्रयोर्भेदं न कुर्याद्गुरुशिष्ययोः ॥ ८८० ॥

પતિ પત્નિ, માતા પિતા, ભાઇઓ, શેઠ ચાકર, બહેનો, મિત્રો, તથા ગુરૂશિષ્યનો માંહોમાંહે ભેદ કરવો નહિ ॥ ૮૮૦ ॥

કારણ તેમનામાં પરસ્પરે ભેદ પાડવાનો જે પ્રયત્ન કરે છે, તેને જો તેઓ નિપુણ હોય તો પ્રથમથીજ ચેતી જઇ દૂર કરેછે. કારણ વિદુરનીતિમાં કહ્યું છે કે,

ये वै भेदनशीलास्तु सकामा निस्त्रपाः शठाः । ते पापा इति विख्याताः संवासे परिगर्हिताः ॥ ८८१ ॥

જે ભેદ પાડનાર, કામી, નિર્લજ્જ, શઠ તથા પાપી કહેવાતા હોય તે પાસે રાખવામાં નિંદેલા છે ॥ ૮૮૧ ॥

અને કદી તેવા સંબંધી વિચાર વગરના હોય, તો તેમનામાં ભેદ પાડી શકાય છે, વિષ્ણુશર્માયે કહ્યું છે કે;

मृदुना सलिलेन खन्यमाना-
न्यवघृष्यंति गिरेरपि स्थलानि ।
[illegible] च कर्ण[illegible]पः
किमु चेतांसि मृदूनि [illegible]नाम् ॥८८२॥

કોમળ જળવડે પણ ખનન થયેલાં પર્વ-
તનાં સ્થળ ઘસાઇ જાયછે, તો ભેદ
પાડનારે કાન ભરવાથી મનુષ્યનાં કોમળ
ચિત્ત ભેદાય તેમાં શું ॥ ૮૮૨ ॥

પણ જ્યારે તેમને ત્યાં કંઇ વ્યાવાહારિક પ્રસંગ આવે છે, ત્યારે લોકલાજને લીધે તેમને એકઠા થવાની ફરજ પડે છે. તે સમય તેઓ ભેદ પડવાનાં કારણનો પરસ્પરે ખુલાસો પૂછવા માંડે છે, એટલે તુરત તે ભેદ પાડનાર મનુષ્યનું ભોપાળું પ્રસિદ્ધ થઇ જાય છે. જેથી તે બન્નેના તિરસ્કારમા આવી તેમના ઘરથી દૂર થાયછે, અને તે સંબંધિયો તો પાછા પૂર્વની પેઠે મળી જાય છે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

बंधनानि खलु संति बहूनि प्रेमरज्जुदृ-
ढबंधनमेव । दारुभेदनिपुणोऽपि षडंघ्रि-
र्निष्क्रियो भवति पंकजकोशे ॥ ८८३ ॥

બંધન ઘણાં હોય છે, પણ પ્રેમરૂપ દોરડી
દૃઢ બંધન છે, કેમકે ભ્રમર લાકડું ભેદ-
વામાં ચતુર છતાં પણ કમળકોશમાં
નિષ્ક્રિય થાયછે ॥ ૮૮૩ ॥

હવે શુક્રનીતિના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

सुहृदं भ्रातरं बंधुमुपचर्यात्सदा-
त्मवत् । न मध्याद्गमनं भाषाशा-
लिनोः [illegible]तयोरपि ॥ ८८४ ॥

મિત્ર, ભાઈ તથા સંબંધિને સદા પોતાની
પેઠે માનવા અને બે જણાં ઉભી વાત કરતા
હોય તેની વચમાંથી જવું નહિ ॥ ૮૮૪ ॥

કારણ સુહૃદાદિને પોતાની સમાન ગણવાથી સંપ કાયમ રહે છે, જેને નિભાવ-વાની ઘણી જરૂર છે; કારણ તે વિના પારકાથી પરાભવ પમાય છે, ને કોઈ પણ મોટું કાર્ય પાર પાડી શકાતું નથી. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

बहूनां चैव सत्वानां [illegible]मवायो
रिपुंजयः । वर्षधाराधरो मे-
घस्तृणैरपि निवार्यते ॥ ८८५ ॥

જેમ તૃણસમુદાયે કરી વર્ષાદની ધારા-
વાળો મેઘ નિવારણ કરાય છે, તેમ ઘણા
પ્રાણીનો સમુદાય શત્રુને જીતનાર
થાયછે ॥ ૮૮૫ ॥

તેમ વિષ્ણુશર્માંયે કહ્યું છે કે,

संहतिः श्रेयसी पुंसां स्व[illegible]लैरल्प-
कैरपि । तुषेणापि परित्यक्ता न
प्ररोहंति तंडुलाः ॥ ८८६ ॥

મનુષ્યને પોતાના કુળના અલ્પ સાથે
પણ દૃઢ સંબંધ રાખવો કલ્યાણકારિ છે
કારણ ફોતરાથી જુદા કરેલા ભાત પણ
ઉગતા નથી ॥ ૮૮૬ ॥

अल्पानामपि वस्तूनां संगतिः कार्यसाधिका । तृणैर्गुणत्वमापन्नैर्बध्यंते मत्तदंतिनः ॥ ८८७ ॥

અલ્પ વસ્તુની સંગતિ પણ કાર્ય સાધનારી થાયછે, કારણ દોરડારૂપ થયેલા તૃણે કરી મદોન્મત્ત હસ્તિ બંધાય છે ॥ ૮૮૭ ॥

વળી વિદુરનીતિમાં કહ્યું છે કે,

न वै भिन्ना जातु चरंति धर्मं
न वै सुखं प्राप्नुवंतीह भिन्नाः ।
न वै भिन्ना गौरवं प्राप्नुवंति
न वै भिन्नाः प्रशमं रोचयंति ॥ ८८८ ॥

પરસ્પરે ભેદ પામેલા કયારેય ધર્મ આચરતા નથી અને સુખ, સત્કાર તથા શાંતિને પામતા નથી ॥ ૮૮૮ ॥

તેમ બે જણ વાત કરતા હોય, ત્યાં એકાએક જવાથી તે બન્ને વાત કરતા અટકે છે, ને મનમા અભાવ લાવી આવનારને મૂર્ખ સમજે છે. કાલિદાસે ભોજરાજાને કહ્યું છે કે,

खादन्न गच्छामि हसन्न जल्पे
गतं न शोचामि कृतं न मन्ये ।
द्वाभ्यां तृतीयो न भवामि राजन्
किं कारणं भोज भवामि मूर्खः ॥ ८८९ ॥

હે ભોજરાજા, હું ખાતાં ખાતાં ચાલતો નથી, હસતાં હસતાં બોલતો નથી, ગયેલાનો શોચ કરતો નથી, કરેલાનું અભિમાન ધરતો નથી તથા બે વાત કરતા હોય ત્યાં ત્રીજો થતો નથી તો મૂર્ખ શું કામના ૮૮૯.

मूर्खो वर्षाप्रवासी सति पितरि गृहे नार्जिता येन विद्या नानाधान्योषधीनां सति निजविभवे संग्रहं यो न कुर्यात् । हित्वा भार्यां सुशीलां रतिमिह कुरुते भर्तृभृत्यां च दास्यां वाण्या. वैराभिलाषी समयमतिजडो वक्ति राजन्खगोयम् ॥ ८९० ॥.

હે રાજન્, જે વર્ષા કાળમાં પ્રવાસી ઘરમાં બાપ છતે જેણે વિદ્યા સંપાદન ન કરી, પોતાનો વૈભવ છતાં જે નાના પ્રકારનાં ધાન્ય તથા ઔષધિનો સંગ્રહ નથી કરતો, જે પોતાની સુશીલ ભાર્યાને છોડી વિધવા. દાસીમાં પ્રીતિ કરેછે, જે વાણીવડે વૈર ઈચ્છનાર તથા સમય ઉપર જડ મતિ હોય. તેને આ પક્ષિ મૂર્ખ કહેછે ॥ ૮૯૦ ॥

હવે કહ્યું છે કે,

देशाटनं राजसभावेशनं शास्त्रार्चितनम् । वैश्यादिसंगतिं विद्वन्मैत्रीं कुर्यादतन्द्रितः ॥ ८९१ ॥

ઉદ્યોગી મનુષ્યે દેશાટન, રાજસભામાં જવું, શાસ્ત્ર ચિંતન, વેપારિયોની સંગત તથા વિદ્વાનની મૈત્રી કરવી ॥ ૮૯૧ ॥

દેશાટન કરવાથી મનુષ્યને અનેક રીતે લાભ થાયછે. જેમ ઘરમાં બેસી રહેનાર મનુષ્ય કંઇ વ્યાવહારિક વિવેક જાણી શકતું નથી, પણ ગૃહસ્થો પાસે આવાગમન

રાખવાથી જાણી શકે છે; ને પોતામાં રહેલા અવિવેકને તજીને સુધરે છે; તેમ એકજ નગરમાં રેહેનોર મનુષ્ય પરદેશવાસી મનુષ્યોની સારી નરસી રીતભાત તથા તેમની સાથેના વ્યવહારમાં થતા લાભ અલાભને જાણી શકતું નથી, પણ દેશાટન કરવાથી જાણી શકેછે; અને પોતાની રીતભાત સુધારી સુખી થાયછે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

देशांतरेषु बहुविधभाषावेषादि येन न ज्ञातम् । भ्रमता धरणीपीठे तस्य फलं जन्मनो व्यर्थम् ॥ ८९२ ॥

જે પૃથિવીની પીઠ ઉપર ફરનાર મનુષ્યે, દેશાંતરની ભાષા તથા વેશાદિ જાણ્યા નહિ, તેના જન્મનું ફલ વ્યર્થ છે ॥ ૮૯૨ ॥

विद्यां वित्तं शिल्पं तावन्नाप्नोति मानवः सम्यक् । यावद्व्रजति न भूमौ देशाद्देशांतरं हृष्टः ॥ ८९३ ॥

જયાંસુધી મનુષ્ય પ્રસન્ન થઈને પૃથિવીમાં એક દેશથી બીજે દેશ જતો નથી, ત્યાં સુધી વિદ્યા, ધન તથા કળાને સારી રીત પામતો નથી ॥ ૮૯૩ ॥

यस्यास्ति सर्वत्र गतिः स कस्मात्स्वदेशरागेण हि याति नाशम् । तातस्य कूपोऽयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबंति ॥ ८९४ ॥

જેની સર્વત્ર ગતિ છે, તે શું કામ સ્વદેશમાં પડી રહી નાશ પામે, કેમકે આ બાપનો કુવો છે, એમ કેહેનારા હલકા પુરૂષો ખારૂં જળ પિયે છે ॥ ૮૯૪ ॥

તેમ વિશ્વગુણાદર્શમાં કહ્યું છે કે,

आकिंचन्याददतिपरिचयाज्जायायोपेक्ष्यमाणो भूपालानामननुसरणाद्बिभ्यदेवाखिलेभ्यः । गेहे तिष्ठन् कुमतिरलसः कूपकूर्मैः सधर्मा किंजानीते भुवनचरितं किं सुखं चोपभुंक्ते ॥ ८९५ ॥

ગરીબાઇ તથા અતિ પરિચયથી સ્ત્રિયે ઉપેક્ષા કરેલો પુરૂષ, રાજાદિ મહાજનો પાસે ન જવાયે કરી બધાથી બિયે છે, ને ઘરમાંજ રહેતાં કુવાના કાચબા સરખા ધર્મવાળો તે આળસુ, કુમતિ, પૃથિવીમાં થતાં ચરિત્રને શું જાણે ? ને સુખ શું ભોગવે ? ॥ ૮૯૫ ॥

व्यापारांतरमुत्सृज्य वीक्ष्यमाणो वधूमुखम् । यो गृहेष्वेव निद्राति दरिद्राति स दुर्मतिः ८९६ ॥

જે દુર્મતિ બીજું કામ છોડી સ્ત્રીનું મુખ જોતાં ઘરમાંજ સુઈ રહે, તેદરિદ્રીથાયછે૮૯૬

માટે ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

यस्मिन्देशे न सन्मानो न वृत्तिर्न च बांधवः । न च विद्यागमोप्यस्ति वासं तत्र न कारयेत् ॥ ८९७ ॥

જે દેશમાં સન્માન, જીવિકા, બાંધવ તથા વિદ્યાનો આગમ નથી ત્યાં વાસ કરવો નહિ ॥ ૮૯૭ ॥

પણ પરદેશ જનાર ગૃહસ્થમાટે મનુસ્મૃતિના ૯ મા અધ્યાયમાં કહ્યું છે કે,

विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः। अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ ८९८ ॥

કાર્યવાન્ પુરૂષે સ્ત્રીની જીવિકા ચાલે તેવો બંદોબસ્ત કરી પરદેશ જવું, કારણ વૃત્તિવિના પીડાયલી સ્ત્રી સારા આચરણવાળી હોય તોપણ બગડેછે ॥ ૮૯૮ ॥

પણ ગૃહસ્થે પરદેશમાં ઘણામાં ઘણાં ત્રણ વર્ષ ઉપરાંત વાસ કરવો નહીં; કેમકે સ્ત્રી પુરૂષનો પરસ્પરે ઘણા કાળસુધીનો વિયોગ હાનિકર્તા છે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે

कांतावियोगः स्वजनापमानो ऋणस्य शेषं कुनृपस्य सेवा । दरिद्रभावो विषमा सभा च विनाग्निनैते च दहंति कायम् ॥ ८९९ ॥

સ્ત્રીનો વિયોગ, સ્વજનમાં અપમાન, કરજની બાકી, ખરાબ રાજાની સેવા, દારિદ્રય તથા વિષમ સભા, એટલાં અગ્નિવિના શરીરને બાળે છે ॥ ૮૯૯ ॥

વળી કહ્યું છે કે,

साध्वीस्त्रीणां दयितविरहे मानिनां मानभंगे सल्लोकानामपि जनरवे निग्रहे पंडितानाम्। अन्योद्रेके कुटिलमनसां निर्गुणानां विदेशे भृत्याभावे भवति विषमं किं तु संभावितानाम् ॥ ९०० ॥

પતિવ્રતા સ્ત્રીને પતિના વિયોગ સમય, માનીને માનભંગ થતાં, સત્પુરૂષને લોકાપવાદથી, પંડિતને દંડથી, કુટિલ મનવાળાને બીજાની ચડતીમાં, નિર્ગુણિને પરદેશમાં અને સંભાવિતને ચાકરના અભાવે દુઃખ થાયછે ॥ ૯૦૦ ॥

વળી દેશાટન કરનાર મનુષ્યે સદા સાવચેત રેહેવું, કદી ગાફલ થવું નહિઃ કારણ સૃષ્ટિમાં બધાં મનુષ્ય એક સરખાં ન હોવાથી રસ્તામાં ચોર વા લુટારા લોકોથી હાનિ થવાનો સંભવ હોય છે. માટે માંનવધર્મશાસ્ત્રના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

नातिकल्यं नातिसायं नातिमध्यंदिने स्थिते। नाज्ञातेन समं गच्छेन्नैको न वृषलैः सह ॥९०१॥

માટે પેરોઢિયે, અતિ સાયંકાળે, બરોબર મધ્યાન્હ સમયે, અજાણ્યા સાથે, એકલા તથા દુરાચારી સાથે પ્રવાસ ન કરવો ૯૦૧

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે.

न वित्तं दर्शयेत्प्राज्ञः कस्यचित्स्वल्पमप्यहो। मुनेरपि यतस्तस्य दर्शनाच्चलते मनः ॥ ९०२ ॥

બુદ્ધિમાને પ્રવાસમાં થોડું પણ ધન કોઇને દેખાડવું નહિ, કેમકે ધનને જોઇ, અહો ! ઘણું કરી મુનિનું પણ મન ચળે છે ॥ ૯૦૨ ॥

તેમ રાજાની કચેરી તથા કંઇ કાર્ય પ્રસંગે એકઠી મળેલી જનસભામાં કોઇ કોઇ સમય જવા આવવાનો પરિચય રાખવાથી સભામાં વર્તવાની રીતભાત જાણી શકાય છે, બોલવાની હીંમત આવે છે, ને વિવિધ વિષયપર ભાષણ સાંભળવાથી નાનાપ્રકારનો બોધ થાયછે. કહ્યું છે કે,

गंतव्या राजसभा द्रष्टव्या राजवल्लभाः पुरुषाः । यद्यपि न भवत्यर्थो भवत्यनर्थप्रतीकारः ॥ ९०३ ॥

રાજસભામાં જવું ને રાજાના કાર્યભારિને મળતા રેહેવું, તેથી કદી ધન ન મળે તોપણ અનર્થનો પ્રતિકાર થાયછે ॥૯૦૩॥

પણ સભા કેવી જોઇએ તે વિષે વિદુરનીતિમાં કહ્યું છે કે,

न सा सभा यत्र न संति वृद्धा<br>
वृद्धा न ते ये न वदंति धर्मम् ।<br>
धर्मः स नो यत्र न सत्यमस्ति<br>
सत्यं न तद्यच्छलेनाभ्युपेतम् ॥९०४॥

જેમાં વૃદ્ધ ન હોય તે સભા નહિ, જે ન્યાય વાકય ન બોલે તે વૃદ્ધ નહિ, જેમાં સત્ય ન હોય તે ન્યાય નહિ, અને જે છળે કરી યુકત હોય તે સત્ય નહિ ॥ ૯૦૪ ॥

એવી સભામાં ભાષણ કરવું હોય તો, તેનો આગળથી વિચાર કરી રાખવો ને ભાષણ સમય પણ વિચારી બોલવું. કેમકે કહ્યું છે કે,

राजनि महतां मध्ये<br>
विबुधवराणां समागमे नित्यम् ।<br>
साध्वसदूषितहृदयो<br>
वाक्पटुरपि कातरो भवति ॥ ९०५ ॥

ટેવ ન પાડી હોય તો નિત્ય રાજા પાસે, મોટાઓની મધ્યમાં તથા શ્રેષ્ઠ વિદ્વાનોના સમાગમ સમય, બોલવામાં ચતુર પુરૂષ પણ ભયથી દૂષિત હૃદયવાળો થઇ બીકણ બનેછે ॥ ૯૦૫ ॥

તેમ શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

कथमिह मनुष्यजन्मा संप्रविशति सदसि विबुधगमितायाम् । येन न सुभाषितामृतमास्वादितमाननांतमातृप्तेः ९०६

જે મનુષ્યે સુભાષિતરૂપ અમૃત મુખમાં તૃપ્તિપર્યંત ચાખ્યું નથી, તે આ લોકમાં વિદ્વાનોની સભાનેવિષે કેમ જશે ॥૯૦૬॥

વળી કહ્યું છે કે,

खिन्नं चापि सुभाषितेन रमते स्वीयं मनः सर्वदा श्रुत्वान्यस्य सुभाषितं खलु मनः श्रोतुं पुनर्वांछति । अज्ञान् ज्ञानवतोऽप्यनेन हि वशीकर्तुं समर्थो भवेत्कर्तव्यो हि सुभाषितस्य मनुजैरावश्यकः संग्रहः ॥९०७॥

પોતાનું ખેદ પામેલું મન સર્વદા સુભાષિતે કરી રમે છે, બીજાનું સુભાષિત સાંભળી ફરી સાંભળવા ઇચ્છે છે અને અજ્ઞાનિ તથા જ્ઞાનિને પણ સુભાષિત વડે વશ કરવા સમર્થ થાયછે, માટે મનુષ્યોએ અવશ્ય સુભાષિતનો સંગ્રહ કરવો ॥ ૯૦૭ ॥

પણ સભામાં કોઈનું અપમાન થાય તેવી રીતે બોલવું નહિ, જેમ કે તાણીને બોલવું, મિથ્યા વાદ કરવો, હલકાં વેણુ કહાડવાં, તથા ચાલતી ભાષા છોડી પોતાની પંડિતાઇ દેખાડવા કોઈ સાથે પણ બીજી ભાષામાં બોલવું ઈત્યાદિ. શુક્રનીતિના ત્રિજા અધ્યાયમાં કહ્યું છે કે,

लज्जते च सुहृद्येन भिद्यते दुर्मना भवेत् । वक्तव्यं न तथा किंचिद्विनोदेऽपि च धीमता ॥ ९०८ ॥

જેણે કરી મિત્ર લજાય, ભેદ પામે તથા ખેદયુકત મનવાળો થાય તેવું કંઇ પણ બુદ્ધિમાને વિનોદ સમય બોલવું નહિ॥૯૦૮

वदेद्वृद्धानुकूलं यन्न बालसदृशं क्वचित् । परवेश्मगतस्तत्स्त्रीवीक्षणं न च कारयेत् ॥ ९०९ ॥

નિત્ય જ્ઞાનવૃદ્ધ પુરૂષોને અનુકૂળ બોલવું પણ કયારે પણ બાળક સરખું બોલવું નહિ, ને પારકા ઘરમાં જઇ તેની સ્ત્રી સામે જોવું નહિ ॥ ૯૦૯ ॥

તેમ અવકાશની વેળાએ વિવિધપ્રકારના ગ્રંથ વિચારવાનો પરિચય રાખવાથી કંઈને કંઈ નવી તરેહનું જ્ઞાન પ્રાપ્ત થાયછે. માનવધર્મશાસ્ત્રના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

नित्यं शास्त्राण्यवेक्षेत धन्यानि च हितानि च ॥ ९१० ॥

ધન મળવાની રીતિ શિખવનાર તથા હિત બતાવનાર શાસ્ત્ર નિત્ય વાંચવાં॥૯૧૦॥

વળી વ્યાપારી તથા વિદ્વાનની સોબત રાખવાથી વ્યવહારમાં કુશળ થવાય છે, લોકમાં પ્રતિષ્ઠા વધે છે અને આપત્ સમય તેમની સહાયતા મેળવી શકાય છે. કહ્યું છે કે,

देशाटनं राजसभाप्रवेशो व्याप्पारिविद्वज्जनसंगतिश्च । सर्वेषु शास्त्रेष्ववलोकनं च चातुर्यमूलानि भवंति पंच ॥ ९११ ॥

દેશાટન કરવું, રાજ સભામાં જવું, વ્યાપારિ તથા વિદ્વાનોની સોબત કરવી અને સર્વ શાસ્ત્રમાં અવલોકન કરવું, એ પાંચ ચતુરાઈનાં મૂળ છે ॥ ૯૧૧ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

राज्ञो नानुकृतिं कुर्यान्न च श्रेष्ठस्य कस्यचित् । नैको गच्छेद्व्याल-व्याघ्रचोरेषु च प्रबाधितुम् ॥ ९१२ ॥

વ્યવહારમાં રાજા તથા પોતાથી કોઈ અધિકારીની બરોબરી કરવી નહિ, અને સર્પ તથા વ્યાઘ્રાદિ હિંસક પશુ તથા ચોરને બાધ કરવાસારૂ એકલા જવું નહિ ॥૯૧૨॥

વ્યવહારમાં ઘરસંબંધી નિત્ય ખર્ચ રાખવામાં તથા કાર્યપ્રસંગે ખર્ચ કરવામાં પોતાથી ચઢિયાતા રાજા અથવા શ્રીમંતની બરાબરી કરવા જવાથી દરિદ્ર થવાય છે, ને લોકમાં કોઈની હવેલી જોઇ પોતાનું ઝુંપડું પાડી નાખનારની પેઠે હાંસી થાયછે. માટે કહ્યું છે કે,

| | |
|---|---|
| शीघ्रमायमनालोच्य व्ययमानः स्ववांछया । परिक्षीयत एवासौ धनिकोऽपि नृपोपमः ॥ ९१३ ॥ | જે પોતાની આવક જોયા વગર ઉતાવળે ઇચ્છાપ્રમાણે ખરચ રાખે, તે કદી રાજા સરખો ધનવાન્ હોય, તોપણ ધને કરી ક્ષીણ થાયછે ॥ ૯૧૩ ॥ |

તેમ ચોર વ્યાઘ્રાદિને પકડવાસારૂ એકલું જવાથી કોઈ સમય તેમનાથી શરીર-સંબંધી નુકસાન થવાનો સંભવ છે. માટે ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| एकाकिना तपो द्वाभ्यां पठनं गायनं त्रिभिः । चतुर्भिर्गमनं क्षेत्रं पंचाभिर्बहुभी रणः ॥ ९१४ ॥ | એકલાએ તપ, બે જણાએ પઠન, ત્રણ જણાએ ગાયન, ચાર જણાએ ગમન, પાંચ જણાએ ખેતર અને ઘણા જણાએ યુદ્ધ, એમ કહેલ છે ॥ ૯૧૪ ॥ |

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| जिघांसंतं जिघांसीयाद्गुरुमप्याततायिनम् । कलहे न सहायः स्यात् संरक्षेद्बहुनायकम् । ॥ ९१५ ॥ | મારી નાખવા ઇચ્છનાર આતતાયી વડીલને પણ મારવો, કોઇને કજીયામાં સહાય થવું નહિ અર્થાત્ વઢાડી ન મારવા, અને ઘણાના પાલનારની રક્ષા કરવી ॥ ૯૧૫ ॥ |

કારણ આતતાયીની હણવાથી તથા જરૂર પડતાં જેવાની સાથે તેવા થવાથી કંઇ લોકમાં અન્યાય કેહેવાતો નથી, પણ ઉલટા દુર્જનો ડરે છે ને ફરીથી કોઇનું પણ બુરૂં કરેવા ચાહાતા નથી. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| अग्निदो गरदश्चैव शस्त्रोन्मत्तो धनापहः । क्षेत्रदारहरश्चैतान् षड् विद्यादाततायिनः ॥ ९१६ ॥ | આગ લગાડી બાળી દેનાર, ઝેર આપનાર, શસ્ત્રવડે મારવા તૈયાર થયેલ, ધન હરીજનાર, જમીન દાબનાર તથા સ્રીને લઈ જનાર, એ છ આતતાયી જાણવા ॥ ૯૧૬ ॥ |

માટે વિદુરનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| यस्मिन्यथा वर्तते यो मनुष्यस्तस्मिंस्तथा वर्तितव्यं स धर्मः । मायाचारो मायया वर्तितव्यः साध्वाचारः साधुना प्रत्युपेयः ॥ ९१७॥ | જેનેવિષે જે મનુષ્ય જેવી રીતે વર્તે, તેણે તે મનુષ્યપ્રત્યે તેવી રીતે વર્તવું, એ ધર્મ છે, માટે કપટી સાથે કપટથી ને સરલ સાથે સરલતાથી વર્તવું ॥ ૯૧૭ ॥ |

કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

| | |
|---|---|
| अप्रकटीकृतशक्तिः शक्तोऽपि जनस्तिरस्क्रियां लभते । निवासि दृतर्दारुणि लंघ्यो वह्निर्न तु ज्वालितः ॥ ९१८॥ | પોતાની શકિત પ્રગટ ન કરનાર સમર્થ પણ લોકના તિરસ્કારને પામે છે, કારણ કાષ્ટમાં રહેલ અગ્નિ ઉલ્લંઘન કરાય છે, પણ પ્રજ્વલિત ઉલ્લંઘન કરાતો નથી ॥૯૧૮ |

વળી કહ્યું છે કે,

व्रजंति ते मूढधियः पराभवं
भवंति मायाविषु ये न मायिनः ।
प्रविश्य निघ्नंति शठास्तथाविधा
न संवृतांगं निशिता इवेषवः ॥ ९१९ ॥

જે કપટીપ્રત્યે કપટી થતા નથી, તે મૂઢ બુદ્ધિવાળા પરાભવને પામે છે, કેમકે કવચ વિનાનાઉઘાડા અંગવાળાને તીક્ષ્ણ બાણુની પેઠે, તે કપટી શઠો નિષ્કપટીને હૃદયમાં પેસી હણે છે ॥ ૯૧૯ ॥

તેમ શાર્ઙ્ગધર પદ્ધતિમાં કહ્યું છે કે,

रेरे कोकिल मा भज मौनं किंचिदुदंचय पंचमरागम् । नो चेत्त्वामिह को जानीते काककदंबकपिहिते चाम्रे ॥ ९२० ॥

હે કોકિલ, મૂગો મ રહે, કંઇક પંચમ રાગ ગા, જો એમ નહિ કરીશ, તો કાગસમૂહેકરી ઢંકાયલા આ આમ્ર વૃક્ષમાં તુને કોણ જાણશે.॥ ૯૨૦ ॥

તેમ કોઈના કજીયામાં ખોટી સહાયતા કરી તેનો વધારો કરવાથી બન્ને પક્ષને નુકશાન થાયછે, ને લોકમાં પોતાની અપકીર્તિ થાયછે. વળી જે ઘણાનું પાલન કરનાર હોય તેવા મનુષ્યની રક્ષા કરવી એ ઘણાની રક્ષા કરવા બરાબર છે. કારણ તેના જીવિત ઉપર ઘણા મનુષ્યોની જીવિકાનો આધાર હોયછે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

यस्मिन्कुले यः पुरुषः प्रधानः
स सर्वयत्नैः परिरक्षणीयः ।
तस्मिन्विनष्टे कुलसारभूते
नाभिभंगे ह्यरयो वहंति ॥ ९२१ ॥

જે કુળમાં જે મુખ્ય પુરૂષ હોય તે સર્વ યત્નેકરી રક્ષણ કરવા યોગ્ય છે, કેમકે તે કુળનો સારભૂત નાશ પામે, તો નાભિના ભાંગવાથી આરા વહન કરી શકતા નથી ॥ ૯૨૧ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

सदारप्रौढपुत्रान् द्राक् श्रेयोर्थी
विभजेत्पिता । सदारा भ्रातरः
प्रौढा विभजेयुःपरस्परम् ॥ ९२२ ॥

કલ્યાણને ઇચ્છનાર પિતાયે પરણેલા પ્રૌઢ પુત્રોને જલદી જુદા કરી આપવા, ને પિતાને અભાવે પરણેલા પ્રૌઢ ભાંઈયોયે પરસ્પરે સમજી જુદા થવું ॥ ૯૨૨ ॥

કારણ પિતાયે, પરણેલા પ્રૌઢ પુત્રોને પોતાની પુંજીનો વિભાગ કરી આપવાથી અથવા પિતાના અભાવે તે પરણેલા પ્રૌઢ ભાઈયોએ પરસ્પરે સમજી, વિભાગ કરી લેવાથી કુટુંબમાં કજીયો થવાનો સંભવ રેહેતો નથી. પણ પિતાયે પુત્રોનો ભાગ વાંટી આપતાં પોતાનો તથા પોતાની સ્ત્રીનો હિસ્સો જુદો કાઢી લેવો. કારણ કહ્યું છે કે,

न पुत्रायत्तमैश्वर्यं सर्वं कुर्याच्च
पंडितः । पुत्रार्पितप्रभुत्वोऽभू-
द्धृत राष्ट्रस्तृणोपमः ॥ ९२३ ॥

બુદ્ધિમાને પોતાનું સર્વ ઐશ્વર્ય પુત્રોને સ્વાધીન કરી દેવું નહિ, કારણ ધૃતરાષ્ટ્ર રાજા પોતાનું સ્વામિત્વ પુત્રને અર્પણ કરવાથી તૃણ તુલ્ય થયો હતો ॥ ૯૨૩ ॥

એ રીતે વિભાગ ન કરયા હોય તો કાળે કરી સ્રિયેોની ખટપટથી કંકાસ ઉત્પન્ન થાયછે, યદ્યપિ એક ઉદરથી જન્મેલા ભાઈયોમાં પરસ્પરે પ્રેમ હોવાનો સંભવ છે, તથાપિ ભિન્ન ભિન્ન ઉદરથી ઉત્પન્ન થયેલી ઘરમાં આવેલી સ્રિયેોમાં તેવો પ્રેમ હોતો નથી, જેથી સેહેજ વાતમાં તેઓ વઢે છે, ને એક બીજા ઉપર આરોપ મૂકી પોતપોતાના પતિયેોના એકાંતમાં કાન ભરે છે; જેના નિરંતરપણાથી ભાઈયેોમાં પણ કુસંપ થાયછે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

एकोदरसमुद्भूता ह्येकनक्षत्रसंभवाः । न भवंति समाः शीले यथा बदरिकंटकाः ॥ ९२४ ॥

એક ઉદરથી ઉત્પન્ન થયેલા તથા એક નક્ષત્રમાં જન્મેલા મનુષ્ય પણ બોરડીના કાંટાની પેઠે સ્વભાવમાં સરખા થતા નથી ॥ ૯૨૪ ॥

તેમ વિષ્ણુશર્માયેં કહ્યું છે કે,

तावत्स्यात्सुप्रसन्नास्यस्तावद्गुरुजने रतः । पुरुषो योषितां यावन्न शृणोति वचो रहः ॥ ९२५ ॥

જ્યાંસુધી એકાંતમાં પુરૂષ સ્રીનાં વચન સાંભળતો નથી, ત્યાંસુધીજ તે પ્રસન્ન મુખવાળો તથા ગુરૂજનમાં પ્રીતિ રાખનાર હોય છે ॥ ૯૨૫ ॥

अकृत्यं मन्यते कृत्यमगम्यं मन्यते सुगम् । अभक्ष्यं मन्यते भक्ष्यं स्त्रीवाक्यप्रेरितो नरः ॥ ९२६ ॥

કેમકે સ્રી વાકયથી પ્રેરિત પુરૂષ અકૃત્યને કૃત્ય, અગમ્યને સુગમ તથા અભક્ષ્યને ભક્ષ્ય માનેછે ॥ ૯૨૬ ॥

વળી કહ્યું છે કે,

न स्त्रीचितः प्रमूढः स्याद्गाढराग-वशीकृतः । पुत्रशोकाद्दशरथो जीवं जायाजितोऽत्यजत् ॥ ९२७ ॥

પુરૂષે અત્યંત પ્રીતિથી વશ થઈ, મૂઢ બની સ્રીજીત ન થવું, કારણ સ્રિયે જીતેલો દશરથ રાજા પુત્રશોકથી મરણ પામ્યો ॥૯૨૭॥

માટે કહ્યાપ્રમાણે પ્રૌઢપણામાં પરસ્પરે રસ્તા કરી ભાઈયેોએ સંપથી રેહેવું, કદિ કંઈ નિમિત્તથી એકઠા રહેલા વાસણની પેઠે ભાઈયેોને પણ પરસ્પરે વઢવાડ થાય; તો તેમણે પોતાનો સંપ જાળવવામાટે, પરસ્પરે બોલેલાં વચન ભુલી જઈ, ઉત્તમ મનુષ્યની રીતે, લીટાવડે જુદા પાડેલા પાણીની પેઠે પાછા તુરત મળી જવું. અથવા મધ્યમ મનુષ્યની રીતે, લીટાથી જુદી પાડેલી ધુળની પેઠે થોડો કાળ ગયા પછી મળી જવું, પ અધમ મનુષ્યની રીતે, લીટો, કાઢી જુદા દેખાડેલા પથ્થરની પેઠે કદી જુદાઈ રાખવી નહિ. કેમકે વઢતી વખતે ક્રોધના આવેશમાં અયોગ્ય વચન પણ બો... જવાનો સ્વભાવ છે. વળી તેમણે ધંધો રોજગાર સાથે મળી કરવો. કેમકે મો... મોટો રોજગાર થોડી પુંજીઓ થતો નથી, ને તે કરવામાં એકલાની હીંમત ચાલતી નથી.

વળી કંઇ ધંધામાં નુકસાન જાય તો તે બધાની એકઠી મળેલી પુંજીમાં જણાતું નથી; પણ જો ભાઈયો પોતપોતાની પુંજીવડે છુટો છુટો ધંધો કરે, તો જેને નુકસાન આવે તે ઘસાઇ જાય છે. તેમ જો બધા સાથે હોય તો લાકડીના ભારાની પેઠે કોઈ શત્રુથી પરાભવ પામતા નથી, પણ જો છુટા હોય તો એક એક છુટી લાકડીની પેઠે નાશ પામે છે. માટે જ્યાંસુધી પ્રત્યેક ભાઈ પોતપોતાનો ધંધો સારી રીતે કરવા સમર્થ થાય નહિ, ત્યાંસુધી તેમણે ધંધો રોજગાર સાથેજ કરવો. અને નિરંતર સંપ રહે તે રીતે ઘરમાં જે વડીલ હોય તેને તાબે રેહેવું. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| गृहं बहुकुटुंबेन दीपैर्गोभिः<br>सुबालकैः । भात्येकनायकं<br>नित्यं न गृहं बहुनायकम् ॥ ९२८ ॥ | એક નાયકવાળું ઘર મોટા કુટુંબ, દીવા, ગાય તથા સારા બાળકવડે શોભેછે, પણ બહુ નાયકવાળું શોભતું નથી ॥ ૯૨૮ ॥ |

કારણ કહ્યું છે કે,

| | |
|---|---|
| सर्वे यत्र विनेतारः सर्वे पंडितमानिनः । सर्वे महत्त्वमिच्छाति तद्वृंदमवसीदाति ॥ ९२९ ॥ | જે સમુદાયમાં બધા નાયક, સર્વ પોતાને ડાહ્યા માનનાર તથા બધા મોટાઇને ઇચ્છે, તે સમુદાય ખેદ પામેછે ॥ ૯૨૯ ॥ |

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| पराधीनं नैव कुर्यात्तरुणीधनपुस्तकम् । कृतं चेल्लभ्यते दैवात् भ्रष्टं नष्टं विमर्दितम् ॥ ९३० ॥ | તરૂણી, ધન તથા પુસ્તક પરાધીન ન કરવાં, અને કદી કર્યાં ને દૈવથી પાછાં મળે, તો ભ્રષ્ટ, નષ્ટ તથા વિમર્દિત થઇ મળેછે ॥ ૯૩૦ ॥ |

કારણ વિશ્વાસ રાખી ધનાદિ વસ્તુ પરાધીન કરવાથી ઉપર કહ્યાપ્રમાણે હાનિ થવાનો સંભવ છે, અને જ્યાંસુધી તે વસ્તુ પાછી હસ્તગત થતી નથી, ત્યાંસુધી મનને ઉદ્વેગ રહેછે. એ સિવાય બીજી તરેહથી પણ પરાધીનપણુ દુઃખદાયક છે. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| नदीतीरे च ये वृक्षाः परगेहेषु कामिनी । मंत्रिहीनाश्च राजानः शीघ्रं नश्यंत्यसंशयम् ॥ ९३१ ॥ | જે નદીને તીરે વૃક્ષ, પારકા ઘરમાં સ્ત્રી તથા મંત્રી વગરના રાજા હોય, તે તત્કાળ નાશ પામે; એમાં સંશય નહિ ॥ ૯૩૧ ॥ |
| आलस्योपहता विद्या परहस्तगताः स्त्रियः । अल्पबीजं हतं क्षेत्रं हतं सैन्यमनायकम् ॥ ९३२ ॥ | આલસ્યે કરી વિદ્યા, પારકે હાથે ગયેલી સ્ત્રી, અલ્પ બીજવાળું ક્ષેત્ર તથા નાયકવિનાનું સૈન્ય નાશ પામેછે ॥ ૯૩૨ ॥ |

તેમ વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

यस्य क्षेत्रं नदीतीरे भार्या च परसंगता । ससर्पे च गृहे वासः कथं स्यात्तस्य निर्वृतिः ॥ ९३३ ॥

જેનું ખેતર નદીના તીરે, સ્ત્રી પારકાને મળેલી તથા સર્પવાળા ઘરમાં વાસ હોય, તેને સુખ ક્યાંથી ॥ ૯૩૩ ॥

पल्लवग्राहि पांडित्यं क्रयक्रीता रतिस्तथा । भोजनं च पराधीनं तिस्रः पुंसां विडंबनाः ॥ ९३४ ॥

પાતરાંની પેઠે બધેથી થોડું થોડું એકઠું કરેલું પાંડિત્ય, પૈસા આપી વેચાતી લીધેલ રતિ તથા પરાધિન ભોજન, એ ત્રણ પુરૂષને પીડા છે॥ ૯૩૪ ॥

માનવધર્મશાસ્ત્રના ચોથા અધ્યાયમાં પણ કહ્યું છે કે,

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् । एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ ९३५ ॥

પરવશ બધું દુઃખરૂપ તથા પોતાને વશ બધું સુખરૂપ છે; એ સંક્ષેપથી સુખ દુઃખનું લક્ષણ જાણવું

વળી કહ્યું છે કે,

कष्टं खलु मूर्खत्वं कष्टं खलु सर्वदा च दारिद्र्यम् । कष्टादपि कष्टतरं परगृहवासः वरान्नं च ॥ ९३६ ॥

મૂર્ખપણું તથા હમેશ દારિદ્રય કષ્ટરૂપ છે ને પારકે ઘેર રેહેવું તથા પારકું અન્ન ખાવું, એ તો અત્યંત કષ્ટરૂપ છે॥ ૯૩૬ ॥

હવે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

कूटेन व्यवहारं तु वृत्तिलोपं न कस्यचित् । कुर्यान्न चिंतयेत्कस्य मनसाप्यहितं क्वचित् ॥ ९३७ ॥

કપટથી વ્યવહાર તથા કોઇની વૃત્તિનો લોપ ન કરવો, ને મનવડે પણ કોઇનું અહિત ચિંતન કરવું નહીં ॥ ૯૩૭ ॥

કારણ વ્યવહારમાં કપટ રાખવાથી કોઈ વિશ્વાસ કરતું નથી અને કોઈની વૃત્તિનો લોપ કરવાથી જગતમાં નિન્દાને પાત્ર થવાય છે, તથા જેની વૃત્તિ ભાંગે તેને દુઃખ થાયછે. માટે વિષ્ણુશર્માએ કહ્યું છે કે,

अयं निजः परो वेति गणना लघुचेतसाम् । उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥ ९३८ ॥

"આ મારો ને આ પારકો" એવી ગણના તુચ્છ ચિત્તવાળાની હોયછે, પણ ઉદાર ચરિત્રવાળાને તો આખી પૃથિવી કુટુંબરૂપ છે ॥ ૯૩૮ ॥

निर्गुणेष्वपि सत्त्वेषु दयां कुर्वंति साधवः । नहि संहरते ज्योत्स्नां चंद्रश्चांडालवेश्मनि ॥ ९३९ ॥

સત્પુરૂષ નિર્ગુણ પ્રાણિયોવિષે પણ દયા કરેછે; કેમકે ચંદ્ર ચાંડાલના ઘરમાં પ્રકાશનો નાશ કરતો નથી ॥ ૯૩૯ ॥

વળી ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् । तृतीये नार्जितं पुण्यं चतुर्थे किं करिष्यति ॥ ९९१ ॥ | જેણે પ્રથમ વયમાં વિદ્યા, બીજા વયમાં ધન તથા ત્રીજી વયમાં પુણ્ય, સંપાદન ન કર્યાં, તે ચોથીમાં શું કરશે ॥ ૯૫૧ ॥ |

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

| | |
|---|---|
| न नरस्य नरो दासो दासस्त्वर्थस्य भूपते । गौरवं लाघवं चापि धनाधननिबंधनम् ॥ ९९२ ॥ | હે રાજા, મનુષ્ય મનુષ્યનો દાસ નથી પણ ધનનો દાસ છે, કારણ ગૌરવ તથા લાઘવનું મૂળ ક્રમથી ધન તથા અધન છે ॥ ૯૫૨ ॥ |
| मानो वा दर्पो वा विज्ञानं विभ्रमः सुबुद्धिर्वा । सर्वं प्रणश्यति समं वित्तविहीनो यदा पुरुषः ॥ ९९३ ॥ | જ્યારે પુરૂષ નિર્ધન થાયછે, ત્યારે તેનાં માન, ગર્વ, વિજ્ઞાન કાન્તિ અને સારી બુદ્ધિ, સર્વ સાથેજ નાશ પામેછે ॥ ૯૫૩॥ |
| अधोधः पश्यतः कस्य महिमा नोपचीयते । उपर्युपरि पश्यंतः सर्व एव दरिद्राति ॥ ९९४ ॥ | પોતાથી ઉતરતા ઉતરતાને જોવાથી કેનો મહિમા વધારે ભાસતો નથી, અને પોતાથી ચઢતા ચઢતાને જોવાથી સર્વ દરિદ્ર ભાસે છે ॥ ૯૫૪ ॥ |
| अव्यवसायिनमलसं दैवपरं साहसाच्च परिहीणम् । प्रमदेव हि वृद्धपतिं नेच्छत्युपगूहितुं लक्ष्मीः ॥ ९९५ ॥ | ધંધા વગરના, આળસુ, કેવળ દૈવને માનનાર તથા પરાક્રમથી હીનને, વૃદ્ધ પતિને પ્રમદાની પેઠે લક્ષ્મી ભેટતી નથી ॥ ૯૫૫ |
| आलस्यं स्त्रीसेवा सरोगिता जन्मभूमिवात्सल्यम् । संतोषो भीरुत्वं षड् व्याघाता महत्वस्य ॥ ९३६ ॥ | આલસ્ય, સ્ત્રીસેવા, રોગ, જન્મભૂમિમાં પ્રીતિથી પડી રહેવું, સંતોષ તથા બીકણપણું, એછ મોટાઇના વિરોધી છે ॥૯૫૬॥ |
| यात्यधोऽधो व्रजत्युश्चैर्नरः स्वैरेव कर्मभिः । कूपस्य खनिता यद्वत्प्राकारस्येव कारकः ॥ ९९७ ॥ | કુવો ખોદનાર તથા કોટ ચણનારની પેઠે, મનુષ્ય પોતાના કર્મે કરીજ નીચે ઉંચે ચડેછે ॥ ૯૫૭ ॥ |
| न दैवमिति संचिन्त्य त्यजेदुद्योगमात्मनः । अनुद्योगेन तैलानि तिलेभ्यो नाप्तुमर्हति ॥ ९९८ ॥ | દૈવપર ભરોસો રાખી પોતાનો ઉદ્યોગ છોડવો નહિ, કેમકે ઉદ્યોગવિના કોઈપણ, તિલમાંથી તેલ પામવા યોગ્યથતા નથી૯૫૮ |

उद्योगिनं पुरुषसिंहमुपैति
लक्ष्मीर्दैवेन देयमिति का
पुरुषा वदंति । दैवं निहत्य
कुरु पौरुषमात्मशक्त्या यत्ने कृते
यदि न सिद्ध्यति कोऽत्र दोषः ॥९५९॥

પુરૂષમાં સિંહરૂપ-ઉદ્યોગીને લક્ષ્મી પ્રાપ્ત થાયછે, ને કુત્સિત્ પુરૂષો દૈવ દેશે એમ કહેછે; માટે દૈવને છોડી કંઈ પણ ખમીર રાખ્યા વગર પોતાની શકિત મુજબ ઉદયોગ કર અને તેવો ઉદ્યોગ કરે છતે પણ કાર્ય સિદ્ધિ ન થાય તો એમાં સમય દોષ જાણવો ॥ ૯૫૯ ॥

काकतालीयवत्प्राप्तं दृष्ट्वापि निधि-
मग्रतः । न स्वयं दैवमादत्ते पुरुषा-
र्थमपेक्षते ॥ ९६० ॥

કાગડાએ બેસવું ને તાલફલ પડવાની પેઠે પોતાની આગળ પ્રાપ્ત થયેલા ભંડારને જોઈ, દૈવ પોતે ગ્રહણ કરી શકતું નથી, પણ પુરૂષાર્થને ઇચ્છેછે ॥ ૯૬૦ ॥

उद्यमेन हि सिद्ध्यंति कार्याणि न
मनोरथैः । कातरा इति जल्पंति
यद्भाव्यं तद्भविष्यति ॥ ९६१ ॥

ઉદ્યોગે કરી કાર્ય સિદ્ધ થાયછે, મનોરથે કરી નહિ, એમ છતાં બીકણ મનુષ્ય જે ભાવી હશે તે થશે, એમ કહેછે ॥ ૯૬૧ ॥

उत्साहसंपन्नमदीर्घसूत्रं
क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तम् ।
शूरं कृतज्ञं दृढसौहृदं च
लक्ष्मीः स्वयं याति निवासहेतोः॥९६२॥

ઉત્સાહયુકત, આળસરહિત, ક્રિયાની વિધિ જાણનાર, નિર્વ્યસની, શૂર, કર્યા ઉપકારને જાણનાર તથા દૃઢ મૈત્રી રાખનારની પાસે, રેહેવા વાસ્તે લક્ષ્મી પોતે જાયછે ॥ ૯૬૨ ॥

विषमां हि दशां प्राप्य दैवं गर्ह-
यते नरः । आत्मनः कर्म दोषांश्च
नैव जानात्यपंडितः ॥९६३॥

મૂર્ખ મનુષ્ય વિષમ દશાને પામી, દૈવને નિંદેછે, પણ પોતાના કર્મ દોષને જાણતો નથી ॥ ૯૬૩ ॥

विस्मयः सर्वथा हेयः प्रत्यूहः सर्व-
कर्मणाम् । तस्माद्बुधैस्तमुत्सृज्य सा-
ध्यसिद्धिर्विधीयताम् ॥ ९६४ ॥

સર્વ કર્મને વિઘ્નરૂપ વિસ્મય સર્વથા ત્યાગ કરવા લાયક છે; માટે તે છોડી બુદ્ધિમાને કાર્યસિદ્ધિ કરવી ॥ ૯૬૪ ॥

पश्य दैववशात्प्राप्तं भोज्यका-
लेऽपि भोजनम् । हस्तोद्यमं
विना वक्त्रे प्रविशेन्न कथंचन ॥ ९६५ ॥

જમવા સમય કદિ દૈવવશથી ભોજન પ્રાપ્ત થયું, તોપણ હાથના ઉદ્યમ સિવાય કોઈ રીતે મુખમાં પેસતું નથી, તે જો ॥ ૯૬૫

यथा ह्येकेन चक्रेण न रथस्त
गतिर्भवेत् । एवं पुरुषकारेण
विना दैवं न सिद्ध्यति ॥ ९६६ ॥

જેમ એક ચાકે કરી રથની ગતિ થતી નથી, તેમ ઉદ્યોગવિના દૈવ સિદ્ધ થતું નથી ॥ ૯૬૬

न ह्यल्पमप्यध्यवसायभीरोः
करोति विज्ञानविधिर्गुणं हि ।
अन्धस्य किं हस्ततलस्थितोऽपि
प्रकाशयत्यर्थमिह प्रदीपः ॥ ९६७ ॥

મેહેનતથી કાયરને, તેના જ્ઞાનનો વિધિ અલ્પ પણ ગુણ કરતો નથી, કેમકે લોકમાં આંધળાના હાથમાં રહેલો દીવો શું તેને પદાર્થ દેખાડે છે ॥ ૯૬૭ ॥

વળી શુક્રનીતિના પેહેલા અધ્યાયમાં કહ્યું છે કે,

कर्मवशतः सर्वं भवत्येवेति
निश्चितम् । तदोपदेशा व्यर्थाः
स्युः कार्याकार्यप्रबोधकाः ॥ ९६८ ॥

દૈવવશથી સર્વ થાયછે, એમ જો નિશ્ચય હોય, તો કાર્ય તથા અકાર્યને બોધ કરનાર ઉપદેશ વ્યર્થ થાય ॥ ૯૬૮ ॥

श्रीमंतो वंद्यचारिता मन्यंते पौरुषं
महत् । अशक्ताः पौरुषं कर्तुं
क्लीबा दैवमुपासते ॥ ९६९ ॥

માટે વંદન કરવા લાયક ચરિત્રવાળા બુદ્ધિમાન્ ઉદ્યોગને મોટો માને છે, ને ઉદ્યોગ કરવામાં અસમર્થ કાયર, દૈવને માને છે ॥ ૯૬૯ ॥

માટે માનવધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે,

नात्मानमवमन्येत
पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छे-
न्नैनांमन्येत दुर्लभाम् ॥ ९७० ॥

પ્રથમ ઉદ્યોગ કર્યે છતે ધન ન મળ્યું તો, "મંદ ભાગ્ય છું," એમ માની પોતાના આત્માને નિંદવો નહિ, પણ મરતાં-સુધી લક્ષ્મી મેળવવા ઉદ્યોગ કરવો ને એને દુર્લભ માનવી નહિ ॥ ૯૭૦ ॥

आरभेतैव कर्माणि श्रांतः
पुनः पुनः । कर्माण्यारभमाण
हि पुरुषं श्रीर्निषेवते ॥ ९७१ ॥

અને થાકતાં થાકતાં પણ ફરી ફરી કર્મનોજ આરંભ કરવો, કેમકે કર્મના આરંભ કરનાર પુરૂષને લક્ષ્મી સેવે છે. ॥ ૯૭૧ ॥

તેમ સભાતરંગમાં કહ્યું છે કે,

विहाय पौरुषं यो हि दैवमेवा-
वलंबते प्रासादसिंहवत्तस्य
मूर्ध्नि तिष्ठंति वायसाः ॥ ९७२ ॥

જે ઉદ્યોગ મૂકી. દૈવનોજ આશ્રય કરે છે, તેના મસ્તક ઉપર મેહેલના સિંહની પેઠે કાગડા બેસેછે ॥ ૯૭૨ ॥

વળી શ્રીમહાભારતાંતર્ગત વનપર્વના ૩૨ મા અધ્યાયમાં દ્રૌપદિયે યુધિષ્ઠિરને કહ્યું છેકે,

यश्च दिष्टपरो लोके यश्चापि हठ-
वादिकः । उभावपि शठावेतौ
कर्मबुद्धिः प्रशस्यते ॥ ९७३ ॥

લોકમાં જે દૈવનેજ માનનાર તથા હઠવાદી છે, એ બન્ને શઠ, ને ઉદ્યોગ બુદ્ધિવાળો શ્રેષ્ઠ કેહેવાય છે ॥ ૯૭૩ ॥

यो हि दिष्टमुपासीनो निर्विचेष्टः सुखं शयेत् । अवसीदेत्सदुर्बुद्धिरामो घट इवोदके ॥ ९७४ ॥

માટે જે દૈવને માની કંઈ પણ ઉદ્યોગ કર્યાવિના ઘરમાં સુખે સુઈ રહે, તે દુષ્ટ બુદ્ધિવાળો પાણીમાં રહેલા કાચા ઘડાની પેઠે નાસ પામેછે ॥ ૯૭૪ ॥

તેમ યોગવાસિષ્ઠના મુમુક્ષુપ્રકરણમાં વસિષ્ઠે રામને કહ્યું છે કે,

देशकालक्रियाद्रव्यवशतो विस्फुरंत्यमी । सर्व एव जगद्भावा जयत्यधिकयत्नवान् ॥ ९७५ ॥

જગતના આ સર્વ ભાવ દેશ, કાળ, ક્રિયા તથા દ્રવ્ય વશથી સ્ફુરાયમાન થાયછે, તેમાં અધિક યત્નવાન્ જીત છે ॥ ૯૭૫ ॥

ये स्वमुद्योगमुत्सृज्य स्थिता दैवपरायणाः । ते धर्ममर्थं कामं च नाशयंत्यात्मविद्विषः ॥ ९७६ ॥

જે પોતાના ઉદ્યોગને મૂકી દૈવપર ભરોસો રાખી બેસેછે, તે આત્મદ્વેષી ધર્મ, અર્થ તથા કામને નાશ કરેછે ॥ ૯૭૬ ॥

भोक्ता तृप्यति नाभोक्ता गंता गच्छति नागतिः । वक्ता वक्ति न चावक्ता पौरुषं सफलं नृणाम् ॥ ९७७ ॥

જમનાર તૃપ્ત થાયછે, નહિ જમનાર થતો નથી, ચાલનાર જાયછે, ન ચાલનાર જતો નથી તથા બોલનાર બોલેછે, નહિ બોલનાર બોલતો નથી, એ ઉપરથી મનુષ્યનો ઉદ્યોગજ સફળ દેખાયછે ॥ ૯૭૭ ॥

शुभेन पुरुषार्थेन शुभमासाद्यते फलम् । अशुभेनाशुभं राम यथेच्छसि तथा कुरु ॥ ९७८ ॥

હે રામ, મનુષ્ય સારા ઉદ્યોગ કરી સારા ફળને, ને નરતાવડે નરતા ફળને પામેછે, માટે જેમ ઇચ્છામાં આવે તેમ કર ॥૯૭૮॥

दैवमेवेह चेत्कर्तृ पुंसः किमिव चेष्टया । स्नानदानासनोच्चारान्दैवमेव करिष्यति ॥ ९७९ ॥

આ લોકમાં દૈવજ જો કર્તા હોય તો પુરૂષ ચેષ્ટાવડે શું ? કારણ સ્નાન, દાન, આસન તથા ઉચ્ચાર પણ દૈવજ કરશે ॥ ૯૭૯ ॥

किंवा शास्त्रोपदेशेन मूकोऽयं पुरुषः किल । संचार्यते तु दैवेन किं कस्येहोपदिश्यते ॥ ९८० ॥

વળી આ લોકમાં શાસ્ત્રોપદેશે કરી શું ? કેમકે આ મુંગા પુરૂષને પણ દૈવજ રસ્તો બતાવશે, માટે કોઈને ઉપદેશ શું કરવો॥૯૮૦

कालविद्भिर्विनिर्णीता यस्यास्ति चिरजीविता । स चेज्जीवति संछिन्नशिरास्तद्दैवमुत्तमम् ॥ ९८१ ॥

દૈવ જાણનારા જોષિયોયે જેની ઘણી આયુષ્ય નિર્ણય કરી હોય, તે જો માથું કાપ્યા પછી જીવે તો દૈવ ઉત્તમ જાણવું ॥ ૯૮૧ ॥

कालविद्भिर्विनिर्णीतं पाण्डित्यं यस्य राघव । अनध्यापित एवासौ तज्ज्ञैर्दैवमुत्तमः ॥ ९८२ ॥

વળી હે રામ, તે દવજ્ઞોએ જેનું પાંડિત્ય નિર્ણય કર્યું હોય, તે ભણ્યાંથાવિના જો પંડિત થાય તો દૈવ ઉત્તમ જાણવું ॥ ૯૮૨ ॥

માટે કહ્યું છે કે,

उद्यमः साहसं धैर्य बुद्धिः शक्तिः पराक्रमः षडेते यत्र वर्तंते तत्र देवः सहायकृत् ॥ ९८६ ॥

ઉદ્યમ, શૌર્ય, ધૈર્ય, બુદ્ધિ, શકિત તથા પરાક્રમ, એ છ જયાં હોય ત્યાં દેવ સહાયકારિ થાયછે ॥ ૯૮૩ ॥

निःस्वो वाष्टि सहस्रं वाष्टि सहस्री तथैव लक्षं च । लक्षी कोटिं वांछाति कोटिशोऽब्जं स्वभावतो नित्यम् ॥ २८४ ॥

નિર્ધન હજારને, હજારવાળો લાખને, લખપતિ કોટિને તથા કોડપતિ અબ્જને નિત્ય સ્વભાવથી ઈચ્છે છે ॥ ૯૮૪ ॥

गच्छत्पिपीलिकापंक्तिः समुद्रमापि संतरेत् । अगच्छन्वैनतेयोऽपि पदमेकं न गच्छाति ॥ ९८५ ॥

ચાલતી કીડીની પંકિત સમુદ્રને પણ તરે, પણ ન ચાલતો ગરૂડ એક પગલું પણ ચાલે નહિ ॥ ૯૮૫ ॥

માટે શ્રીમાહાભારતાંતર્ગત ઉદ્યોગપર્વમાં કહ્યું છે કે,

यथाशक्ति चिकीर्षंति यथाशक्ति च कुर्वते । न किंचिदवमन्यंते नराः पंडितबुद्धयः ॥ ९८६ ॥

બુદ્ધિમાન્ મનુષ્ય યથાશકિત કરવા ઈચ્છે, ને કરેછે, પણ પોતાના આત્માને કંઈ તિરસ્કાર કરતા નથી ॥ ૯૮૬ ॥

તેમ એજ ગ્રંથના વનપર્વમાં કહ્યું છે કે,

निश्चित्य यः प्रक्रमते नांतर्वसति कर्मणाम् । अवंध्यकालो वश्यात्मा स वै पंडित उच्यते ॥ ९८७ ॥

જે વિચારથી નિશ્ચય કરી કર્મને આરંભ કરે, વચમાંથી મૂકી ન દે, વખત ફોકટ જવા ન દે તથા મનને વશ રાખે, તે પંડિત કેહેવાયછે ॥ ૯૮૭ ॥

માટે પુરૂષે સદા ઉદ્યોગમાં તત્પર રહી ન્યાયમાર્ગથી ધન મેળવવું, કયારેય પણ કોઈ ને વિશ્વાસઘાત કરી થાપણ ગાળવાદિ મહા અન્યાય કરવો નહીં. કારણ તેમ કરી મેળવેલું ધન જેની થાપણ ગાળી હોય તેની હાયથી સુખે ભોગવી શકાતું નથી, ને લોકમાં અપકીર્તિ થાય છે. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

अन्यायोपार्जितं वित्तं दशवर्षाणि तिष्ठाति । प्राप्ते चैकादशे वर्षे समूलं च विनश्याति ॥ ९८८ ॥

અન્યાયે કરી મેળવેલું દ્રવ્ય દશ વર્ષ રહેછે, પણ અગિયારમું વર્ષ થાય કે, મૂળસહિત નાશ પામે છે ॥ ૯૮૮ ॥

| | |
|---|---|
| त्रिभिर्वर्षैस्त्रिभिर्मासैस्त्रिभिः पक्षैस्त्रिभिर्दिनैः । अत्युत्कटैः पापपुण्यैरिहैव फलमश्नुते ॥ ९८९ ॥ | મનુષ્ય અત્યંત પાપ તથા પુણ્યનું ફળ આ લોકમાંજ ત્રણ વર્ષ, ત્રણ માસે, ત્રણ પક્ષે અથવા ત્રણ દિવસે ભોગવે છે ॥૯૮૯॥ |

વળી કહ્યું છે કે,

| | |
|---|---|
| पुत्रेषु वा नप्तृषु वा न चेदात्मनि पश्यति । फलंति पापपुण्यानि यथाभुक्तमिवोदरम् ॥ ९९० ॥ | મનુષ્ય પાપ પુણ્ય જો પોતાની જીંદગીમાં ન ભોગવે તો તે તેના પુત્ર અથવા પૌત્રનેવિષે, ઉદરને યથા ખાધેલાની પેઠે, ફળે છે ॥૯૯૦ ॥ |
| उपकारिणि विश्रब्धे शुद्धमतौ यः समाचरति पापम् । तं जनमसत्यसंधं ददाति परमेश्वरो दंडम् ॥ ९९१॥ | શુદ્ધ મતિવાળા, ઉપકાર કરનાર તથા, વિશ્વાસુનેવિષે જે પાપ આચરે છે, ત ખોટી પ્રતિજ્ઞાવાળા મનુષ્યને પરમેશ્વર દંડ આપેછે ॥ ૯૯૧ ॥ |

એ રીતે સદુદ્યોગ કરતાં ધન મળે તો ગર્વિષ્ઠ થવું નહીં; કારણ ચાકરી સિવાય વ્યાપારાદિ ઉદ્યોગમાં લાભ વા હાનીરૂપ બે પ્રકારનાં ફલ હોવાથી, કોઇ ટાણે મનુષ્ય પાસેથી દ્રવ્ય જતું રેહેવાનો સંભવ છે; કારણ મનુષ્ય સર્વજ્ઞ નથી. વિદુરનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| जरा रूपं हरति हि धैर्यमाशा मृत्युः प्राणान्धर्मचर्यामसूया । क्रोधः श्रियं शीलमनार्यसेवा ह्रियं कामः सर्वमेवाभिमानः ॥ ९९२ ॥ | જરા રૂપને, આશા ધૈર્યને, મૃત્યુ પ્રાણને, અદેખાઇ ધર્માચરણને, ક્રોધ શોભાને, નીચની સેવા શીલને, કામ લજ્જાને તથા અભિમાન સર્વને હરે છે ॥ ૯૯૨ ॥ |

માટે શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| न विद्यया न शौर्येण धनेनाभिजनेन च । न बलेन प्रमत्तः स्यान्नातिमानी कदाचन ॥ ९९३ ॥ | વિદ્યા, શૌર્ય, ધન, ચાકર અને બળે કરી કોઇ કાળે ઉન્મત્ત તથા અભિમાનિ થવું નહિ ॥ ૯૯૩ ॥ |

કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

| | |
|---|---|
| धनवानिति हि मदस्ते किं गतविभवो विषादमुपयासि । करनिहितकंदुकसमाः पातोत्पाता मनुष्याणाम् ॥ ९९४ ॥ | તને "ધનવાન્ છું" એવો મદ હોય તો વૈભવહીન થતાં ખેદ કેમ પામે છે ? માટે મનુષ્યની ચડતી પડતી હાથે ઉછાળેલા દડા સરખી સમજવી ॥ ૯૯૪ ॥ |

अभ्रच्छाय खलप्रीतिर्नवं सस्यानि योषितः । किंचित्कालोपभोग्यानि यौवनानि धनानि च ॥ ९९५ ॥

વાદળાની છાયા, ખલની પ્રીતિ, નવું ધાન્ય, સ્ત્રી, યૌવન તથા ધન, સર્વે થોડો કાળ ભોગવવાનાં છે ॥ ૯૯૫ ॥

अनित्यं यौवनं रूपं जीवितं द्रव्यसंचयः । ऐश्वर्यं प्रियसंवासो मुह्येत्तत्र न पंडितः ॥ ९९६ ॥

યૌવન, રૂપ, જીવિત, દ્રવ્યસંચય, ઐશ્વર્ય તથા પ્રિયનો સહવાસ, સર્વે નાશવંત છે, માટે તેમાં પંડિત મોહ પામતો નથી૯૯૬

તેમ પ્રસંગરત્નાવલીમાં કહ્યું છે કે,

दिव्यमाम्ररसं पीत्वा न गर्वं याति कोकिलः । पीत्वा कर्दमपानीयं भेको मकमकायते ॥ ९९७ ॥

કોકિલ પક્ષી આંબાનો દિવ્ય રસ પીને ગર્વ કરતો નથી, પણ દેડકો ગારાવાળું પાણી પીને ગાજી રહે છે ॥ ૯૯૭ ॥

માટે જેને ધન મળ્યું તેણે બેહેકી જઇ કોઈ નો તિરસ્કાર કરવો નહિ, ગરીબોને રંજાડવા નહીં, તેમ કોઈ સાથે વૈર બાંધવું નહીં. કારણ કોઈ સમય ધન જતું રહી નબળી અવસ્થા પ્રાપ્ત થાય તો તે બધા વૈરી થઇ પોતાનો લાગ સાંધે છે. કારણ કહ્યું છે કે,

आपद्गतं हससि किं द्रविणांधमूढ लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम् । एतान्प्रपश्यसि घटाञ्जलयंत्रचक्रे रिक्ता भवंति भरिता भरिताश्च रिक्ताः ॥ ९९८ ॥

હે દ્રવ્યે કરી અંધ થયેલા મૂઢ, આપતને પામેલાની હાંસિ કેમ કરેછે? કારણ લક્ષ્મી સ્થિર રહેતી નથી. એમાં આશ્ચર્ય શું છે? આ જળયંત્રના ચક્રમાં બાંધેલા ઘટોને જો ? ભરેલા ખાલી ને ખાલી ભરેલા બને છે ॥૯૯૮ ॥

मा त्वं तात बले स्थित्वा बाधिष्ठा दुर्बलं जनम् । न हि दुर्बलदग्धानां काले किंचित्प्ररोहति ॥ ९९९ ॥

હે તાત, તું બળમાં રહી દુર્બળ જનને હેરાન મ કર, કેમકે દુર્બલોયે બાળી નાખેલાનું કંઇ પણ કાળે કરી ઉગતું નથી ॥૯૯૯॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

तृणानि नोन्मूलयति प्रभंजनो मृदूनि नीचैः प्रणतानि सर्वशः । समुन्नतानेव तरून्प्रबाधते महान् महत्येव करोति विक्रमम् ॥ १००० ॥

તુફાની વાયુ, ચોમેરથી નમતા કોમળ નીચા તૃણને મૂળમાંથી ઉખેડી નાખતો નથી, પણ ઘણા ઉંચા વૃક્ષોનેજ બાધ કરેછે, કારણ મોટા, મોટા પ્રત્યેજ પરાક્રમ કરે ॥ ૧૦૦૦ ॥

क्षते प्रहारा निपतंत्यभीक्ष्णं धनक्षये गच्छति सर्वतः श्रीः । आपत्सु वैराणि समुल्लसंति छिद्रेष्वनर्था बहुलीभवंति ॥ १ ॥

વાગ્યામાં વારંવાર વાગે છે, ધનક્ષય થવા માંડે તો લક્ષ્મી ચોમેરથી જાયછે; અને આપત્તિમાં વૈર પ્રગટે છે, કારણ ઘણુંકરી છિદ્રનેવિષે બહુ અનર્થ થાયછે ॥ ૧ ॥

વળી ભવભૂતિયે કહ્યું છે કે,

विद्या विवादाय धनं मदाय
शक्तिः परेषां परिपीडनाम।
खलस्य साधोर्विपरीतमेतत्
ज्ञानाय दानाय च रक्षणाय ॥ २ ॥

ખળની વિદ્યા વાદ કરવાસારૂ, લક્ષ્મી મદ કરવામાટે, અને શકિત પારકાને પીડા કરવા વાસ્તે થાયછે, પણ એથી ઉલટી સત્પુરૂષની વિદ્યા જ્ઞાનને અર્થે, લક્ષ્મી પરોપકાર વાસ્તે તથા શકિત પારકાના રક્ષણ માટે છે ॥ ૨ ॥

વળી ધનના મદમાં દુર્જનોની સોબત કરવી નહીં, કારણ તેઓ મોઢે મીઠું બોલે છે, પણ અંદરથી પોતાની મતલબ સાંધવા કોઇને ખરાબ રસ્તે ચડાવવા ચુકતા નથી, ને જેનું ખાતા હોય તેનુંજ બગાડવામાં તત્પર થાયછે. માટે તેમની સોબત ન કતાં તેમને દૂરથીજ નમસ્કાર કરવા. ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

दुर्जनः प्रियवादी च नैतद्वि-
श्वासकारणम् । मधु तिष्ठति
जिह्वाग्रे हृदि हलाहलं विषम् ॥ ६ ॥

દુર્જન પ્રિયવાદી હોય છે, પણ એ કંઇ તેનો વિશ્વાસ કરવાને કારણ નથી, કેમકે તેની જીભના અગ્રભાગમાં મધુ, પણ હૃદયમાં હળાહળ વિષ હોયછે ॥ ૩ ॥

तक्षकस्य विषं दंते मक्षिकाया
विषं शिरः । वृश्चिकस्य विषं
पुच्छे सर्वांगे दुर्जनो विषम् ॥ ४ ॥

સર્પના દાંતમાં, માખીના માથામાં, વીછિની પૂછમા અને દુર્જનના સર્વ અંગમાં વિષે હોય છે ॥ ૪ ॥

दह्यमानाः सुतीव्रेण नीचाः
परयशोग्निना । अशक्तास्त-
त्पदं गंतुं ततो निंदां प्रकुर्वते ॥ ५ ॥

પારકા યશરૂપિ તીક્ષ્ણ અગ્નિએ કરી બળેના દુર્જન, તે પદને પામવા અશકત હોવાથી નિંદા કરેછે ॥ ૫ ॥

दुर्जनं प्रथमं वंदे सज्जनं
तदनंतरम् । मुखप्रक्षालना-
त्पूर्वं गुदप्रक्षालनं यथा ॥ ६ ॥

જેમ ગુદપ્રક્ષાલન કર્યા પછી મુખ ધોવું તેમ દુર્જનને પ્રથમ ને સજ્જનને પછી નમવું ॥ ૬ ॥

તેમ શાર્ઙ્ગધર પદ્ધતિમાં કહ્યું છે કે,

[illegible]णिनां गणेषु सत्स्वपि पिशुन-
जनो दो[illegible]मात्रमादत्ते । पुष्पे फले
विरागी क्रमेलकः कंटकौघमिव ॥ ७ ॥

જેમ પુષ્પ તથા ફળમાં પ્રીતિ વગરનો ઉંટ કાંટાના સમુદાયને ખાયછે, તેમ દુર્જન ગુણિના ગુણ છતે પણ માત્ર દોષને ગ્રહણ કરેછે ॥ ૭ ॥

खलः सर्षपमात्राणि परछिद्राणि
पश्यति । आत्मनो बिल्वमा-
त्राणि पश्यन्नपि न पश्यति ॥८ ॥

દુર્જન પારકાનાં સર્ષપ જેવડાં છિદ્ર જુવે છે, પણ પોતાનાં બિલી ફળ જેવડાં છિદ્રને દેખતાં છતાં પણ જોતો નથી ॥ ૮ ॥

रविरपि न दहति तादृक् यादृक्
दहति [illegible]ः । अन्यस्मा-
ल्लब्धपदो नीचः प्रायेण दुःसहो भवति॥९

જેવો સૂર્યતાપથી તપેલો રેતીનો ઢગલો બાળે છે, તેવો સૂર્ય પણ બાળતો નથી, તેમ બીજાથી પદને પામેલો દુર્જન ઘણું કરી દુઃસહ થાયછે ॥ ૯ ॥

તેમ સભાનરંગમાં કહ્યું છે કે,

संवर्धितोऽपि पयसा भुजगो न वश्य-
स्तत्पालकानापि निहंति बलेन सिंहः।
दुष्टः परैरुपकृ[illegible]कारी
विश्वासलेश इह नैव बुधैर्विधेयः ॥ १०॥

દૂધ પાઈ મોટો કરેલ છતાં પણ સર્પ વશ રહેતો નથી, સિંહ પોતાના પાળનારને બળે કરી હણે છે, અને શ્રેષ્ઠાએ ઉપકાર કરેલો દુર્જન તેમનોજ અહિતકારી થાયછે, માટે તેનો બુદ્ધિમાને આ લોકમાં લેશમાત્ર પણ વિશ્વાસ ન કરવો ॥ ૧૦ ॥

प्राक्पादयोः पतति खादति पृष्ठमांसं
कर्णे कलं किमपि रौति शनैर्विचित्रम् ।
छिद्रं निरूप्य सहसा प्रतिशत्यशंकः
सर्वं करोति मशकस्य खलश्चरित्रम् ॥ ११

પ્રથમ પગમાં પડેછે, પછી પીઠનું માંસ ખાયછે, આસ્તે આસ્તે કાનમાં કંઈક વિચિત્ર ગુણગુણ કરેછે, અને છિદ્ર જોઇને શંકા રાખ્યા વગર એકદમ પ્રવેશ કરેછે, એ રીતનું મચ્છરનું સર્વ ચરિત્ર દુર્જન કરેછે ॥ ૧૧ ॥

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ
दंमः शुचौ कैतवं शूरे निर्घृणता
मुनौ विमतिता दैन्यं प्रियासापिनि ।
तेजास्विन्यवलिप्तता मुखरवा वक्तर्य-
शक्तिः स्थिरे तत्को नाम गुणो भवे-
त्स गुणिनां यो दुर्जनैर्नांकितः ॥ १२ ॥

દુર્જન શરમાળમાં જડતા, વ્રતવાળામાં દંભ, પવિત્રમાં કપટ, શૂરવીરમાં નિર્દયતા, મુનિમાં મતિહિનતા, પ્રિય બોલનારમાં દીનતા, તેજસ્વીમાં ગર્વ, બોલનારમાં વાચાળપણું તથા સ્થિરમાં અશકિત ગણેછે, એ રીતે ગુણીનો કયો ગુણ છે કે જેને દુર્જને અંકિત કર્યો નથી ॥ ૧૨ ॥

વળી પ્રસંગરત્નાવલીમાં કહ્યું છે કે,

विद्यया विमलयाप्यलंकृतो
दुर्जनः सदसि मास्तु कश्चन ।
साक्षरो हि विपरीनतां गतः
कवेलं जगति सोऽपि राक्षसः ॥ १३ ॥

નિર્મળ વિદ્યાવડે પણ શોભિત કોઇ દુર્જન સભામાં મ હોજો ! કે[illegible] તે વિપરીતપણાને પામેલો સાક્ષર જગતમાં કેવળ રાક્ષસ જેવો છે ॥ ૧૩ ॥

खलानां कंटुकानां च द्विविधैव
प्रतिक्रियाउपानन्मुखभंगो वा
दूरतो वा विसर्जनम् ॥ १४ ॥

માટે સમજાવ્યા છતાં માથે ચઢેલ દુર્જન તથા કંટકની, કાંતો જોડાવડે મુખ ભાંગવું વા દુરથીજ ત્યાગ કરવો, એ બે પ્રકારની પ્રતિક્રિયા છે ॥ ૧૪ ॥

शिरसि निहितोऽपि नित्यं
यत्नादपि सेवितो बहुस्नेहैः ।
तरुणीकच इव नीचः
कौटिल्यं नैव विजहाति ॥ १५ ॥

વળી તરૂણિના ચોટલાની પેઠે, દુર્જનને નિત્ય માથે રાખ્યો હોય તથા યત્નવડે ઘણા સ્નેહથી સેવ્યો હોય, તોયપણ તે કુટિલતા મૂકતો નથી ॥ ૧૫ ॥

વળી ભર્તૃહરિયે કહ્યું છે કે,

अकरुणत्वमकारणविग्रहः
परधने परयोषिति च स्पृहा ।
सुजनबंधुजनेष्वसहिष्णुता
प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥ १६ ॥

નિર્દયતા, સહેજમાં કજીઓ, પરધન તથા પરસ્ત્રીમાં ઇચ્છા અને સુજન તથા બંધુજનની અદેખાઈ, એ ઘણું કરી દુર્જનમાં સ્વભાવથી હોય છે ॥ ૧૬ ॥

मृगमीनसज्जनानां तृणजलसंतोषविहितवृत्तीनाम् । लुब्धकधीवरपिशुना निष्कारणवैरिणो जगति ॥ १७ ॥

જગતમાં ક્રમે કરી તૃણ, જળ તથા સંતોષ વૃત્તિવાળા, મૃગ, મીન તથા સજ્જનના, તેમનાથી કંઈ કારણ ન મળતાં પણ પારાધી, ઢીમર તથા દુર્જન વૈરી થાયછે ॥૧૭॥

તેમ કલ્પતરૂમાં કહ્યું છે કે,

सुजनानामपि हृदयं पिशुनपरिष्वंगलिप्तमिह भवति । पवनः परागवाही रथ्यासु बहुव्रजस्वलो भवति ॥ १८ ॥

આ લોકમાં સજ્જનનું હૃદય પણ દુર્જનના સંગથી લેપાય છે, કેમકે પુષ્પ રજને વહેનાર પવન માર્ગમાં વાતાં રજવાળો થાયછે ॥ ૧૮ ॥

अतिमलिने कर्तव्ये भवति खलानामतीव निपुणा धीः । तिमिरे हि कौशिकानां रूपं प्रतिपद्यते दृष्टिः ॥ १९ ॥

અતિ મલીન કામ કરવામાં દુર્જનની બુદ્ધિ અતિ નિપુણ થાયછે; કેમકે ઘુવડની દૃષ્ટિ અંધારામાંજ પદાર્થને દેખે છે ॥ ૧૯ ॥

अहो प्रकृतिसादृश्यं श्लेष्मणो दुर्जनस्य च । मधुरैः कोपमायाति तिक्तकैनैव शाम्यति ॥ २० ॥

અહો ! શ્લેષ્મ તથા દુર્જનની પ્રકૃતિ સમાન ભાસે છે ? કારણ શ્લેષ્મ તથા ઘણું કરી દુર્જન મધુર રસથી કોપે, ને કડવા રસથી શમે છે ॥ ૨૦ ॥

अतिरमणीये कार्ये पिशुनोऽन्वेषयति दूषणान्येव । अतिरमणीये वपुषि व्रणमिव हि मक्षिकानिकरः ॥ २१ ॥

જેમ અતિ સુંદર શરીરમાં માંખોનો સમુદાય વ્રણને ગોતે છે, તેમ અતિ રમણીય કાર્યવિષે, તેના કર્તાનો ઉત્સાહ તોડવામાટે દુર્જન દોષજ ખોળે છે ॥ ૨૧ ॥

गुणगणगुंफितकाव्ये मृगयति दोषं गुणं न जातु खलः । मणिमयमंदिरमध्ये पश्यति पिपीलिका छिद्रम् ॥ २२ ॥

વળી જેમ મણિજડિત મંદિરમાં કીડી છિદ્ર ખોળેછે, તેમ ઘણા ગુણવાળા કાવ્યમાં દુર્જન દોષજ ખોળેછે, પણ ક્યારેય ગુણ ગોતતો નથી ॥ ૨૨ ॥

માટે દુર્જનનો સંગ કરવો નહીં, કેમકે તેમની સોબતથી દુર્વ્યસનમાં પડી જવાય છે. સર્વ દુર્વ્યસનોમાં વેશ્યાગમન મુખ્ય છે. કારણ તે એક વ્યસનનેલીધે મદ્યપાન, જુગાર તથા ચોરી વિગેરે બીજું દુર્વ્યસનોમાં પડી જવાનો સંભવ છે. કારણ વેશ્યાને ત્યાં જનારને ઈશકમાટે મદિરા, ભાંગ, અફીમ તથા ગાંજા વિગેરે માદક પદાર્થ સેવવાની જરૂર પડે છે ધન ખુટી જતાં જુગાર રમવાની ને તેમાં હારી જતાં ચોરી કરવાની ફરજ પડે છે, જેનું પરિણામ ભુંડું હોય છે. પૂર્વે મદ્યપાનથી યાદવો નાશ પામ્યા છે ને જુગારથી પાંડવો દુઃખી થયા છે. વળી મદ્યપાનથી શરીરમાં કલેજાને નુકસાન થતાં જલદી મરણ થાયછે, માટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર પુરૂષે વેશ્યાગમનાદિ વ્યસનોમાં પડવું નહીં. કહ્યું છે કે,

हारहीरकाभरणभूषणै-
स्तोषमेति गणिका धनैषिणी ।
प्रेमकोमलकटाक्षवीक्षणै-
रेव तुष्यति कुलांगनाजनः ॥ २३ ॥

ધનને ઇચ્છનારી ગણિકા હિરાના હાર તથા સોનાના આભરણે કરી સંતોષ પામેછે, પણ કુળવાન્ સ્ત્રી માત્ર પતિના પ્રેમયુકત કોમળ કટાક્ષવડે જોવાથીજ સંતુષ્ટ થાયછે ॥ ૨૩ ॥

एता हसंति च रुदंति च वित्तहेतो-
र्विश्वासयंति पुरुषं न च विश्वसंति ।
तस्मान्नरेण कुलशीलसमन्वितेन
वेश्याः श्मशानघटिका इव वर्जनीयाः २४

વેશ્યા ધનનેમાટે હસેછે, રડેછે, પુરૂષને વિશ્વાસ કરાવે છે ને પોતે વિશ્વાસ કરતી નથી, માટે કુળ તથા શીળવાળા પુરૂષે તેનો સ્મશાન ઘડાની પેઠે ત્યાગ કરવો ॥ ૨૪ ॥

माक्षिका मशको वेश्या मूषिको याचकस्तथा । ग्रामणीर्गणकश्चैव सप्तैते परभक्षकाः ॥ २५ ॥

માંખી, મચ્છર, વેશ્યા, ઉંદર અડંગો લગાવી લેનાર યાચક, જુલમી પટેલ તથા જોષિ, એ સાત પારકાને ભક્ષ કરનારછે॥૨૫॥

વળી કેફ કરવાવિષે જીનધર્મવિવેકમાં કહ્યું છે કે,

मत्तो हिनस्ति सर्वं मिथ्या प्रलपति हि विकलया बुद्ध्या । कामयते चागम्यां मावज्ञं मद्यपानमत्तः सन् ॥२६

મદ્યપાનથી મત્ત થયેલો પુરૂષ સર્વ નાશ કરેછે, વિકળ થયેલી બુદ્ધિવડે મિથ્યા બકેછે, અને તિરસ્કાર થાય તે રીતે અગમ્યની ઇચ્છા કરેછે ॥ ૨૬ ॥

| | |
|---|---|
| वैकल्यं धरणीपातमयथोचि-<br>तजल्पनम् । सन्निपातस्य चि-<br>ह्नानि मद्यं सर्वाणि दर्शयेत् ॥ २७ ॥ | ઘેલછા, પડીજવું તથા જેમ તેમ બોલવું, એ સન્નિપાતનાં સર્વ લક્ષણ મદ્યપાન દેખાડે છે ॥ ૨૭ ॥ |
| चित्ते भ्रांतिर्जायते मद्यपानात्<br>भ्रांते चित्ते पापचर्यामुपैति ।<br>पापं कृत्वा दुर्गतिं यांति मूढा-<br>स्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥ २८ ॥ | મદ્યપાનથી ચિત્તમાં ભ્રાંતિ થાયછે, ને ચિત્ત ભ્રાંત થયેથી મનુષ્ય પાપાચરણ કરેછે, અને પાપ કરી તે મૂઢ દુર્ગતિને પામેછે, માટે મદ્યપાન કરવુંજ નહિ ॥૨૮॥ |

તેમ જુગાર તથા ચોરીવિષે વિદુરનીતિમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| द्यूतमेव पुरा कल्पे दृष्टं वैर-<br>करं नृणाम् । तस्माद्द्यूतं न<br>सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥ २९ ॥ | પૂર્વે જુગાર મનુષ્યને વૈર કરનાર જણાયલો છે, માટે બુધિમાને હાસ્યાર્થે પણ તે ન રમવો ॥ ૨૯ ॥ |
| हरणं च परस्वानां परदारा-<br>ऽभिमर्षणम् । सुहृदां च परित्या-<br>गस्त्रयो दोषाः क्षयावहाः ॥ ३० ॥ | પારકા દ્રવ્યનું હરણ, પરસ્ત્રીસંગ તથા મિત્રનો ત્યાગ, એ ત્રણ દોષ ક્ષય પમાડનારા છે ॥ ૩૦ ॥ |

વળી કહ્યું છે કે,

| | |
|---|---|
| आहारः कलहः कंडूर्द्यूतादिव्य-<br>सनानि च । आलस्यमुद्यमो<br>निद्रा सेवनात्तु विवर्धते ॥ ३१ ॥ | આહાર, કજીયો, ખંજવાળ જુગારાદિ વ્યસન, આળસ, ઉદ્યમ, તથા નિદ્રા, સેવવાથી વધે છે ॥ ૩૧ ॥ |

માટે કોઈ પણ પ્રકારના દુર્વ્યસનમાં પડવું નહીં, કેમકે એક પણ હલકી પગઠી ઉતરાય તો પછી કોઇ પણ રીતનો વિચાર રેહેતો નથી. કોઇએ ભિક્ષુકને પૂછયું કે,

| | |
|---|---|
| भिक्षो कंथा श्लथा ते नहि<br>शफारिवधे जालमश्नासि मत्स्यां-<br>स्ते वै मद्योपदंशाः पिबासि<br>मधु समं वेश्यया यासि वेश्याम् ।<br>दत्वाऽङ्घ्रिं मूर्ध्न्यरीणां तव किमु<br>रिपवो भित्तिभेत्ताऽस्मि येषां<br>चोरोऽसि द्यूतहेतोस्त्वयि सक-<br>लमिदं नाऽस्ति नष्टे विचारः ॥ ३२ ॥ | હે ભિક્ષુક, શું આ તારી શિથળ થયેલી ગોદડી છે ? તો કે નહિ, માછલાં પકડવાની જાળ; ત્યારે શું તું માંછલાં ખાય છે ? તો કે મદ્ય સહિત; ત્યારે શું તું મદ્ય પિયે છે ? તો કે વેશ્યા સાથે; ત્યારે શું તું વેશ્યા પાસે જાયછે ? તો કે શત્રુના માથાપર પગ મૂકી; ત્યારે શું તારા શત્રુ છે ? તો કે જેના ઘરમાં ખાતર પાડું છું તે; ત્યારે શું તું ચોર છે ? તો કે જુગાર રમવામાટે; ત્યારે શું તારામાં એ બધું છે ? તો કે ભ્રષ્ટ થયા પછી વિચાર કેવા ॥ ૩૨ ॥ |

માટે દુર્જનના સંગથી દુર્વ્યસનમાં ન પડતાં નિરંતર સજ્જનોની સોબત રાખી ગુણી થવું. યદ્યપિ ધનવાનને સર્વત્ર માનેછે, તથાપિ તેમાં જો સદ્ગુણ ન હોય, તો તે સભામાં શોભતો નથી, ને કંઈ ભાષણ કરવું હોય તો તેનાથી થઇ શકતું નથી; જેથી ધન છતાં પણ તે લોકમાં પછવાડેથી મૂર્ખ કેહેવાય છે. ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

गुणेन स्पृहणीयः स्यान्न
रूपेण युतो जनः । सौगन्ध्यवर्ज्यं
नादेयं पुष्पं कांतमपि क्वचित् ॥ ३३ ॥

ગુણવાનની સૌ ઇચ્છા કરેછે; રૂપાળાની નહિ, કેમકે સુગંધ વિનાના સુંદર પુષ્પને પણ કયારેય કોઈ ગ્રહણ કરતું નથી ॥૩૩॥

स जीवति गुणा यस्य यस्य धर्मः
स जीवति । गुणधर्मविहीनस्य
जीवितं निष्प्रयोजनम् ॥ ३४ ॥

જે ગુણવાન્ તથા સદાચરણી હોય તેજ જીવે છે, કેમકે ગુણ તથા સદાચરણ રહિતનું જીવવું નિષ્ફળ છે ॥ ૩૪ ॥

गुणैरुत्तमतां याति नोच्चैरास-
नसंस्थितः । प्रासादशिखर-
स्थोऽपि काकः किं गरुडायते ॥ ३५ ॥

ગુણવડે ઉત્તમ થવાય છે, ઉંચા આસન ઉપર બેસવાથી નહિ, કેમકે મેહેલના શિખરપર બેઠેલો કાગડો શુ ગરૂડ થઇ-શકે છે ॥ ૩૫ ॥

हस्ती स्थूलतनुः स चांकुशवशः किं
हस्तिमात्रोंऽकुशो दीपे प्रज्वलिते
प्रणश्यति तमः किं दीपमात्रं तमः ।
वज्रेणापि हताः पतंति गिरयः किं
वज्रमात्रो गिरिस्तेजो यस्य विरा-
जते स बलवान्स्थूलेषु कः प्रत्ययः ॥३६ ॥

સ્થૂલશરીરવાળો હાથિ પણ અંકુશને વશ છે, તે શુ અંકુશ હાથિ જેવડો છે? દીપ પ્રજ્વલિત થવાથી અંધારૂ નાશ પામે છે, તે શુ અંધારા જેવડો દીપ છે? અને વજ્રે કરી હણેલા પર્વત પડે છે, તે શું વજ્ર પર્વત જેવડું છે? માટે જેમાં તેજ છે તેજ બળવાન્, સ્થૂલપણામાં શું વિશ્વાસ રાખવો ॥ ૩૬ ॥

તેમ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

यत्र विद्वज्जनो नास्ति श्लाघ्य-
स्तत्राल्पधीरपि । निरस्तपादपे
देशे एरंडोऽपि द्रुमायते ॥ ३७ ॥

જ્યાં વિદ્વાન્ નથી, ત્યાં અલ્પબુદ્ધિવાળો પણ વખણાય છે, કારણ વૃક્ષવિનાના દેશમાં એરંડ પણ વૃક્ષ કેહેવાય છે ॥ ૩૭॥

यज्जीव्यते क्षणमपि प्रथितं मनुष्यै-
र्विज्ञानशौर्यविभवार्यगुणैः समेतम् ।
तन्नाम जीवितमिह प्रवदंति तज्ज्ञाः का-
कोऽपि जीवति चिराय बलिं च भुंक्ते ३८

મનુષ્યે વિજ્ઞાન, શૌર્ય, વૈભવ તથા શ્રેષ્ઠ ગુણસહિત ક્ષણમાત્ર પણ જે પ્રસિદ્ધ-પણે જીવાય, તેનેજ સુજ્ઞ પુરૂષો આ લો-કમાં જીવવું કહેછે; કારણ ઘણો કાળ તો કાગડા પણ જીવે ને બળી ખાયછે ॥૩૮॥

विनाप्यर्थैर्वीरः स्पृशति बहुमानोन्नतिपदं समायुक्तोप्यर्थैः परिभवपदं याति कृपणः ॥ ३९ ॥

વીર પુરૂષ ધનવિના પણ બહુ માનવાળી ઉંચી પદવીને પામેછે, ને કૃપણ ધનવાન્ છતાં પણ પરાભવ પામેછે ॥ ૩૯ ॥

कल्पयाति येन वृत्तिर्येन च लोके प्रशस्यते साद्भिः । स गुणस्तेन च गुणिना रक्ष्यः संवर्धनीयश्च ॥ ४० ॥

જે ગુણે કરી લોકમાં વૃતિ ચાલે, ને સત્પુરૂષો વખાણે, તેજ ગુણ ગુણિયે સારી રીતે રક્ષણ કરવા તથા વધારવા લાયક છે ॥ ૪૦ ॥

તેમ શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

इभतुरगरथैः प्रयांति मूढा
धनरहिता विबुधाः प्रयांति पद्भ्याम् ।
गिरिशिखरगताऽपि काकपंक्तिः
पुलिनगतैर्न समत्वमेति हंसैः ॥ ४१ ॥

કદી ધન મળી જવાથી મૂઢ જન હાથિ, ઘોડા તથા રથપર બેસીને જાય, ને ધન ન મળવાથી વિદ્વજ્જન પગે ચાલે, તો પણ ગિરિ શિખર પર બેઠેલી કાગડાની પંકિત, નદી કિનારે બેઠેલા હંસ સરખી થતી નથી ॥ ૪૧ ॥

खद्योतो द्योतते तावद्यावन्नोदयते शशी । उदिते तु सहस्रांशौ न खद्योतो न चंद्रमाः ॥ ४२ ॥

જ્યાંસુધી ચંદ્ર ઉદય પામ્યો નથી, ત્યાંસુધી આગિયો કીડો પ્રકાશે છે, પણ સૂર્યના ઉદય સમય તો તે બન્ને પ્રકાશતા નથી ॥ ૪૨ ॥

रूक्षं वपुर्न च विलोचनहारि रूपं
न श्रोत्रयोः सुखदमाराटितं कदापि ।
इत्थं न साधु यदि किंचिदिदं च साधु
तुच्छे रतिः करभ शीघ्रगतिश्च ते यत् ४३

હે ઉંટ, તારૂં શરીર રૂક્ષ, રૂપ નેત્રને અણગમતું, અને ગાંગરવું સદા કર્ણકઠોર, એ રીતે તારામાં કંઇ સારૂં નથી, પણ જો કંઇ હોય તો તારી કંટકાદિ તુચ્છ ખાવામાં પ્રીતિ તથા શીઘ્ર ગતિ, એ સારૂં છે ॥ ૪૩॥

अनसि सीदति सैकतवर्त्मनि
प्रचुरभारभरक्षपितोदके ।
गुरुभरोद्धरणोद्धुरकंधरं
स्मरति सारथिरेष धुरंधरम् ॥ ४४ ॥

જ્યારે ગાડું રેતીના રસ્તામાં ખુંચી જાય, ને ઘણા વજનદાર ભારથી પાણીમાં ઉતરી પડે, ત્યારે ઘણા ભારને ઉંચે ઉપાડી બહાર કાઢવામાં દૃઢ કાંધવાળા ધુરંધરને આ સારથિ યાદ કરેછે ॥ ૪૪ ॥

यद्यपि खदिरारण्ये गुप्तो वसतीह चंपको वृक्षः । तदपि च परिमलमतुलं दिशि दिशि कथयेत्समीरणस्तस्य ॥ ४५ ॥

જોકે આ લોકમાં ચંપાનું ઝાડ, ખેર વૃક્ષના અરણ્યમા ગુપ્ત ઉગ્યું હોય, તોપણ તેનો અતુલ સુગંધ, વાયુ દિશા દિશામા કહેતો ફરેછે ॥ ૪૫ ॥

लोचितमखिलं गहनं परितो दृष्टाश्च विटपिनः सर्वे । सहकार न प्रपेदे पथिकेन तवोपमा जगति ॥ ४६ ॥

હે આમ્રવૃક્ષ, પંથિયે આખુ વન જોયું ને ચોમેરથી સર્વ વૃક્ષ તપાસ્યાં, પણ જગતમાં તારા જેવું વૃક્ષ જોયું નહીં ॥ ૪૬ ॥

વળી કલ્પતરૂમાં કહ્યું છે કે,

वार्ता च कौतुकवती विमला च विद्या लोकोत्तरः परिमलश्च कुरंगनाभेः । तैलस्य बिंदुरिव वारिणि दुर्निवार मेतत्रयं प्रसरति स्वयमेव लोके ॥ ४७ ॥

ઘણું કરી કૌતકવાળી વાર્તા, વિમલ વિદ્યા અને કસ્તુરિઆ મૃગની નાભીનો ઉત્તમ સુગંધ, એ ત્રણ પાણીમાં તૈલબિંદુની પેઠે, લોકમાં રોકાયાવિના પોતાની મેળે પ્રસાર પામેછે ॥ ૪૭ ॥

शिशुरपि निपुणो गुरोर्गरीयान्न तु वपुषैव महान्महत्प्रतिष्ठः । मणिरणुरपि भूषणाय पुंसां न तु पृथुलापि शिला विलासहेतुः ॥४८॥

શાસ્ત્ર જાણનાર નાની વયનો પણ મોટી વયવાળા કરતાં સલાહ પૂછવામાં શ્રેષ્ટ જાણવો, કંઇ શરીરે કરી મોટો મોટી પ્રતિષ્ઠાવાન્ થતો નથી; કેમકે મણિ અણું છતાં પણ પુરૂષને ભૂષણરૂપ થાયછે, કંઈ મોટી શિલા વિલાસ હેતુ થતી નથી ॥ ૪૮ ॥

काकस्य चंचुर्यदि हेमयुक्ता माणिक्ययुक्तौ चरणौ च तस्य । एकैकपक्षे यदि मौक्तिकानि तथापि काको न च राजहंसः ॥४९॥

કદિ કાગડાની ચાંચ સોનાની, પગ મણિયે કરી યુકત તથા એકેક પાંખ મોતિ જડિત હોય; તોપણ કાગડો રાજહંસ થતો નથી ॥ ૪૯ ॥

માટે સજ્જનોની સોબત કરી સદ્ગુણ સંપાદન કરવા, ને પોતાની મહાજનોની પંકિતમાં ગણના થાય તે રીતનો યત્ન કરવો. મહાજનોનાં લક્ષણવિષે વિદુરનીતિમાં કહ્યું છે કે,

न स्वे सुखे वै कुरुते प्रहर्षं नान्यस्य दुःखे भवति प्रहृष्टः । दत्वा न पश्चात्कुरुते हि तापं स कथ्यते सत्पुरुषार्यशीलः ॥ ५० ॥

જે પોતાના સુખસમયમાં બહેકી જતો નથી, બીજાને દુઃખ થતાં રાજી થતો નથી, અને આપ્યા પછી સંતાપ કરતો નથી, તે સારા સ્વભાવવાળો સત્પુરૂષ કેહેવાયછે ॥ ૫૦ ॥

તેમ ચાણાકયનીતિમાં કહ્યું છે કે,

छिन्नोऽपि चंदनतरुर्न जहाति गंधं वृद्धोऽपि वारणपतिर्न जहाति लीलाम् । यंत्रार्पितो मधुरतां न जहाति चेक्षुः क्षीणोऽपि न त्यजति शीलगुणान् कुलीनः ॥ ५१ ॥

જેમ છેદાતાં પણ ચંદન વૃક્ષ ગંધને વૃદ્ધ છતાં પણ હસ્તિ ઝુલવારૂપ લીલાને, અને યંત્રમા અર્પણ કર્યા છતાં પણ શેરડી મધુરતાને છોડે નહિ, તેમ કુલીન દુર્બળ છતાં પણ પોતાના શીલગુણને છોડતો નથી ॥ ૫૧ ॥

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

ते धन्यास्ते विवेकज्ञास्ते सभ्या
इह भूतले । आगच्छन्ति गृहे
येषां कार्यार्थं सुहृदो जनाः ॥ ५२ ॥

જેમને ઘેર કામમાટે મિત્રજન આવેછે, તે આ ભૂતળમાં વિવેક જાણુનાર, સભ્ય તથા ધન્ય છે ॥ ૫૨ ॥

विपदि धैर्यमथाभ्युदये क्षमा
सदसि वाक्पटुता युधि विक्रमः ।
यशसि चाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदं हि महात्मनाम् ॥ ५३ ॥

વિપત્તિમાં ધૈર્ય, ચઢતીમાં ક્ષમા, સભામાં વાકચાતુર્ય, યુદ્ધમાં પરાક્રમ, યશમાં પ્રીતિ અને શાસ્ત્રમાં વ્યસન, એ ઘણુંકરી મહાજનમાં સ્વભાવથી હોયછે ॥ ૫૩ ॥

તેમાં શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

प्रथमवयसि पीतं तोयमल्पं स्मरंतः
शिरसि निहितभारा नालिकेरा
नराणाम् । ददति जलमनल्पं
स्वादु तज्जीवनांतं न हि कृतमुप-
कारं साधवो विस्मरंति ॥ ५४ ॥

નાલીયરનાં ઝાડ, પેહેલી વયમાં થોડુંક પણ પીધેલું પાણી યાદ કરી, માથે ભાર સહન કરતાં મનુષ્યને તેના જીવિતપર્યંત ઘણુંક સ્વાદિષ્ટ જળ, ફળસહિત આપે છે, કારણ કરેલા ઉપકારને સત્પુરુષો ભુલતા નથી ॥ ૫૪ ॥

સભાતરંગમાં પણ કહ્યું છે કે,

परोपदेशे पांडित्यं सर्वेषां सुकरं
नृणाम् । धर्मे स्वीयमनुष्ठानं
कस्यचित्तु महात्मनः ॥ ५५ ॥

બધાયે પારકાને ઉપદેશ કરવામાં પાંડિત્ય કરવું સહેલું છે, પણ પોતે સદાચરણે વર્ત્તવું, એ તો કોઈ મહાજનમાંજ હોય છે ॥ ૫૫ ॥

भवंति नम्रास्तरवः फलोद्गमै-
र्नवांबुभिर्भूरिविलंबिनो घनाः ।
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः
स्वभाव एवैष परोपकारिणाम् ॥ ५६ ॥

વૃક્ષો ફળ આવતાં નમ્ર, મેઘ નવા જળ-વડે ઘણા નીચે નમેલ, તથા સત્પુરૂષ સમૃદ્ધિ મળતાં નરમાશવાળા થાયછે, કારણ પરોપકાર કરનારનો એ સ્વભાવજ છે ॥ ૫૬ ॥

पद्माकरं दिनकरो विकचं करोति
चन्द्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
संतः स्वयं परहितेषु कृताभियोगाः ॥५७॥

સૂર્ય દિનકમળને તથા ચંદ્ર રાત્રિકમળસમુદાયને પ્રફુલ્લિત કરેછે; અને મેઘ માગ્યા વગર જળ આપેછે, કારણ સત્પુરૂષ પારકા હિતમાં પોતાની મેળેજ પ્રવર્તે છે ॥ ૫૭ ॥

વળી કહ્યું છે કે,

विरला जानन्ति गुणान्विरलाः कुर्वंति निर्धने स्नेहान् । विरलाः परकार्यरताः परदुःखेनापि दुःखिता विरलाः ॥ ५८ ॥

વિરલા ગુણને જાણેછે, વિરલા નિર્ધન પર સ્નેહ કરેછે, વિરલા પારકું કાર્ય કરવામાં પ્રીતિ રાખેછે, ને વિરલા પારકા દુઃખે કરી દુઃખી થાયછે ॥ ૫૮ ॥

वने कुरंगास्तृणधान्यभुक्ता बुभुक्षिता घ्नंति कदा न जीवान् । एवं कुलीना व्यसनाभिभूता न नीतिमार्गं परिलंघयंति ॥ ५९ ॥

જેમ વનમાં તૃણ તથા ધાન્ય ખાનારા મૃગ ભૂખ્યા થાય તોપણ કયારેય જીવાની હિંસા કરતા નથી, તેમ કુલીન મનુષ્ય દુઃખથી પીડાય તોપણ નીતિમાર્ગને છોડતા નથી ॥ ૫૯ ॥

सद्भिस्तु लीलया प्रोक्तं शिलालिखितमक्षरम् । असद्भिः शपथेनापि जले लिखितमक्षरम् ॥ ६० ॥

સત્પુરૂષોએ હસતાં હસતાં બોલેલું પણ પથ્થર પર લખેલા અક્ષર સરખું, ને અસત્પુરૂષોએ સોગન ખાઈને કહેલું પણ જળમાં લખેલા અક્ષર સરખુ જાણવું ॥ ૬૦॥

दाता न दापयति दापयिता न दत्ते यो दानदापनपरो मधुरं न वक्ति । दानं च दापनमथो मधुरा च वाणी त्रीण्यप्यमूनि खलु सत्पुरुषे वसंति ॥६१॥

દાતા બીજેથી દેવરાવતો નથી ને દેવરાવનાર પોતે દેતો નથી, અને જે દેનાર તથા દેવરાવનાર હોય, તે મધુર બોલતો નથી, માટે દેવું, દેવરાવવું તથા મધુર વાણી બોલવી, એ ત્રણ ગુણ કોઈ સત્પુરૂષમાંજ હોયછે ॥ ૬૧ ॥

उदयाति यदि भानुः पश्चिमे दिग्विभागे प्रचलति यदि हैमः शीततां याति वह्निः । विकसति यदि पद्मं पर्वतानां शिखाग्रे न चलति खलु वाक्यं सज्जनानां कदाचित् ॥ ६२ ॥

કદિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, હિમાલય ચળાયમાન્ થાય, અગ્નિ શીતતાને પામે, તથા પર્વતની ટોંચ ઉપર કમળ ખીલે, તોપણ સત્પુરૂષોનું વાકય કયારેય ચળાયમાન્ થતું નથી ॥ ૬૨ ॥

यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रिया । चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ॥ ६३ ॥

જેવું ચિત્ત તેવી વાણી, જેવી વાણી તેવીજ ક્રિયા, એ રીતે ચિત્ત, વાણી, તથા ક્રિયાનેવિષે સત્પુરૂષની એકરૂપતા હોય છે ॥ ૬૩ ॥

वदनं प्रसादसदनं सदयं हृदयं सुधामुचो वाचः । करणं परोपकरणं येषां केषां न ते वन्द्याः ॥ ६४ ॥

જેમનું મુખ પ્રસન્નતાનું ઘર, હૃદય દયાળુ, વાણી અમૃત સરખુ મધુર બોલનારી તથા ધર્મક્રિયા પરોપકારી હોય, તે કેને વંદ્ય નથી ॥ ૬૪ ॥

એ રીતનાં મહાજનોનાં લક્ષણ સંપાદન કરવાં, અને જે પોતાને ધન પ્રાપ્ત થયું હોય, તેમાંથી પોતાના તથા કુટુંબના ઉપભોગ, પરોપકાર તથા કોઈ સાથે જુનો નેક જાળવવામાં જે વાપરવું ઘટે તે યથાશકિત વાપરવું, અને કંઈ મોટું ધર્મ કાર્ય ચાલુ રાખવું હોય તો તેને માટે ફંડ કરી તેના વ્યાજમાંથી ચલાવવું, એકદમ કંજુસ કે ઉડાઉ થવું નહીં. વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

शनैः शनैश्च भोक्तव्यं स्वयं वि-
त्तमुपार्जितम् । रसायनमिव प्राज्ञैः
सहसा न कदाचन ॥६५॥

બુદ્ધિમાને પોતે મેળવેલું ધન, રસાયનની પેઠે, ધીરે ધીરે ભોગવવું, પણ કયારેય એકદમ નહિ ॥ ६५ ॥

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेदव-
क्षयात् । रक्षितं वर्धयेत्सम्यक् वृद्धं
दीनेषु निक्षिपेत् ॥ ६६ ॥

ધન ન મળે ત્યાંસુધી ઇચ્છવું, મળેલાની ક્ષયથી રક્ષા કરવી , રક્ષણ કરેલાને સારી રીતે વધારવું અને વધેલા ધનને ગરીબોના ઉપકારમાં વાપરવું ॥ ६६ ॥

दानोपभोगरहिता दिवसा यस्य
यांति वै । स कर्मकारभस्त्रेव श्व-
सन्नपि न जीवति ॥ ६७॥

જે ધનવાનના દિવસ પરોપકાર તથા ભોગ વિના જાય છે, તે લુવારની ધમણની પેઠે, શ્વાસ લેતાં પણ જીવતો નથી ॥ ६७ ॥

दातव्यं भोक्तव्यं केवलधनसंचयो
न कर्तव्यः । पश्येह मधुकरीणां
संचितमर्थं हरंत्यन्ये ॥ ६८ ॥

ધન દેવું તથા ભોગવવું પણ કેવળ તેનો શંચય ન કર્યા કરવો કારણ અહિંજ મધમાંખિના કેવળ એકઠા કરેલા મધને બીજા હુરી જાયછે ! તે જો ॥ ६८ ॥

दानं भोगो नाशस्तिस्रो गतयो भवंति
वित्तस्य । यो न ददाति न भुंक्ते तस्य
तृतीया गतिर्भवति ॥ ६९ ॥

દાન, ભોગ તથા નાશ, એ ધનની ત્રણ ગતિ થાયછે, માટે જે દેતો તથા ભોગવતો નથી, તેના ધનની નાશરૂપ ત્રીજી ગતિ થાયછે ॥ ६९ ॥

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमा-
न्वितं शौर्यम् । वित्तं त्यागनियुक्तं दु-
र्लभमेतच्चतुर्भद्रम् ॥ ७० ॥

પ્રિય વાણીસહિત દાન, ગર્વરહિત જ્ઞાન, ક્ષમાયુકત શૌર્ય તથા પરોપકારસહિત ધન, એ ચાર શ્રેષ્ઠ ગુણ દુર્લભ છે ॥ ७० ॥

यो नात्मजे न गुरवे न च बंधुवर्गे
दीने दयां न कुरुते न च भृत्यवर्गे ।
किं तस्य जीवितफलं हि मनुष्यलोके
काकोऽपिजीवतिचिरंचबलिंचभुंक्ते ॥७१॥

જે પુત્ર, વડીલ, બાંધવ, ચાકર તથા ગરીબ પર દયા કરતો નથી, તેના જીવિતનું ફલ મનુષ્ય લોકમાં શું છે ? કારણ કાગડો પણ ઘણો કાળ જીવે ને બળી ખાયછે॥७१॥

તેમ શાર્ઙ્ગધરપદ્ધતિમાં કહ્યું છે કે,

**अहितहितविचारशून्यबुद्धेः**
**श्रुतिनिपुणैर्बहुभिस्तिरस्कृतस्य ।**
**उदरभरणमात्रकेवलेच्छोः**
**पुरुषपशोश्च पशोश्च को विशेषः ॥ ७२ ॥**

અહિત તથા હિતરૂપ વિચારે કરી શૂન્ય બુદ્ધિવાળા અને ઘણા વિદ્વાનોએ તિરસ્કાર કરેલા, માત્ર ઉદર ભરણની ઇચ્છા રાખનાર પુરૂષપશુ તથા પશુમાં શું વિશેષ છે ॥ ૭૨ ॥

**यो न ददाति न भुंक्ते सति विभवे**
**नैव तस्य तद्द्रव्यम् । तृणमयकृत्रिम-**
**पुरुषो रक्षति न सस्यं परस्यार्थे ॥ ७३ ॥**

જે વૈભવ છતાં પરોપકાર કરતો નથી, ને ભોગ ભોગવતો નથી, તેનું તે દ્રવ્ય નથી, કેમકે તૃણમય કૃત્રિમ પુરૂષે પારકાને અર્થે ધાન્યની રક્ષા કરેછે ॥ ૭૩ ॥

**गर्जितबधिरीकृतककुभा किमनेन**
**कृतं हि घनेन । इयती चातकचं-**
**चुपुटी सापि भृता नैव जलेन ॥ ७४ ॥**

ગાજીને મેઘે દિશાઓ બેહેરી કરી મૂકી, તેણે કરી એણે શું કર્યું ? કારણ આટલુંક ચાતક પક્ષીનું ચાંચરૂપ પાત્ર જળવડે ભર્યું તો નહીં ॥ ૭૪ ॥

વળી પ્રસંગરત્નાવલીમાં કહ્યું છે કે,

**ग्रासोद्गलितसिक्थस्य करिणः**
**किं गतं भवेत् । पिपीलिका**
**तु तेनैव सकुटुंबाऽपि जीवति ॥ ७५ ॥**

હાથિના સીજવેલા ભાતના પિંડરૂપ ગ્રાસમાંથી કંઇ પડી ગયું તો તેમાં તેનું શું ગયું ? પણ તેવડે કીડિયો તો કુટુંબસહિત જીવે છે ॥ ૭૫ ॥

તેમ રસિકજીવનમાં કહ્યું છે કે,

**इयत्यां संपत्तावपि च सलि-**
**लानां त्वमधुना न तृष्णामार्तानां**
**हरसि यदि कासार सहसा ।**
**निदाघे चंडांशौ किरति परितो-**
**ऽगा निकरं कृशीभूतः केषामहह**
**परिहर्ताऽसि खलु ताम् ॥ ७६ ॥**

હે તળાવ, હમણાં પાણીની આટલી સંપત્તિ છતાં જો તું તર્ષ્યાની તૃષાને એકદમ ટાળીશ નહિ, તો ઉનાળામાં સૂર્યનાં તીક્ષ્ણ કીરણ ચોમેરથી અંગાર સમુહ ફેલાવશે, ત્યારે સૂકાયલો તું કેની તૃષા મટાડીશ ॥ ૭૬ ॥

પણ એ પરોપકાર કરવા તથા ભોગ ભોગવવામાં નિયમ રાખવો, કેમકે ગજા ઉપરાંત પરોપકાર કરવાથી નિર્ધન થવાય છે, ને ભોગ ભોગવવાથી રોગી તથા દરિદ્ર થવાય છે. જેથી શરીર તથા ધન બન્નેનો નાશ થતાં પોતાના કુટુંબમાં દુઃખ આવી પડેછે. પ્રત્યેક મનુષ્યની ફરજ છે કે, પોતાના જીવતાં તથા મરણ પછી પોતાના કુટુંબનું ભરણ પોષણ સારી રીતે થાય તે રીતનો પોતાની શકિત મુજબ બંદોબસ્ત કરવો; પણ પાડોસણને આટો આપવો ને ઘરનાં છોકરાં ઘંટી ચાટે, તથા બાવાને બંટી

હેવી ને છોકરાં છાશ પિયે, એ રીતના ઘર વેંચી નાતવરા કરવા જેવા પરોપકાર તથા ભોગ કોઇ કાળે કરવા નહિ, પણ સદા નિયમથી વર્ત્તવું. વિદુરનીતિમાં કહ્યું છે કે,

अर्थानामीश्वरो यः स्यादिंद्रिया-
णामनीश्वरः। इन्द्रियाणामनैश्व-
र्यादैश्वर्याद्भ्रश्यते हि सः ॥ ७७ ॥

જે ધનનો ઇશ્વર છે, પણ ઇન્દ્રિયોનો નિયંતા નથી, તે ઇન્દ્રિયો વશ ન રાખવાથી ધનથી ભ્રષ્ટ થાયછે ॥ ૭૭ ॥

रथः शरीरं पुरुषस्य राज-
न्नात्मा नियंतेंद्रियाण्यस्य चाश्वाः।
तैरप्रमत्तः कुशली सदश्वै-
र्दांतैः सुखं याति रथीव धीरः ॥ ७८ ॥

હે રાજન્, પુરૂષનું શરીર રથ, આત્મા સારથી ને ઇન્દ્રિયો ઘોડા છે, માટે ધીર મનુષ્ય સાવધાન થઇ તે નિયમમાં રાખેલા ઇન્દ્રિયરૂપ સારા અશ્વે કરી કુશળ સારથીની પેઠે સુખ પામેછે ॥ ૭૮ ॥

आत्मैव ह्यात्मनो बंधुरात्मैव
रिपुरात्मनः। बंधुरात्मात्मन-
स्तस्य येनैवात्मात्मना जितः ॥ ७९ ॥

આત્મા પોતે પોતાનોજ બંધુ તથા પોતે પોતાનો શત્રુ છે, કેમકે જેણે પોતાયે પોતાવડે જીત્યો છે, તે પોતાનો બંધુ છે ॥ ૭૯ ॥

વળી કહ્યું છે કે,

कुरंगमातंगपतंगमीना
भृंगा हताः पंचभिरेव पंच।
एकः प्रमादी न कथं न हन्यते
यः सेवते पंचभिरेव पंच ॥ ८० ॥

હરિણ, હસ્તી, પતંગ, મત્સ્ય તથા, ભ્રમર, એ પાંચ પ્રાણી ક્રમથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધરૂપ પાંચ વિષયમાં અતિ આસકત થવાથી તેવડે હણાય છે; તો એકજ ગાફલ મનુષ્ય જે પાંચ ઇન્દ્રિયવડે પાંચે વિષયને અતિ આસકિતથી સેવે તે કેમ ન હણાય ॥ ૮૦ ॥

પણ અમુક સમયે પરોપકાર કરશું તથા ભોગ ભોગવશું એવા વિચાર રાખવા નહિ; કેમકે સૃષ્ટિનિયમપ્રમાણે પદાર્થમાત્ર અનિત્ય હોવાથી ક્ષણમાત્ર પણ શરીરનો ભરોસો નથી. માટે જે શુભ કર્તવ્ય હોય, તે નિરંતર કરતા રેહેવું. શંકરાચાર્યે કહ્યું છે કે,

आयुः क्षणलवमात्रं न लभ्यते हेम-
कोटिभिः क्वापि। [illegible]ति सर्वं
मृषा ततः काधिका हानिः ॥ ८१ ॥

કોટી સોનામોહોરવડે પણ કયાંય ક્ષણમાત્ર આયુષ્ય મળતું નથી, માટે તે જો સર્વે ફોકટ જાય, તો તેથી અધિક હાનિ બીજી કઇ ॥ ૮૧ ॥

તેમ ભર્તૃહરિયે કહ્યું છે કે,

यावत्स्वस्थमिदं शरीरमरुजं याव-
ज्जरा दूरतो यावच्चेंद्रियशक्तिरप्र-
तिहता यावत्क्षयो नायुषः।
आत्मश्रेयसि तावदेव विदुषा
कार्यः प्रयत्नो महान् संदीप्ते भवने
प्रकूपखननं प्रत्युद्यमः कीदृशः ॥ ८२ ॥

જ્યાંસુધી આ શરીર રોગ ન થતાં સ્વસ્થ છે, ઘડપણ છેટું છે, ઇન્દ્રિયોની શક્તિ હણાઇ નથી, ને આયુષ્યનો ક્ષય થયો નથી, ત્યાંસુધીજ બુદ્ધિમાને પોતાના શ્રેય-માટે મહાન્ પ્રયત્ન કરી લેવો; કેમકે ઘરને આગ લાગે ત્યારે કુવો ખોદવાનો યત્ન કેવો ॥ ૮૨ ॥

કારણ ભોજપ્રબંધમાં કહ્યું છે કે,

चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः
सद्बांधवाः प्रणतिनम्रगिरश्च भृत्याः।
गर्जंति दंतिनिवहास्तरलास्तुरंगाः
संमीलने नयनयोर्न हि किंचिदस्ति॥८३॥

"ભોજરાજાએ કહ્યું કે," મારે ચિત્તને હરે તેવી સ્ત્રી, અનુકૂલ મિત્ર, સારા સંબંધી, નમ્રતા તથા વિનય યુક્ત વાણીવાળા ચા-કર અને ગર્જતા હસ્તિ તથા ચંચળ-ઘોડા છે ! " ત્યારે કાલીદાસ બોલ્યો કે," આંખ વિંચાયા પછી કંઈ નથી ॥ ૮૩ ॥

વળી વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

अशनं मे वसनं मे जाया मे बंधु-
वर्गो मे। इति मे मे कुर्वाणं काल-
वृको हंति पुरुषाजम् ॥८४॥

આ મારૂં અન્ન, મારાં વસ્ત્ર, મારી સ્ત્રી તથા મારા સંબંધી; એમ મારૂં મારૂં કર-નાર પુરૂષરૂપ બકરાને; કાળરૂપ વરૂ હણે છે ॥ ૮૪ ॥

संक्षेपात् कथ्यते धर्मो जनाः किं
विस्तरेण वः। परोपकारः पुण्याय
पापाय परपीडनम् ॥ ८५ ॥

હે મનુષ્ય, પરોપકારથી પુણ્ય તથા પાર કાને પીડા કરવાથી પાપ, એ સંક્ષેપથી ધર્મ કહેવાય છે, વિસ્તારે કરી શું ॥૮૫॥

अनित्यानि शरीराणि विभवो
नैव शाश्वतः। नित्यं संनिहितो
मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥ ८६ ॥

શરીર નાશવંત છે, વૈભવ નિરંતર નથી, ને મૃત્યુ નિત્ય પાસે છે, એમ જાણી ધર્મ સંગ્રહ કરવો ॥ ૮૬ ॥

માટે શ્રીમહાભારતાંતર્ગત વનપર્વમાં કહ્યું છે કે,

श्वः कार्यमद्य कुर्वीत
पूर्वाह्णे चापराह्णिकम्।
न हि प्रतीक्षते मृत्युः
कृतमस्य न वा कृतम् ॥ ८७ ॥

આવતી કાલનું કાર્ય આજે, ને દિવસના પાછલા પહોરનું કાર્ય પેહેલા પોહોરે, ક-રવા યોગ્ય હોય તો કરવું; કેમકે મૃત્યુ, મનુષ્યે પોતાનું કામ પુરૂં કર્યું વા નથી કર્યું તેની વાટ જોતો નથી ॥ ૮૭ ॥

એ રીતે ધનનો ઉપયોગ કરતાં તેની રક્ષા કરવી. કોઈની સાથે ધીરધાર આદિ લઈ કોઈ રીતનો વાંધો પડે તો ચાલતાંસુધી ઘરમેળે પતાવવો, ને તેમ જો ન પતી શકે તો, વચમાં બે સારા મધ્યસ્થ ઠેરવી તે દ્વારા પતાવવો, પણ બોહોસ કરી બન્ને પક્ષને ધનની હાની થાય તે રીતે રાજદરબારે ચડવું નહીં. કેમકે નીતિમાન્ મધ્યસ્થો જે ચુકાદો આપેછે, તે ઘણુંકરી યથાર્થજ હોય છે. કારણ વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**मानाद्वा यदि वा लोभात् क्रोधाद्वा यदि वा भयात्। योऽन्यायादन्यथा ब्रूते स नरः पापमाप्नुयात् ॥८८॥**

માન, લોભ, ક્રોધ વા ભયથી જે મનુષ્ય ન્યાય મૂકી અન્યથા બોલે, તે પાપી થાયછે ॥ ૮૮ ॥

વળી પાકી અવસ્થામાં પુત્ર નહાના હોય વા હોયજ નહીં, તો ધંધાનો મોટો ડોળ કરવો નહીં; તેમ કોઇને પોતાનું નામ, ઠામ તથા ધન સોંપી તે દ્વારા પણ મોટા ડોળમાં પડવું નહી, કેમકે ઘણુંકરી પારકાને કાળજી થોડી હોય છે. તેમ ધણી જો સંભાળવા સમર્થ હોય, તો તેમની દાનતમાં પણ ફેર પડેછે; જેથી નામ, ઠામ તથા ધન એ ત્રણેને નુકસાન પોંહોચે છે. અને તેવી નુકસાની પાકી અવસ્થામાં ફરી કમાવાની શકિત ન હોવાથી અતિ દુઃખદાયક થઈ પડેછે. ધન જતું રહે તો મનુષ્યની સ્થિતિવિષે વિષ્ણુશર્માયે કહ્યું છે કે,

**तानींद्रियाणि विकलांनि मनस्तदेव सा बुद्धिरप्रतिहता वचनं तदेव। अर्थोष्मणा विरहितः पुरुषः स एव अन्यः क्षणेन भवतीति विचित्रमेतत्॥८९॥**

જોકે તેજ વિકલ નહીં થયેલી ઇન્દ્રિયો, તેજ મન, તેજ નહિ હણાયલી બુદ્ધિ તથા તેજ વચન છતાં, જ્યારે પુરૂષ ધનની ગરમીથી રહિત થાયછે, ત્યારે ક્ષણમાં જાણે બીજોજ થઈ જાયછે ! એ આશ્ચર્ય જેવું છે ॥ ૮૯ ॥

માટે ધનની રક્ષા કરતાં સંસારમાં પોતાનો ગૃહસ્થાશ્રમ સુખમાં જાય, તે રીતે ન્યાયથી સદા યત્ન કરતાં રેહેવું અને પરોપકાર કરવામાં પ્રીતિ રાખવી; જેથી ઉત્તમ ગૃહસ્થોની પંકિતમાં ગણના થાયછે, ને પોતાને પણ સુખ રહેછે. ઉત્તમ તથા અધમ ગૃહસ્થાશ્રમવિષે ચાણકયનીતિમાં કહ્યું છે કે,

**यदि रामा यदि च रमा यदि तनयो विनयगुणोपेतः। तनये तनयोत्पत्तिः सुरवरनगरे किमाधिक्यम् ॥ ९० ॥**

આ સંસારમાં જો રૂપી સ્ત્રી, ધન, વિવેકી ગુણવાન્ પુત્ર; પૌત્ર તથા સર્વ નિરોગી હોય, તો તેથી ઇંદ્રલોકમાં અધિક શું ॥ ૯૦ ॥

**सानंदं सदनं सुताश्च सुधियः कांता न दुर्भाषिणी स्वेच्छापूर्णधनं स्वयोषिति रतिः स्वाज्ञापराः सेवकाः। आतिथ्यं विभुचिंतनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे साधोर्मैत्र्यमरोगेता च सततं धन्यो गृहस्थाश्रमः ॥९१॥**

આનંદયુકત ઘર, સારી બુદ્ધિવાળા પુત્ર, મધુર બોલનારી સ્ત્રી, ઇચ્છા પૂર્ણ થઈ શકે તેટલું ધન, માત્ર પોતાની સ્ત્રીમાં પ્રીતિ, આજ્ઞા પાળનાર ચાકર, પરોણાગત, પ્રતિદિવસ ઇશ્વરચિંતન, ઘરમાં રૂચતાં અન્નપાન, સજ્જનની મિત્રતા તથા નિરંતર નિરોગીપણું, એટલાએ યુકત ગૃહસ્થાશ્રમ ધન્ય જાણવો ॥ ૯૧ ॥

क्रोधांधाः शिशवः सवारि सदनं पंका: तं चांगणं शय्या दंशवती च रूक्षमशनं धूमेन पूर्णं गृहम्। भार्या निष्ठुरभाषिणी प्रकुरुते क्रोधांधदृष्टिं सदा स्नानं शीतलवारिभिः प्रतिदिनं धिग्धिग्गृहस्थाश्रमः॥९२।

ક્રોધે કરી અંધ બાળક, ભિનું તથા ધૂમાડાવાળું ઘર, ગારાવાળું આગણું, શય્યા માકડવાળી, લુખું ભોજન, સ્ત્રી સદા કઠોર બોલનારી તથા ક્રોધાંધ દૃષ્ટિથી જોનારી અને નિત્ય શીતળ જળવડે સ્નાન, એટલાયે યુકત ગૃહસ્થાશ્રમને ધિકકારછે૯૨

તેમ વિદુરનીતિમાં કહ્યું છે કે,

अर्थागमो नित्यमरोगिता च प्रिया च भार्या प्रियवादिनी च। वश्यश्च पुत्रोऽर्थ करी च विद्या षट् जीवलोके हि सुखानि राजन् ॥९३॥

હે રાજન્ નિત્ય ધનાગમ, નિરોગીપણું, પ્રિય તથા પ્રિય બોલનારી સ્ત્રી, વશ્ય પુત્ર તથા પુરૂષાર્થ સંપાદન કરાવનારી વિદ્યા, એ છ જીવલોકમાં સુખ કહ્યાં છે ॥ ૯૩ ॥

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या। पुत्रश्च मूर्खो विधवा च कन्या विनाग्निना षट् प्रदहंति कायम् ॥ ९४॥

અને કુગ્રામમાં વાસ, કુલહીનની સેવા, ખરાબ ભોજન, ક્રોધમુખી ભાર્યા, મુર્ખ પુત્ર તથા વિધવા કન્યા, એ છ અગ્નિવિના શરીરને બાળેછે ॥ ૯૪ ॥

आरोग्यमानृण्यमविप्रवासः सद्भिर्मनुष्यैः सह संप्रयोगः। स्वप्रत्यया वृत्तिरभीतवासः षट् जीवलोकस्य सुखानि राजन् ॥९५॥

હે રાજન્, આરોગ્ય, અનૃણીપણું, અપ્રવાસ, સજ્જનની સંગત, પોતાની ખાત્રીની જીવિકા તથા નિર્ભય વાસ, એ છ જીવલોકમાં સુખ કહ્યાં છે ॥ ૯૫ ॥

अनर्थकं विप्रवासं गृहेभ्यः पापैः संधिं परदाराभिमर्षम्। दंभं स्तैन्यं पैशुनं मद्यपानं न सेवते यश्च सुखी सदैव ॥९६॥

જે ઘરથી અનર્થરૂપ પ્રવાસ, પાપીની સોબત, પરદારાગમન, દંભ, ચોરી, ચાડી તથા મદ્યપાન કરતો નથી, તે સદા સુખી જાણવો ॥ ૯૬ ॥

એ રીતે ધન મેળવી તેનો યથાશકિત પરોપકાર કરવામાં તથા પોતાના તેમજ કુટુંબના ઉપભોગ અર્થે ઉપયોગ કરવામાં ન આવે ને જરા આવી પ્રાપ્ત થાય અથવા અચાનક મરણ આવી પહોંચે, તો તે વેળા ઘણોક પશ્ચાત્તાપ થાયછે. કારણ કહ્યું છે કે,

भोगा न भुक्ता वयमेव भुक्ता दानं न दत्तं वयमेव दत्ताः। कालो न यातो वयमेव यातास्तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥९७॥

ભોગ ભોગવ્યા નહિ, પણ અમેજ ભોગવાણા! દાન દીધું નહિ, પણ અમેજ દેવાણા! કાળ ગયો નહીં, પણ અમેજ ગયા! અને તૃષ્ણા જીર્ણ થઈ નહિ, પણ અમેજ જીર્ણ થયા ॥ ૯૭ ॥

अर्थाः पादरजःसमा गिरिनदी वेगोपमं यौवनं आयुष्यं जलबिंदुलोलचपलं फेनोपमं जीवनम्। दानं यो न करोति निश्चलमतिर्भोगं न भुंक्ते च यः पश्चात्तापयुतो जरापरिगतः शोकाग्निना दह्यते ॥ ९८ ॥

ધન પગની રજ સમાન, યૌવન પર્વતની નદીના વેગ સરખુ, આયુષ જળબિંદુ સરખુ ચપળ તથા જીવતર ફીણ સમાન છે, એમ જાણી જે નિશ્ચય મતિવાળો પરોપકાર કરતો નથી તથા ભોગ ભોગવતો નથી, તે વૃદ્ધ થયા પછી પશ્ચાત્તાપ યુકત થઈ શોકરૂપ અગ્નિવડે બળે છે ॥ ૯૮ ॥

એ પ્રમાણે પશ્ચાત્તાપ ન કરવો પડે, તેમ મેળવેલા ધનનો ઉપયોગ કરવો, ને ધનવિના વ્યવહારસંબંધિ કંઇપણ કાર્ય સિદ્ધ થતાં નથી, તેથી આચાર્યે તે મેળવવામાં ગાફલ ન રહેવાનો ઉપદેશ કરેલ છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં ભૂતિને અર્થે પ્રમાદ ન કરવાનો ઉપદેશ.

---

॥ यान्यनवद्यानि कर्माणि तानि सेवितव्यानि नो इतराणि ॥

નવમો ઉપદેશ જે કંઈ અનિંદિત કર્મ હોય તે કરવા અને નિંદિત હોય તે ન કરવાનો છે. કારણ લોકમાં અનિંદિત કર્મ કરનાર યશ તથા સત્કારને અને નિંદિતકર્મ કરનાર અપયશ તથા તિરસ્કારને પામે છે. જેની લોકમાં નિંદા થતી નથી એવું સદાચરણ અનિંદિત અને તેનાથી ઉલટું જે અસદાચરણ તે નિંદિત કર્મ કહેવાય છે. હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, સ્વચ્છતા રાખવી, ઇન્દ્રિયો વશ રાખવી, પરોપકાર કરવો, દયા રાખવી, મનને નિયમમાં રાખવું, ક્ષમા રાખવી, કોઇનો દ્રોહ ન કરવો. સ્ત્રી પુરૂષે સંપથી રેહેવું, કુટુંબમાં કલેશ ન કરવો, તેનું પોષણ કરવું, બાળકોનું રક્ષણ કરવું, તેમને સારી કેળવણી આપવી, તેમના ઉપર ક્રૂર ન થવું, તથા તેમને કવખતે પરણાવી દેવાં નહીં. પરસ્ત્રીગમન ન કરવું, શરીર સ્વસ્થ રહે તે રીતે આચરવું વડીલોનું માન રાખવું, નાહાના પ્રત્યે પ્રેમ રાખવો, રાજનિયમને અનુસરી ચાલવું, દુર્જનની સોબત ન કરવી, રોગી તથા અપંગનું હાસ્ય ન કરવું, તેમના ઉપર દયા રાખવી, રોગનું, અપંગપણાનું તથા મરવાનું મહેણું ન મારવું, પ્રિય બોલવું, કોઇ પણ પ્રકારને ધંધે લાગવું, વૃથા કાળક્ષેપ કરવો નહીં, સાહસ ન કરવું, વાદ ન કરવો, પોતાની શકિત મુજબ વર્તવું, પોતાનાં વખાણ ન કરવાં, ગર્વ ન કરવો, દેશકાળને અનુસરી ચાલવું, ચાડી ન કરવી, મિથ્યાભિમાન ન રાખવું, પરોણાનો સત્કાર કરવો અને કોઇના પણ સારા ગુણ હોય તે ગ્રહણ કરવા, દુર્ગુણ ગ્રહણ કરવા નહીં, ઈત્યાદિ સદાચરણ અનિંદિતકર્મ કેહેવાય છે. વળી માનવધર્મશાસ્ત્રના બીજા તથા ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् । अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि च ॥ ९९ ॥

પાણીમાં મળ મૂત્ર છોડવાં વા થુંકવું નહીં, તેમાં વિષ તથા અપવિત્ર પદાર્થથી ખરડાયલું વા લોહિયાળું બીજું કંઈ પણ નાખવું નહિ ॥ ૯૯ ॥

दूरादावसथान्मूत्रं दूरात्पादावसेचनम् । उच्छिष्टान्ननिषेकं च दूरादेव समाचरेत् ॥ १०० ॥

મળ મૂત્રનો ત્યાગ, તે કર્યા પછી હાથ પગ ધોવારૂપ ક્રિયા તથા એઠું અન્ન નાખવું, એ બધું ઘરથી દૂર કરવું ॥ ૧૦૦ ॥

વળી વિષ્ણુશર્માએ કહ્યું છે કે;

यस्य चित्तं द्रवीभूतं कृपया सर्वजंतुषु । तस्य ज्ञानेन मोक्षेण किं जटाभस्मलेपनैः ॥ १०१ ॥

જેનું ચિત્ત સર્વ પ્રાણી પર દયાવડે પિગળે છે, તેને જ્ઞાન, મોક્ષ, જટા તથા ભસ્મ લેપને કરી શું ? ॥ ૧૦૧ ॥

अमित्रं कुरुते मित्रं मित्रं द्वेष्टि हिनस्ति च । शुभं वेत्त्यशुभं पापं भद्रं वेत्त्यबुधो नरः ॥ १०२ ॥

મૂર્ખ મનુષ્ય અમિત્રને મિત્ર કરેછે, મિત્રનો દ્વેષ તથા હાનિ કરેછે, શુભને અશુભ જાણે છે અને પાપને કલ્યાણ માનેછે ॥ ૧૦૨ ॥

अनिष्टादिष्टलाभेऽपि न गतिर्जायते शुभा । यत्रास्ते विषसंसर्गोऽमृतं तदपि मृत्यवे ॥ १०३ ॥

અશુભાચરણથી શુભની પ્રાપ્તિ દેખાય, તોપણ તેથી શુભગતિ થતી નથી, કેમકે જેમાં વિષ મળેલું છે, એવું અમૃત પણ મરણ પમાડે છે ॥ ૧૦૩ ॥

मनसापि हि भूतानां योऽनिष्टानि प्रचिन्तयेत् । भवंति तस्य तान्येव इह लोके न संशयः ॥ १०४ ॥

જે મનવડે પણ પ્રાણિયોનું અનિષ્ટ ચિંતવે છે, તેને આ લોકમા તેવુંજ થાયછે, એમાં સંશય નહિ ॥ ૧૦૪ ॥

अयशः प्राप्यते येन येन चापगतिर्भवेत् । पुण्यं च भ्रश्यते येन तत्कर्म न समाचरेत् ॥ १०५ ॥

માટે જેથી અપકીર્તિ તથા અવગતિ થાય અને પુણ્ય નાશ પામે, તેવું કર્મ આચરવું નહિ ॥ ૧૦૫ ॥

भिन्नस्वरमुखवर्णः शंकितदृष्टिः समुत्पतिततेजाः । भवति हि पापं कृत्वा स्वकर्मसंत्रासितः पुरुषः ॥ १०६ ॥

પાપ કરી, પોતાનાજ કર્મથી ભય પામેલ મનુષ્ય, ભેદાયલા સ્વર તથા મુખવર્ણવાળો, શંકાથી જોનારો તથા તેજ ઉડી ગયેલો થાયછે ॥ ૧૦૬ ॥

परोपदेशवेलायां शिष्टाः सर्वे
भवंति वै । विस्मरंति हि शिष्टत्वं
स्वकार्ये समुपस्थिते ॥ १०७ ॥

પારકાને ઉપદેશ દેવા ટાણે બધા શ્રેષ્ઠ થાયછે, પણ પોતાના કાર્ય ટાણે શ્રેષ્ઠપણું ભુલી જાયછે ॥ ૧૦૭ ॥

जलान्तश्चन्द्रचपलं जीवितं
खलु देहिनाम् । तथाविधमिति
ज्ञात्वा शश्वत्कल्याणमाचरेत् ॥ १०८ ॥

જળમાં પડેલાં ચંદ્રબિંબની પેઠે મનુષ્યનું જીવિત ચંચળ છે, એમ જાણી નિરંતર સદાચરણે વર્તવું ॥ ૧૦૮ ॥

यः करोति नरः पापं न तस्यात्मा
ध्रुवं प्रियः । आत्मना हि कृतं
पापमात्मनैव हि भुज्यते ॥ १०९ ॥

જે મનુષ્ય પાપ કરેછે, તેનો આત્મા જરૂર તેને પ્રિય નથી, કેમકે તે પોતે કરેલા પાપને પોતેજ ભોગવે છે ॥ ૧૦૯ ॥

वनेऽपि दोषाः प्रभवंति रागिणां
गृहेऽपि पंचेन्द्रियनिग्रहस्तपः ।
अकुत्सिते कर्मणि यः प्रवर्तते
निवृत्तरागस्य गृहं तपोवनम् ॥ ११० ॥

ઇન્દ્રિયો વશ નહિ રાખનારને વનમાં પણ વિકારરૂપ દોષ થાયછે, ને પાંચે ઇન્દ્રિયને નિયમમાં રાખવી, એ ઘરનેવિષે પણ તપ છે, માટે જે ઇન્દ્રિયો વશ રાખી સારા કર્મમાં પ્રવર્તે, તેને ઘરજ તપોવન છે ॥ ૧૧૦ ॥

તેમ ભર્તૃહરિયે કહ્યું છે કે,

ईर्ष्यां छिंधि भज क्षमां जहि मदं
पापे रतिं मा कृथाः सत्यं ब्रूह्यनुयाहि
साधुपदवीं सेवस्व विद्वज्जनान् ।
मान्यान्मानय विद्विषोऽप्यनुनय
प्रच्छादय स्वान्गुणान् कीर्तिं पालय
दुःखिते कुरु दयामेतत्सतां लक्षणम् ॥ १११ ॥

હે મનુષ્ય, અદેખાઈ મૂક, ક્ષમા રાખ, મિથ્યા અભિમાન છોડ, પાપમાં પ્રીતિ મ કર, સાચું બોલ, સત્પુરૂષની પદવીને અનુસર, વિદ્વાનોની સોબત કર, માનવા લાયકને માન આપ, શત્રુને પણ વિનય કર, પોતાના ગુણની પ્રશંસા મ કર, યશસ્વી થા અને દુઃખિયા પર દયા કર, કેમકે એ સત્પુરૂષોનાં લક્ષણ છે ॥ ૧૧૧ ॥

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयंती
रोगाश्च शत्रव इव प्रहरंति देहम् ।
आयुः परिस्रवति भिन्नघटादिवांभो
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ११२

વાઘણની પેઠે ચોમેરથી તિરસ્કાર કરતી જરા ઉભી છે, શત્રુની પેઠે રોગ દેહને હણેછે, ભાંગેલા ઘડામાંથી પાણીની પેઠે આયુષ્ય સ્રવી જાયછે, તોપણ મનુષ્ય અહિત આચરેછે, એ આશ્ચર્ય જેવુંછે ॥ ૧૧૨ ॥

વળી કહ્યું છે કે,

तद्भोजनं यच्छिशुवृद्धशेषं
तत्सौहृदं यत्क्रियते परस्मिन् ।
सा प्राज्ञता या न करोति पापं
दंभं विना यः कुरुते स धर्मः ॥ ११३ ॥

જે બાળક તથા વૃદ્ધને જમાડી જમવું તેજ ભોજન, જે પારકાનેવિષે સ્નેહ કરાય તેજ સ્નેહ, જેથી પાપ ન કરાય તેજ ડહાપણ અને દંભવિના જે આચરણ કરાય, તેજ ધર્મ કહેલ છે ॥ ૧૧૩ ॥

पादाभ्यां न स्पृशेदग्निं गुरुं पंडि-
तमेव च । नैव गां न कुमारीं च
न वृद्धं च शिशुं तथा ॥ ११४ ॥

અગ્નિ, વડીલ, પંડિત, ગાય, કુમારી, વૃદ્ધ તથા બાળકને પગે કરી સ્પર્શ ન કરવો ॥ ૧૧૪ ॥

यादृशी जायते बुद्धिर्व्यवसायो-
ऽपि यादृशः । सहाया यादृशा
एव तादृशी भवितव्यता ॥ ११५ ॥

જેવી બુદ્ધિ, જેવો વ્યવસાય તથા જેવા સહાય હોય, તેવું ભાવી થાયછે ॥ ૧૧૫ ॥

दैवायत्तं फलं केचिद्बुद्धिर्दैवानु-
सारिणी । वदंत्यपि च कर्तव्यं
सुविचार्यैव धीमता ॥ ११६ ॥

જોકે કેટલાક, મનુષ્યની બુદ્ધિ દૈવને અનુસરનારી તથા ફળ મળવું દૈવાધીન કહેછે, તોપણ બુદ્ધિમાને સારી રીતે વિચાર કરીને કરવું ॥ ૧૧૬ ॥

पापासक्तं हि बंधाय पुण्यासक्तं
तु मुक्तये । मन एव मनुष्याणां
कारणं बंधमोक्षयोः ॥ ११७ ॥

પાપમાં લાગેલું મન બંધન અને પુણ્યમાં લાગેલું મન મુકિતને આપનાર છે, માટે મનુષ્યનું મનજ બંધ મોક્ષનું કારણ છે ॥૧૧૭॥

अगम्यां यः पुमान्याति असे-
व्यांश्च निषेवते । स दुःखमुपग-
च्छाति हतधीर्विषपो यथा ॥ ११८ ॥

જે અગમ્ય પ્રત્યે જાયછે તથા ન કરવાનું કરેછે, તે હણાયલી બુદ્ધિવાળો વિષ પિનારની પેઠે દુઃખ પામેછે ॥ ૧૧૮ ॥

नित्यं छेदस्तृणानां क्षितिनखलिखनं
पादयोरेल्पपूजा दंतानामल्पशौचं
वसनमलिनता रुक्षता मूर्धजानाम् ।
द्वे सन्ध्ये चापि निद्रा विवसनशयनं
ग्रासहासातिरेकः स्वांगे पीठे च वाद्यं
भवाति धनपतेर्विमपस्यापे वाच्यम्॥११९

નિત્ય ઘાંસનાં તણખલાં ભાંગવાં, ભૂમિપર નખથી લખવું, પગ બરાબર ધોવા નહિ, દાંત બરાબર સાફ કરવા નહિ, મેલાં લુગડાં પેહેરવાં, માથાના કેશ સમારવા નહિ, સવાર સાંઝ સુઈ રેહેવું, વસ્ત્ર રહિત સુવું, ઘણું ખાવું તથા હસવું, અને પોતાનાં શરીર વા પાટલા પર વગાડવું, એટલાં લક્ષણ ધનપતિ રાજામાં હોય તો પણ નિંદાયછે ॥ ૧૧૯ ॥

प्राप्य चाप्युत्तमं जन्म लब्ध्वा चेंद्रियसौष्ठवम् । न वेत्त्यात्महितं यस्तु स भवेदात्मघातकः ॥ १२० ॥

ઉત્તમ જન્મ તથા ઇન્દ્રિયો પામી, જે પોતાનું હિત જાણે નહિ, તે આત્મઘાતિ થાયછે ॥ ૧૨૦ ॥

यथैवात्मा परस्तद्वद्द्रष्टव्यः शुभमिच्छता । सुखदुःखानि तुल्यानि यथात्मानि तथा परे ॥ १२१ ॥

કલ્યાણ ઇચ્છનારે પોતાના આત્માની પેઠે બીજાને જોવા, કારણ જેમ પોતામાં, તેમ બીજામાં સુખ દુઃખની લાગણી સમાન હોયછે ॥ ૧૨૧ ॥

मांधाता च महीपतिः कृतयुगालंकारभूतो गतः सेतुर्येन महोदधौ विरचितः क्वासौ दशास्यांतकः । अन्ये चापि युधिष्ठिरप्रभृतयो याता दिवं भूपते नैकेनापि समं गतो हि विभवस्तस्मान्न कार्योऽनयः ॥ १२२ ॥

હે ભૂપતિ, સત્ય યુગનો અલંકારરૂપ માંધાતા રાજા મૃત્યુ પામ્યો, જેણે સમુદ્રમાં પાજ બાંધી રાવણને માર્યો તે રામ ક્યાં ? અને બીજા યુધિષ્ઠિરાદિ રાજાઓ પણ મરણ પામ્યા, પણ તેમાંના એક સાથે પણ વૈભવ ગયો નહિ, માટે અન્યાય કરવો નહિ ॥ ૧૨૨ ॥

पापं कर्तुमृणं कर्तुं मन्यंते मानवाः सुखम् । परिणामोऽतिगहनो महतामपि नाशकृत् ॥ १२३ ॥

પાપ તથા કરજ કરવામાં પ્રથમ મનુષ્ય સુખ માનેછે, પણ તેનો પરિણામ મોટાઓને પણ નાશ કરે એવો અતિ ગહન છે ॥ ૧૨૩ ॥

सर्वस्य द्वे सुमतिकुमती संपदापत्तिहेतू एको गोत्रे प्रभवति पुमान् यः कुटुंबं बिभर्ति । वृद्धो यूना सह परिचयात्त्यज्यते कामिनीभिः स्त्री पुंवच्च प्रभवति यदा तद्धि गेहं विनष्टम् ॥ १२४ ॥

સર્વને સુમતિ તથા કુમતિ બન્ને ક્રમથી સંપત તથા આપતની પ્રાપ્તિ થવામાં હેતુ છે; જે કુટુંબને પાળે તે એકજ પુરૂષ કુળમાં મનાય છે, યુવાન સાથે પરિચય થવાથી સ્રિયો વૃદ્ધને મૂકે છે, અને જયારે ઘરમાં સ્ત્રી પુરૂષની પેઠે સ્વતંત્ર થાય ત્યારે તે ઘર નાશ પામે છે ॥ ૧૨૪ ॥

रोगशोकपरीतापबंधनव्यसनानि च । आत्मापराधवृक्षाणां फलान्येतानि देहिनाम् ॥ १२५ ॥

રોગ, શોક, પરિતાપ, બંધન તથા દુઃખ, એ દેહધારિને પોતાના અપરાધરૂપ વૃક્ષનાં ફળ છે ॥ ૧૨૫ ॥

यांति न्यायप्रवृत्तस्य तिर्यंचोऽपि सहायताम् । अपंथानं तु गच्छंतं सोदरोऽपि विमुंचति ॥ १२६ ॥

ન્યાય માર્ગે ચાલનારને પશ્વાદિ પણ સહાય થાયછે, પણ અન્યાય માર્ગે ચાલનારને સગો ભાઈ પણ મૂકી દે છે ॥ ૧૨૬ ॥

न जारजातस्य ललाटशृंगं
कुलप्रसूतस्य न पाणिपद्मः ।
यदा यदा मुंचति वाक्यबाणं
तदा तदा जातिकुलप्रमाणम् ॥ १२७ ॥

જારથી જન્મેલાના લલાટમાં શિંગડું, ને કુળથી જન્મેલાના હાથમાં કમળ થતું નથી, પણ જ્યારે વાકયરૂપિ બાણ મૂકે છે, ત્યારે તેની જાતિ તથા કુળનું પ્રમાણ થાયછે ॥ ૧૨૭ ॥

सत्यं मृदु प्रियं वाक्यं धीरो
हितकरं वदेत् । आत्मोत्कर्षं तथा
निंदां परेषां परिवर्जयेत् ॥ १२८ ॥

ધીર મનુષ્યે સત્ય, કોમળ, પ્રિય તથા હિતકરનાર વાકય બોલવું, ને પોતાનાં વખાણ તથા પારકાની નિંદાનો ત્યાગ કરવો ॥ ૧૨૮ ॥

विरक्तः परदारेषु निःस्पृहः
परवस्तुषु । दंभमात्सर्यहीनो यः स
साधुः कथ्यते बुधैः ॥ १२९ ॥

જે પરસ્ત્રીમાં વિરકત, પારકી વસ્તુમાં નિ:સ્પૃહ, ને દંભ તથા અદેખાઈથી હીન હોય તેને બુદ્ધિમાન્ સાધુ કહેછે ॥ ૧૨૯ ॥

सत्यमेव व्रतं यस्य दया दीनेषु
सर्वदा । कामक्रोधौ वशे यस्य
स साधुः कथ्यते बुधैः ॥ १३० ॥

જેને સત્યજ વ્રત છે; દીન પર સદા દયા છે, તથા કામ ક્રોધ વશ છે, તેને બુદ્ધિમાન્ સાધુ કહેછે ॥ ૧૩૦ ॥

मुनिर्भवति मौनान्ना नारण्यवस-
नान्मुनिः । मुनिर्भवति वश्यात्मा
स्थितधीर्मुनिरुच्यते ॥ १३१ ॥

મનુષ્ય મુંગું રેહેવાથી તથા અરણ્યમાં વસવાથી મુનિ થતો નથી, પણ મનને વશ કરવાથી મુનિ થાયછે, કેમકે સ્થિર બુદ્ધિવાળો મુનિ કેહેવાય છે ॥ ૧૩૧ ॥

यो हि न कुरुते पापं सर्वभूतेषु
कर्हिचित् । कर्मणा मनसा वाचा
स ज्ञानी कथ्यते बुधैः ॥ १३२ ॥

જે કોઈકાળે પણ મન, વાણી તથા કર્મે કરી, કોઈ પણ પ્રાણી પ્રત્યે પાપ કરતો નથી, તેને બુદ્ધિમાન્ જ્ઞાની કહેછે ॥૧૩૨॥

એ ઉપરાંત પણ દેશકાળને અનુસરી અનેક પ્રકારનાં અનિંદિત કર્મ કેહેવાય છે, કેમકે જુદા જુદા દેશમાં જુદી જુદી રીતભાત હોયછે; જે એક દેશમાં નિંદિત તો બીજા દેશમાં અનિંદિત કેહેવાય છે. માટે દેશદેશની રીતભાત ઉપર લક્ષ રાખી વર્તવું. શુક્રનીતિના ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે,

नतनप्राक्तनानां च व्यवहारविदां
धिया । प्रतिक्षणं चाभिनवो व्यव-
हारो भवेद्यतः ॥ १३३ ॥

વ્યવહાર જાણનાર જુના તથા નવા મનુષ્યોની બુદ્ધિવડે, પ્રતિક્ષણે લોકમાં નવી નવી રીતભાત થાયછે ॥ ૧૩૩ ॥

वक्तुं न शक्यते प्रायः प्रत्यक्षाद-
नुमानतः । उपमानेन तज्ज्ञानं
भवेदाप्तोपदेशतः ॥ १३४ ॥

માટે ઘણું કરી તે કહેવા શકય નથી, પણ માત્ર પ્રત્યક્ષ, અનુમાન તથા ઉપમાને કરી તથા આપ્ત મનુષ્યના ઉપદેશથી તેનું જ્ઞાન થાયછે॥ ૧૩૪ ॥

એ રીતે સદાચરણ પાળનાર તથા દેશદેશની રીતભાત ઉપર લક્ષ રાખી વર્તનારા મનુષ્ય સર્વત્ર માન પામી સુખી થાયછે, માટે આચાર્યે નિંદિત કર્મનો ત્યાગ કરી અનિંદિત કર્મ સેવવાનો ઉપદેશ કર્યો છે.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં અનિંદિત કર્મ આચરવાનો ઉપદેશ.

---

## ॥ यान्य स्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि ॥

હવે દશમો ઉપદેશ ગુરૂ આદિ વડિલોનાં જે સારાં આચરણ હોય તે ગ્રહણ કરવાં ને દુરાચરણ હોય તે ગ્રહણ ન કરવાનો છે. કેમકે કોઈના પણ ગુણ ગ્રહણ કરવાથી ને દોષ ત્યાગવાથી મનુષ્ય સારી રીતે કુશળ થઈ લોકમાં સુખી થાયછે, ને સારા યશને પામે છે માટે અમુક પાસેથી મારે ગુણ શીખવા યોગ્ય છે વા અયોગ્ય ! એવો વિચાર છોડી દઈ સર્વમાથી ગુણ ગ્રહણ કરવા. અને ગાડરિયા પ્રવાહની રીતે આ અમારા બાપનો કુવો છે, એવા દુરાગ્રહથી પાસે રહેલી નદીનું મીઠું પાણી છોડી દઇ, કુવામાંનું ખારૂં પાણી પીવાની પેઠે, પરંપરાથી ચાલતી આવેલી બાપદાદાની રૂઢી કદી ખરાબ હોય, તો તે હઠથી ગ્રહણ કરવી નહીં; કારણ તેવા હઠથી પોતાની સ્થિતિ કદી સુધરતી નથી. માટે વિદુરનીતિમાં કહ્યું છે કે,

अ[illegible]न्मत्तात्प्रलपतो बालाच्च
परिजल्पतः । सर्वतः सारमा-
दद्या[illegible] इव कांचनम् ॥ १३५ ॥

બકવાદ કરનાર, ઉન્મત્ત [illegible] કાલું કાલું બોલતા બાળકથી, તેમજ બીજા સર્વથી, પથ્થરમાંથી કાંચનની પેઠે સાર ગ્રહણ કરવું ॥ ૧૩૫ ॥

તેમ કહ્યું છે કે,

[illegible]अरापि गुणा ग्राह्या गुरोस्त्या-
ज्यास्तु दुर्गुणाः । देशकालानुरो-
धेन वर्तितव्यं सदा बुधैः ॥ १३६ ॥

બુદ્ધિમાને શત્રુના પણ ગુણ ગ્રહણ કરવા, ને ગુરૂના પણ દુર્ગુણ ત્યાગ કરવા, અને દેશ કાળને અનુસરી ચાલવું ॥૧૩૬॥

એમ છતાં પણ જેઓ ગાડરિયા પ્રવાહની પેઠે સારા ઉપદેશને હઠથી સ્વીકારતા નથી તેમનાવિષે કહ્યું છે કે,

अगतित्वमतिश्रद्धा ज्ञानाभ्यासे
रुचिर्न वै । त्रयः शिष्यगुणा ह्येते
मूर्खाचार्यस्य पुष्टये ॥ १३७ ॥

ગતિહીનપણું, અતિ વિશ્વાસ તથા જ્ઞાનના અભ્યાસમાં અરૂચિ, એ શિષ્યના ત્રણ ગુણ મૂર્ખ આચાર્યની પુષ્ટિમાટે છે ॥ ૧૩૭ ॥

માટે સદા પોતાના કલ્યાણ વાસ્તે દુર્ગુણ છોડી સદ્ગુણ ગ્રહણ કરી સદાચારથી વર્તવું, અને સર્વશકિતમાન્ સર્વાન્તરયામી પરમેશ્વરની ભકિતમાં તત્પર રહી તેની પ્રાર્થના કરતા રેહેવું. તે વિષે કહ્યું છે કે,

ॐनमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्वलोकाश्रयाय ।
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय ॥ १३८ ॥

હે સત્રૂપ, જગત્‌ના કારણ, જ્ઞાનસ્વરૂપ, સર્વ લોકના આશ્રય, અદ્વિતીય, મુકિતદાતા, નિત્ય તથા સર્વ વ્યાપિ પરબ્રહ્મ, તને નમસ્કાર છે ॥ ૧૩૮ ॥

त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम् ।
त्वमेकं जगत्कर्तृ पातृ प्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम् ॥ १३९ ॥

તું એકજ સર્વનો રક્ષક, મુખ્ય, જગતનો પાલક, સ્વપ્રકાશ, જગતની સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલય કર્તા, શ્રેષ્ઠ, નિશ્ચળ તથા નિર્વિકલ્પ છે ॥ ૧૩૯ ॥

भयानां भयं भीषणं भीषणानां
गतिः प्राणिनां पावनं पावनानाम् ।
महोच्चैः पदानां नियंतृ त्वमेकं
परेषां परं रक्षणं रक्षणानाम् ॥ १४० ॥

વળી તું એકજ ભયનો ભય, ભયંકરનો ભયંકર, પ્રાણિયોની ગતિ, પવિત્રનો પવિત્ર, ઉંચામાં ઊંચા સ્થાનનો નિયંતા, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ તથા રક્ષણનો પણ રક્ષણ છે ૧૪૦

वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत्साक्षिरूपं नमामः ।
सदेकं निधानं निरालंबमीशं
भवांभोधिपोतं शरण्यं व्रजामः ॥ १४१ ॥

માટે જગતના સાક્ષિરૂપ તને અમે યાદ કરિયે, ભજીયે તથા નમિયે છિયે. અને તું સત્ય સ્વરૂપ, વિશ્રાંતિ સ્થાન, નિરાલંબ, ભવસાગર તરવાની નૌકા તથા રક્ષક, એક ઇશને શરણે છિયે ॥ ૧૪૧ ॥

विदुर्यं न चित्तेंद्रियाणीन्द्रियेशं
विजानाति यस्तानि नित्यं नियंता ।
जगत्साक्षिणं व्यापकं विश्ववंद्यं
चिदानंदरूपं तमीशं प्रपद्ये ॥ १४२ ॥

જે ઇન્દ્રિયન. ઇશને મન તથા ઇન્દ્રયો જાણતી નથી, પણ જે નિયંતા નિત્ય તેમને જાણે છે, તે જગતના સાક્ષી, વ્યાપક તથા વિશ્વને નમવા લાયક, ચિદાનંદરૂપ ઇશને શરણ છું ॥ ૧૪૨ ॥

अणोरप्यणीयान्महत्तो महीयान्
रवीन्दुग्रहज्याभगोलादिकर्ता ।
य ईशो हि सृष्ट्यादिमध्यान्तसंस्थ-
श्चिदानंदरूपं तमीशं प्रपद्ये ॥ १४३ ॥

જે નાનાથી નાનો, મોટાથી મોટો, સૂર્ય, ચંદ્ર ગ્રહ, પૃથ્વી, તથા નક્ષત્રાદિ ગોળનો કર્તા, નિયંતા અને સૃષ્ટિના આદિ, મધ્ય તથા અંતમાં રહેલો છે, તે ચિદાનંદરૂપ ઈશને શરણ છું ॥ ૧૪૩ ॥

यतो जायते विश्वमेतत्समस्तं
स्थितं यत्र यस्मिल्लयं याति काले ।
अनादिं विभुं आदिमध्यान्तशून्यं
चिदानंदरुपं तमीशं प्रपद्ये ॥ १४४ ॥

જેથી આ સમગ્ર વિશ્વ ઉત્પન્ન થાયછે, જેમાં રહ્યું છે ને કાળે કરી જેમાં લય પામે છે, તે અનાદિ, વ્યાપક અને આદ્દ મધ્ય તથા અંત શૂન્ય ચિદાનંદરૂપ ઈશને શરણ છું ॥ ૧૪૪ ॥

वशे यस्य विश्वं समस्तं सदास्ते
यदाभासतो भाति यद्व विचित्रम् ।
न जानंति यं तत्त्वतो योगिनोऽपि
चिदानंदरूपं तमीशं प्रपद्ये ॥ १४५ ॥

જેને સદા સમસ્ત વિશ્વ વશ છે, ને જેના આભાસથી એ વિચિત્ર વિશ્વ ભાસે છે, અને જેને યોગિ પણ તત્ત્વથી જાણતા નથી, તે ચિદાનંદરૂપ ઈશને શરણ છું॥૧૪૫

એ પ્રમાણે ગુણગ્રાહી મનુષ્ય સુખી થાયછે, માટે આચાર્યે વડીલોનાં દુશ્ચરિત છોડી સુચરિત ગ્રહણ કરવાનો ઉપદેશ કર્યો છે.

એ રીતે યદુવંશી ઠાકરશીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના આચારપ્રકરણમાં સુચરિત ગ્રહણ કરવાનો ઉપદેશ.

## ॥ इत्याचारप्रकरणम् ॥



॥ ॐतत्स[illegible]णेनमः ॥

श्री

# प्रमाणस[illegible]स्त्रो.

## ॥ विचारप्रकरणप्रारंभः ॥

**प्रश्न.**

**यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः ।**
**हिरण्यगर्भं [illegible]स पूर्वं स नो बुद्धया शुभया संयुनक्तु ॥ १ ॥**

श्वेताश्वतरोपनिषद्

જે પૃથિવી, જળ, તેજ તથા વાયુરૂપ મહાભૂતોની
ઉત્પતિ તથા શકિતના કારણ, વિશ્વના અધિપતિ,
અચળ તથા સર્વજ્ઞ ઈશ્વરે, પૂર્વે પ્રજાપતિને સૃજયો,
તે અમને શુભ બુદ્ધિ સાથે જોડો અર્થાત સારી બુદ્ધિ આપો ॥ १ ॥

પ્રથમ પ્રકરણમાં સૃષ્ટિસંબંધી તથા દ્વિતીય પ્રકરણમાં આચારવિષે વિચાર કર્યો છે. હવે ત્રીજા પ્રકરણમાં જીવ, ઈશ્વર તથા પરમાત્માસંબંધી વિચાર કરવામાં આવે છે, જેમ મનુષ્યને સૃષ્ટિ તથા આચારસંબંધી જ્ઞાન મેળવવાની અગત્ય છે, તેમ જીવાદિનું જ્ઞાન મેળવવાની ઘણીજ અગત્ય ભાસેછે. કેમકે જેમ સૃષ્ટિજ્ઞાન મેળવેથી મનુષ્ય ગર્વ રહિત બની તથા આચાર જાણવાથી વ્યવહારમાં કુશળ થઇ સુખી થાયછે, તેમ જીવાદિનું જ્ઞાન પ્રાપ્ત થયેથી મનુષ્ય નાનાપ્રકારના સંશયોથી મુકત થઈ સુખી થાય છે. શ્રીમદ્ભગવદ્ગીતાના ચોથા અધ્યાયમાં કહ્યું છે કે,

**अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति । नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ २ ॥**

અજ્ઞ, ઇશ્વરને નહિ માનનાર તથા વહેમી નાશ પામે છે, તેમાં વહેમીનું અહિં તથા બીજે સુધરતું નથી, ને તેને સુખ પણ થતું નથી ॥ २ ॥

માટે જેને સારાસાર વિચાર કરવાની શકિત મળેલી છે, એવા મનુષ્ય પ્રાણિયે જો જીવાદિસંબંધી વિચાર ન કર્યો તો તેનો જન્મ વૃથા જાણવો. કેમકે બીજા પ્રાણિ

ઓને તેસંબંધી વિચાર કરવાની શકિતજ નથી ? પૂર્વે આ ભરતખંડમાં ઘણાક તત્ત્વવેત્તાઓ થઈ ગયા છે, જેમણે જીવાદિસંબંધી ઘણો સારી રીતે વિચાર કર્યો છે. કૃષ્ણયજુર્વેદના શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે,

किं कारणं ब्रह्म । कुतः स्म जाता
जीवामः केन । क च संप्रतिष्ठिताः
केन सुखेतरेषु वर्तामहे ॥ ३ ॥

શું જગતનું કારણ બ્રહ્મ છે ? આપણે કયાંથી ઉત્પન્ન થયા ? શેણે જીવિયે છિયે ? કયાં રહ્યા છિયે ? અને કેનાથી સુખ દુઃખમાં વર્તિયે છિયે ॥ ૩ ॥

---

## ॥ किंकारणं ब्रह्म ॥

હવે જગતનું કારણ શું બ્રહ્મ છે ? એ પેહેલો પ્રશ્ન છે; તે વિષે વિચાર કરિયે તો જરૂર જગતનું કંઇ પણ કારણ હોવું જોઇએ એમ તર્કમાં આવે છે. તર્ક કર્યા સિવાય કોઈ પણ વસ્તુનું યથાર્થપણું જાણવામાં આવી શકતું નથી. જેમ કસોટીના પથ્થર ઉપર કસ કાઢતાં સોનાનું યથાર્થપણું જણાય છે, તેમજ હરકોઈ પદાર્થમાં કેટલી સત્તા છે, તે વિશ્વાસથી માનવાને બદલે જો તર્કથી વિચારવામાં આવે, તો તે પદાર્થની સત્તાનું યથાર્થપણું જણાઈ આવે છે. વિશ્વગુણાદર્શમાં કહ્યું છે કે,

मोहं रुणद्धि विमलीकुरुते च बुद्धिं
सूते च संस्कृतपदव्यवहारशक्तिम् ।
शास्त्रांतराभ्यसनयोग्यतया युनक्ति
तर्कश्रमो न तनुते किमिहोपकारम् ॥ ४ ॥

તર્ક અજ્ઞાનને ટાળે છે, બુદ્ધિને નિર્મળ કરે છે, સારી રીતે રચેલા વાકયની પદ્ધતિ સમજવાની શકિત ઉત્પન્ન કરે છે અને બીજા શાસ્ત્ર ભણવામાં યોગ્ય કરેછે, માટે તેમાં કરેલો શ્રમ આ લોકમાં શું ઉપકાર કરતો નથી ॥ ૪ ॥

વળી કારણ વિના કાર્ય થતું નથી, એ ન્યાયથી જગતરૂપ કાર્યનું કંઈ કંઈ પણ કારણ અનુમાન કરવામા આવે છે. જોકે સૃષ્ટિમાં અનેક પદાર્થો જોવામાં આવે છે, તથાપિ તે સર્વને જડ અને ચૈતન્યમાં સમાસ થાયછે. જડ વસ્તુ જોવામાં વા જાણવામાં આવવાથી તે દૃશ્ય વા જ્ઞેય કેહેવાય છે, ને ચેતન તેને જોનારો હોવાથી દ્રષ્ટા વા જ્ઞાતા કેહેવાય છે. જો સૃષ્ટિમાં ચૈતન્ય ન હોત ને એકજ જડ વસ્તુ હોત, તો સૃષ્ટિનો અનુભવ કરનાર કોઇ થાતજ નહિ. એમ છતાં પણ પદાર્થવાદી ચાર્વાકે કહ્યું છે કે,

चतुर्भ्यः खलु भूतेभ्य-
श्चैतन्यमुपजायते ।
किण्वादिभ्यः समेतेभ्यो
द्रव्येभ्यो मदशक्तिवत् ॥ ५ ॥

જેમ ચોખા આદિ દ્રવ્યકૃત સુરાબીજવડે સંયુકત થયેલા દ્રવ્યે કરી, દારૂમાં કેફરૂપ શકિત આવેછે, તેમ પૃથ્વી, જળ, તેજ તથા વાયુરૂપ ચાર મહાભૂત એકઠાં થવાથી ચૈતન્ય ઉત્પન્ન થાયછે ॥ ૫ ॥

**अग्निरुष्णो जलं शीतं शीतस्पर्श-
स्तथाऽनिलः । केनेदं चित्रितं त-
स्मात्स्वभावात्तद्व्यवस्थितिः ॥ ६ ॥**

અગ્નિ ઉષ્ણ, જળ શીત તથા વાયુ શીત સ્પર્શવાળો છે, એ કેણે નિર્માણ કર્યું ? માટે તેની સ્વભાવથીજ વ્યવસ્થા જાણવી ॥ ૬ ॥

વળી કહ્યું છે કે,

**केनांजितानि नयनानि मृगांगनानां
को वा करोति रुचिरांगरुहान् मयूरान् ।
कश्चोत्पलेषु दलसन्निचयं करोति
को वा करोति विनयं कुलजेषु पुंसु ॥७॥**

હરિણિના નેત્ર કેણે આંજ્યાં ? મોરને સુંદર પીછવાળા કોણ કરેછે ? કમળનેવિષે પાંખડીનો સમુદાય કોણ રચે છે ? અને કુળવાન્ પુરૂષમાં વિનય કોણ મૂકે છે ॥૭॥

**निम्नोन्नतं कः कुरुते जलानां
विचित्रभावं मृगपक्षिणां च ।
माधुर्यमिक्षौ कटुतां मरीचे
स्वभावतः सर्वमिदं हि सिद्धम् ॥ ८ ॥**

વળી પાણીનું નીચા ઉંચા પણું, મૃગ તથા પક્ષિયોને વિચિત્ર ભાવ, શેરડીમાં મધુરતા તથા મરીમાં તીખાસ કોણ કરેછે ! માટે એ સર્વ સ્વભાવથીજ સિદ્ધ છે ॥૮॥

પણ એ સ્વાભાવિક ધર્મની પ્રવૃત્તિ ચૈતન્યની સત્તાવિના કયાંય જોવામાં આવતી **નથી,** કારણ ક્રિયા થવામાં હેતુ ચૈતન્ય છે પણ જડ નથી. જો પદાર્થોમાં સામાન્ય **ચૈતન્ય ન** હોત તો જીવરૂપ વિશેષ ચૈતન્ય કેમજ થાત. કેમકે સામાન્ય અગ્નિનું અ**સ્તિત્વ** છે, તોજ તે પ્રકાશરૂપે વિશેષ થાયછે. સર્વ કોઇને પોતાના અસ્તિત્વનો નિ**શ્ચય** છે; જેમ કોઈ શૂન્ય ઘરનો અનુભવ કરનારો કેહે છે કે, "આ ઘરમાં કોઇ નથી," **તો** ત્યાં તેનો અનુભવ કરનાર તે પોતે સાક્ષી છે. તેમ જડ વસ્તુજ છે, ને તે મિશ્રિત **થવાથી** ચૈતન્યનો ઉદ્ભવ થાયછે, એમ કેહેનારો પોતે તેનો સાક્ષી છે, એમ પ્રસિદ્ધ પણે **જણાય** છે; માટે જડ ઉપરાંત ચૈતન્યનું અસ્તિત્વ સ્પષ્ટ છે, જે વિષે શંકરાચાર્યે કહ્યું છે કે,

**अस्ति स्वयमित्यस्मिन्नर्थे कस्यास्ति
संशयः पुंसः । अत्रापि संशयश्चेत्सं-
शयिता यः स एव भवसि त्वम् ॥ ९ ॥**

"પોતે છે" એ અર્થમાં કયા મનુષ્યને સંશય છે ? ને એમાં પણ જો તને સંશય હોય, તો જે સંશય કરનાર તેજ તું ઠરેછે ॥ ૯ ॥

એ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે, જડનો અનુભવ કરનાર ચેતન છે, **પણ** તે **મન** વાણિ આદિ ઇન્દ્રિયોને અગોચર હોવાથી પ્રત્યક્ષ દેખવામાં આવતું નથી. સામવેદના કેનોપનિષદ્‌માં કહ્યું છે કે,

**न तत्र चक्षुर्गच्छाति न
वाग्गच्छति नो मनो न
विद्मो न विजानीमो
यथैतद् शिष्यात् ॥ १० ॥**

તે બ્રહ્મને આંખ દેખતી નથી, વાણી કહી શકતી નથી, તથા મન જાણી શકતું નથી, તેથી અમે પણ જાણતા નથી, માટે તેનો શિષ્યને કઈ રીતે ઉપદેશ કરવો, એ અમે **સમજી શકતા નથી ॥ ૧૦ ॥**

यस्यामतं तस्य मतं
मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां
विज्ञातमविजानताम् ॥ ११ ॥

બ્રહ્મ જાણી શકાતું નથી, એમ જેને નિશ્ચય છે, તે બ્રહ્મને જાણે છે; ને "મે બ્રહ્મને જાણ્યુ" એમ જેને નિશ્ચય છે, તે બ્રહ્મને જાણતો નથી, કેમકે તે "જાણુંછું" એમ કહેનારને જણાયું નથી, ને "જાણ્યું નથી," એમ કેહેનાર ને જણાયું છે ॥ ૧૧ ॥

કારણ યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च
परं मनः । मनसश्च परा बुद्धिर्बु-
द्धेरात्मा महान्परः ॥ १२ ॥

ઇન્દ્રિયથી પર વિષય, વિષયથી પર મન, મનથી પર બુદ્ધિ તથા મહાન્ આત્મા બુદ્ધિથી પણ પર છે ॥ ૧૨ ॥

नैव वाचा न मनसा प्राप्तुं शक्यो
न चक्षुषा । अस्तीति ब्रुवतोऽन्यत्र
कथं तदुपलभ्यते ॥ १३ ॥

તે વાણી, મન તથા ચક્ષુએ પ્રાપ્ત થવા શકય નથી, ત્યારે તેનું અસ્તિત્વ નહિ માનનારને તે કેમ જણાય ? ॥ ૧૩ ॥

તેમ શ્રીમદ્‌ભગવદ્ગીતામાં કહ્યું છે કે,

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ १४ ॥

એ આત્માને કોઇ આશ્ચર્યની પેઠે વિચારે છે, કોઇ આશ્ચર્યની પેઠે કહેછે તથા કોઇ આશ્ચર્યની પેઠે સાંભળે છે, ને સાંભળીને પણ એને કોઇ જાણતું નથી ॥ ૧૪ ॥

પરંતુ જેમ શોધ કરવાથી પદાર્થોના ગુણ દોષ જણાઈ, તેની સત્તા જાણી શકાય છે, તેમ સૃષ્ટિના સર્વ પાદર્થનો જમાં સમાપ્ત થાયછે, એવા જડ ચેતન્યનો વિવેકથી વિચાર કરતાં સામાન્ય ચૈતન્ય સ્પષ્ટપણે જણાઈ આવે છે. કૃષ્ણયજુર્વેદના શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે,

वह्नेर्यथा योनिगतस्य मूर्ति-
र्न दृश्यते नैव च लिंगनाशः
स भूय एवेन्धनयोनिगृह्य-
स्तद्वोभयं वै प्रणवेन देहे ॥ १५ ॥

જેમ પોતાના કારણરૂપ અરણિમાં રહેલ અગ્નિનું સ્વરૂપ દેખાતું નથી, તેથી કંઇ એના સૂક્ષ્મ સ્વરૂપનો નાશ નથી, કેમકે તે ફરી અરણિનાં કાષ્ઠ મંથન કરવાથી પ્રગટ થઇ ગ્રહણ કરાય છે, તેમ દેહનેવિષે રહેલ આત્મા વિચારથી જણાય છે ॥ ૧૫॥

વળી કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

एष सर्वेषु भूतेषु गूढात्मा न
प्रकाशते । दृश्यते त्वग्र्यया
बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १६ ॥

એ સર્વ ભૂતમાં ગુપ્ત રહેલ આત્મા સ્હેજ જણાતો નથી, પણ સૂક્ષ્મ વિચાર કરનાર પંડિતને સૂક્ષ્મ એકાગ્ર બુદ્ધિવડે જણાય છે ॥ ૧૬ ॥

તેમ મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કે,

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं
सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति ।
दूरात्सुदूरे तदिहान्तिके च
पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ १७ ॥

તે સર્વથી મહત્, સ્વયંપ્રકાશ, અચિન્ત્યરૂપ તથા સૂક્ષ્મથી પણ અતિસૂક્ષ્મ બ્રહ્મ પ્રકાશે છે, પણ અજ્ઞાનિને દૂરથી પણ દૂર છે, અને જ્ઞાનિને હૃદયને વિષે પાસેજ રહ્યું છે ॥ ૧૭ ॥

ચાણાક્યનીતિમાં કહ્યું છે કે,

पुष्पे गंधं तिले तैलं काष्ठे वह्निं
पयोघृतम् । इक्षौ गुडं तथा देहे
पश्यात्मानं विवेकतः ॥ १८ ॥

જેમ પુષ્પમાં ગંધ, તિલમાં તેલ, કાષ્ઠમાં અગ્નિ, દૂધમાં ઘી તથા શેરડીમાં ગોળને જુવે છે, તેમ દેહનેવિષે રહેલા આત્માને વિવેકથી જો ॥ ૧૮ ॥

વળી શંકરાચાર્યે કહ્યું છે કે,

सर्वगं सच्चिदात्मानं ज्ञानचक्षु-
र्निरीक्षते । अज्ञानचक्षुर्नेक्षेत
भास्वंतं भानुमंधवत् ॥ १९ ॥

સર્વ વ્યાપક સચ્ચિદાત્માને જ્ઞાનરૂપ નેત્રવાળો જુવે છે, પણ તે વિનાનો, જેમ પ્રકાશિત સૂર્યને આંધળો દેખે નહીં તેમ દેખતો નથી ॥ ૧૯ ॥

સૃષ્ટિમાં કોઇ પણ એવું સ્થાન નથી, કે જ્યાં સામાન્ય ચૈતન્ય ન હોય. જેમ સામાન્ય અગ્નિ સર્વત્ર વ્યાપક છે, તેમ તે પણ સર્વત્ર રહ્યું છે, ને સામાન્ય અગ્નિની પેઠે સર્વત્ર જ્ઞાન પ્રકાશે છે. ઋગ્વેદના ઐતરેયોપનિષદ્‌માં કહ્યું છે કે,

कतरः स आत्मा । येन वा रूपं पश्यति ।
येन वा शब्दं शृणोति । येन वा गन्धाना-
जिघ्रति । येन वाचं व्याकरोति । येन
वा स्वादु चास्वादु च विजानाति ॥२०॥

તે આત્મા કોણ ? તો કે જેની સત્તાથી પ્રાણી ચક્ષુવડે રૂપ જુવે છે, કાનવડે શબ્દ સાંભળે છે, નાકવડે ગંધ સુંઘે છે, મુખવડે વાણી બોલે છે અને જીભવડે સ્વાદ અસ્વાદ જાણે છે ॥ ૨૦ ॥

તેમ કૃષ્ણયજુર્વેદના તૈત્તિરીયઉપનિષદ્‌માં કહ્યું છે કે,

यतो वा इमानि भूतानि जायंते ।
येन जातानि जीवन्ति । यत्प्रयन्त्य-
भिसंविशन्ति तद्ब्रह्म ॥ २१ ॥

જે થકી આ પ્રાણિમાત્ર ઉત્પન્ન થાયછે, ઉત્પન્ન થઈ જેની સત્તાવડે જીવે છે, ને વિનાશ સમય જેમાં જઈ રહે છે, તે બ્રહ્મ ॥ ૨૧ ॥

એ સામાન્ય ચૈતન્ય કોઈ પણ કાળે વિનાશ ન પામવાથી સત્, જ્ઞાનરૂપ હોવાથી ચિત્ તથા મનના અભાવનેલીધે સંકલ્પ વિકલ્પ રહિત હોવાથી આનંદરૂપ કહેવાય

છે, અર્થાત્ તે સચ્ચિદાનંદરૂપ છે. વળી તે વ્યાપક હોવાથી અનંત ને એકજ હોવાથી અદ્વિતીય કેહેવાયછે. નૃસિંહોત્તરતાપિનીમાં કહ્યું છે કે,

**अयमात्मा नित्यः शुद्धः बुद्धः सत्यो मुक्तो निरंजनो विभुरद्वयानंदः ॥ २२ ॥**

આ આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, મુક્ત, નિરંજન, વ્યાપક, અદ્વિતીય તથા આનંદસ્વરૂપ છે ॥ ૨૨ ॥

વળી અથર્વવેદના સર્વોપનિષદ્સારમાં કહ્યું છે કે,

**सत्यं ज्ञानमनंतमानंदं ब्रह्म ॥ २३ ॥**

સત્ય, જ્ઞાન, અનંત તથા આનંદરૂપ બ્રહ્મ છે ॥ ૨૩ ॥

પણ એ સામાન્ય ચૈતન્યના એક દેશમાં જડાંશ રહેલ છે, જે નિત્ય અંતર્બાહિર તેવડે વ્યાપ્ત હોવાથી, બીજમાંથી વૃક્ષ તથા વૃક્ષમાંથી બીજની પેઠે વૃદ્ધિ તથા સંકોચને પામેછે. વૃદ્ધિ સમય વૃક્ષની પેઠે અનેક બ્રહ્માંડરૂપ જગત્ બને છે ને સંકોચ સમય બીજની પેઠે પરમાણુરૂપે રહેછે. વિદ્યારણ્ય મહામુનિયે પંચદશીમાં કહ્યું છે કે,

**पदोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयंप्रभः । इत्येकदेशवृत्तित्वं मायाया वदति श्रुतिः ॥ २४ ॥**

આ પરમાત્માના સ્વરૂપમાં એક અંશ સર્વભૂત ને ત્રણ અંશ સ્વપ્રકાશ છે; એ રીતે પરમાત્માના એક દેશમાં જડાંશની સ્થિતિ શ્રુતિ કહેછે ॥ ૨૪ ॥

તેમ શ્રીમદ્ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયમાં કહ્યું છે કે,

**यावत्संजायते किंचित्सत्त्वं स्थावर जंगमम् । क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २५ ॥**

હે અર્જુન, સૃષ્ટિમાં જે કંઇ સ્થાવર જંગમરૂપ સત્વ ઉત્પન્ન થાયછે, તે જડ ચૈતન્યના સંયોગથી જાણ ॥ ૨૫ ॥

પણ સામાન્ય ચૈતન્ય કોઇ કાળે પણ નાશ પામતું નથી, કેમકે તે અવયવ રહિત છે, તેથી તેને વૃદ્ધિ તથા ક્ષયરૂપ વિકાર લાગુ પડતા નથી. શ્રીમદ્ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં કહ્યું છે કે,

**अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् । विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ २६ ॥**

જેણે આ સર્વ વ્યાપ્યું છે, તેને અવિનાશી જાણ, કેમકે એ અવિનાશીને વિનાશ કરવા કોઇ સમર્થ થતો નથી ॥ ૨૬ ॥

પણ જડાંશ અવયવવાળું હોવાથી તેને વૃદ્ધિ તથા ક્ષયરૂપ વિકાર લાગુ પડેછે. જોકે પરમાણુનો પણ કોઇ કાળે નાશ થતો નથી, તોપણ તે રૂપાંતરને પામતા દેખાવાથી નાશવાન કહેલ છે. સૃષ્ટિમાં કાળે કરી જ્યાં જળ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જળ વસ્તી ત્યાં જંગલ ને જંગલ ત્યાં વસ્તી અને પર્વત ત્યાં મેદાન ને મેદાન ત્યાં પર્વત,

થવારૂપ ફેરફાર થાયછે. વળી કોઈ પણ દશ્ય વસ્તુ એકજ સ્થિતિમાં રહેલી ભાસતી નથી; કોઇ થોડે કાળે તો કોઇઘણે કાળે વૃદ્ધિ તથા ક્ષયના વિકારને પ્રાપ્ત થાયછે. તે ઉપરથી કહ્યું છે કે,

**दृश्यानि सर्वाणि विनश्वरानि ॥ २७ ॥** સર્વ દશ્ય પદાર્થ નાશવંત છે ॥ ૨૭ ॥

એથી એમ ન માનવું કે આ જગત્ ત્રણે કાળમાં નથી, કેમકે ભૂતકાળના વિદ્વાનોએ રચેલાં ગ્રંથોથી જણાયછે કે, પૂર્વે જગત્ હતું, વર્તમાન સમયમાં પ્રત્યક્ષ ભાસે છે, ને ભવિષ્યમાં ભૂતની પેઠે હોવું જોઈએ. જગત્ છે તોજ તેનું નેત્રની કીકીના જલાંશમાં પ્રતિબિંબ પડવાથી તે પ્રત્યક્ષ જોવામાં આવેછે, પણ જો નજ હોત તો કોઈ કાળે ભાસત નહિ. માટે જયારે દૃષ્ટિ પડેછે ત્યારેજ સૃષ્ટિ ઉત્પન્ન થાયછે, એમ કેહેવું અસંભવિત છે. વળી સામાન્ય ચૈતન્ય અવયવે રહિત છે, તેમાં જો અવયવવાળું જડાંશ વૃદ્ધિ પામી જગતરૂપ ન થયું હોત તો કદી ભાસત નહિ. કારણ નિરવયવ વસ્તુમાં સાવયવ વસ્તુનું ભાસવું અસંભવિત છે. દોરડીમાં સર્પ તથા છીપમાં રૂપું ભાસવું સંભવિત છે, કેમકે દોરડી તથા છીપ બન્ને સાવયવ છે, ને ત્યાં સર્પ તથા રૂપું ભાસવા જેવો યોગ થાયછે. ઝાંઝવાનું પાણી ભાસવામાં સૂર્યકિરણ તથા પૃથ્વીમાંથી નિકળતી વરાળના મિશ્રિત યોગરૂપ કારણ છે, તેમ આકાશની નીલતા પ્રકાશ તથા તિમિરના મિશ્રિત યોગથી ભાસે છે; પણ વધ્યાસુત, ખપુષ્પ તથા શશશૃંગ તો મૂળમાંજ નથી તો તેની ઊપમા જગતને કેમ અપાય ! માટે નિરવયવ સામાન્ય ચૈતન્યમાં સાવયવ જડાંશનો યોગ થવાથીજ જગત્ ભાસે છે. કારણવિના કાર્ય થતું નથી ને કારણગુણપૂર્વક કાર્યગુણ હોય છે, એ ન્યાયથી અવયવવાળા જગતનું કારણ અવયવવાળું હોવું જોઈએ. એથી સામાન્ય ચૈતન્યને કંઇ દ્વૈતપણું પ્રાપ્ત થતું નથી, કેમકે જ્યાં મન છે ત્યાંજ દ્વૈત છે; પણ સામાન્ય ચૈતન્યમાં મનનો અભાવ હોવાથી ત્યાં ચૈતન્ય વ્યતિરિકત બીજા કોઇ જગત જેવા પદાર્થનું ભાસવાપણુ છેજ નહિ. જેમ કોઇને પગમાં કાંટો વાગ્યો હોય ને ખુંચે, તેમ જગત્ કંઇ મનના અભાવનેલીધે સામાન્ય ચૈતન્યને ખુચતું નથી, માટે સામાન્ય ચૈતન્ય અદ્વૈતજ ઠરે છે. વળી સામાન્ય ચૈતન્ય અવયવે રહિત હોવાથી તેમાં સજાતીય, વિજાતીય તથા સ્વગતમાંના કોઈ પણ પ્રકારનો ભેદ સંભવતો નથી. એકજ જાતનાં બે પદાર્થનો જે ભેદ તે સજાતીય, બન્ને જુદી જુદી જાતના પદાર્થનો જે ભેદ તે વિજાતીય, તથા એકજ પદાર્થમાં અવયવે કરી જે ભેદ તે સ્વગત ભેદ કેહેવાયછે. માટે સામાન્ય ચૈતન્ય સચ્ચિદાનંદરૂપે એકજ છે, એમ અનુમાન થાયછે. વળી પદાર્થમાત્રનું ભાસવુ કિંવા ન ભાસવું એ વ્યાવહારિક, પ્રાતિભાસિક તથા પારમાર્થિક, એ ત્રણ પ્રકારની સત્તાવડે થાયછે. જાગૃત અવસ્થામાં વ્યાવહારિક, સ્વપ્નાવસ્થામાં પ્રાતિભાસિક તથા સુષુપ્તિ વા સમાધિમાં પારમાર્થિક સત્તા વર્તે છે. એક અવસ્થાની સત્તાનું બીજી અવસ્થામાં અભાવ હોવાથી જાગૃતના પદાર્થ સ્વપ્નમાં ને સ્વપ્નના સુષુપ્તિ વા સમાધિમાં ભાસતા નથી. તેમ સુષુપ્તિનું અજ્ઞાન સ્વપ્નમાં ને સ્વપ્નના પદાર્થ જાગૃતમાં ભાસતા નથી; પણ જે જે અવસ્થામાં જે જે પદાર્થ ભાસે છે, તે તે અવસ્થામાં

તે તે પદાર્થ સત્ય છે, કેમકે તેમ ન હોય તો ભાસેજ નહિ, ને જેમ જાગૃતમાં સિંહ, વ્યાઘ્રાદિને જોતાં ભય થાયછે, તેમ સ્વપ્નમાં થાય નહિ. પણ જ્યાં મન ક્રિયા કરતું નથી તેવી સુષુપ્તિ વા સમાધિમાં કંઇ ભાસતું નથી. એ ઉપરથી એક અવસ્થાના પદાર્થનો બીજી અવસ્થામાં અભાવ જણાય છે; પણ વસ્તુતાથી કંઇ અભાવ નથી. કેમકે ફરી તેજ અવસ્થામાં તેવા પદાર્થોનું ભાસવું થાયછે. જો કે જાગૃતના પદાર્થોની પેઠે સ્વપ્નના પદાર્થો કંઇ સત્ય નથી તથાપિ જાગૃતના પદાર્થો જોયાથી તેનો જે મનમાં બીજરૂપે સંસ્કાર રહેછે, તેજ સ્વપ્નમાં ઉદ્ભવ થઈ પદાર્થરૂપે ભાસે છે. પણ જો જાગૃતમાં પદાર્થ નજ હોત, તો તેનો મનમાં સંસ્કાર પણ રેહેત નહિ, ને કંઈ સ્વપ્નમાં ભાસત પણ નહિ. માટે જ્યાં મન ક્રિયા કરતું નથી, તેવી સુષુપ્તિ વા સમાધિ દશામાં એકજ સામાન્ય ચૈતન્યનો સદ્ભાવ છે, ત્યાં જગતનું ભાસવું મળમાંજ નથી. જેથી સામાન્ય ચૈતન્ય અદ્વિતીયજ ઠરેછે, ને જગતની અંદર બહાર સર્વત્ર વ્યાપિ રહ્યું છે, અને તેનીજ સત્તાથી જડાંશ વૃદ્ધિ તથા સંકોચને પામે છે; માટે તેજ સામાન્ય ચૈતન્ય, જડાંશને આ પરિદૃશ્યમાન્ જગત્રૂપ થવામાં કારણ છે, અને તેજ બ્રહ્મ અથવા પરમાત્મા કેહેવાય છે; માટે સૃષ્ટિનું કારણ સચ્ચિદાનંદરૂપ પરમાત્માજ છે, નૃસિંહોત્તરતાપિની ઉપનિષદ્માં કહ્યું છે કે,

| | |
|---|---|
| **एष योनिः सर्वस्य प्रभवा-<br>प्ययौ हि भूतानाम् ॥२८॥** | એજ પરમાત્મા સર્વનું કારણ અને પ્રાણિયોની ઉત્પત્તિ તથા નાશ થવામાં હેતુ છે ॥ ૨૮ ॥ |

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના વિચારપ્રકરણમાં જગતના કારણ બ્રહ્મનું નિરૂપણ.

---

## ॥ कुतःस्म जाताजीवामः केन ॥

હવે આપણે ક્યાંથી ઉત્પન્ન થયા ને શાવડે જીવિયે છિયે, એ બીજો પ્રશ્ન છે, તે વિષે સ્હેજ વિચાર કરિયે તો સર્વ પ્રાણી પોતપોતાના માતા પિતાના સંયોગથી ઉત્પન્ન થતાં ભાસે છે. જરાયુજ થતા અંડજ પ્રાણિયોમાં એ રીતની ઉત્પત્તિ પ્રસિદ્ધપણે જણાય છે, સ્વેદજમા પણ કોઇ કોઇ સમય જોવામાં આવે છે, ને ઉદ્ભિજ્જમાં પુષ્પરજમા સંયોગે કરી ભાસે છે; અને એ એ સર્વ પ્રાણિયોનું જીવન એક બાજાવડે થતુ જણાય છે. પણ વિશેષ વિચાર કરતાં સર્વ પ્રાણિયોનું શરીર જડાંશથી તથા જીવાત્મા સામાન્ય ચૈતન્યથી થયેલાં ભાસે છે. પ્રથમ સામાન્ય ચૈતન્યની સત્તાથી જડાંશ વૃદ્ધિ પામીને પૃથ્વી, જળ, તેજ તથા વાયુ એ ચાર મહાભૂતરૂપ થયું, ને એ ચારના અનેકપ્રકારના મિશ્રિત યોગથી સૃષ્ટિમાં અનેક પ્રકારના પ્રાણિયોનાં શરીર થયાં જણાય છે, અને જેમ એકજ સામાન્ય અગ્નિ જેવા આકાર તથા શકિતવાળી ઉપાધિયુકત હોય

તેવા આકાર તથા શકિતરૂપે વિશેષ ભાસે છે, તેમ જ્યાં જેવું શરીરનું બંધારણ ત્યાં તેવું સામાન્ય ચૈતન્યનું જીવાત્મારૂપે વિશેષપણું થયેલ ભાસે છે. યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

**अग्निर्यथैको भुवनं प्रविष्टो**
**रूपं रूपं प्रतिरूपो बभूव ।**
**एकस्तथा सर्वभूतान्तरात्मा**
**रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥२९॥**

જેમ જગતમાં રહેલો એક અગ્નિ, રૂપ રૂપ પ્રત્યે તેવા રૂપનો થાયછે, તેમ સર્વ ભૂતની માંહે તથા બહાર રહેલ એકજ પરમાત્મા, રૂપ રૂપ પ્રત્યે તેવા રૂપનો થાયછે ॥ ૨૯ ॥

**वायुर्यथैको भुवनं प्रविष्टो**
**रूपं रूपं प्रतिरूपो बभूव ।**
**एकस्तथा सर्वभूतान्तरात्मा**
**रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ३० ॥**

વળી જેમ જગતમાં રહેલ એકજ વાયુ, રૂપ રૂપ પ્રત્યે તેવા રૂપનો થાયછે, તેમ સર્વ ભૂતની માંહે તથા બહાર રહેલ એકજ પરમાત્મા રૂપ રૂપ પ્રત્યે તેવા રૂપનો થાયછે ॥ ૩૦ ॥

જેમ એકજ સામાન્ય અગ્નિ, સૂર્યરૂપ મોટી ઉપાધિથી તેવા વિશેષરૂપે થઈ આખા જગતને પ્રકાશ કરેછે, ને દીપરૂપ નાની ઉપાધિથી તેવા અલ્પરૂપે થઈ ઘરના થોડા ભાગનેજ પ્રકાશ કરી શકે છે; તેમ એકજ સામાન્ય ચૈતન્ય મહદ્‌શકિતની ઉપાધિથી સર્વ શકિતમાન્ ઈશ્વર બની સર્વજ્ઞ, ને અલ્પ શકિતની ઉપાધિથી અલ્પ શકિતમાન્ જીવ બની અલ્પજ્ઞ થઇ શકે છે. વસ્તુતાથી સામાન્ય ચૈતન્યનો કંઇ ભેદ ભાસતો નથી, માંત્ર શકિતનોજ ભેદ જણાય છે. જેમ મનુષ્ય જાતિત્વેકરી એક છતાં વિભૂતિના ભેદથી રાજા અને પ્રજા થાયછે, તેમ ચૈતન્ય એક છતાં શકિતના ભેદથી ઈશ્વર અને જીવ થઇ શકે છે. જેમ મણુષ્યશરીરમાં ઉત્પન્ન થઇ તેમાં રહિ તથા તેમાંથી પોષણ મેળવનાર કૃમિકીટાદિના મનથી, કદી મનુષ્યના અસ્તિત્વનો અભાવ હોય, તોયપણ તે મનુષ્ય છે, તેમ ઇશ્વરના વિરાટરૂપ શરીરમાં ઉત્પન્ન થઇ, તેમાં રહી તેમાંથી પોષણ મેળવનાર મનુષ્યના મનથી, કદી ઈશ્વરના અસ્તિત્વનો નિશ્ચય ન થાય, તોપણ તે હોવો જોઇએ કેમકે મનુષ્યના ઉદરમાં થયેલા પ્રત્યેક કૃમિકીટાદિને પોતપોતાના શરીરનું જુદું જુદું અભિમાન હોવા છતાં, આખા મનુષ્યશરીરનો અભિમાની એક જીવાત્મા જુદો છે, તેમ ઇશ્વરના વિરાટરૂપ શરીરમાં ઉત્પન્ન થયેલા પ્રત્યેક જંગમ પ્રાણિયોને પોતપોતાના શરીરનું જુદું જુદું અભિમાન હોવા છતાં, આખા વિરાટરૂપ શરીરનો અભિમાની એક ઇશ્વર હોવો જોઈએ; અને જેમ કૃમિકીટાદિ મનુષ્યને જાણી શકવા અસમર્થ છે, તેમ મનુષ્ય પ્રાણી પણ ઈશ્વરને જાણી શકવા સમર્થ નથી. કેમકે જેમ પ્રત્યેક દીપકના તૈલવર્તિકાદી ભિન્ન ભિન્ન તથા હદવાળાં છે, તેમ મનુષ્યાદિ શરીરધારી પ્રાણિયોની બુદ્ધિ પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન તથા હદવાળી છે, ને જેમ તૈલવર્તિકાદી સાથે યોગ પામી દીપકરૂપે થયેલ સામાન્ય અગ્નિ તે તૈલવર્તિકાદીની શક્તિપ્રમાણે પ્રકાશ કરેછે, તેમ અલ્પ બુદ્ધ સાથે યોગ પામી જીવાત્મરૂપે થયેલ સામાન્ય ચૈતન્ય, જેટલા પ્રદેશમાં તે બુદ્ધિની શકિત પહોંચે તેટલા પ્રદેશસંબંધી જાણી શકે છે; પણ વિશેષ

જાણી શકતું નથી. એથીજ મનુષ્યાદિ પ્રાણી એક બીજાના મનની વાત જાણી શકતાં નથી, પણ ઇશ્વર તો સર્વ જાણી શકે છે. કેમકે જેમ સૂર્યગોળ વા તેના વાતાવરણ સાથે યોગ પામી, તેની શકિતપ્રમાણે મહા પ્રકાશરૂપે થયેલ સામાન્ય અગ્નિ આખા જગતને પ્રકાશે છે, તેમ વ્યાપક બુદ્ધિ સાથે યોગ પામી, તેની શકિતપ્રમાણે ઇશ્વરરૂપે થયેલ સામાન્ય ચૈતન્ય બધું જાણે તેમાં નવાઇ નથી. જેમ દેહ જીવવડે વ્યાપ્ત હોવાથી તેનું શરીર, ને જીવ તેનો આત્મા છે, તેમ જગત્ ઇશ્વરે કરી વ્યાપ્ત હોવાથી તેનું શરીર, ને ઇશ્વર તેનો આત્મા છે. એ રીતે જડાંશથી પ્રાણિયોનાં શરીર તથા ચૈતન્યાંશથી તેમના જીવાત્મા થયેલ ભાસે છે. હવે સાધારણ દૃષ્ટિયે જોતાં સર્વ પ્રાણિયો ખાનપાનથી જીવે છે; પણ વિશેષ વિચારતાં એમ જણાયછે કે, ઇશ્વરેચ્છા અનુકૂળ ન હોય તો ખાનપાનના પદાર્થ પાસે છતાં પણ પ્રાણિયો જીવી શકતાં નથી. સૃષ્ટિમાં કયાંય કારણવિના કાર્યની સ્થિતિ ભાસતી નથી, એ નિયમપ્રમાણે સર્વ પ્રાણિયોનાં શરીર પૃથ્વી, જળ, તેજ તથા વાયુરૂપ કારણનાં કાર્ય છે; તેથી એ ચાર મહાભૂતમાંથી કોઇના પણ અભાવે પ્રાણી જીવી શકતાં નથી. આહારને પૃથિવીનો, પાનને જળનો, જઠરાગ્નિને અગ્નિનો અને પ્રાણવાયુને વાયુનો ભાગ સમજવો. જોકે એ પ્રત્યેક મહાભૂત જડ જેવાં લાગે છે, તોપણ ચૈતન્યથી વ્યાપ્ત જણાય છે, કેમ કે તેમનાથી પ્રાણિયોનાં ચૈતન્યાંશને પુષ્ટિ થતી ભાસેછે. પણ પ્રાણિયો સર્વજ્ઞ ન હોવાથી, સૃષ્ટિનિયમરૂપ ઇશ્વરી કાયદાનું ઉલ્લંઘન કરવા વડે ઇશ્વરના અપરાધિ થાયછે, જેથી તેની ઇચ્છા પ્રતિકૂળ થતાં તેઓ અવધિની પૂર્વે મરણ પામે છે. માટે જેમ બને તેમ મનુષ્ય વિશેષ જ્ઞાનવાન્ થઈ સૃષ્ટિનિયમો જાણી, તે પ્રમાણે ચાલી ઇશ્વરની કૃપા મેળવીને સો વર્ષની અવધીપર્યંત જીવિ શકાય તે રીતનો પ્રયત્ન કરવો.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણસહસ્રીના વિચારપ્રકરણમાં જીવોની ઉત્પત્તિ તથા સ્થિતિનું નિરૂપણ.

---

## ॥क्व संप्रतिष्ठिताः ॥

હવે આપણે કયાં રહ્યા છિયે, એ ત્રીજો પ્રશ્ન છે. તે વિષે સહજ વિચારિયે તો એમ જણાય છે કે, આપણે કોઈ ઘરમાં રહ્યા છિયે. પણ ક્રમથી વિશેષ વિચારતાં કોઇ ગામ, નગર, દેશ અને ખંડમાં રહેલા ભાસિયે છીયે; ને તેથી પણ આગળ વિચારિયે તો આ ભૂગોળ ઉપર આપણે રહ્યા છિયે, એમ ભાસે છે. પણ સૂક્ષ્મ વિચાર કરતાં આપણે કોઇ મહા શકિતમાન્ જગતરૂપ શરીરવાળા ઇશ્વરના અંગમાં, આપણા શરીર માંહેલા કૃમિકીટાદિની પેઠે રહ્યા છિયે. આકાશમાંના અસંખ્ય ગોળ મળી ઇશ્વરનું જગત્‌રૂપ શરીર ને તે પ્રત્યેક ગોળને તેના અવયવ કલ્પેલ છે; એવા જગત્‌રૂપ શરીરનો જે અભિમાની ચેતન્ય તે ઇશ્વર કેહેવાય છે. જેને જાણવા તેના પેટમાં રહેલ મનુષ્યપ્રાણી કોઇકાળે પણ સમર્થ થઇ શકે એમ નથી.

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણુસહસ્રીના વિચારપ્રકરણમાં પ્રાણિયોના નિવાસસ્થાનનું નિરૂપણ.

---

## ॥ केन सुखेतरे वर्तामहे ॥

હવે આપણે શાથી સુખ દુઃખમાં વર્ત્તિયે છિયે એ ચોથો પ્રશ્ન છે. તે વિષે સહજ વિચાર કરતાં એમ જણાય છે કે, આપણને સુખ દુઃખ થવાનું કારણ બીજું છે. પણ સૂક્ષ્મ રીતે વિચાર કરતાં આપણે પોતેજ તે સુખ દુઃખ થવામાં કારણ છિયે, એમ જણાય છે, કેમકે જેવી ક્રિયા તેવું ફળ થવાના નિયમપ્રમાણે મનુષ્ય જેવું આચરે તેવું પામેછે. ગમે તેવો સમજુ પણ પાપથી મુક્ત થતો નથી; કદી તે પોતાના મનથી પાપથી મુકત થયેલો સમજે તો ભલે, પણ સૃષ્ટિનિયમ તો એવો છે કે, ક્રિયાનું ફળ ગમે તે પ્રકારે મળવુંજ જોઇએ. માટે તેવા દોઢ ડાહ્યાયે વિવેક છોડી કોઇપ્રત્યે અશુભ રીતે વર્ત્તી જોવું, તેનો બદલો જો તેને ન ગળે તો જાણવું જે, તે પાપથી મુકત થયેલ છે. કદી સામાન્ય ચૈતન્ય મુકત છે, એમ સમજી તે પોતાને મુકત માનતો હોય તો તેમાં તેની મોટી ભૂલ છે; કેમકે તે પોતે તો વિશેષ છે, ને ક્રિયાનું જે ફળ થવું તે વિશેષનેજ થાયછે, કેમકે ક્રિયા વિશેષથીજ થાયછે, સામાન્યમાં ક્રિયા નથી તો ત્યાં ફળ પણ નથી. સામાન્ય અગ્નિને કંઇ વાયુ, જળ તથા પૃથિવી બાધ કરી શકતાં નથી, પણ વિશેષ અગ્નિને બાધ કરેછે, એમ પ્રત્યક્ષ જોવામાં આવેછે. તો જીવાત્મારૂપ વિશેષ ચૈતન્યને પાપ પુણ્યનું ફળ કેમ ન મળે! કદી પોતાને અસંગ સમજી પાપ પુણ્યનો ભોકતા ન માને, તેમાં પણ તેની ભૂલ છે. કેમકે કંઇ પણ ક્રિયા તેમાં મન જોડ્યા સિવાય તથા મમત્વ બાંધ્યાવિના થઈ શકતી નથી. વળી મન ચંચળ હોવાથી સુષુપ્તિ, મૂર્છા તથા નિર્વિકલ્પ સમાધિ વિના સ્થિર રહી શકતું નથી, ને કંઇને કંઈ વિષયમાં પ્રવૃત્ત થાયછે. પણ તેમા એકજ વેળા બે ઠેકાણે પ્રવૃત્ત થવાની શકિત ન હોવાથી "અસંગ રહેવું ને ક્રિયા કરવી," એ બન્ને એકજ વખતે તેનાથી થાય નહિ. માટે જાગ્રત્, સ્વપ્ન તથા સવિકલ્પ સમાધિમાં જીવાત્મા મનની હાજરીથી ક્રિયા કરેછે; ને તેનું ફળ પ્રત્યક્ષ ભોગવે છે. તો ત્યાં તે અસંગ કેમ કહેવાય? યદ્યપિ, સુષુપ્તિ, મૂર્છા વા નિર્વિકલ્પ સમાધિમાં મનના અભાવે જીવાત્મા અસંગ થાય, તો તેથી શું થયું! તે પાછો જાગ્રત, સ્વપ્ન તથા સવિકલ્પ સમાધિમાં આવતાં ક્રિયાનું ફળ ભોગવશે. મનમાં રજોગુણ આવ્યા શિવાય કોઈ પણ કાર્યનો આરંભ, સત્વગુણ આવ્યા શિવાય તેનું પાલન તથા તમોગુણ આવ્યા શિવાય તેનો નાશ થતો નથી, ત્યારે અસંગ રહી ક્રિયા કરવાપણું કયાં રહ્યું? અસંગ રહીને ક્રિયા તો એવી થાયછે કે, જેમ કોઇ બેશુદ્ધ મનુષ્યનાં પથારીમાંજ મળમૂત્ર નિકળી પડે, દૂધ, પાણી વા ઔષધ પાએ તો માંડ તેના પેટમાં જાય, ને તેનું ઉઘાડું શરીર ઢાંકો તો ઢંકાય તેમ શુદ્ધિવાળાએ જાણી જોઇને આચરવું. પણ એવી અસંગ ક્રિયા શુદ્ધિવાળાએ કરવી ઘટતી નથી, કેમ કે સૃષ્ટિનિયમજ એવો છે કે, જંગમ પ્રાણિયોએ સદા સાવધાન રહી ક્રિયા કરવી;

જો તેમ ન હોત તો તેને જંગમ કરવાની જરૂરજ શી હતી? એક લોલકસા જેવોજ બનાવત. બાળક જો રડે નહિ, હસે નહિ હાથ પગ હલાવે નહિ ને ઉદાસીન પડયું રહે, તો ઘરના સર્વ વિચારમાં પડી તેનું કારણ શોધવા માંડેછે. એ ઉપરથી એમ જણાય છે કે, જંગમ પ્રાણિયે શુદ્ધિમાં ક્રિયા રહિત થવું, એ સૃષ્ટિનિયમથી ઉલટું છે માટે સદા પોતાના કાર્યમાં સાવધાન રહેતાં સદાચરણે વર્ત્તવું. કારણ બૃહદારણ્યકમાં કહ્યું છે કે,

| | |
|---|---|
| यथाकारी यथाचारी तथा भवति । साधुकारी साधुर्भवति पापकारी पापो भवति । पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन ॥ ३१ ॥ | જીવાત્મા જેવું કરે તથા આચરે તેવો થાય; સારૂં કરે તો સારો ને નરતું કરે તો નરતો થાય, કેમકે પુણ્ય કર્મે કરી પુણ્યવાન્ અને પાપે કરી પાપિષ્ટ થાયછે ॥ ૩૧ ॥ |

તેમ યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

| | |
|---|---|
| आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३२ ॥ | જીવાત્માને રથમાં બેસનાર, શરીરને રથ, બુદ્ધિને સારથી તથા મનને રાશ જાણ॥૩૨॥ |
| इन्द्रियाणि हयानाहुर्विषयांस्तेषु गोचरान् । आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ३३ ॥ | માટે બુદ્ધિમાન્, ઈન્દ્રિયોને ઘોડા, વિષયને માર્ગ અને શરીર, ઇન્દ્રિય તથા મનયુક્ત આત્માને ભોકતા કહેછે ॥ ૩૩ ॥ |

વ્યવહારમાં તો ક્રિયાનું ફળ પ્રત્યક્ષ જણાય છે, પણ કેટલાંક સુખ દુઃખમાં જ્યાં તેમનાં કારણ જાણવામાં આવતાં નથી, ત્યા એમ સમજવું કે, મનુષ્ય સર્વજ્ઞ ન હોવાથી તેવાં સુખ દુઃખ થાય તે રીતનું તેનું કંઈ આચરણ અજાણે થઈ ગયું હશે; કેમકે કારણ વિના કાર્ય થવાનો સ્વભાવ નથી. લોક નિયમ, રાજનિયમ તથા સૃષ્ટિનિયમથી અનુકૂળ પ્રતિકૂળ વર્તતાં ક્રમથી લોક, રાજા તથા ઈશ્વરતરફથી સુખ દુઃખની પ્રાપ્તિ થાય છે. પણ લોક તથા રાજનિયમની પેઠે સૃષ્ટિનિયમ સારી રીતે જાણી શકતા નથી, જેથી મનુષ્યને જેનું કારણ જાણવામાં આવે નહિ એવાં સુખ દુઃખની પ્રાપ્તિ એકાએક થાયછે. જેમ મનુષ્યજાતિત્વે કરી એક છતાં, લોક તથા રાજા પોતપોતાના નિયમથી ઉલટા ચાલનારને શિક્ષા કરેછે, તેમ સર્વ શકિતમાન્ ઇશ્વર પણ ચૈતન્યત્વે કરી એક છતાં, અલ્પ શકિતમાન્ જીવને, જો પોતાના નિયમથી ઉલટી રીતે ચાલે તો શિક્ષા કરે છે. પણ જેમ મનુષ્યના ઉદરમાં રહેલા વિકાર કરનાર કૃમિકીટાદિ, તેમને મનુષ્ય કેવી રીતે શિક્ષા કરશે તે કંઇ જાણતાં નથી, તેમ ઈશ્વર જીવને કેવી રીતે શિક્ષા કરે કંઈ તેના જાણવામાં આવી શકે નહિ. કારણ તે સર્વ શકિતમાન્ તુફાન, રેલ, ધરતીકંપ, દુષ્કાળ, રોગ, અકસ્માત્ વા પ્રેરણા, એમાંના ગમે તે પ્રકારથી અપરાધિ પ્રાણિયોને શિક્ષા કરેછે. બૃહદારણ્યકમાં કહ્યું છે.

स सर्वेषां भूतानामधिपतिः ॥ १४ ॥

તે સર્વ ભૂત પ્રાણિનો નિયંતા છે ॥ ૩૪ ॥

માટે તેનો દંડ ઉગ્ર છે, ને તે ન્યાયિ હોવાથી કોઈનો પક્ષ રાખે તેમ નથી, વાસ્તે લોકનિયમ, રાજનિયમ તથા સૃષ્ટિનિયમથી જેમ બને તેમ માહિતગાર થઇ, તે પ્રમાણે વર્ત્તવું જેથી બહુધા કરી દુઃખ ન થતાં સુખ થવાનો સંભવ રહેછે. એ રીતે આચરતાં સર્વાંતર્યામી સર્વ શકિતમાન્ ઈશ્વરને પોતાના હૃદયમાં નિત્ય જોઈ, ચિત્તને સ્થિર કરવાનો અભ્યાસ કરવો; કેમ કે ચિત્તની સ્થિરતાથીજ આનંદ ભાસે છે. માટે યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यंति धीरा-
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ ३९ ॥

જે એક, જગતને વશ રાખનાર તથા સર્વ ભૂતનો અંતરાત્માછે, અને જે એક વસ્તુને બહુ પ્રકારે કરેછે, તેને જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરેછે, તેમને આનંદરૂપ નિત્યસુખની પ્રાપ્તિ છે, બીજાને નહિ ॥ ૩૫ ॥

नित्यो नित्यानां चेतनश्चेतनाना-
मेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यंति धीरा-
स्तेषां शांतिः शाश्वती नेतरेषाम् ॥ ३६ ॥

જે નિત્યનો નિત્ય તથા ચેતનનો ચેતન છે અને સર્વ પ્રાણિયોને તેમના કર્મનું ફળ આપેછે, તેને જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરેછે તેમને નિત્ય, શાંતિ થાયછે, બીજાને નહિ ॥ ૩૬ ॥

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણુસહસ્રીના વિચારપ્રકરણમાં પ્રાણિયોને સુખ-દુઃખ થવાના કારણનું નિરૂપણ.

# इति विचारप्रकरणम्

॥ समाप्तोयं ग्रंन्थः ॥








# श्रीमद्भगवद्गीता.

આવૃત્તિ સાતમી.



ॐ

# પ્રસ્તાવના.

—∞—

## ઉપજાતિ.

ઐશ્વર્ય આદી ષડ ગૂણવાળા, વદાય જે નામથિ તે સુંવાળા,
વિદ્યાગુરૂ મૂજ અતી સુજાણ, તેને નમી આ વદુંછું જ વાણ. ૧

આપણો આર્ય ધર્મ અતી પ્રાચીન છે, તેનું ખરૂં સ્વરૂપ વેદમાંથી માલમ પડેછે. સુત્ર, સ્મૃતિ તથા પુરાણ એ સર્વ ગ્રંથો વેદને પ્રમાણ ગણેછે, તે ઉપરથી જણાય છે કે વેદ સર્વનું મૂલ છે. એ વેદ અને તે પછી લખાયલાં પુસ્તકોને આપણા આર્ય પૂર્વજોએ વિદ્યાના અઢાર પ્રસ્થાનમાં સમાવ્યાં છે, તેમના નામ ઋગ્, યજુસ, સામ અને અથર્વ એ ચાર વેદ, શીક્ષા, કલ્પ વ્યાકરણ, નિરૂકત, છંદ અને જ્યોતિષ, એ છ વેદના અંગ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, તથા સ્થાપત્યવેદ, એ ચાર ઉપવેદ અને ધર્મશાસ્ત્ર, ન્યાય, મીમાંસા અને ઈતિહાસ પુરાણ, એ ચાર વેદના ઉપાંગ મળી વિદ્યાનાં અઢાર સ્થાન કહેલાં છે; જેમાં આપણા આર્યોની સમગ્ર વિદ્યા આવી જાયછે. તેમાં મંત્ર અને બ્રાહ્મણ મળી વેદ કહેવાય છે. ગાયત્ર્યાદિ છંદોરૂપ ઋચાઓ મંત્ર કહેવાયછે. યજ્ઞ કરવાની વિધિ, તેની પ્રશંસા અને બંનેથી વિલક્ષણ વાકયો જેમાં છે, તે બ્રાહ્મણ કહેવાયછે. ચારે વેદની સંહિતા એટલે મંત્રભાગમાં ગણું કરી વિરાટ સ્વરૂપ ઈંદ્રની તથા તેના અંગભૂત પૃથ્વી, જલ, તેજ, વાયુ, અને આકાશ, એ પાંચ મહાભૂતોની નિત્યયજ્ઞદ્વારા કામ્ય ઉપાસના કહેલીછે. જેમાં, યુદ્ધમાં શત્રુઓને જીતવા શરીર દૃઢ થવા, સો વર્ષ જીવવા, ધન સંપત્તિ મેળવવા જીતેંદ્રિય રેહેવા તથા પોતાને ત્યાં શૂરવીર પ્રજા ઉત્પન્ન થવા માટે પ્રૌઢ સ્તુતિ કરેલ છે; અને ઈંદ્ર તથા પંચભૂતોનો મહિમા વર્ણવેલ છે. જે વાસ્તવિક જોતા યથાર્થ લાગેછે, કારણ સૃષ્ટિમાં સર્વ પ્રાણીના દેહ ઈશ્વરના અંગભૂત પંચમહાભૂતોથી બનેલા છે. ને તેમના જીવાત્મા ઈશ્વરથી થયેલા છે. પંચમહાભૂતોમાંથી એકનો પણ જો કોપ થાય, તો સૃષ્ટિમાંનો કોઈપણ પ્રાણી જીવી શકે નહીં. માટે વેદમાં કહેલ ઉપાસના માર્ગ નિત્યયજ્ઞદ્વારા સર્વ મનુષ્યે આચરવા યોગ્ય છે.

ઋગ્વેદનો ઐતરેય, કૃષ્ણયજુર્વેદનો તૈત્તિરીય, શુકલયજુર્વેદનો શતપથ, સામવેદના આઠમાંનો મુખ્ય તાંડય તથા અથર્વવેદનો ગોપથ બ્રાહ્મણ કેહેવાયછે; જેમાં યજ્ઞાદિ કરવાની વિધિ, તેનાં સ્તોત્ર અને કયાંક કયાંક નીતિ તથા ઈતિહાસાદિ ઉપર વાકયો છે. બ્રાહ્મણ ગ્રંથોના અંતર્ગત આરણ્યક અનેઆરણ્યકના અંતર્ગત ઉપનિષદ્ છે. ઋગ્વેદના ઐતરેયારણ્યકમાં ઐતરેય ઉપનીષદ્ છે, બીજાં કૌષિતકયાદિ નવ છે; પણ સર્વમાં ઐતરેય અને કૌષિતકી મુખ્ય છે. કૃષ્ણયજુર્વેદના તૈત્તિરીયારણ્યકમાં તૈત્તિરીય ઉપનિષદ્ છે, બીજાં કઠવલ્લ્યાદિ એકત્રીશ છે, પણ તે બધામાં તૈત્તિરીય, કઠવલ્લી, શ્વેતાશ્વતર અને મૈત્રાયણીય મુખ્ય છે. શુકલયજુર્વેદનું બ્રહદારણ્યક ઉપનિષદજ છે, ને બીજાં ઈશાવાસ્યાદિ અઢાર છે, પણ તે સર્વમાં બૃહદારણ્યક અને ઈશાવાસ્ય મુખ્ય છે. સામવેદનું છાંદોગ્ય ઉપનિષદજ છે. ને બીજાં કેનાદિ પંદર છે, પણ એ બધામાં છાંદોગ્ય તથા કેન મુખ્ય છે. અથર્વવેદનાં બધાં મળી એ ત્રીશ ઉપનિષદ્ છે. જેમાં પ્રશ્ન, મુંડક, માંડૂકય તથા નૃસિંહતાપની મુખ્ય છે. એ ચારે વેદનાં ઉપર કહેલાં આરણ્યક

તથા મુખ્ય ઉપનિષદોમાં ઘણું કરીને જીવ, ઇશ્વર તથા જગત્ સંબંધી ઘણાજ ઉત્તમ વિચારો છે; સંહિતાભાગમાં ક્યાંક ક્યાંક એસંબંધી શ્રુતિયો છે. જે સર્વે સમજવાથી અત્યંત દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ થયાછે, માટે તે સર્વ મનુષ્યે સમજવા યોગ્ય છે.

વેદનાં અંગોમાંના, પાણિનિઆદિ ઋષિયોયે રચેલ શીક્ષામાં વેદના સ્વર તથા વર્ણના શુદ્ધ ઉચ્ચાર કરવાની રીત કહેલ છે; અનેક પ્રાતિશાખ્ય ગ્રંથો પણ શીક્ષાના અંતર્ગત છે. બોધાયન, આપસ્તંબ તથા આશ્વલાયનાદિ ઋષિકૃત કલ્પસૂત્રોમાં વેદમાં કહેલ કર્મોના અનુષ્ટાનની રીતિ કહેલી છે. પાણિનિ મુનિકૃત વ્યાકરણ અને તે ઉપર કાત્યાયન તથા પતંજલિયે કરેલ વાર્તિક અને ભાષ્યથી વેદના શબ્દોની શુદ્ધતાનું જ્ઞાન થાય છે. બીજા પણ વ્યાકરણના ગ્રંથો વ્યાકરણના અંતર્ગત છે. યાસ્ક મુનિયે રચેલ નિરૂકતમાં વેદનાં કઠણ પદોના અર્થ સમજાવેલછે; તેણે રચેલ નિઘંટુ તથા અમરસિંહાદિયે રચેલ કોશો પણ નિરૂકતના અંતર્ગત છે. પિંગલ મુનિકૃત છંદસૂત્રથી ગાયત્ર્યાદિ છંદોની રચનાનું જ્ઞાન થાય છે. એ સંબંધી બીજા વૃત્તરત્નાકરાદિ ગ્રંથ પણ વેદના છંદરૂપ અંગમાં આવી જાય છે. જ્યોતિષ ગ્રંથોથી કાળનું જ્ઞાન થાય છે. જેની યજ્ઞાદિ કર્મમાં જરૂર પડેછે, જેથી તેપણ વેદનું અંગ કહેવાય છે ખગોળનું જ્ઞાન પ્રતિપાદન કરનાર સૂર્યસિદ્ધાંત, આર્યાસદ્ધાંત તથા સિદ્ધાંતશિરોમણ્યાદિ ગ્રંથો જ્યોતિષના ગ્રંથ કહેવાય છે. તેમાં પૃથ્વી પોતાના અંગઉપર ફરે છે, એમ આર્યસિદ્ધાંતના આરંભમાંજ કહેલું છે. પૃથ્વી ગોળા પિંડ અથવા કદંબપુષ્પ જેવી છે, તે આકાશમાં નિરાધાર છે. તેની છાયા પડવાથી ચંદ્રગ્રહણ થાય છે અને ચંદ્ર આડે આવ્યાથી સૂર્યગ્રહણ થાયછે, એમ ઉપલા સર્વ ગ્રંથોમાં કહેલ છે. પૃથ્વીમાં આકર્ષણશક્તિ છે, તે પદાર્થોને પોતા તરફ ખેંચેછે, એમ સિદ્ધાંતશિરોમણિના ગોલાધ્યાયમાં કહેલું છે. સૂર્યસિદ્ધાંતના સ્પષ્ટાધિકારમાં ગ્રહો આકર્ષણથી ખેંચાય છે, એમ સ્પષ્ટ લખેલું છે. વળી એ ગ્રંથોમાં ચંદ્ર સૂર્યના ગ્રહણ શોધી કાહાડવાનું ગણિત, ગ્રહોનાં વર્ષ એટલે તેમના રાશિચક્ર ભોગવવાના કાલ, તેમનું કદ, તે તથા નક્ષત્રો સર્વ ગોળ છે, તે કેટલા દૂર છે, તે સર્વ સૂર્યના પ્રકાશીજ પ્રકાશે છે, તે બધા લોક છે, એવા અસંખ્ય બ્રહ્માંડ આકાશમાં નિરાધાર રહેલ છે, આપણા પંદર દિવસનો ચંદ્રનો એક દિવસ, સૌર, સાવન તથા ચાંદ્ર, એ ત્રણ પ્રકારના માન તથા ચાંદ્રમાન પ્રમાણે થતી દિવસોની ઘટ પુરી કરવા માટે અધિક માસ. ભૂગોળની ધરી એજ મેરૂ, તેની ઉત્તર ટોચ આગળ સર્વથી ઉંચો ધ્રુવ દેખાયછે ત્યાંથી સૂર્ય પૂર્વમાંથી દક્ષિણમાં ને દક્ષિણમાંથી પશ્ચિમ ને પશ્ચિમમાંથી ઉત્તર અને ઉત્તરમાંથી પાછો પૂર્વમાં જતો દેખાયછે. ત્યાં છ માસની રાત્રી તથા તેટલાજ વખતનો દિવસ થાયછે. દક્ષિણ ટોચ આગળ એથી ઉલટું દેખાયછે. એટલે ઉત્તરમાં છ માસની રાત્રી હોય તો ત્યાં છ માસનો દિવસ હોય છે, ને ઉત્તરમાં દિવસ હોય તો દક્ષિણમાં રાત્રી હોય છે. ત્યાંથી સૂર્ય પૂર્વમાંથી ઉત્તરમાં ને પછી પશ્ચિમ પછી દક્ષિણ ને પછી પાછો પૂર્વમાં જતો દેખાય છે. ઉત્તર ધ્રુવ દેવ અને દક્ષિણ ધ્રુવ રાક્ષસના સ્થાન કહેલાં છે; ઇત્યાદિ ઘણી ઘણી સમજવા યોગ્ય બાબદો કહેલ છે. વળી ચાર વેદમાં પણ સૂર્ય સંબંધી ઘણાંક મંત્રોમાં સૂર્યેજ આપણી પૃથ્વી તથા આકાશમા રહેલ ગ્રહાદિને આકર્ષણથી ધારણ કરી રાખ્યા છે, તેનાથીજ વર્ષાદ તથા ઋતુઓ થાયછે, તેજ સર્વ ભૂતપ્રાણીનું પોષણ કરે છે તથા તેનોજ પ્રકાશ પડવાથી ગ્રહાદિ પ્રકાશેછે, ઇત્યાદિ જ્યોતિષને લગતી બાબતો પણ છે.

આયુર્વેદના સુશ્રુત, ચરક અને વાગ્ભટ્ટાદિ ચિકિત્સા ગ્રંથો છે, જેમાં શરીરનું આંતરીય જ્ઞાન, દિવસ રાત્રી તથા ઋતુઋતુમાં કેમ વર્તવું તે વિષે, વ્યાયામ, રોગના

નિદાન, તેનાં સ્વરૂપ તથા તેમના ઉપર ઔષધિ અને શસ્ત્રના ઉપાય, ઔષધિ વિગેરે પદાર્થોના ગુણદોષ તથા પચીશ વર્ષે પુરૂષ અને સોળ વર્ષે સ્ત્રી ઉમરમાં આવ્યાં કહેવાયછે, તેની પેહેલા પ્રજા થાય તો તે થોડી આયુષવાળી તથા દુર્બળ થાયછે, ઈત્યાદિ કહેલ છે. વાંત્સ્યાયનકૃત કામશાસ્ત્રનો પણ વૈદ્યશાસ્ત્રમાં અંતર્ભાવ છે. વિશ્વામિત્રકૃત ધનુર્વેદમાં યુદ્ધ કરવાની તથા શસ્ત્ર અસ્ત્ર મૂકવાની રીત કહેલી છે. ભરતે પ્રગટ કરેલ ગાંધર્વવેદમાં ગાયન ગાવા, નૃત્ય કરવા તથા વાદ્ય વગાડવાની રીત વિસ્તારથી નિરૂપણ કરેલી છે. સામવેદજ ગાયનમાં ગવાયછે. સંગીત રત્નાકરાદિ ગાયન સમજવાના ગ્રંથો તથા કાવ્ય નાટક અને અલંકાર શાસ્ત્ર પણ એમાં અંતર્ગત છે. અથર્વવેદમાં નીતિશાસ્ત્ર, શિલ્પવિદ્યા, કૃષિવિદ્યા, પાકશાસ્ત્ર, ચોસઠ કલા, નવરત્નપરીક્ષા, પશુવિદ્યા, ભૂગર્ભશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, તથા ધનપ્રાપ્તિના ઉપાયબોધક સર્વ શાસ્ત્ર આવી જાયછે.

ધર્મશાસ્ત્રના બોધાયન, આપસ્તંબ તથા આશ્વલાયનાદી મુનિકૃત ગૃહ્યસૂત્રો, મનુ યાજ્ઞવલ્કય આદિ લઈ વીશ સ્મૃતી અને સાંખ્ય તથા યોગ ગ્રંથો છે. તેમાં મુખ્યત્વે કરી ગૃહ્યસૂત્રોમાં જાતકર્મથી લઈને અંત્યેષ્ટિ પર્યંત સોલ સંસ્કાર તથા નિત્ય કર્મની રીત સૂચવેલ છે અંત્યેષ્ટિ કર્મમાં બોધાયન તથા અશ્વલાયને નિયોગની રીતિ કહીછે. તેમ કૃષ્ણ યજુર્વેદના તૈત્તિરીય આરણ્યકના છઠા પ્રપાઠકમાં બ્રાહ્મણ ક્ષત્રિય તથા વૈશ્ય એ ત્રણે વર્ણનેમાટે સ્પષ્ટ રીતે નિયોગ કહેલો છે. સ્મૃતિયોમાં સર્વથી મોટી અને સર્વને આદિ મનુ મુખ્ય છે, તેમાં વર્ણ, આશ્રમ, રાજા તથા સ્ત્રિયોના ધર્મ, આપણા આર્યોના ઈન્સાફ તથા વારસા હિસ્સાના કાયદા વિગેરે ઘણી સમજવા યોગ્ય બાબતો છે. સાંખ્ય શાસ્ત્ર કપિલ મહામુનિકૃત છે, તેમાં વિષયનિરૂપણ, પ્રકૃતિનાં કાર્ય મહત્તત્વાદિ, વિષયથી વૈરાગ્ય, પાપક્ષય નિર્ણય તથા પ્રકૃતિ પુરૂષના વિવેકથી પુરૂષનું અસંગજ્ઞાન કહેલ છે. યોગશાસ્ત્ર પતંજલિ મુનિપ્રણીત છે, તેમાં ચિત્તવૃત્તિના નિરોધરૂપ સમાધિ, તેના અભ્યાસ વૈરાગ્યરૂપ સાધન તથા યમ, નિયમ, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ આઠ સમાધિનાં અંગ, યોગ વિભૂતિ તથા યોગનું ફલ નિદિધ્યાસન સિદ્ધિ કહેલ છે.

ન્યાયના ગૌતમમુનિયે રચેલ ન્યાયસૂત્ર તથા કણાદઋષિયે રચેલ વૈશેષિક સૂત્ર છે તેમાં પદાર્થ તથા તેમના ધર્મનું વિવેચન કરી ઈશ્વરતત્વ સમજાવેલ છે.

મીમાંસાના પૂર્વ તથા ઉત્તર એવા બે ભેદ છે. પૂર્વ મીમાંસા જૈમિની મુનિકૃત છે. તેમાં વેદ કહેલ કર્મ કરવાસંબંધી વિસ્તારથી કહેલ છે. ઉત્તર મીમાંસા વ્યાસ મહામુનિકૃત છે, તેના ઉપર શ્રીશંકરાચાર્યે યથાર્થ ભાષ્ય કરેલું છે. તે શારીરિક મીમાંસા, વેદાંતસૂત્ર અથવા વ્યાસસૂત્ર પણ કહેવાય છે. તેમાં સર્વ ઉપનિષદ્ વાકયોનું અદ્વિતીય બ્રહ્મમાં તાત્પર્ય છે, એમ, જ્ઞાન તથા ઉપાસનાનાં સાધનનો વિચાર અને જ્ઞાન ઉપાસનાનું ફલ કહેલ છે.

ઈતિહાસ પુરાણમાં આદિકવિ વાલ્મીક ઋષિકૃત શ્રીરામાયણ, વેદવ્યાસકૃત શ્રીમહાભારત તથા અઢાર પુરાણ અને ઉપપુરાણ કહેવાય છે, પણ તે સર્વમાં શ્રીરામાયણ તથા મહાભારત મુખ્ય છે. તે સર્વમાં વર્ણાશ્રમના ધર્મ, રાજા તથા સ્ત્રિયોના ધર્મ, આપદ્ધર્મ, રાજનીતિ, રાજાઓના ઈતિહાસ અને પ્રસંગે પ્રસંગે અનેક વિષય તથા મોક્ષસંબંધી વિચાર જણાવેલ છે. વળી કેટલાક રૂપક અલંકાર છે. જેનું બીજ વેદોમાંથી મળી આવે છે, ત્યાં વેદના સર્વ ગ્રંથ ઉપર ભાષ્ય કરનાર શ્રીસાયનાચાર્યે સ્પષ્ટ સમજાવેલ છે. જે જાણ્યા સિવાય એ રૂપક અલંકારની મતલબ બરાબર સમજાય એમ નથી.

તે બધામાં શ્રીમહાભારત પાંચમો વેદ કહેવાય છે, કારણ તેમાં વેદનો સર્વ અર્થ

સમાવેલ છે. અને ભારતનો સર્વ સાર સંક્ષેપથી શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલ છે, જેથી એ સર્વ શાસ્ત્રમયી કહેવાય છે. ઉપરાંત વેદાંતશાસ્ત્રના પ્રસ્થાન ત્રણ કહેવાય છે, જેમાં ઉપનિષદ્ તથા વ્યાસસૂત્ર અને જેમાં ઘણું કરી ઉપનિષદ્વાકયોજ શ્લોકરૂપ છે, એવું ત્રીજું ભગવદ્ગીતા કહેલ છે. એ ત્રણે પ્રસ્થાન ઉપર જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્યે સુગમ રીતે યથાર્થ ભાષ્ય કરેલા છે. એ ભગવદ્ગીતારૂપ અમૃત, કૌરવ તથા પાંડવોના યુદ્ધના આરંભ વખતે, સંબંધિયોને જોઇ અર્જુનને ઉત્પન્ન થયેલો ખેદ ટાળવામાટે, શ્રીકૃષ્ણ પરમાત્માએ સર્વ ઉપનિષદ્રૂપ ગાયોમાંથી દોહી, તે બુદ્ધિમાન અર્જુનરૂપ વાછડાને પાયું, જેથી તેને થયેલો ખેદ ટળી ગયો, ને તેણે યુદ્ધ કરી રાજ્ય મેળવ્યું. જે ઘણો કાળ ભોગવી તે શ્રીકૃષ્ણથી પ્રાપ્ત થયેલ આત્મજ્ઞાનવડે મોક્ષને પામ્યો. એ શ્રીભગવદ્ગીતામાં સાતસો શ્લોક છે, તેમાં વિશેષે કરી શ્રીકૃષ્ણ પરમાત્માનાંજ વાકય છે, પણ પ્રસંગમાં કેટલાંક ધૃતરાષ્ટ્ર, સંજય તથા અર્જુનનાં છે. એમાં પ્રસંગે પ્રસંગે જોકે અનેક વિષયો સંક્ષેપથી સૂચવેલ છે, તોપણ એનો મુખ્ય વિષય-જીવબ્રહ્મનું ઐકય છે. એ ગીતા શાસ્ત્ર ભણવાને, મોક્ષની ઇચ્છાવાળા પુરૂષો અધિકારી છે, એમાં સંબંધ બ્રહ્મનો છે, જીવબ્રહ્મની એકતા એ વિષય છે; અને અત્યંત દુઃખની નિવૃત્તિને પરમાનંદની પ્રાપ્તિ થવી, એજ એ શાસ્ત્રનું પ્રયોજન છે.

એના પહેલા અધ્યાયમાં, યુદ્ધ કરવા ઉભેલા આતતાયી જેવા બંધુવર્ગને જોઇને, જોકે આતતાયીને મારવામાં દોષ નથી, તોપણ દયા ઉત્પન્ન થવાથી, "તેને મારીને રાજ્ય મેળવવામાં સુખ નથી થવાનું ઉલટું દુઃખ થશે," એમ માની, અર્જુન શોકસંતાપયુકત થઈ શસ્ત્ર મૂકી રથમાં બેસી ગયેલ છે.

બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ તેનું કારણ પુછયું, તો તેના ઉત્તરમાં અર્જુન પોતાના શોકનું કારણ બતાવી, તે ટાળવામાટે શ્રીકૃષ્ણની શરણ ગયો. તેને શ્રીકૃષ્ણ પરમાત્માએ આત્મા નિત્ય છે ને તેના દેહ નાશવંત છે, એમ વિસ્તારથી સાંખ્ય રીતે સમજાવી, સકામ કર્મની નિંદા અને નિષ્કામ કર્મની સ્તુતિ કરી, પતંજલિ મુનિપ્રણીત યોગશાસ્ત્રમાં કહેલ જ્ઞાનીની સ્થિતિ, ને તે પ્રમાણે વર્ત્તનારને મોક્ષ કહેલ છે.

ત્રીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણે જ્ઞાનેંદ્રિયને નિયમમાં રાખી કર્મેંદ્રિયથી વ્યાવહારિક કર્મ તથા વિરાટ્ સ્વરૂપ ઇંદ્ર અને તેના અંગભૂત પંચમહાભૂતની ઉપાસનારૂપ નિત્ય યજ્ઞકર્મ આચરવા, તેમાં જનકાદિ રાજા તથા પોતાનું દૃષ્ટાંત અને નહિ આચરવાથી થતી હાની તથા પાપ કહિને, આત્મા બુદ્ધિથી પણ પર છે એમ સમજાવી, જ્ઞાનને પ્રતિબધ કરનાર કામરૂપ શત્રુને જીતવા કહેલ છે.

ચોથા અધ્યાયમાં શ્રીકૃષ્ણે ગુણકર્મથી જાતી, યજ્ઞના પ્રકાર, સર્વ કર્મ બ્રહ્મને અર્પણ કરી અસંગ રહેવાની સૂચના, જ્ઞાનની શ્રેષ્ઠતા, તે મેળવવાનો ઉપાય તથા તે જાણવાથી જીવ-બ્રહ્મનું ઐકય, અને સંશયવાળા મનુષ્યના આ લોક તથા પરલોક બન્ને બગડેછે, માટે હૃદયમાં રહેલ સંશયને જ્ઞાનરૂપ ખડ્ગથી છેદી, નિશ્ચય બુદ્ધિ કરીને, અસંગ રહી સર્વ વ્યાવહારિક કર્મ આચરવા, કહેલ છે.

પાંચમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ આસક્તિ રહિત થઈ કર્મ આચરવા, પ્રાણીમાત્રમાં સમભાવ રાખવા, તે સર્વના હિતમાં તત્પર રહેવા તથા કામક્રોધના વેગથી રહિત થવા, અને એપ્રમાણે આચરનાર પુરૂષ સર્વ ભૂતપ્રાણીમાં રહેલ પરમાત્માને જોઇને, પોતે તે રૂપજ થાય છે, એમ કહેલું છે.

છઠ્ઠા અધ્યાયમાં. ઇંદ્રિયાદિ વશ્ય કરી આત્મા પોતેજ પોતાનું હિત કરનાર તથા તેને વશ્ય ન કરવાથી પોતેજ પોતાનું અહિત કરનાર છે, માટે ઇંદ્રિયાદિ વશ્ય કરી આહાર વિહાર વિગેરે નિયમમાં રાખી સમાધિ કરવાની રીતિ; સમાધિમાં અમૂલ્ય બ્રાહ્મ-

અનો અનુભવ, સર્વ પ્રાણીને પોત સમાન ગણવા, સર્વને પોતાના આત્મામાં ને પોતાના આત્માને સર્વમાં જોવા, એમ જોનારને બ્રહ્મનું સાક્ષાત્કાર અને કદિ યોગથી ભ્રષ્ટ થાય તો તેને જન્માંતરમાં સિદ્ધિ કહેલ છે.

સાતમા અધ્યાયમાં પાછી જ્ઞાનની શ્રેષ્ઠતા, જડ ચૈતન્યનો વિવેક, પરમાત્માથીજ ઉત્પત્તિ સ્થિતિ અને લય, તેની સર્વવ્યાપકતા, સત્વ રજ અને તમોગુણથી જગતનો મોહ, માયાનું અનિર્વચનીયપણું, ચાર પ્રકારના ભકતોમાં જ્ઞાનીની ઉત્કૃષ્ટતા, અવ્યકત પરમાત્માને આકારવાન માનનારનું અજ્ઞાન, આત્મસ્વરૂપને માયાનું અચ્છાદન અને આત્માનું સર્વજ્ઞપણું કહેલ છે.

આઠમા અધ્યાયમાં, ઓંકારનું મહાત્મ્ય, આત્મસ્વરૂપને પામનારની પુનર્જન્મ નિવૃત્તિ, શુકલ-કૃષ્ણ ગતિ તથા એને જાણનાર યોગીને મોહ પામ્યા વગર પરબ્રહ્મની પ્રાપ્તિ કહી છે.

નવમા અધ્યાયમાં જ્ઞાનની ઉત્કૃષ્ઠતા, આત્માની વ્યાપકતા, માયાના યોગથી એક કલ્પમાં જગતની ઉત્પત્તિ સ્થિતિ અને બીજામાં નાશ, ઇશ્વરને તેનું પરમાત્મસ્વરૂપ ન જાણીને જે મનુષ્યો આકારવાળા માનેછે, તેને આસુરી જન કહી તેની નિંદા અને ઇશ્વરના પરમાત્મસ્વરૂપને યથાર્થ જાણનારને દૈવીજન કહી તેની સ્તુતિ, ઇશ્વરનું સર્વ-શક્તિમાનપણું, તેનું સર્વ ભૂતપ્રાણીમાં સમાનપણું અને તેને તત્વથી જાણનાર કદિ નીચ હોય તોપણ તેને પરબ્રહ્મની પ્રાપ્તિ કહી છે.

દશમા અધ્યાયમાં, જગત્ બધું ઇશ્વરરૂપજ છે, તેમાં જે જે વિશેષ પદાર્થો છે, તેનું ઈશ્વરરૂપે નિરૂપણ, અને અંતમાં પરમાત્મા એક પોતાના અંશથીજ સર્વ જગતમાં વ્યાપી રહ્યા છે એમ કહેલું છે.

અગીયારમા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને જ્ઞાનદ્વારા વિરાટ્સ્વરૂપ વિશ્વનું દર્શન કરાવ્યું અને તેની અર્જુને સર્વ ભાવથી સ્તુતિ કરી છે.

બારમા અધ્યાયમાં નિર્ગુણ બ્રહ્મ જાણવાને જે અશકત છે, તેને વિશ્વરૂપ ભગવાનની ભકિતનું સરલપણું અને ભકતનાં લક્ષણ કહ્યાં છે.

તેરમા અધ્યાયમાં, જે કાંઈ વિકાર પામનાર વસ્તુ તે ક્ષેત્ર અથવા પ્રકૃતિ તથા તેને જાણનાર ક્ષેત્રજ્ઞ અથવા પુરૂષ, એ બનેનું "પ્રકૃતિથી કાર્ય ને પુરૂષ અસંગ" એ પ્રકારનું વિવેચન, અને તે જાણનારને મોક્ષની પ્રાપ્તિ કહી છે.

ચૌદમા અધ્યાયમાં, સત્વ, રજ, અને તમોગુણનું વિવેચન, પ્રત્યેક ગુણવાળાની ગતિ, ગુણોથીજ પ્રવૃત્તિ, આત્મા એ ત્રણથી પર છે. અને તેને જાણનારને મોક્ષ કહેલ છે.

પંદરમા અધ્યાયમાં, સંસારરૂપ વૃક્ષનું વર્ણન, તેમાં અસંગ રહેનાર જ્ઞાનિયોને પરમ સ્વરૂપની પ્રાપ્તિ, તે સ્વરૂપનું વર્ણન, તેને પોતાના આત્મામાં જોવું, ઇશ્વરની સર્વ વ્યાપકતા, માયારહિત પરમાત્મસ્વરૂપ પુરૂષોત્તમનું વર્ણન અને તેને જાણનારને પરમ ભકત કહેલ છે.

સોળમા અધ્યાયમાં દૈવી તથા આસુરી સંપત્તિ, દૈવીથી મોક્ષ અને આસુરીથી બંધન, દંભ આચરનાર આસુર જનને અધમગતિ અને વેદશાસ્ત્રની વિધિ છોડી ઇચ્છા પ્રમાણે આચરનારને મોક્ષની અપ્રાપ્તિ, માટે વેદ શાસ્ત્રને પ્રમાણ ગણી તેમાં કહેલ વિધિ-પ્રમાણે આચરવા કહેલ છે.

સત્તરમા અધ્યાયમાં સાત્વિક, રાજસ તથા તામસ, એ ત્રણ પ્રકારના મનુષ્ય, તેમનાં આચરણ, દંભવત કરનારની નિંદા, ત્રણ પ્રકારના આહાર તેમાં એઠું ખાનારની નિંદા, ત્રણ પ્રકારના યજ્ઞ, તપ, તથા દાનનું સંક્ષેપથી નિરૂપણ અને "ૐતત્સત્" પદની

અઢારમા અધ્યાયમાં ત્રણ પ્રકારનો ત્યાગ, આત્માનું અકર્ત્તાપણું, ત્રણ પ્રકારનાં જ્ઞાન, તેમાં વ્યાપક પરમાત્માને એકજ ઠેકાણે માનવારૂપ જ્ઞાનની નિંદા, ત્રણ પ્રકારની બુદ્ધિ, તેમાં અધર્મને ધર્મ માનનાર બુદ્ધિની નિંદા, ત્રણ પ્રકારની ધૃતિ, ત્રણ પ્રકારનું સુખ, ચારે વર્ણનાં સ્વાભાવિક કર્મ યોગીનાં લક્ષણ, તેને બ્રહ્મની પ્રાપ્તિ, જીવાત્માનું અસ્વતંત્રપણું માટે સર્વ ભાવે ઇશ્વરને શરણ થવા આજ્ઞા, જ્ઞાનનું રહસ્યપણું તે અધિકારીનેજ કહેવા યોગ્ય, અર્જુનના મોહની નિવૃત્તિ, તેને થયેલો નિશ્ચય અને સંજયે ધૃતરાષ્ટ્રને જણાવેલ પોતાનો મત, કહેલ છે.

એ શ્રીમદ્ભગવદ્ગીતાનું ભાષાંતર ગુર્જર ભાષામાં સદ્ધર્મશોધક મંડળિયે પ્રવૃત્ત કરેલ ભારતાર્થમાં આવી ગયેલ છે; પણ તે ગદ્યમાં હોવાથી મુખપાઠ રહી શકે નહીં, ને ગીતા મુખપાઠ રાખવા યોગ્ય છે; પણ સંસ્કૃત ભાષાથી અજાણ્યા મનુષ્યોને મૂલ શ્લોક મુખપાઠ રાખી તેનો અર્થ સમજવો કઠણ પડે છે, માટે મેં એનું પદ્યમાં ભાષાંતર કર્યું છે. તેમાં અનુષ્ટુપ શ્લોકને ઠેકાણે દુહા ને મોટા શ્લોકને ઠેકાણે ઇંદ્રવજ્રા તથા ઉપજાતિ વૃત્ત કર્યાં છે. અનુષ્ટુપને ઠેકાણે દુહા કરવાનું કારણ કે, જેમ સંસ્કૃત ભાષામાં અનુષ્ટુપ છંદ સાધારણ છે, તેમ ગુજરાતિ ભાષામાં દુહા સાધારણ છે. કવિતામાં હ્રસ્વ દીર્ઘ જેમ વાંચવામાં જોઇએ તેમજ લખ્યા છે, ને જે ઠેકાણે કઠણ શબ્દો આવ્યા છે, તેનો અર્થ તેજ પૃષ્ટની નીચે લખેલ છે. કોઈ ઠેકાણે કઠણ શબ્દનો અર્થ લખેલ નહિ હોય તો સમજવું જે, જે બીજા પ્રસંગમાં લખાઇ ગયેલ હશે. તોપણ ગીતાશાસ્ત્ર યથાર્થ સમજવા માટે વેદાંત શાસ્ત્રની પ્રક્રિયા જાણવી જોઇએ. તે પ્રક્રિયાના ઘણા ગ્રંથો છે, પણ સંપૂર્ણ પ્રક્રિયાનો ગ્રંથ સંસ્કૃતમાં શ્રીવિદ્યારણ્ય સ્વામીકૃત પંચદશી અને ભાષામાં શ્રીનિશ્ચલકૃત વિચારસાગર છે; જે બન્નેમાંથી જો એક ગ્રંથ ગુરૂદ્વારા યથાર્થ જાણ્યો હોય, તો વેદાંતના ગ્રંથ સરલતાથી સમજી શકાયછે. વેદોના અંતભાગ હોવાથી ઉપનિષદો વેદાંત કહેવાયછે. તે ઉપર મહામુનિ વેદવ્યાસે રચેલ સૂત્રો વેદાંતશાસ્ત્ર કહેવાયછે. જેમાં જીવ, ઇશ્વર, તથા જગત્ સંબધી એવા તો ઉત્તમ વિચારો કરેલ છે કે, જેને આજના વિચારવાન પશ્ચિમના પંડિતો પણ નમેછે, અને રસાયણ શાસ્ત્રથી પણ કંઈ બાધ કરી શકતા નથી. એવું એ વેદાંત શાસ્ત્ર સર્વ આર્યોયે અવશ્ય જાણવું જોઇએ, કારણ એ આર્યોના પરમ ધર્મ છે. એ સંબંધી લખાયલા ગ્રંથો વેદાંતના ગ્રંથ કહેવાયછે, જે જાણ્યાથી સંપનો વધારો ને સદ્ગુણોની વૃદ્ધિ થાયછે. કેટલાક આધુનિક જનોને એવો વહેમ છે કે, વેદાંતના ગ્રંથો સમજવાથી વ્યવહાર બગડેછે. તો તે ખોટો સમજવો, કારણ સાક્ષાત રામ, જનક તથા યુધિષ્ઠિરાદિયે જ્ઞાન મેળવ્યા પછીજ રાજ્યાદિ વ્યાવહારિક સર્વ કર્મ કરેલાં છે, અને અર્જુને પણ જ્ઞાન પ્રાપ્ત થવા પાછીજ યુદ્ધ કરયું છે. સિવાય અસલ ગુરૂને ઘેર ભણવાનો ચાલ હતો, ત્યારે સર્વ શિષ્યો જ્ઞાન સંપાદન કરયા પછીજ વ્યવહાર આચરતા હતા. જ્ઞાન પ્રાપ્ત થવાથી તો ઉલટું ધૈર્ય વધેછે, સુખમાં બેહેકી જવાતું નથી ને દુઃખ સહન કરી શકાયછે. સર્વ ભૂતપ્રાણીમાં સમભાવ પ્રાપ્ત થાયછે, જેથી પરસ્પરે દ્રોહ મૂકાઈ સંપનો વધારો થાયછે. સંપથી વ્યાવહારિક બાબતોમાં ચાલતાં તથા ભવિષ્યમાં દેખાતાં વિઘ્નો ટાળી શકાયછે, જેથી દેશની વ્યાવહારિક ઉન્નતિ અને પોતાનું તથા પોતાંની પ્રજાનું કલ્યાણ થાયછે. એ પ્રમાણે જ્ઞાન તો, દેશની ઉન્નતિનું તથા અત્યંત દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષનું પરમ સાધન છે. માટે વહેમ છોડી આર્યોયે જ્ઞાન સંપાદન કરવું યોગ્યછે. આ ગ્રંથમાં કોઈ ઠેકાણે દોષ આવે, તો સુધારી વાંચવું એજ વિનંતિ.

ભાષાંતર કર્ત્તા.

# ઈશ્વરપ્રાર્થના.



### उपजाति वृत्त.

॥ श्रिया युता सस्यवती धरित्री, धीशौर्ययुक्तोस्तु सदार्यलोकः ॥
॥ परस्परं वैरविहीनचित्तः संप्रार्थये ह्येतदनंतमीशं ॥ १ ॥

**અર્થ** ( ઉપજાતિ. )

ભૂમી બને આ ધન ધાન્યવાન, થાયે સદા આર્ય બળી સુજાણ,
પરસ્પરે વૈર રહીત એતો, પ્રાર્થું છ એ ઇશ અનંતને તો ૧.

## મિત્રોનાં નામ તથા તેમને વિનંતિ.

### ઇંદ્રવજ્રા તથા ઉપજાતિ.

રત્નો વિષે લાલ વદાય જેહ, જોડાય તેને પદ લાલ, તેહ,
જીવો તણો રાય વદો કદી જો, પંત્રા વિશે સિંહ જુઓ વદી તો. ૧
બાંધેલ જેના ઉદરેંજ દામ, પુરૂષમાં ઉત્તમને, સહામ,
વદો, વળી મૂરતણો અરી જે, છે મૂજ મિત્રો પ્રિયતો અતી તે. ૨
એ આદિ બીજા સત ઈચ્છનાર, દેશોન્નતીને નિત ચાહનાર,
તે સર્વને હું વિનવું છ પ્રીતે, બંધૂતણો શ્રેય કરો સુરીતે. ૩

**ગ્રંથાર્પણ** ( ઇંદ્રવજ્રા ).

સદ્ધર્મની શોધક મંડળીને, અર્પું છ ભાષાંતર આ રચીને,
એમાંય તો કારણ એક એવું, એનું અહીં નામ અખંડ રહે. ૧

**નામસૂચના** ( ઉપજાતિ. )

પિતાતણૂ મંગળ આદિમાંય, બંધૂતણા અન્ય ત્રણે જણાય,
કર્ત્તાતણૂ નામ વદાય પાંચે, જો પાદના અક્ષર આદિ વાંચે. ૧

**ભાષાંતર કર્તા.**

# ભાષાંતરકર્ત્તા કૃત.

## મંગલાચરણ.

ઠામ સર્વ વ્યાપીજ જે, કરે છ [1]ભાવ [2]અભાવ, રહિત સંગ જેનેજ તો, [3]સિદ્ધો જાણે સાવ. ૧.
ડાપણુ જેનું છે અતી, મોહિ રયા જન સર્વ, દમ શમ આચરિ જેહુમાં, રમે મૂકિ કો ગર્વ. ૨.
[4]ગોપાળક જે સર્વદા, વીંટિ રયો સૌ આય, દર્શન જેનું જ્ઞાનથી, જીવોને તો થાય. ૩.
નામરૂપ આધાર જે, રાખી મન જેમાંય, [5]યદાજ એક બને તદા, નર જે રૂપજ થાય. ૪.
પ્રણમું તે પરબ્રહ્મને, યાદ કરી મનમાંય, [6]ગતવ્યથ થાયે જાણિ જે, જીવો આ જગમાંય. ૫.

## ઇષ્ટદેવાદિને પ્રણામ કરી પ્રતિજ્ઞા.

ઇષ્ટદેવ શ્રીકૃષ્ણ મુજ, મૂળ પુરૂષ પણ જેહ, [7]તમનાશક, વ્યાપક બધે, સ્મરિ મનથી હું તેહ. ૧.
વડીલ ને વિદ્યાગુરૂ, બંધૂ મિત્રો સાર, પ્રણમી, ગુર્જર વાણિમાં, ગીતાતણુ નિરધાર. ૨.
[8]પદ્યમાંજ શ્લોકાર્થ જિમ, સમાય રૂડી રીત, ભાષાંતર કરૂ વાંચશો, રાખી મનમાં પ્રીત. ૩.

---

૧ ઉત્પત્તિ, સ્થિતિ. ૨ નાશ. ૩ જ્ઞાની. ૪ ઇંદ્રિયો. ૫ જ્યારે. ૬ ટળી ગઇ છે મનની પીડા જેને એવો. ૭ અજ્ઞાનને નાશ કરનાર. ૮ કવિતા.

# હરિગીત.

જે સુત્ર ને વસ્ત્રો તણો, યંત્રી વળી નીવાસિ, આ,
મ્હોમથી પૂરિ તણોંજ ને, કુળમાંયતો યદુવંશિ, આ,
ગીતા તણી તેણેજ, આ, નર વાણિમાં કવિતા કરી,
[૮]વસુ [૩]લોક [૯]ખંડ [૧]ભુ સંવતે, બ્રીટીશ રાજ્યેં આદરી. ૧
ગંગા તથા યમુના તણો, જે સ્થાનમાં સંગમ બને,*
તેનેજ પદ "જી" યોજિને, તે નામથી લોકો મને,
કહેછે તથાપિ છુંજ તે, જે વિશ્વમાં વ્યાપી રહ્યો,
નહિ કેમ તે હું, એહ મુજ, સંશય મહા કદિ ના ગયો. ૨

ભાષાંતર કર્ત્તા.



૮ વસુ-આઠ વસુ. ૩ લોક-આકાશ, પાતાલ, અને પૃથ્વિ. ૯ ખંડ-નવ ખંડ. ૧ ભુ-પૃથ્વિ

• ૧૯૩૮—એટલે આ ગીતા કાવ્યમાં કર્તાએ સવંત ૧૯૩૮ માં લખાછે.

* ગંગા તથા યમુનાનો સંગમ પ્રયાગમાં થાય છે. તેને 'જી' શબ્દ જોડતાં કર્તાનું નામ વંચાશે.

॥ ॐतत्सत्परब्रह्मणे नमः ॥

# ॥ श्रीमद्भगवद्गीता ॥

---

## ॥ अथ प्रथमोऽध्यायः ॥

### धृतराष्ट्र उवाच ॥

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय॥१॥

### ધૃતરાષ્ટ્ર કહે છે.

ધર્મભૂમિ કુરૂક્ષેત્રમાં, મળી યુદ્ધ કરનાર, સંજય શું કરતા હતા, મુજ સુત, પાંડુ કુમાર ॥ ૧ ॥

### संजय उवाच ॥

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत्॥२

[1]વ્યૂહ સૈન્ય પાંડવતણું, દેખી દુર્યોધન, ગુરૂ પાસે જઇ તે સમે, બોલ્યો રાય વચન ॥૨॥

पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम्।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता॥३॥

જુઓગુરૂ પાંડવતણી, સેના મોટીએહ,રચેલ દ્રુપદ સુતેંજ,તમ શિષ્ય ચતુર છેજેહ॥૩॥

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः॥४॥

એમાં શૂરા, યુધ વિશે, અર્જુન ભીમ સમાન, મહાધનુષી, મહારથ દ્રુપદ, વિરાટ ને યુયુધાન ॥ ૪ ॥

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान्।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः॥५॥

ધૃષ્ટકેતુ ને ચેકિતાન, બળીષ્ઠ કાશીરાજ,પુરૂજિતકુંતીભોજ,નરશ્રેષ્ટશૈબ્ય મહારાજ॥૫॥

युधामन्युश्च विक्रांत उत्तमौजाश्च वीर्यवान्।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः॥६

યુધામન્યુ પરાક્રમી, ઉત્તમૌજા બળવાન દ્રૌપદિ સુત, અભિમન્યુ, એ સર્વ મહારથિ જાણ ॥ ૬ ॥

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते७

[2]દ્વિજવર જાણો તે હવે, શ્રેષ્ઠ આપણા જેહ, મુજ સેનાપતિ,આપને જણાવવા કહું તેહ૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च८

આપભીષ્મનેકર્ણવલિ, કૃપરણજીતજ જેમ, વિકર્ણ ને ભૂરિશ્રવા, અશ્વત્થામા તેમ ॥૮॥

---

૧ વ્યૂહ રચનાયે ગોઠવેલું. ૨ બ્રાહ્મણમાં શ્રેષ્ટ.

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः॥९॥

બીજા પણ શૂરા ઘણા, મુજ અર્થે જિવ ત્ય-
જનાર, યુધમાં સર્વે કુશળ છે, [1]વિવિધ-
શસ્ત્ર ધરનાર ॥ ૯ ॥

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम्।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम्॥१०

પણ એ રક્ષિત ભીષ્મથી, બળ આપણું
અસમર્થ, ભીમે રક્ષિત એમનું, આ બળ
દિસે સમર્થ ॥ ૧૦ ॥

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि॥११

માટે સૌ [2]માર્ગો વિશે, વિભાગથી થઇ [3]સ્થીત
આપ બધાયો મેરથી, રક્ષો ભીષ્મ ખચીત ૧૧

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान्॥१२

પછિ બળિ, વૃદ્ધ પિતામહે, કરતાં તેને
રાજિ, સિંહનાદ કરિને પછી, શંખ વ-
ગાડ્યા ગાજિ ॥ ૧૨ ॥

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोभवत्॥१३

[4]આનક, [5]ગોમુખ, [6]પણવને, શંખો, [7]ભેરી
જેહ, તરતજ વાગ્યાં તે પછી, શબ્દ થયો
મહા તેહ ॥ ૧૩ ॥

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यंदने स्थितौ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः॥१४

[8]શ્વેત [9]અશ્વવાલા મહત રથમાં સ્થિત પછી
સાર, કૃષ્ણાર્જુને બજાવિયા, દિવ્ય શંખ
નિરધાર ॥ ૧૪ ॥

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः।
पौंड्रं दध्मौ महाशंखं भीमकर्मा वृकोदरः॥१५

[10]પાંચજન્ય તો માધવે, [11]દેવદત્ત પાર્થેજ, [12]મ
હા પૌંડ્ર બજાવિયો, [13]ઘોરકર્મિ ભીમેજ. ૧૫

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ॥१६॥

કુંતીપુત્ર યુધિષ્ટિરે [14]અનંત વીજય સાર,
[15]સુઘોષ [16]મણિપુષ્પક બન્ને, [17]માદ્રિસુતે
નિરધાર ॥ ૧૬ ॥

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः॥१७

વલિ [18]અપરાજિત, સાત્યકી, ધૃષ્ટદ્યુમ્ન,
[19]મત્સ્યેશ, શિખંડી મહારથ, મહા ધનુષી
કાશિનરેશ ॥ ૧૭ ॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथि-
वीपते। सौभद्रश्च महाबाहुः शं-
खान्दध्मुः पृथक् पृथक्॥१८॥

અભિમન્યુ મહાબાહુ વલિ, દ્રુપદ, દ્રૌપદી-
તન્ન, સૌએ શંખ બજાવિયા, જુદા જુદા
રાજન્ન ॥ ૧૮ ॥

---

૧ નાના પ્રકારનાં. ૨ વ્યૂહમાં જવાના માર્ગ. ૩ ઉભેલા. ૪, ૫, ૬, ૭, વાજાંનાં નામ. ૮ સફેત. ૯ ઘોડા. ૧૦ વિષ્ણુનો શંખ. ૧૧ અરજુનનો શંખ. ૧૨ ભીમસેનનો શંખ. ૧૩ ભયંકર. ૧૪ યુધિષ્ટિરનો શંખ. ૧૫ નકુળનો શંખ. ૧૬ સહદેવનો શંખ. ૧૭ નકુલ-સહદેવ ૧૮ શત્રુએ નહિ જીતેલ. ૧૯ મત્સ્ય દેશનો રાજા વિરાટ.

स घोषो धार्तरा[illegible]णां हृदयानि व्यदारयत्।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् १९

ભેદ્યાં તુજ સુતનાં હ્રદય, મહાન શબ્દે તેજ,
[1]પ્રતિધ્વનીથી પૂરતાં, [2]નભપૃથ્વીનેસેજ ૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः॥२०॥

પછી [3]કપિધ્વજ અર્જુને [4]વ્યવસ્થીત તુજ તંન, જોઇ શસ્ત્ર ચાલૂ થિયે, ધનુષ ઉગામી રાજન્ન ॥ ૨૦ ॥

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

[5]હૃષીકેશને તે સમે, કહ્યું આમ મહિપાલ

## अर्जुन उवाच ॥

## અરજુન કહેછે.

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत २१

બને સૈન્યના મધ્યમાં,રથ રાખો ગોપાલ૨૧

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान्
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे॥२२

જ્યાંલગિજોઉં એહુજે,[6]યુદ્ધેચ્છુસ્થિત,નાથ,
મારેઆયુધને વિશે, વઢવું કેની સાથ॥૨૨॥

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः २३

વલિ દુર્યોધન દુષ્ટનું, યુધમાં પ્રિય ઇછનાર,
જે આ અહીં આવેલ છે,દેખું તે લડનાર૨૩

## संजय उवाच ॥

## સંજય કહેછે.

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम्२४

[7]ગુડાકેશથી એ રીતે, શુણિને પુરૂષોત્તમ,
બને સૈન્યના મધ્યમાં, રથ રાખી ઉત્તમ૨૪

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति२५

સર્વ રાયની પાસ વલિ, ભીષ્મ દ્રોણ સન્મૂખ, બોલ્યા જો તું પાર્થ આ, મળેલ, [8]કૌરવમૂખ ॥ ૨૫ ॥

तत्रापश्यत्स्थितान्पार्थः
पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रा-
न्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥

ત્યાં સ્થિત દીઠા અર્જુને, વડીલ ગુરૂ નિરધાર, કાકા મામા ભાઈ વળિ પૌત્ર સખા સુત સાર ॥ ૨૭ ॥

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयो-
रपि । तान्समीक्ष्य स कौंतेयः
सर्वान्बंधूनवस्थितान् ॥ २७ ॥

[9]શ્વશુર ને [10]સુહૃદોજ પણ, બને સૈન્યની માંય, સર્વ બંધુને જોઇ સ્થિત, કુંતી સુત તે ત્યાંય ॥ ૨૭ ॥

कृपया परयाविष्टो विषीदान्निदमब्रवीत् ।

પરં દયાથી યુકત થઇ, વદ્યો શોચતાં એમ,

---

૧ પડઘો. ૨ આકાશ. ૩ જેની ધ્વજામાં હનુમાનનું ચિન્હ છે. ૪ યુધના ઉદયોગ માટે ઉભેલા. ૫ કૃષ્ણ. ૬ યુદ્ધની ઇચ્છાવાલા. ૭ અરજુન. ૮ કૌરવોમાં મુખ્ય. ૯ સસરા. ૧૦ મિત્ર.

## अर्जुन उवाच ॥

દ્દષ્ટ્વેમં સ્વજનં કૃષ્ણ યુયુત્સું સમુપસ્થિતમ્‌ ૨૮

અરજુન કહેછે.

જોઇ કૃષ્ણ આ [1]સ્વજનને, યુદ્ધેચ્છુ સ્થિત જેમ ॥ ૨૮ ॥

सीदंति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते॥२९॥

મુજ [2]ગાત્રો ક્લેશાયછે, મુખ મુજ બહુ સૂકાય, કંપ શરીરે થાયછે, ખડા રોમ મુજ થાય ॥ ૨૯ ॥

गांडीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ३०

ગાંડિવ પડેછે હસ્તથિ, [3]ત્વચા બળે નિરધાર, ઉભી હું શકતો નથી, મુજ મન ભ્રમેજ સાર ॥ ૩૦ ॥

निमित्तानि च पश्यामि विपरीतानि केशव।
न च श्रेयोनुपश्यामि हत्वा स्वजनमाहवे ३१

વલિ કેશવ હું જોઉંછું, [4]નિમિત્ત ઉલટાં જેય, તેથી રણમાં બંધુહણિ, દેખું નહિં કંઇ [5]શ્રેય ॥ ૩૧ ॥

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च । किं नो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥

વિજય કૃષ્ણ, ઇછિતો નથી તેમ સૂખ નહિ રાજ, રાજ્ય ભોગ જિવિતે કરી, શું અમને મહારાજ ॥ ૩૨ ॥

येषामर्थे कांक्षितं नो राज्यं
भोगाः सुखानि च ।
त इमेवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा
धनानि च ॥ ३३ ॥

જેને માટે ઇચ્છિયે, ભોગ સૂખ ને રાજ, તેતો તજિ ધન પ્રાણને, આ ઉભા રણમાંજ ॥ ૩૩ ॥

आचार्याः पितरः पुत्रास्तथैव
च पितामहाः ।
मातुलाः श्वशुराः पौत्राः
श्यालाः संबंधिनस्तथा ॥ ३४ ॥

કાકા, ગુરૂ, પુત્રો તથા શ્વશૂર મામા સાર; શ્યાલા, પૌત્ર, પિતામહો, સંબંધી નિરધાર.

एतान्न हंतुमिच्छामि घ्नतोपि मधुसूदन । अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते ॥ ३५ ॥

ન ઇછું હણવા એમને, મુજને મારે તોય, રાજ્ય [6]ત્રિલોકી માટ પણ, [7]ભૂ અર્થે કિમ સોય ॥ ૩૫ ॥

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन । पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

વલિ કૌરવને મારિ શું, અમને લાભ જણાય, એ [8]આતતાઇને હણિ, પાપજ અમને થાય ॥ ૩૬ ॥

---

૧ સગા. ૨ અવયવ. ૩ ચામડી. ૪ ચિન્હ. ૫ કલ્યાણ. ૬ ત્રણ લોકનું. ૭ પૃથ્વી. ૮ બાળનાર, ઝેર દેનાર, હાથમાં શસ્ત્ર લઇ મારવા આવનાર, તથા ધન, ક્ષેત્ર અને સ્ત્રીનું હરણ કરનાર એટલા આતતાયિ કહેવાય છે.

तस्मान्नार्हा वयं हंतुं धार्तराष्ट्रान्स्वबांधवान्।
स्वजनंहिकथंहत्वा सुखिनःस्याम माधव३७

માટે બાંધવનેઅમે,હણુવાનેનહિંયોગ્ય,સ્વ-
જનોને માધવ હણી, થઈયેં કિમ સુખ
જોગ્ય ॥ ૩૭ ॥

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ३८

જો હણુાયલા લોભથી, દેખે નહિં કંઈ એહ;
દોષ [1]કુલક્ષયકૃત તથા, મિત્ર દ્રોહમાં જેહ

कथं न ज्ञेयमस्माभिःपापादस्मान्निवर्तितुम्।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन॥३९॥

પણ જનાર્દન કેમ અમે, દોષજ એ જો-
નાર, નિવૃત થવા આ પાપથી, નહિં કરિયેં
વીચાર ॥ ૩૯ ॥

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोभिभवत्युत॥४०॥

લય પામે કુલનાશથી, પુરાણુ જે કુલધર્મ,
ધર્મનાશથી કુલ બધે, વ્યાપી જાય અધર્મ.

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यंति कुलस्त्रियः।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः४१

અધર્મના જોરે કરી, કુલસ્રિયો દોષાય,કૃષ્ણ,
દુષ્ટ સ્રીઓ વિશે, સંકર વર્ણુજ થાય॥૪૧॥

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च।
पतंति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः४२

કુળઘાતીના વંશને સંકર નરકાર્થેજ, ક્રિયા
લુપ્ત એના પડે, પિતરોપણ નરકેં જ॥૪૨॥

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः। उ-
त्साद्यंते जातिधर्माःकुलधर्माश्च शाश्वताः४३

સંકર કારક દોષ જે, કુલ ઘાતીના એહ,ડુ-
બેજ તેથી જાતિ કુલધર્મો [2]શાશ્વત જેહ૪૩

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम४४

કુલધર્મોથી ભ્રષ્ટનો, વાસ નરકમાં સાર,
થાય નિત્ય હરિ, એ અમે, સાંભળિયે નિ-
રધાર ॥ ૪૪ ॥

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम्
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः४५

અરે મોટું પાપ અમે, કરવા થયા તૈયાર,
ઊભા રાજસુખાર્થ જે, બંધૂ હણુવા સાર.

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ४६

શસ્રધારી જો કૌરવો, સામે નહિં થાનાર,
શસ્ર રહિત મુજને હણે, તો મુજ હિત
નિરધાર ॥ ૪૬ ॥

संजय उवाच ॥

संजय કહેછે.

एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ
उपाविशत्। विसृज्य सशरं चापं
शोकसंविग्नमानसः ॥ ४७ ॥

એમ કહી રણુમાં પછી, મૂકી [3]બાણને [4]ચાપ
બેઠો અર્જુનરથવિશે,યુક્તશોકસંતાપ॥૪૭॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादेऽर्जुनविषादयोगो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

---

૧ કુળના ક્ષયથી થએલ. ૨ હમેશના. ૩ બાણુ. ૪ ધનુષ.

# ॥ अथ द्वितीयोऽध्यायः ॥

**संजय उवाच ॥**

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

**સંજય કહેછે.**

એમ દયાથી યુક્ત વલિ, [1]અશ્રુવ્યાપ્તજ નેણ,તે શોચંતાને કહે મધુસૂદન આ વેણ॥૧॥

**श्रीभगवानुवाच ॥**

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

**શ્રીભગવાન કહેછે.**

પાર્થ થયો મોહ ક્યાંથિ આ તુજને સંકટમાંય, [2]નીચજુષ્ટ, અસ્વર્ગ્ય વલિ અપયશ જેથી થાય ॥ ૨ ॥

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

થામા કાયર પાર્થ, એ ઘટે ન તુજને સાર, મૂકિ હૃદય [3]દૌર્બલ્યને, ઊઠ શત્રુ પિડનાર ૩

**अर्जुन उवाच ॥**

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ४

**અર્જુન કહેછે.**

ભીષ્મ દ્રોણ પ્રત્યેંજ હું, મધુસૂદન રણમાંય, કેમ વઢું બાણે કરી, મુજ એ પૂજ્ય મનાય ॥ ૪ ॥

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

અહીંજ [4]અર્થી ગુરૂને હણી જે, હું ભોગવું ભોગ રૂધીરથી તે, લિંપેલ, અહિં તેથિ ભિક્ષાજ સારી, [5]મહાનુભાવી ગુરૂને ન મારી૫

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

એઓ જિતે વા અમથી જિતાય, ન જાણિયે શ્યાથિ રૂડુંજ થાય, જેને હણીને જિવવા ન ચાહ્યેં, તે કૌરવે તો [6]પ્રમુખે ઉભાયે ॥ ૬ ॥

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥ ७ ॥

[7]દૈન્યે કરી નષ્ટ સ્વભાવવાલો, હું ધર્મમાં મૂઢ પુછું દયાલો, જે શ્રેય છે નિશ્ચિત તે કહોને, હું શિષ્યને આશ્રિતછું વહોને ॥૭॥

---

૧ આંસુથી ભરેલા. ૨ નીચ પુરૂષે સેવેલ. ૩ દુર્બલપણું. ૪ મતલબી. ૫ મોટા પ્રભાવવાળા. ૬ સન્મુખ. ૭ દુઃખથી થયેલ નમ્રવૃત્તિ.

नहि प्रपश्यामि ममापनुद्याद्
यच्छोकमुच्छोषणमिंद्रियाणाम्
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं
सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

પામું ભુમીનું અરિવીણ રાજ, થાઉં કદી હું વળિ દેવરાજ, જોતો નથી તોય કંઈ ઉપાય, જેથી [1]મુજે'દ્રી [2]શુષ શોક જાય॥૮॥

संजय उवाच ॥

સંજય કહેછે.

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतप ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूर्ष्णीं बभूवह९

હૃષીકેશને એમ વદિ, શત્રૂતપ અર્જુન, નહીં કરૂં યુધ, એમ કહિ, થયો [3]મૂક રાજન ॥ ૯ ॥

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः॥१०

બોલ્યા ત્યાં પછિ કૃષ્ણ,[4]નૃપ, હસ્તા હો. યનિ તેમ, બંને સૈન્યના મધ્યમાં, તે બો. ઢીને એમ ॥ ૧૦ ॥

श्रीभगवानुवाच ॥

શ્રીભગવાન કહેછે.

अशोच्यानन्वशोचस्त्वंप्रज्ञावादांश्चभाषसे
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः११

[5]અશોચ્યને શોચેછ તું, બોલેછ પંડિત વાણ, પણ પંડિત શોચે નહીં, મૃત જિવતાને જાણ ॥ ૧૧ ॥

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम्१२

કદી નહીં હું એમ નહિ, આ નૃપ ને તું તેમ, એમ હવે પછિ આપણે, નહિ હોયેં નહિ એમ ॥ ૧૨ ॥

देहिनोस्मिन्यथा देहे कौमारं योवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति॥१३॥

આ [6]વપુમાં જિવને, [7]શિશૂ, [8]યુવા [9]જ. રાવય હોય, તેમ પ્રાપ્તિ દેહ [10]અન્યતિ, નહીં ધીર ત્યાં મોય ॥ ૧૩ ॥

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुः-
खदाः । आगमापायिनोनित्यास्तां-
स्तितिक्षस्व भारत ॥ १४ ॥

શીત ઉષ્ણ સુખ દુઃખને, [11]વૃત્તિસ્પર્શ દેનાર, આવે, જાય, [12]અનિત્ય તે, સાંખી લે તું સાર ॥ ૧૪ ॥

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोमृतत्वाय कल्पते १५

સુખ દુખ [13]સમ ગણનાર જે, ધીર પુરૂષને એહ, કરે નહીં [14]નરવર [15]વ્યથા, પામે [16]મોક્ષજ તેહ ॥ ૧૫ ॥

---

૧ મારી ઇંદ્રિય. ૨ શોષણ કરનાર. ૩ મુંગો. ૪ રાજા. ધૃતરાષ્ટ્રનું સંબોધન છે. ૫ શોચ. ન કરવા લાયક. ૬ શરીર. ૭ શિશુવય—બાલ્યાવસ્થા. ૮ યુવા વય—યુવાન અવસ્થા. ૯ જરાવય—ઘડપણ. ૧૦ બીજા. ૧૧ ઇંદ્રિયોની વૃત્તિનો વિષયની સાથે સંબંધ. ૧૨ અસ્થિર. ૧૩ સમાન. ૧૪ નરમાં શ્રેષ્ઠ. ૧૫ પીડા. ૧૬ જન્મમરણથી છુટી બ્રહ્માનંદની પ્રાપ્તિ.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोंतस्त्वनयोस्तत्त्वदर्शिभिः १६

[1]ભાવ [2]અસતનો તોય નહિ, [3]સતનો નહીં [4]અભાવ, જાણ્યો નિર્ણય, એતણો, [5]તત્ત્વવિદોયે સાવ ॥ ૧૬ ॥

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति १७

તે અવિનાશી જાણ, સૌ, વ્યાપ્યું જેથે આય, કરવા લય [6]અવ્યય તણો, સમર્થ નહિ કો થાય ॥ ૧૭ ॥

अंतवंत इमे देहा नित्यस्योक्ताः
शरीरिणः अनाशिनोऽप्रमेयस्य
तस्माद्युद्ध्यस्व भारत ॥ १८ ॥

[7]અપ્રમેય અવિનાશિ નિત, આત્મા તેના દેહ, નાશવંત કહેવાય આ, તું યુધ કર માટેહ ॥ ૧૮ ॥

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ नविजानीतोनायंहंति न हन्यते १९

જે એને હણનાર વળિ, હણેલ માને જેહ, તે બન્ને જાણે નહીં, હણે હણાય ન એહ ૧૯

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

આ જન્મતો વા મરતો નથી આ, કદી થઇને ન બને ફરી આ, અજન્મ આ નિત્ય, પુરાણ, શાશ્વત્, હણે શરીરે ન હણાય આ સત્ ॥ ૨૦ ॥

वेदाविनाशिनं नित्यं य एनमजम-
व्ययम् । कथं स पुरुषः पार्थ कं
घातयति हंति कम् ॥ २१ ॥

અવ્યય નિત્ય અનાશિ [8]અજ, જાણે આને જેહ, અર્જુન કેને કઈ રિતે, હણે હણાવે તેહ ॥ ૨૧ ॥

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥२२॥

વસ્ત્રો જુનાં મૂકિ નરોજ જેમ, બીજાં ધરે વસ્ત્ર નવીન તેમ, શરીર જૂનાં ત્યજિ જીવ એહ, બીજાં ધરે દેહ નવીન જેહ ॥ ૨૨ ॥

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः २३

છેદે એને શસ્ત્ર નહિ, અગ્નિ નહિ બાળેહ, વાયૂ તો શોષે નહીં, જળ પણ નહિ સાડેહ ॥ ૨૩ ॥

---

૧ ત્રણે કાળમાં હોવાપણું. ૨ જગદાદિ પ્રપંચ. ૩ આત્મા. ૪ નાશ. ૫ આત્મતત્ત્વને જાણનાર. ૬ નાશરહિત. ૭ વેદાંતમાં કહેલાં પ્રત્યક્ષાદિ ૭ પ્રમાણે કરીને પણ પ્રમાણ કરવાને અશક્ય. ૮ જન્મરહિત.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥

એજ [1]અદાહ્ય [2]અશોષ્ય વળિ, [3]સ્થાણૂ ને [4]અકલેદ્ય નિત્ય, [5]સર્વગત અચલ છે, એ [6]સનાતન [7]અછેદ્ય ॥ ૨૪ ॥

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि २५

વળિ [8]અવ્યક્ત [9]અચિંત્ય એ, [10]અવિકાર્યજ કહેવાય, એવું જાણી, શોચ તું કરવા યોગ્ય ન થાય ॥ ૨૫ ॥

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि २६

જો એને નિત જન્મતો, મરતો માને તોય, મહાબાહુએશોચતું,કરવા યોગ્ય ન હોય.૨૬

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च। तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि २७

મરણ ખચિત જન્મેલને, મૃતને જન્મ ખચીત, ન ટળે એમાં શોચ તું, કરવા નહિજ ઉચીત ॥ ૨૭ ॥

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना २८

[11]અવ્યકતાદી [12]ભૂતછે, [13]વ્યકત [14]મધ્યમાં જાણ, અંતે પણ અવ્યકત છે, દુખ તેમાં શું માન ॥ ૨૮ ॥

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥२९॥

આશ્ચર્યવત્ કોઈ જુવેજ એને, આશ્ચર્યવત્ તેમજ કો કેહેને, આશ્ચર્યવત્ કોઈ શુણેજ એને, જાણે વળી નહિં શુણિ કોઇ તેને.૨૯

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत । तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥

આત્મા નિત્ય [15]અવધ્યએ, સર્વ ક્રિયે વધ દેહ, માટે સઉનો શોચ તું, કરવા યોગ્ય ન એહ ॥ ૩૦ ॥

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि । धर्म्याद्धि युध्दाच्छ्रेयोन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥

સ્વધર્મને પણ જોઈને, તું ન કંપવા જોગ, ક્ષત્રીને યુધથી બિજો, નથી શ્રેયનો યોગ.૩૧

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् । सुखिनःक्षत्रियाःपार्थलभंते युद्धमीदृशम् ३२

દૈવેચ્છાથી પ્રાપ્ત વળિ, સ્વર્ગ દ્વારરૂપ એહ, યુધને પામે ક્ષત્રિયો, સુખિયા હોયે જેહ૩૨

---

૧ દહન થવા અશકય. ૨ શોષણ થવા અશકય. ૩ એકજ રૂપે રહેનાર. ૪ પીડા કરવા અશકય. ૫ સર્વવ્યાપક. ૬ પુરાણ. ૭ છેદવા અશકય. ૮ ચક્ષુઆદિ ઇંદ્રિયોથી જણાય નહિ એવો. ૯ મનથી પણ ચિંતવા અશકય. ૧૦ વિકાર કરવા અશકય. ૧૧ નથી જણાતી માટે અવ્યકત એટલે પ્રકૃતિ છે આદિ જેને એવા. ૧૨ શરીર. ૧૩ જણાય એવા. ૧૪ સ્થિતિ કાળમાં. ૧૫ વધ કરવા અશકય.

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि । ततःस्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥

હવે ધર્મરૂપ યુદ્ધ આ, જો તું નહીં કરીશ, તો પછિ સ્વધર્મ કીર્તિને, ખોઈ પાપ પામીશ ॥ ૩૩ ॥

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् । संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

તુજઅવ્યય અપકીર્તિને, ગાશે લોક હમેશ, અપયશ, બહુમાનેલને,મરણથકીવીશેષ૩૪

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः । येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥

મહારથિ તુજને માનશે, ભયથી રણનિવૃત્ત, જેમાં બહુમત થઇ હવે, લઘુતા પામિશ સત્ત ॥ ૩૫ ॥

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः निंदंतस्तवसामर्थ्यं ततो दुखःतरंनु किम् ३६

[1]અવાચ્ય કહેશે બહુ વચન, તુજ શત્રુ વણીક, સામર્થ્યજ તુજ નિંદતાં, શું દુખ તેથી અધીક ॥ ૩૬ ॥

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् । तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥

પામીશ સ્વર્ગ હણાઇને, ભોગવીશ [2]મહિ જીતિ, માટે અર્જુન ઉઠ તું, કરિ નિશ્ચય યુધ રીતિ ॥ ૩૭ ॥

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ततो युद्धाय युज्यस्व नैवंपापमवाप्स्यसि ३८

સુખ દુખ જય ને અજય વળિ, લાભ અલાભજ જેહ, સમ ગણિ કર યુધ તું પછી, પાપ ન પામીશ એહ ॥ ૩૮ ॥

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु । बुद्ध्या युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि ॥ ३९ ॥

એ બુદ્ધી કહિ [3]સાંખ્યમાં શુણ [4]યોગે આ જુકત, થઇશ, જેણે યુકત તું, કર્મ બંધથી મુકત ॥ ૩૯ ॥

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते। स्वल्पमप्यस्यधर्मस्य त्रायतेमहतो भयात् ४०

એમાં નહિ આરંભનો, નાશ પાપ નહિ સાર, તારે મોટા ભય થકી, એનો સ્વલ્પાચાર ॥ ૪૦ ॥

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन । बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥

નિશ્ચયવાળી એક છે, એમા બુદ્ધી સાર, નિશ્ચય વિનાના જનતણિ, બુદ્ધીયોનો નહિ પાર ॥ ૪૧ ॥

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः । वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥

જે આ [5]પુષ્પિતવાણીને, અવિવેકી કહે સાર, [6]અર્થવાદત, એજ છે, નથી અન્ય, વદનાર ॥ ૪૨ ॥

---

૧ નહિ કહેવાય એવા, ૨ પૃથ્વી. ૩ કપિલ મહામુનિએ પ્રતિપાદન કરેલ શાસ્ત્ર. ૪ મહામુનિ પતંજલિએ પ્રતિપાદન કરેલ શાસ્ત્ર. ૫ કર્મકાંડ પ્રતિપાદક શ્રુતિ. ૬ ફલને કહેનારી શ્રુતિયોમાં આસકત.

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम्।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ४३

[1]સ્વર્ગઈષ્ટ, ને [2]કામી તે, [3]ફળદા એને
કેહ, સંપત્તિ ભોગાર્થે બહુ, ક્રિયાવાન પણુ
એહ ॥ ૪૩ ॥

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचे-
तसाम् । व्यवसायात्मिका बुद्धिः
समाधौ न विधीयते ॥ ४४ ॥

તેથી ચિત્ત હુરાયલા, સુખ ભોગે અસકત,
સમાધિમાં નહિ તેમની, નિશ્ચય બુદ્ધી
[4]સકત ॥ ૪૪ ॥

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो
भवार्जुन । निर्द्वंद्वो नित्यसत्वस्थो
निर्योगक्षेम आत्मवान् ॥ ४५

[5]ત્રીગુણ વિષયી વેદ છે, થા તું ત્રણે રહીત,
થઇ [6]દ્વંદ્વ [7]યોગક્ષેમ વિણ, બુધ નિત [8]સ-
ત્વેં સ્થીત ॥ ૪૫ ॥

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषुवेदेषु ब्राह्मणस्य विजानतः ४६

જે [9]ઉદપાને અર્થ તેં, સર્વ સરે [10]હૃદમાંય,
તેમ સર્વ વેદો તણું, ફલ જ્ઞાનીને થાય॥૪૬॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ४७

તુજ અધિકારજ કર્મમાં, નહિ કદિ ફલમાં
હોય, નહિજ કર્મ ફલ [11]હેતુ થા, નહિ
અકર્મ પણુ સોય ॥ ૪૭ ॥

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा
धनंजय । सिद्ध्यसिद्ध्योः समो
भूत्वा समत्वं योग उच्यते ॥ ४८ ॥

મૂકિ સંગ, રહિ યોગમાં, પાર્થ કર્મ કર સેજં,
સિદ્ધિ અસિદ્ધિ સમ ગણી, સમપણું યોગ
કહેજ ॥ ૪૮ ॥

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ४९

કર્મ,યોગથી[12]અધમછે,પાર્થ અતીશય સાર,
માટેથાયોગાશ્રયી,[13] કુપણોફલઇછનાર.૪૯

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते। तस्मा-
द्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ५०

યોગી અહિ મૂકીજ રે, સર્વ પાપ ને પુણ્ય,
માટેતુંયોગીજ થા, યોગ [14]કર્મનૈપુણ્ય.૫૦

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा
मनीषिणः । जन्मबंधाविनिर्मुक्ताः पदं
गच्छंत्यनामयम् ॥ ५१ ॥

કર્મતણું ફલ ત્યાગિને, યોગી જ્ઞાન જવાન,
જન્મબંધથી મુકત થઇ, સુખપદ પામે
મહાન ॥ ૫૧ ॥

---

૧ સ્વર્ગજ છે ઈષ્ટ જેને. ૨ ઇચ્છાવાન. ૩ ફલ આપનારી. ૪ તત્પર. ૫ સત્વાદિ ત્રણ ગુણ. ૬ સુખ-દુઃખાદિ. ૭ અપ્રાપ્તનો સ્વિકાર ને પ્રાપ્તનું પરિપાલન. ૮ શુદ્ધ સત્વગુણમાં. ૯ કૂપ વાવ, થોડા પાણીવાળું સ્થાન. ૧૦ મોટું તળાવ. ૧૧ કારણ. ૧૨ નિકૃષ્ટ, હલકું. ૧૩ દીન. ૧૪ કર્મમાં કુશળતા.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति। तदा गंतासि निर्वेदंश्रोतव्यस्य श्रुतस्यच ५२ .

[1]દુ-પ્રવેશ્ય મોહને યદા, તરશેતુજ [2]ધીસાર, ત્યારે[3]શ્રુત[4]શ્રોતવ્યનો, વિરાગપામિશ, ધાર.

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला। समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

વળિ નિશ્ચલ થાશે [5]યદા, ભ્રમીત તુજ ધી એહ, સમાધિમાં રહેશે અચલ, [6]તદા યોગ પામેહ ॥ ૫૩ ॥

अर्जुन उवाच ॥

અર્જુન પુછેછે.

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव। स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥

સમાધિસ્થ[7]સ્થિતપ્રજ્ઞનું, કેશવ લક્ષણ શૂંજ, તે બોલે બેસેજ શું, શું તેનૂં ફરવૂંજ ॥૫૪॥

श्रीभगवानुवाच ॥

શ્રીભગવાન કહેછે.

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्। आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥

સર્વે[8]મનોગતકામને, ત્યજેપાર્થજ્યારેહ, રહે ખુશ પોતેંઆત્મમાં, સ્થિતપ્રજ્ઞજ ત્યારેહ. ૫૫

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः। वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ५६

દુખમાં મન [9]ઉદ્વિગ્ન નહિ, નહિ ઇચ્છા સુખમાંય, રહિત [10]રાગ ભય ક્રોધથી, સ્થિતધી મુનિ કેહેવાય ॥ ૫૬ ॥

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम्। नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ५७

સ્નેહ રહિત સૌમાંજ જે, શુભ અશુભ પામીજ, કરે નહીં દ્વેષસ્તુતી, સ્થિત બુદ્ધિ તેનીજ ॥ ૫૭ ॥

यदा संहरते चायं कूर्मोऽगानीव सर्वशः। इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥

જ્યારે એ ખેંચી લિયે, [11]કૂર્મ અંગવત સાર, [4]વિષય થકી સૌ ઇંદ્રિયો, સ્થિતધી તેની ધાર ॥ ૫૮ ॥

विषया विनिवर्तंते निराहारस्य देहिनः। रसवर्जं रसोप्यस्य परं दृष्ट्वा निवर्तते ५९

વિષય ટળેઉપવાસિને, પણનહિ રાગ ટળેજ, પરં બ્રહ્મને જોઇને, એને રાગ મટેજ॥૫૯॥

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः। इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ६०

પણ ઉદ્યોગિ વિવેકીનું, મન હરેજ કૌંતેય, બળે કરી તે ઇંદ્રિયો, [12]ક્ષોભક કહિયે જેય ૬૦

---

૧ દુખે કરી પ્રવેશ થાય એવો. ૨ બુદ્ધિ. ૩ સાંભળેલું. ૪ સાંભળવાલાયક. ૫ જ્યારે. ૬ ત્યારે. ૭ સ્થિર બુદ્ધિવાળો. ૮ મનમાં રહેલા. ૯ અસ્વસ્થ. ૧૦ પ્રીતિ. ૧૧ કાચબો. ૪ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષયો કહેવાય છે. ૧૨ ક્ષોભ કરનારી.

| | |
|---|---|
| तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः। वशेहि यस्येंद्रियाणि तस्यप्रज्ञा प्रतिष्ठिता ६१ | તે સૌ વશ કરિને રહે, [1]મત્પર યોગી સાર, જેને વશછે ઇન્દ્રિયો,તેનીસ્થિતધી ધાર.૬૧ |
| ध्यायतो विषयान्पुंसः संगस्ते- षूपजायते । संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥ | વિષય ધ્યાન કરનારનો, તેમાં સંગજ થાય, સંગે કામજ થાય છે, કામે ક્રોધ કરાય॥૬૨॥ |
| क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृति- विभ्रमः । स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बु- द्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥ | ક્રોધે મોહજ થાયછે, સ્મૃતિ [2]વિભ્રમ મોહ- થીજ, બુદ્ધિનાશ સ્મૃતિનાશથી, થાય નાશ તેથીજ ॥ ૬૩ ॥ |
| रागद्वेषावियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन्। आ- त्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ६४ | રાગ દ્વેષ વિણ વશ વળી, ઇંદ્રિય,તેણે સાર, ભોગવતાં વિષયીજ પણ, થાય શાંત મુનિ ધાર ॥ ૬ ૬૪ ॥ |
| प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते। प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते॥६५ | શાંતીથી એનાજ સૌ, દુઃખ નાશ થઈ જા- ય, પ્રસન્ન ચીતવાલાજની, સ્થિર મતિ ત- રતજ થાય ॥ ૬૫ ॥ |
| नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना । न चाभावयतः शांतिर- शांतस्य कुतः सुखम् ॥ ६६ ॥ | ન આત્મબુદ્ધિ અયોગિને, નહીં ધ્યાન પણ તેમ, અધ્યાનીને શાંતિ નહિ, અશાંતને સુખ કેમ ॥ ૬૬ ॥ |
| इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते। तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ६७ | મન ઇંદ્રિયોમાંયથી, જેની પાછળ જાય, હરે મતી તે એનિ જેમ, વાયુ નાવ જલ- માંય ॥ ૬૭ ॥ |
| तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः । इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥ | માટે નિવૃત વિષય થકી, ઇંદ્રિય સૌ જે નીજ, મહાબાહો તું જાણજે, સ્થિર બુદ્ધિ તેનીજ ॥ ૬૮ ॥ |
| या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी । यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥ | જાગે મુનિ તે [3]રાત્રિમાં, સર્વ [4]ભૂતની જે- હ, જાગે જેમાં પ્રાણિયો, [5]રાત્રિ મુનીની તેહ ॥ ૬૯ ॥ |

---

૧ મારા આત્મસ્વરૂપમાં તત્પર. ૨ ભ્રમ. ૩ જ્ઞાનરૂપી રાત્રી. ૪ પ્રાણિ. ૫ અજ્ઞાનરૂપી રાત્રી.

आपूर्यमाणमचलप्रतिष्ठं
　समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामायं प्रविशंति सर्वे
　स शांतिमाप्नोति न कामकामी ॥७०॥

મર્યાદિ ને પૂર્ણ 'સમુદ્રમાં જેમ, સમાય પાણી નદિયો તણાં તેમ, જેમાં બધી જાય ઇચ્છા સમાઈ, તે શાંતિ પામે નહિ કામિ ભાઈ ॥ ૭૦ ॥

विहाय कामान्यः सर्वान्पुमांश्चरंति निःस्पृहः । निर्ममो निरंहकारः स शांतिमाधिगच्छति ॥ ७१ ॥

બધિ ઇચ્છાને મૂકિને, નિસ્પૃહ[1] થઇ જે રેહ, [2]નિર્મમ [3]નિરહંકાર તો, શાંતિ પામે તેહ ॥ ૭૧ ॥

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति । स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥

એ [4]બ્રાહ્મી સ્થિતિ પાર્થ છે, મોહ્ય નએને પામિ, અંતે પણ એમાં રહી, પામે મોક્ષ અકામિ ॥ ૭૨ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

૧ ઇચ્છારહિત. ૨ મમતારહિત. ૩ અહંકારરહિત. ૪ બ્રહ્મજ્ઞાનનિષ્ટા.

# ॥ अथ तृतीयोऽध्यायः ॥

### अर्जुन उवाच ॥

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव १

ध्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् २

### श्रीभगवानुवाच ॥

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ। ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति४

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्।
कार्यते ह्यवशः कर्म सर्वैः प्रकृतिजैर्गुणैः॥५॥

कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन्। इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥ ६ ॥

यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन।
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ७

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मणः ८

### અરજુન પૂછેછે.

જ્ઞાન, કર્મથી શ્રેષ્ઠ છે, માનાછો જો એમ,
તો હરિ જોડોછો મને, ઘોર[2]કર્મમાં કેમ॥૧॥

મિશ્રિત વાકયે મુજમતી, ભ્રમાવોછ ર્વાર્ષ્ણેય, એક[2]વદો નિશ્ચય કરી, પામૂં જેણે શ્રેય ॥ ૨ ॥

### શ્રીભગવાન કહેછે.

અપાપ, પ્રથમ આ લોકમાં, નિષ્ઠા કહિ બે મેંજ, [3]સાંખ્યોને જ્ઞાને કરી, યોગીને કર્મેજ ॥ ૩ ॥

કર્મના [4]અનારંભથી, નર પામે નહિ જ્ઞાન, તેમ માત્ર [5]સંન્યાસથી, મોક્ષ ન પામે જાણ ॥ ૪ ॥

વિના કર્મ ક્ષણ એક પણ, નહિ કદિ કોઇ રહેજ, સ્વાભાવિક ગુણથી [6]અવશ, થઇ સૌ કર્મ કરેજ ॥ ૫ ॥

[7]કર્મેન્દ્રિયને વશ કરી, વિષયોને મનમાય,
કરી યાદ રહે મૂઢ જે, દંભી તે કહેવાય॥૬॥

પણ મનથી [8]જ્ઞાનેંદ્રિયો, કરી વશ અસક્ત જેહ, કર્મેન્દ્રિયથી આચરે, કર્મ શ્રેષ્ટ છે તેહ ॥ ૭ ॥

કર્મ અકર્મથિ શ્રેષ્ઠ છે, તું કર કર્મ હમેશ, તુજ શરીર નિર્વાહ પણ, નહી અકર્મથી લેશ ॥ ૮ ॥

---

૧ વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયલા. ૨ કહો. ૩ સાંખ્યશાસ્ત્ર જાણનાર. ૪ આરંભ ન કરવો તે. ૫ ત્યાગ ૬ પોતાને વશ નહિ. ૭ વાણી, હાથ, પગ, ગુદ તથા મૈથુનઈદ્રિય, એ પાંચ કર્મેન્દ્રિય કહેવાયછે. ૮ કાન, ચામડી, આંખ, જીભ, અને નાક, એ પાંચ જ્ઞાનેંદ્રિય કહેવાયછે.

| | |
|---|---|
| यज्ञार्थात्कर्मणोन्यत्र लोकोयं कर्मबंधनः। तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥९॥ | છે બંધન આ લોકને, કર્મ યજ્ઞ સીવાય, તે અર્થે કર કર્મ તું, જેમ સંગ વિણુ થાય ॥ ૯ ॥ |
| सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः। अनेन प्रसविष्यध्वमेषवोस्त्विष्टकामधुक् १० | કહ્યું સયજ્ઞ પ્રજા સૃજિ, બ્રહ્માયે સૌ પહેલ, આણે પામો વૃદ્ધિ એ, હો તમ ફળદા સહેલ ॥ ૧૦ ॥ |
| देवान्भावयतानेन ते देवा भावयंतु वः । परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ११ | આથિ વધારો દેવને, તમને તે નિરધાર, એમ પરસ્પર પોષતાં,શ્રેય પામશો સાર૧૧ |
| इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः १२ | યજ્ઞે ભાવિત દેવ એ, દેશે તમ ઇચ્છીત, પ્રાપ્ત એથિ એને ન દઈ, ખાય ચોર ખચીત ॥ ૧૨ ॥ |
| यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः। भुंजते ते त्वघंपापा ये पचंत्यात्मकारणात् १३ | યજ્ઞ [1]શિષ્ટ ખાનાર, સૌ પાપોથી મૂકાય, રાંધે પોતા માટે તે, પાપી પાપજ ખાય ॥ ૧૩ ॥ |
| अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः । यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः १४ | થાય અન્નથી પ્રાણિયો, વર્ષાદે તો અન્ન, [2]યજ્ઞે વર્ષા કર્મથી, યજ્ઞ થાય ઉત્પન્ન ॥૧૪॥ |
| कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् । तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् १५ | કર્મ વેદથી થાય છે,વેદ [3]અક્ષરથી જાણુ,માટે વ્યાપક બ્રહ્મ તું, નિત્ય યજ્ઞમાં માન ॥૧૫॥ |
| एवं प्रवर्तितं चक्रं नानुवर्त्तयतीह यः । अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति१६ | એમ વર્તાતા ચક્રને,અનૂસરે નહિ જેહ,રમે ઇંદ્રિયે પાપિ તે, વૃથા પાર્થ જીવેહ ॥૧૬॥ |
| यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः। आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते१७ | પણુ જે હોયે [4]આત્મરત, આત્મતૃપ્ત પણુ સોય, આત્મામાં સંતુષ્ટ તો, તેને કર્મ ન હોય ॥ ૧૭ ॥ |
| नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन । न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः१८ | તેને કર્મ અકર્મથી, પુણ્ય પાપ નહિ આહિ, મોક્ષર્થે સૌમાં નહીં, તેને આશ્રય કાંઇ. ૧૮ |
| तस्मादसक्तःसततं कार्यं कर्म समाचर । असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः१९ | માટે નિત્ય અસકત રહિ, કાર્ય કર્મ કર સાર, કરતાં કર્મ અસકત નર, પામે મોક્ષજ ધાર ॥ ૧૯ ॥ |

---

૧ શેષ. ૨ યજ્ઞમાં આપેલી આહુતિ સૂર્યને પહોંચે છે ને સૂર્યથી વર્ષાદ થાયછે એમ શ્રુતિ સ્મૃતિમાં કહ્યું છે. ૩ બ્રહ્મ. ૪ આત્મામાંજ પ્રીતિવાળો.

| | |
|---|---|
| कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।<br>लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि॥२०॥ | કર્મથીજ જ્ઞાની થયા, જનકાદી જે રાય,<br>લોકાર્થે જોતાંજ તું, કરવાં યોગ્યજ થાય॥૨૦॥ |
| यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः।<br>स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते॥२१॥ | શ્રેષ્ઠ લોક જે આચરે, જન બીજા પણ<br>તેજ, પ્રમાણ પણ તે જે કરે, કરે લોક<br>પણ એજ ॥ ૨૧ ॥ |
| न मे पार्थास्ति कर्त्तव्यं त्रिषु लोकेषु किंचन।<br>नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्माणि॥२२॥ | પાર્થ નથી ત્રણ લોકમાં, મુજને કૈં [1]કૃ-<br>ર્તવ્ય, તોપણ વર્ત્તું કર્મમાં, નહિ જોકે [2]પ્રા-<br>પ્તવ્ય ॥ ૨૨ ॥ |
| यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः।<br>मम वर्त्मानुवर्त्तंते मनुष्याः पार्थ सर्वशः २३ | કદિ વર્ત્તું નહિ કર્મમાં, સાવધાન હું સાર,<br>તો વર્ત્તે મુજ રીત સૌ, મનુષ્ય સર્વ પ્ર-<br>કાર ॥ ૨૩ ॥ |
| उत्सीदेयुरिमे लोका न कुर्यां<br>कर्म चेदहम्। संकरस्य च कर्त्ता<br>स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥ | જો હું કર્મ કરૂં નહીં, થાય લોક આ ભ્રષ્ટ,<br>હું સંકર કર્ત્તા બનું, પ્રજા કરૂં આ નષ્ટ ૨૪ |
| सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत।<br>कुर्याद्विद्वांस्तथासक्ताश्चिकीर्षुर्लोकसंग्रहम् २५ | અજ્ઞ, કર્મમાં સક્ત થઇ, કરેછે કર્મો જેમ,<br>લોકાર્થેજ અસંગિ બનિ, કરે જ્ઞાનિ પણ<br>તેમ ॥ ૨૫ ॥ |
| न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसं-<br>गिनाम्। जोषयेत्सर्वकर्माणि<br>विद्वान्युक्तःसमाचरन् ॥ २६ ॥ | કરાવેજ સૌ કર્મ નહિ ભેદ બુદ્ધિ. ધાર,<br>કર્મસંગિઅજ્ઞાની, યુક્તઆચરી સાર. ૨૬ |
| प्रकृतेः क्रियमाणानि गुणैःकर्माणिसर्वशः।<br>अहंकारविमूढात्मा कर्त्ताहमिति मन्यते२७ | કરાય સૌ, ઈંદ્રિય વડે, કર્મો અર્જુન જેહ,<br>કર્ત્તા તેનો હું જઇમ, [3]વિમૂઢ માની લેહ.૨૭ |
| तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः।<br>गुणा गुणेषु वर्त्तंत इति मत्वा न सज्जते॥२८ | પણ ગુણ કર્મથિ આત્માને, ભિન્નજ જાણે<br>જેહ, ઈંદ્રિય વર્ત્તે વિષયમાં, માનિ અકર્ત્તા<br>રેહ ॥ ૨૮ ॥ |
| प्रकृतेर्गुणसमूढाः सज्जंते गुणकर्मसु। तानकृ-<br>त्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् २९ | સજ્જ થાય [4]ગુણકર્મમાં, [5]પ્રકૃતીગુણથી<br>અજ્ઞ, તે અજ્ઞાની મંદને, ભેદે નહિ સર્વજ્ઞ.૨૯ |

[1] કરવા યોગ્ય. [2] પામવા યોગ્ય. [3] અજ્ઞાની. [4] ઈંદ્રિયનાં કર્મ. [5] સત્વ, રજ અને તમ.

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा । निराशीर्निर्ममो भूत्वा युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥

[1]અધ્યાત્મ ચિત્ત વડે સઉ, અર્પી મુજને કર્મ, ઇચ્છા મમતા તાપને, મૂકી કર યુધ ધર્મ ॥ ૩૦ ॥

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः । श्रद्धावंतोनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ३१

આ મુજ મતથી માનવો,સદાય વર્ત્તે જેહ, અનિંદતાં રાખી શ્રધ્ધા, છૂટે કર્મથિ તેહ૩૧

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् । सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥३२ ॥

પણ જે આને નિંદતાં, વર્ત્તે નહિ મુજ રીત, તે મૂઢોને જાણ તું, નષ્ટ વિવેક રહીત ૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानापि । प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति३३

[2]પ્રકૃતીને સૌ અનુસરે, કરશે [3]નિગ્રહ કેમ, પ્રકૃતી સરખું આચરે,જ્ઞાનવાનપણએમ.૩૩

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ । तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ३४

ઇંદ્રિયના, વિષયો વિશે, રાગ દ્વેષ બે જેહ, તેને વશ થાવું નહીં, શત્રુ [4]એના તેહ.૩૪

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ३५

પર ધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ, સ્વધર્મમાં મરવું ભલું, ભય આપે પર ધર્મ ॥ ૩૫ ॥

## अर्जुन उवाच ॥

## અરજુન પૂછેછે.

अथ केन प्रयुक्तोयं पापं चरति पूरुषः । अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

પણ બળાથી યોજેલ વત, કૃષ્ણ, ન ઇચ્છે તોય, પુરૂષ આચરે પાપ, એ કેણે પ્રેરિત હોય ॥ ૩૬ ॥

## श्रीभगवानुवाच ॥

## શ્રીભગવાન કહેછે.

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ३७

રજો ગૂણથી થાય, એ કામ, ક્રોધ પણ એ-જ, મહા પાપિ બહુ અહારિ, અહિં, જાણ શત્રુ એનેજ ॥ ૩૭ ॥

धूमेनाव्रियते वन्हिर्यथाऽऽदर्शो मलेन च । यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ३८

છાદિત અગ્નિ ધૂમથિ, [5]દર્પણ મલથી જેમ, ગર્ભ [6]જરાયૂયે કરી, જ્ઞાનજ તેણે એમ.૩૮.

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा । कामरूपेण कौंतेयदुष्पूरेणानलेन च ॥३९॥

નિત્ય વૈરિ એ જ્ઞાનિનો, કામરૂપ દુષ્પૂર્ણ, અગ્ની, તેણે ઢાંકિયું, જ્ઞાન પાર્થ સંપૂર્ણ.૩૯

---

[1] જ્ઞાનયુક્ત. [2] સ્વભાવ. [3] ઇંદ્રિયોને વશ કરવી. [4] જ્ઞાનીના. [5] અરીસો. [6] ગર્ભને વિંટેલ ચર્મ.

| | |
|---|---|
| इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते। एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ४० | એને, મનમતિ ઇંદ્રિયો, આશ્રય, તેણે સાર, કરે જીવને મોહ એ, ઢાંકિ જ્ઞાન નિરધાર ॥ ૪૦ ॥ |
| तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ। पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥ | માટે ઇંદ્રિયને પ્રથમ, વશ કરિ એને મૂક, ટળે [1]જ્ઞાન [2]વિજ્ઞાન, એ પાપીથીજ અચૂક ॥ ૪૧ ॥ |
| इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः। मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः॥४२ | વિષય થકી [3]પર ઇન્દ્રિયો, છે પર તેથી મન, મનથી પર બુદ્ધીજ છે, પર તેથી આત્મન ॥ ૪૨ ॥ |
| एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना। जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम्॥४३ | એમ જાણિ પર, બુદ્ધિથી, કરિ મન ધીયે સ્થીર, જીત [4]દુરાસદ શત્રુ એ, કામરૂપ રણધીર ॥ ૪૩ ॥ |

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगोनाम तृतीयोऽध्यायः ॥ ३ ॥

---

૧ આત્મજ્ઞાન. ૨ શાસ્ત્રીયજ્ઞાન. ૩ શ્રેષ્ટ. ૪ અસાધ્ય.

# ॥ अथ चतुर्थोऽध्यायः ॥

**श्रीभगवानुवाच ॥**

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम्। विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत्॥१॥

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः।
स कालेनेह महता योगो नष्टः परंतप॥२॥

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः। भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

**अर्जुनउवाच ॥**

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः। कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति४

**श्रीभगवानुवाच ॥**

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन। तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप॥५

अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन्। प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥

यदा यदा हिं धर्मस्य ग्लानिर्भवति भारत। अभ्युत्थानमधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ८॥

**શ્રીભગવાન કહેછે.**

કહ્યો સૂર્યને યોગ આ, અવ્યય, મેં નિરધાર,
સૂર્યે મનુને તેમણે, ઇક્ષ્વાકૂને સાર ॥ ૧ ॥

રાજર્ષી જાણેછ, ઈમ, પ્રાપ્ત પરંપર એહ,
મહત કાળના અંતરે,નાશ થયોછે જેહ॥૨॥

તેજ પુરાતન યોગ આ, [1]રહસ્ય ને ઉત્તમ, કહ્યો તને મેં આજ, તું, ભક્ત સખ। [2]સત્તમ ॥ ૩ ॥

**અરજુન પુછેછે.**

જન્મ આપનો આ સમય, સૂર્ય તણો તો પહેલ, હું એ જાણું કેમ, જે, આપે પ્રથમ કહેલ ॥ ૪ ॥

**શ્રીભગવાન કહેછે.**

થયા જન્મ મુજ બહુ વળી, તારા પણુ કૌંતેય, જાણું હું તે સર્વને, તું જાણે નહિ જેય ॥ ૫ ॥

અજ,અવિનાશી, ઇશ હું, ભૂતોનો, પણુ સાર, સ્વીકારી નિજ [3]પ્રકૃતિ લોં, ઇચ્છાયે અવતાર.॥ ૬ ॥

થાયજ હાની ધર્મની, જ્યારે ભારત વીર,
વૃદ્ધી થાય અધર્મની, ત્યારે ધરૂં શરીર.૭

કરવા રક્ષા સાધુની, પાપીયોને ઠાર, ધર્મ સ્થાપવા હું ધરૂં,યુગ યુગમાં અવતાર॥૮॥

---

૧ છુપું. ૨ શ્રેષ્ટ. ૩ માયા.

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः । त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन९

જાણે તત્વથિ દિવ્ય મુજ, જન્મ કર્મ ઇમ જેહ, દેહ તજી પામે મને, નહિ ફરિ જન્મે તેહ ॥ ૯ ॥

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः । बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः॥१०

મૂકિ રાગ ભય ક્રોધને, મુજ આશ્રિતે [૧]મુજબુદ્ધ, બહુ પામ્યા મુજ ભાવને, જ્ઞાન તપેં થઇ શુદ્ધ ॥ ૧૦ ॥

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् । मम वर्त्मानुवर्त्तंते मनुष्याः पार्थ सर्वशः११

જેમ નરો મુજને ભજે, તેમ ભજું હું સાર, પાર્થ ભજેસૌ માનવો,મુજને સર્વ પ્રકાર.૧૧

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः । क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥

અહીંજ દેવોને ભજે, કર્મસિદ્ધિ ઇચ્છનાર, થાય પાર્થ આ લોકમાં,કર્મસિદ્ધ તત્કાળ.૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः । तस्यकर्त्तारमपिमांविद्ध्यकर्त्तारमव्ययम्१३

ગુણ કર્મોના ભેદથી, સૃજી જાત મેં ચાર, કર્તા તેનો પણ મને,અકર્તા અવ્યય ધાર.૧૩

न मां कर्माणि लिंपंति न मे कर्मफले स्पृहा । इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते ॥ १४ ॥

કર્મ મને લેપે નહીં, નહિ ઇચ્છા ફલમાંય, જાણે મુજને એ રિતે, નહિ કર્મ બંધાય૧૪

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः । कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्॥१५

કર્યાં પૂર્વ [૨]મુમુક્ષુયેં, કર્મો જાણી એમ, માટે તું પણ પૂર્વથી, થતાં કર્મ કર તેમ ॥ ૧૫ ॥

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः । तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १६ ॥

શું અકર્મને કર્મ છે, કવિ પણ એમાં મોય, તુજને કૌં તે કર્મ, જે, જાણિ અશુભને ખોય ॥ ૧૬ ॥

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः। अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः१७

[૩]કર્મ તથા [૪]વીકર્મનું, તત્વ જાણવા યોગ્ય, [૫]અકર્મનું પણ એમ, એ, કર્મગતી [૬]દુર્બોધ્ય ॥ ૧૭ ॥

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः।स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत्१८

જે અકર્મ તો કર્મમાં, [૭]કર્મ અકર્મમાં જોય, શ્રેષ્ઠ યોગિ તે લોકમાં, સર્વ[૮]કર્મકૃત હોય.૧૮

---

૧ મારા આત્મસ્વરૂપમાંજ બુદ્ધિ રાખનાર. ૨ મોક્ષની ઇચ્છાવાળા. ૩ શાસ્ત્રે કહેલ કર્મ. ૪ શાસ્ત્રેનિષેધ કરેલ કર્મ. ૫ કર્મ ન કરવાપણું. ૬ દુઃખે કરી જણાય એવી. ૭ બંધન. ૮ કર્મકરનાર.

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुःपंडितं बुधाः१९

જેના સૌ આરંભ છે, ફલ સંકલ્પ રહિત,
જ્ઞાનવડે તે શુદ્ધને, જ્ઞાની કહે પંડીત॥૧૯॥

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः। कर्मण्याभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

મૂકી કર્મ ફલ સંગ, વિણુ આશ્રય, તૃપ્ત હુમેશ, કર્મ કરે જો કે સદા, તોય કરે નહિ લેશ ॥ ૨૦ ॥

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः। शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

[1]વશમન, આશા રહિત નર, મૂકિ સર્વ સંસાર, શરિર કર્મ કરતાંજ, નહિ પામે પાપ લગાર ॥ ૨૧ ॥

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः। समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबद्ध्यते ॥ २२ ॥

સંતુષ્ટ દૈવકૃત્ લાભથિ, વૈર દ્વંદ્વ વિણુ જેહ, સમ વલિ સિદ્ધિ અસિદ્ધિ, તો, કરી કર્મ છુટેહ ॥ ૨૨ ॥

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते॥२३॥

જ્ઞાની, મુકત, અસંગિ જે, યજ્ઞ માટે કરનાર, કર્મ બધાં તો, તે તણાં, લય પામે નિરધાર ॥ ૨૩ ॥

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम्।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना॥२४॥

[2]બ્રહ્માર્પણ [3]બ્રહ્માગ્નિમાં, [4]હુત [5]બ્રહ્મે, [6]હવિ બ્રહ્મ, [7]બ્રહ્મકર્મ[8]સમાધિયે, પમાય તેણુ બ્રહ્મ ॥ ૨૪ ॥

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥२५॥

કરે [9]દૈવ યજ્ઞજ વળી, કર્મયોગિ જે હોય,
બ્રહ્માગ્નિમાં યજ્ઞને, [10]યજ્ઞે હોમે કોય॥૨૫॥

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति। शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

બીજા [11]સંયમ અગ્નિમાં, હોમે [12]શ્રોત્રાદીય, [13]ઇંદ્રિયાગ્નિમાં અન્ય વળિ, હોમે [14]શબ્દાદીય ॥ ૨૬ ॥

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते२७

ઈંદ્રિ પ્રાણનાં, કર્મ સૌ, અન્યે હોમ કરાય, [15]આત્મસંયમ અગ્નિ જે, જ્ઞાન [16]દીપતેમાય ॥ ૨૭ ॥

---

૧ મન વશ્ય કરનાર. ૨ યજ્ઞ પાત્ર પણુ બ્રહ્મરૂપ. ૩ અગ્નિ પણુ બ્રહ્મરૂપ. ૪ હોમેલું. ૫ યજમાનાદિ હોમનાર પણુ બ્રહ્મરૂપ. ૬ હોમ કરવાનાં અન્ન પણુ બ્રહ્મરૂપ. ૭ કર્મ પણુ બ્રહ્મરૂપ. ૮ ચિત્તની એકાગ્રતા. ૯ ઈંદ્રાદિ દેવતું બ્રહ્મ બુદ્ધિવિના જેમાં યજન થાયછે તે. ૧૦ ઉપર કહેલ બ્રહ્માર્પણાદિ બુદ્ધિયે. ૧૧ ઈંદ્રિયનિગ્રહ. ૧૨ જ્ઞાનેંદ્રિય. ૧૩ ઇંદ્રિયરૂપ અગ્નિ. ૧૪ પાંચ વિષય. ૧૫ આત્મામાં એકાગ્રતા. ૧૬ પ્રકાશમાન.

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे।
स्वाध्यायज्ञानयज्ञाश्चयतयःसंशितव्रताः२८.

દ્રવ્ય, યોગ, તપરૂપ વલિ, યજ્ઞ કરે બહુ જાણુ, વેદજ્ઞાન રૂપ યજ્ઞ તો, બીજા યતિ વ્રતવાન ॥ ૨૮ ॥

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं
तथाऽपरे। प्राणापानगती रुद्ध्वा
प्राणायामपरायणाः ॥ २९ ॥

વલિ કો પ્રાણુાયામિયો, રૂંધી [1]પ્રાણુ [2]આ-પાન, અપાન હોમે પ્રાણુમાં, તેમ અ-પાને પ્રાણુ ॥ ૨૯ ॥

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः३०

[3]નિયત અહારિ કો પ્રાણુમાં, પ્રાણુજ હોમી દેય, યજ્ઞે શુદ્ધ થયેલ સો, [4]યજ્ઞવીદછેએય૩૦

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म
सनातनं। नायं लोकोऽस्त्ययज्ञस्य
कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥

યજ્ઞશિષ્ટ અમૃત ભુજી, પામે શાશ્વત બ્રહ્મ, અયજ્ઞિને આ લોક નહિ, કેમ અન્ય, સ-ત્તમ ॥ ૩૧ ॥

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो
मुखे। कर्मजान्विद्धि तान्सर्वानेवं
ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥

કયા વેદના મુખ વિશે, બહુ વિધ યજ્ઞો એમ, [5]કર્મજ સર્વે જાણુ તે, છુટિશ જાણી તેમ ॥ ૩૨ ॥

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते३३

પાર્થ દ્રવ્યમય યજ્ઞથી, જ્ઞાન યજ્ઞ વીશેષ, સમાય સર્વે જ્ઞાનમાં, અર્જુન કર્મ અશેષ૩૩

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः३४

કરિ સેવા [6]પ્રણિપાત વલિ, પ્રશ્ન કરીને જાણુ, [7]તત્વદર્શિ જે જ્ઞાનિ તે, કહેશે તુ-જને જ્ઞાન ॥ ૩૪ ॥

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्य-
सि पांडव। येन भूतान्यशेषेण
द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

જે જાણી ઇમ મોહને, ફરિ તું નહિ પા-મીશ, જેણે [8]નિજ ને [9]મુજ વિશે, ભૂત માત્ર દેખીશ ॥ ૩૫ ॥

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः
पापकृत्तमः। सर्वं ज्ञानप्लवेनैव
वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥

જો કે પાપી સર્વથી, અધિક પાપિ હોઈ-શ, તોય જ્ઞાનરૂપ નાવથી, પાપ સમુદ્ર તરીશ ॥ ૩૬ ॥

---

૧ શરીરમાંનો પ્રાણવાયુ. ૨ શરીરમાંનો આપાનવાયુ. ૩ નિયમસર ૪ યજ્ઞ જાણુનારા ૫ કર્મથી થનારા. ૬ દંડવત, નમસ્કાર. ૭ બ્રહ્મને જોનારા. ૮ તારા પોતાના આત્મસ્વરૂપમાં. ૯ મારા આત્મસ્વરૂપમાં.

| | |
|---|---|
| यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेर्जुन । ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥ | બળતો અગ્ની કાષ્ઠને ભસ્મ કરેછે જેમ, સર્વ કર્મ,જ્ઞાનાગ્નિ પણ,ભસ્મ કરેછેતેમ.૩૭ |
| नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ ३८ ॥ | પવિત્ર નહિ આ લોકમાં, અર્જુન જ્ઞાન-સમાન, યોગી કાળે મેળવે, નિજમાં પોતે જ્ઞાન ॥ ૩૮ ॥ |
| श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः । ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥ | શ્રદ્ધાલૂ વશઈંદ્રિ, વળિ, [1]તત્પર પામે જ્ઞાન પામિ જ્ઞાન તરતજપછી, શાંતિ પામેમહાન. |
| अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति । नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥ ४० ॥ | અજ્ઞ, અશ્રદ્ધાવાન વળિ, [2]સંશયિ પામે નાશ, સંશયિને આ લોક નહિ, નહિ [3]પર, નહિ સુખ આશ ॥ ૪૦ ॥ |
| योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् । आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ४१ | યોગે કર્મ ત્યજેલ વળિ, જ્ઞાને સંશય મુક્ત, આત્મજ્ઞાનિને કર્મ નહિ, કરે બાધ કૈં [4]યુક્ત ॥ ૪૧ ॥ |
| तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः । छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥ | માટે સંશય હૃદયમાં, અજ્ઞાને થનાર, છેદીજ્ઞાનરૂપ ખડ્ગથી,ઉઠ યોગી થા સાર.૪૨ |

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पणयोगोनाम चतुर्थोऽध्यायः ॥ ४ ॥

---

૧ આત્મનિષ્ઠ. ૨ સંશયવાળો એટલે વેહેમ રાખનાર. ૩ પરલોક. ૪ યોગ્ય. અરજુનનું સંબોધન છે.

# ॥ अथ पंचमोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि । यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

श्रीभगवानुवाच ॥

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ । तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति । निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः । एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते । एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥ ५ ॥

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः । योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः । सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

અરજુન કહેછે.

કર્મતણો સંન્યાસ વળિ, કહોછો તેનો યોગ, એક કહો, એમાંયથી, જે નિશ્ચય શુભ જોગ૧

શ્રીભગવાન કહેછે.

કર્મયોગ, સંન્યાસ, એ, છેઅન્ને શુભકાર, પણ તેમાં સંન્યાસથી, અધિક યોગ છે સાર॥૨॥

સંન્યાસી તે જાણવો, ન ઈછે દ્વેષે જેહ, છૂટે બંધનથી સુખે, દ્વંદ્વ વિનાનો તેહ ॥ ૩ ॥

જ્ઞાન, યોગને કહે જુદા, નહિ પંડિત, પણ [1]મૂર્ખ, પામે એક [2]સુઆચરી, ફલ એનુંજ અમૂર્ખ ॥ ૪ ॥

પમાય [3]પદ જે જ્ઞાનિયે, યોગીયે પણ એ-જ, જ્ઞાન, યોગને એક જે, જાણે જાણે તેજ ॥ ૫ ॥

યોગ વિના સંન્યાસ તો, પામવાજ દુખ-રૂપ, યોગયુકત પામે મુની, તરતજ બ્રહ્મ-સ્વરૂપ ॥ ૬ ॥

શરિર જીતિ, મન શુધ કરી, યોગી, ઇં-દ્રિય જીત, સર્વ તણો બનિ આત્મા, કર્તા પણ નહિ [4]લીપ્ત ॥ ૭ ॥

---

૧ અજ્ઞાની. ૨ રૂડી રીતે આચરણ કરીને. ૩ સ્થાન. ૪ લેપાયલો.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् । पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥

જોઇ, શુણી, [1]સ્પૃશિ, સૂંઘિ, વળિ, જમિ, જઇ, સુઇ લઇ પ્રાણ, માને યોગી [2]તત્ત્વવિત, "કૈં નહિ કરૂ" ઇમ, જાણ ॥ ૮ ॥

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि । इन्द्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥ ९ ॥

[3]વદી, મૂકિ, [4]ગ્રહિ, ખોલિ વળિ, વીંચીને પણ સાર, વર્ત્તે ઇંદ્રિય, વિષયમાં, ધારિ એમ નિરધાર ॥ ૯ ॥

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः । लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥

અર્પિ બ્રહ્મને કર્મ જે, કરે સંગ વિણ પ્રાણિ, ન અડે તેને પાપ, જિમ, [5]પદ્મપત્રને પાણિ ॥ ૧૦ ॥

कायेन मनसा बुद्ध्या केवलै रिंद्रीयैरपि । योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥

મન, બુદ્ધિ, શરીરે, વળી, કેવળ ઇંદ્રિયેંજ, મૂકિ સંગ કર્મો કરે, યોગી [6]શુદ્ધયર્થેંજ. ૧૧

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् । अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

યોગી કર્મફલત્યાગિને, શાંત અતીશય થાય, ફલમાં સકત અયોગિ, તો કામવડે બંધાય ૧૨

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी । नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

મૂકિ કર્મ સૌ મનવડે, યોગી સુખથી રેહુ, નવ [7]દ્વારના [8]પુર વિષે, નહિ કરિ કરાવિ તેહ ॥ ૧૩ ॥

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः । न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

લોકતણું [9]કર્તૃત્વ વળિ, કર્મ, કર્મ ફલ યોગ, પ્રભુ, એ સૌ સૃજતા નથી, છે સ્વાભાવિક જોગ ॥ ૧૪ ॥

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः । अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥ १५ ॥

પ્રભુ ધારે નહિ કોઇનું, પાપ પુણ્ય જે હોય, [10]છાદિતજ્ઞાનઅજ્ઞાનથી, જીવો તે મુંઝાય ૧૫

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः । तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥

આત્મજ્ઞાનથી જેમનું, નાશ થયૂં અજ્ઞાન, તેને જણવે સૂર્યવત, બ્રહ્મરૂપ, તે જ્ઞાન ॥ ૧૬ ॥

---

૧ સ્પર્શ કરી. ૨ બ્રહ્મને જાણનાર. ૩ બોલીને. ૪ લઇને. ૫ કમળનું પાન. ૬ અંતઃકરણની શુદ્ધિ માટે. ૭ બે નેત્ર, બે નાકનાં છેદ, બે કાન, મુખ એ સાત મસ્તકના ને ગુદ તથા મૈથુન ઇંદ્રિય એ બે નીચેના મળી નવ દરવાજા. ૮ શરીરરૂપ નગરી. ૯ કર્ત્તાપણું. ૧૦ ઢાંકેલું.

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्त-
त्परायणाः । गच्छंत्यपुनरावृत्तिं
ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

મન બુદ્ધિ [1]તેમાં વળી, નિષ્ટા આશ્રય [2]તેજ,
જ્ઞાને શુદ્ધ થયેલ તે, પામે મોક્ષ ખરેજ.૧૭

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि
हस्तिनि । शुनि चैव श्वपाके च
पंडिताः समदर्शिनः ॥ १८ ॥

[3]પંડિત [4]વિનયિ બ્રાહ્મણ વિષે, ગૌ હસ્તી-
માં સાર, [5]શ્વાન તથા ચાંડાલમાં, પંડિત-
[6]સમ જોનાર ॥ ૧૮ ॥

इहैव तैर्जितः सर्गो येषां साम्ये
स्थितं मनः । निर्दोषं हि समं ब्रह्म
तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥

જીતી તેણે સૃષ્ટિ અહિ, જેનું મન છે સમ-
બ્રહ્મ વિષે સ્થિત તેજ છે, સમ [7]નિર્દો-
ષજ બ્રહ્મ ॥ ૧૯ ॥

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य
चाप्रियम् । स्थिरबुद्धिरसंमूढो
ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

અપ્રિયથી ખેદે નહીં, પ્રિયથી નહિ હ-
ર્ષેહ, [8]બ્રહ્મસ્થિત, [9]અસંમૂઢ, સ્થિર બુદ્ધિ,
બ્રહ્મવિત્ જેહ ॥ ૨૦ ॥

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि
यत्सुखम् । स ब्रह्मयोगयुक्तात्मा
सुखमक्षय्यम श्नुते ॥ २१ ॥

જે, અસકત [10]બહિ વિષયમાં, અંતર પામે
સૂખ, બ્રહ્મયોગિ તે, મેળવે, સુખ અવિ-
નાશિ અચૂક ॥ ૨૧ ॥

ये हि संस्पर्शजा भोगा दुःखयो-
नय एव ते । आद्यंतवंतः कौंतेय
न तेषु रमते बुधः ॥ २२ ॥

વિષય ભોગ જે, તેજ છે, કારણ દુખના
સાર, તે [11]આદ્યંતજવાનમાં, ન વિવેકી
રમનાર ॥ ૨૨ ॥

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरवि-
मोक्षणात् । कामक्रोधोद्भवं वेगं स
युक्तः स सुखी नरः ॥ २३ ॥

અહીંજ સહન કરી શકે, જીવતાંજનરજેહ,
કામક્રોધના વેગને, યોગી, સુખિયોતેહ.૨૩

योऽतःसुखोऽतरारामस्तथांतर्ज्यो-
तिरेव यः । स योगी ब्रह्म निर्वाणं
ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥

અંતર સુખિ આરામિ જે, અંતર દષ્ટિ
સાર, બ્રહ્મસ્થિત તે મોક્ષને, પામે છે
નિરધાર ॥ ૨૪ ॥

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षी-
णकल्मषाः । छिन्नद्वैधा यतात्मानः
सर्वभूताहिते रताः ॥ २५ ॥

[12]ક્ષીણપાપ, સંશય રહિત; વળિ મન વશ
કરનાર, ઋષિયો પામે મોક્ષને, સર્વ તણા
હિતકાર ॥ ૨૫ ॥

---

૧ બ્રહ્મમાં. ૨ આત્માજ. ૩ ભણેલો. ૪ વિવેકી. ૫ કુત્રે. ૬ સમાન. ૭ દોષરહિત ૮ બ્રહ્મમાં ચિત્ત રાખનાર. ૯ જ્ઞાની. ૧૦ બહારના. ૧૧ આદિઅંતવાળા, ૧૨ નાશ પામ્યું છે પાપ જેનું.

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् । अभितो ब्रह्म निर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

મુકત કામ ક્રોધે, ૧યતી, આત્મતત્વ માહેર, વળિ મનવશ તેનેજ તો, મોક્ષ મળે ચોમેર ॥ ૨૬ ॥

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः । प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७ ॥

રાખિ ચક્ષ ૨ભ્રૂમધ્ય વળિ કરિ વિષયોને બહાર, સમ કરિ પ્રાણ અપાનને, જે નાકે ૩ચરનાર ॥ ૨૭ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः । विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

ઇંદ્રિય મન, મતિ વશ કરી, મોક્ષ ૪પરાયણ મુકત, રાગ ક્રોધ ભય રહિત જે, સદાય છે તે મુકત ॥૨૮॥

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् । सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

જાણિ મને, સૌ લોકનો, ઇશ સુહૃદ વળિ સાર, ૫ભોકતા તપ ને યજ્ઞનો, થાય શાંત નિરધાર ॥ ૨૯ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगोनाम पंचमोऽध्यायः ॥ ५ ॥

---

૧ યોગી. ૨ બંને આંખોના ભ્રૂની વચમાં. ૩ સંચાર કરનાર. ૪ મોક્ષજ જેને પરમ વસ્તુ છે. ૫ ઉપભોગ કરનાર.

# ॥ अथ षष्ठोऽध्यायः ॥

—––⊶⋈⊷––—

**श्रीभगवानुवाच ॥**

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः । स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ १ ॥

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव । न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते । योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते । सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् । आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः । अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः । शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

**શ્રીભગવાન કહેછે.**

કરે કર્મ, ફલ મૂકિ તે, સંન્યાસી, યોગીજ [1]અગ્નિ ક્રિયા વિણુ હોય જે, નહિ ને પાર્થ કઈંજ ॥ ૧ ॥

જેને કહે સંન્યાસ તે, યોગજ પાંડવ જાણુ, [2]સંકલ્પ ત્યાગ વિના નહિ, થાય યોગિ [3]કો માન ॥ ૨ ॥

કહેછે યોગ ઈચ્છનારનું, કારણુ કર્મજ સાર, તેમજ યોગીનું કહે, શમ કારણુનિરધાર॥૩॥

યદા વિષય ને કર્મમાં,કદિ આસક્ત ન થાય, મૂકે સૌ સંકલ્પને, તદા યોગિ કહેવાય॥૪॥

પોતે તારે આત્મને, નહિ તેને બોડેજ, નિજબંધૂ પોતેજ છે, નિજ [4]રિપુ પણુ પોતેજ.॥ ૫ ॥

જે જીત્યો શરિરાદિને, નિજબંધૂ છે તેહ, પણુ નિજ શત્રુ છેજ તે, જીતનાર નહિ જેહ ॥ ૬ ॥

આત્મજીત તે શાંતનું, મન નિશ્ચલ નિરધાર, શીત ઉષ્ણુ સુખ દુઃખમાં, માન અપમાને સાર ॥ ૭ ॥

---

૧ અગ્નિસાધ્ય કર્મ. ૨ મનોરથ. ૩ કોઇ પણુ. ૪ શત્રુ.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः । युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥

નિર્વિકાર, ઇંદ્રિયજીત, [1]અને જ્ઞાનથી તૃપ્ત, છે જેને [2]લોષ્ટાશ્મ સમ [3]કાંચન, તે છે યુક્ત ॥ ૮ ॥

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु । साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

[4]સુહૃદ, મિત્ર, [5]અરિ, [6]મધ્ય ને, [7]સાધુ [8]ઉદાસી [9]દ્વેષ્ય, બંધુ, પાપિ, એ સર્વમાં, [10]સમમતિ છેજ વિશેષ ॥ ૯ ॥

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः । एकाकी यताचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥

નિત્ય યોગિ મન સ્થિર કરે, કરિ એકાંત વાસ, [11]વપુ મન વશ કરિ એકલો, મૂકિ [12]પરિગ્રહ આશ ॥ ૧૦ ॥

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः । नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥

દર્ભ [13]ચર્મ ને વસ્ત્રનું, નિજ આસન કરિ સ્થીર, શુચિ જગ્યામાં મૂકિ, અતિ, નિચ ઉંચ નહિ, ધીર ॥ ૧૧ ॥

तत्रैकाग्रं मनः कृत्वा यताचित्तेंद्रियाक्रियः । उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

ત્યાં બેસી મન સ્થિર કરી, કરે આત્મ શુધ્યર્થ, કાર વશ [14]ચિત્તેંદ્રિય ક્રિયા, યોગી, યોગ સમર્થ ॥ ૧૨ ॥

समं कायाशिरोग्रीवं धारयन्नचलं स्थिरः । संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकन् ॥ १३ ॥

શિર, [15]ગ્રિવા, વપુને અચલ, કરિ સમ સ્થિર રાખીજ, [16]દિશુને નહિ જોતાંજ, બિજ, [17]નાસિકાગ્ર જોઈજ ॥ ૧૩ ॥

प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः मनः संयम्य माच्चितो युक्त आसीत मत्परः ॥ १४ ॥

થઈ શાંત ને ભય રહિત, બ્રહ્મચારિ વ્રતવાન, કરિ મન વશ મત્પર રહે [18]મચ્ચિત્ત યોગી મહાન ॥ ૧૪ ॥

युंजन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः । शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

નિત્ય જોડતાં એમ મન, યોગી વશ કરિ ચિત્ત, પરં શાંત [19]મુજરૂપને, પામેછે અચ્ચિત ॥ ૧૫ ॥

---

૧ જ્ઞાન તથા વિજ્ઞાન. ૨ લોષ્ઠ એટલે માટીના ઢેફાં અને અશ્મ એટલે પથ્થર. ૩ સોનું, ૪ સ્વભાવથીજ સ્નેહી. ૫ શત્રુ. ૬ મધ્યસ્થ. ૭ સદાચારી. ૮ ઉપેક્ષા કરનાર. ૯ દ્વેશ કરવા લાયક ૧૦ સમાન બુદ્ધિ રાખનાર. ૧૧ શરીર. ૧૨ સંસાર. ૧૩ કાળા મૃગનું ચામડું. ૧૪ મન તથા ઇંદ્રિયો. ૧૫ ગળાનો પાછલો ભાગ. ૧૬ દિશાઓ. ૧૭ નાકની ટોંચ. ૧૮ મારા આત્મસ્વરૂપમાં મન રાખનાર. ૧૯ મારૂં આત્મસ્વરૂપ.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांत-
मनश्नतः। न चातिस्वप्नशीलस्य
जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥

અતિ નિદ્રા, જાગૃત અતી, ઉપવાસી અહુ
અહારિ, થાયં યોગ નહિ તેમને, કુંતીસુત
બળધારિ ॥ ૧૬ ॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य
कर्मसु। युक्तस्वप्नावबोधस्य
योगो भवति दुःखहा ॥ १७ ॥

[1]વિહાર કર્મ ચેષ્ટા વળિ, અહાર [2]સ્વપ્ન
જાગર્ણું, નિયમિત જેના તેમને, થાય યોગ
[3]દુખહર્ણું ॥ ૧૭ ॥

यदा विनियतं चित्तमात्मन्येवाव-
तिष्ठते। निःस्पृहः सर्वकामेभ्यो
युक्त इत्युच्यते तदा ॥ १८ ॥

ચિત્ત કરેલું વશ યદા, સ્થિર આત્મામાં
થાય, નિસ્પૃહ સૌ [4]કામો થકી, તદા યુક્ત
કહેવાય ॥ ૧૮ ॥

यथा दीपो निवातस्थो नेंगते सोपमा
स्मृता। योगिनो यतचित्तस्य
युंजतो योगमात्मनः ॥ १९ ॥

જેમ વાયુ વિણુ સ્થાનમાં, દીપેં સ્થિર
રહેવાય, આત્મયોગિ વશચિત્તને, ઉપમા
તે કહેવાય ॥ ૧૯ ॥

यत्रोपरमते चित्तं निरुद्धं योगसे-
वया। यत्र चैवात्मनाऽऽत्मानं
पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥

જેમાં યોગાચરણુથી, વશ મન શાંતજ
થાય, જોતાં મનથી આત્મને, આત્મામાં
[5]તોષાય ॥ ૨૦ ॥

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतीं-
द्रियम्। वेत्ति यत्र न चैवायं
स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

[6]બુદ્ધિગ્રાહ્ય, [7]અતીન્દ્રિય સુખ, પામેછે અ-
ત્યંત; રહિ જેમાં ખસતો નથી, તત્વથીજ
એ સંત ॥ ૨૧ ॥

यं लब्ध्वा चापरं लाभं मन्यते ना-
धिकं ततः। यस्मिंस्थितो न
दुःखेन गुरुणापि विचाल्यते ॥ २२ ॥

જે પામી માને ન કંઇ,અધિક લાભ તેથીજ,
જેમાં સ્થિત તો થાય નહિ, ચલિત મહા
દુખથીજ ॥ ૨૨ ॥

तं विद्याद्दुःखसंयोगवियोगं योग-
संज्ञितम्। स निश्चयेन योक्तव्यो
योगोनिर्विण्णचेतसा ॥ २३ ॥

પાર્થ જાણુવો યોગ તે, રહિત દુઃખ સં-
યોગ, નિશ્ચય નિર્દુખ ચિત્તથી, આચરવા
એ યોગ ॥ ૨૩ ॥

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वा-
नशेषतः। मनसैवेंद्रियग्रामं विनि-
यम्य समंततः ॥ २४ ॥

સંકલ્પે થતિ કામના, મૂકી સર્વ અશેષ,
ઇંદ્રિય ગણુને [8]સર્વથી, કરિ વશ મનથિ
વિશેષ ॥ ૨૪ ॥

---

૧ ગતિ. ૨ નિદ્રા. ૩ દુઃખ હરનાર. ૪ કામના. ૫ સંતોષ પામે. ૬ બુદ્ધિથી ગ્રહણુ
કરાય એવું. ૭ ઇંદ્રિયસંબંધથી પર. ૮ ચોમેરથી.

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया । आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥ २५ ॥

ધીરે ધીરે આત્મમાં, ધીર બુદ્ધિયેં સાર, સ્થાપી મન, શાંતજ બને, ચિંતે નહીં લગાર ॥ ૨૫ ॥

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् । ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

જે જે પ્રત્યેં જાયછે, મન ચંચલ અસ્થીર, તેથી પાછું ખેંચિ, વશ કરે આત્મમાં, ધીર ॥ ૨૬ ॥

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् । उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥

[1]બ્રહ્મભૂત નિષ્પાપ વળિ, શાંત રજોગુણ મન, એ યોગીને તો મળે, સુખ ઉત્તમ અર્જુન ॥ ૨૭ ॥

युंजन्नेवं सदाऽऽत्मानं योगी विगतकल्मषः । सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

સદા જોડતાં એમ મન, યોગી પાપ રહીત, સેજે પામે સુખ, અતી [2]બ્રહ્મસ્પર્શ સહીત ॥ ૨૮ ॥

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि । ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

[3]પોતાને સૌ ભૂતમાં, સૌને [4]નિજમાં સાર, જુવે આત્મ યોગી મુની, સૌમાં સમ જોનાર ॥ ૨૯ ॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति । तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ३० ॥

જે મુજને સૌમાં જુવે, સૌને [5]મુજમાં જોય, હું તેને અળગો નથી નહિ મુજથી તે હોય ॥ ૩૦ ॥

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः । सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ३१ ॥

સર્વ ભૂતમાં સ્થિત મને, ભજે ઐક્યથી જેહ, વર્તતાંજ સૌ રીત પણ, મુજમાં વર્તે તેહ ॥ ૩૧ ॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन । सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ ३२ ॥

દેખે સૌમાં [6]આત્મવત, સમાન સુખ દુંખ સાર, અર્જુન યોગી શ્રેષ્ઠ તે, મુજ મતથી નિરધાર ॥ ૩૨ ॥

---

૧ બ્રહ્મ થયેલ. ૨ સાક્ષાત્કાર. ૩ પોતાના આત્માને, ૪ પોતાના આત્મામાં. ૫ મારા આત્મસ્વરૂપમાં. ૬ પોતાની પેઠે.

अर्जुन उवाच ॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन । एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ ३३ ॥

અર્જુન કહેછે.

મધુસૂદન આ યોગ જે, આપે કયો સમાન, સ્થિત થિર તે તણિ દેખું નહિ, મન ચંચલ ભગવાન ॥ ૩૩ ॥

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलमदृढम् । तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

મન ચંચલ, બળવાન, દઢ, [1]વિક્ષેપજ કરનાર, [2]નિગ્રહ તેનો વાયુવત, [3]દુષ્કર માનું સાર ॥ ૩૪ ॥

श्रीभगवानुवाच ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् । अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

શ્રીભગવાન કહેછે.

ચંચલ [4]દુર્નિગ્રહજ મન, સંશય કૈં ન લગાર, પણ અભ્યાસ વિરાગથી, કરાય વશ નિરધાર ॥ ૩૫ ॥

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः । वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

[5]અજિતેંદ્રિયને મુજ મતે, છેજ યોગ [6]અપ્રાપ્ય, જીતેંદ્રિય ઉદ્યોગિને, ઉપાયથી છે પ્રાપ્ય ॥ ૩૬ ॥

अर्जुनउवाच ॥

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः । अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥ ३७ ॥

અરજુન પુછેછે.

[7]અયતી, શ્રદ્ધાવાન, [8]મનચલિત યોગથી, જેહ, યોગ સિદ્ધિ પામીજ નહિ, શું ગતિ પામે તેહ ॥ ૩૭ ॥

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति । अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

શું બન્નેથી ભ્રષ્ઠ થઈ, બ્રહ્મ માર્ગમાં મૂઢ, [9]છિન્ન [10]અભ્રની પેઠે તે, પામે નાશ વિમૂઢ ॥ ૩૮ ॥

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः । त्वदन्यः संशयस्यास्य छेत्ता नह्युपपद्यते ३९

એ મુજ સંશય મૂલથી, આપ છેદવા યોગ્ય, છેદનાર બીજો નથી, કોઈ આપવિણુ જોગ્ય ॥ ૩૯ ॥

श्रीभगवानुवाच

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते । नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

શ્રીભગવાન કહેછે.

પાર્થ થાય નહિ તે તણો, અહિ પરલોકે નાશ, [11]શુભકૃત પામે કોઈ નહિ, [12]દુર્ગતિરૂપ વિનાશ ॥ ૪૦ ॥

---

૧ ક્ષોભ. ૨ રોકવું, વિરોધ. ૩ દુઃખે કરાય એવું. ૪ દુઃખે કરી વશ્ય કરવા શકય. ૫ જેણે ઈંદ્રિયો વશ્ય કરી નથી તે. ૬ નહિ પમાય એવો. ૭ પ્રયત્ન નહિ કરનાર. ૮ ચળેલા મનવાળો. ૯ છેદાયલું, જુદું પડેલું. ૧૦ વાદળું. ૧૧ શુભ કરનાર. ૧૨ ખરાબ ગતિ.

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः। शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

પુણ્યલોકને પામિ, વસિ ઘણાં વર્ષ ત્યાં સાર, લે [1]શુચિ ધનિના ઘર વિષે, [2]યોગભ્રષ્ટ અવતાર ॥ ૪૧ ॥

अथवा योगिनामेव कुले भवति धीमताम्। एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥

અથવા થયે જ્ઞાનિના, કુળમાં એ ઉત્પન્ન, લોક વિષે એ જન્મ છે, દુર્લભ, કુરૂનન્દન ॥ ૪૨ ॥

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम्। यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ४३

પૂર્વ દેહની બુદ્ધિનો, ત્યાં પામે સંયોગ, તેથી ફરિ સિદ્ધી વિષે, કરે યત્ન બહુ જોગ ॥ ૪૧ ॥

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः। जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ४४

[3]અવશ, પૂર્વ અભ્યાસથી, થૈ તે પણ એ' ચાય, યોગ તણો [4]જીજ્ઞાસુ પણ, [5]વેદ ઉલંઘી જાય ॥ ૪૪ ॥

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः। अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

પ્રયત્નથી ઉદ્યોગિ જે, યોગી પાપથી [6]શુદ્ધ, પામે શ્રેષ્ઠ ગતીજ તે, બહુ જન્મે થૈ [7]બુદ્ધ ॥ ૪૫ ॥

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः। कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

યોગી અધિક તપસ્વિથી, અધિક જ્ઞાનિથી, સાર, અધિક કર્મિથી માટ તું, થા યોગી નિરધાર ॥ ૪૬ ॥

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना। श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ ४७ ॥

સર્વ યોગિના મધ્યમાં, [8]મુજગત મનથી જેહ, શ્રદ્ધાવાન ભજે મને, યોગિ શ્રેષ્ઠ છે તેહ ॥ ૪૭ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगोनाम षष्ठोऽध्यायः ॥ ६ ॥

---

१ પવિત્ર. ૨ યોગથી ભ્રષ્ટ થયેલો. ૩ અસ્વતંત્ર. ૪ જાણવાની ઇચ્છાવાળો. ૫ વેદમાં કહેલ કર્મફલ. ૬ પવિત્ર. ૭ જ્ઞાની. ૮ મારા આત્મસ્વરૂપમાં રાખેલા.

# ॥ अथ सप्तमोऽध्यायः ॥

### श्रीभगवानुवाच ॥

मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः । असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः । यज्ज्ञात्वा नेह भूयोन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

भूमिरापोनलो वायुः खं मनो बुद्धिरेव च । अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् । जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय । अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय । मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ७

रसोहमप्सु कौंतेय प्रभाऽस्मि शशिसूर्ययोः। प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८

### શ્રીભગવાન કહેછે.

મુજગત મન, મુજ આશ્રયી, કરતાં યોગજ એમ, જાણે તું મુજ રૂપ સો, નિશ્ચય, સાંભળ તેમ ॥ ૧ ॥

સવિજ્ઞાન આ જ્ઞાન તો, કૌ તુજનેજ અશેષ, જાણી જે, અહિ જાણવા, ફરિ નહિ રહે [૧]અવશેષ ॥ ૨ ॥

કોઇ હજારો [૨]મનુજમાં, કરે યત્ન [૩]સિધ્યર્થ, સિધમાં પણ, જાણે મને, [૪]તત્વેં કોક સમર્થ ॥ ૩ ॥

[૫]ભૂ, જલ, અગ્ની, વાયુ, [૬]નભ, મન, બુદ્ધી અહંકાર, એમ [૭]ભિન્ન મુજ જાણવી, પ્રકૃતી અષ્ટ પ્રકાર ॥ ૪ ॥

પણ એ [૮]અપરા, એથિ મુજ, [૯]પરા [૧૦]અન્ય, તું ધાર, જીવભૂત, મહાબાહુ, જે, સૃષ્ટીને ધરનાર ॥ ૫ ॥

[૧૧]એ [૧૨]યોનીથી થાયછે, જાણ ભૂત સો એમ, કર્ત્તા હુ સૌ સૃષ્ટીનો, [૧૩]સંહર્તા, પણ તેમ. ૬

મુજથી પર બીજો નથી, [૧૪]હેતૂ એનો કોઈ, સૂત્રે મણિંવત સર્વ આ, મુજમાં રચૂં પરોઇ ॥ ૭ ॥

છું રસ જળમાં, છું [૧૫]પ્રભા, ચંદ્ર સૂર્યની, હુંજ, શબ્દ નભેં વેદેં [૧૬]પ્રણવ, ઉદ્યમ નરમાં છુંજ ॥ ૮ ॥

---

૧ બાકી. ૨ માણુસ. ૩ સિદ્ધિ માટે. ૪ તત્વજ્ઞાનથી. ૫ પૃથ્વી. ૬ આકાશ. ૭ જુદી જુદી. ૮ જડ હોવાથી નિકૃષ્ટ. ૯ ચૈતન્ય હોવાથી ઉત્કૃષ્ટ. ૧૦ બીજી. ૧૧ જડ ચૈતન્યરૂપ પ્રકૃતિ. ૧૨ કારણ. ૧૩ સંહાર કરનાર. ૧૪ કારણ. ૧૫ કાંતિ. ૧૬ ઓંકાર.

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ । जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

પુણ્ય ગંધ છું ભૂમિમાં, તેજ અગ્નિમાં સાર, જીવન સૌ ભૂતો વિષે, તપસ્વિમાં તપ, ધાર ॥ ૯ ॥

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् । बुद्धिर्बुद्धिमतामास्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

બીજ સનાતન સર્વનું, પાર્થ, મને તું જાણ, બુદ્ધિમાનની બુદ્ધિ હું,તેજતેજિનું,માન.૧૦

बलं बलवतामस्मि कामरागविवर्जितम् । धर्माविरुद्धो भूतेषु कामोस्मि भरतर्षभ ११

છું હું બળ બળિયાતણું, [1]કામ [2]રાગ [3]વર્જીત, સર્વ ભૂતમાં કામ હું, અર્જુન, ધર્મ સહીત ॥ ૧૧ ॥

ये चैव सात्विका भावा राजसास्तामसाश्च ये । मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२ ॥

જે સાત્વિક, રાજસ તથા, તામસ ભાવો જેહ, હું તેમાં નહિ, જાણ તે મુજથી મુજમાં તેહ ॥ ૧૨ ॥

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् । मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

એ ગુણમય ત્રણ ભાવથી, રચ્યૂં જગત આ મોહિ, જાણે નહિ પર એથિ, જે હું અવ્યય છું કોઇ ॥ ૧૩ ॥

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥१४॥

માયા મુજ ગુણિ દૈવિ એ, દુઃખે કરી તરાય, પણ ભજેછ મુજનેજ જે, તે એને તરિ જાય ॥ ૧૪ ॥

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यंते नराधमाः । माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

અધમ, પાપિ ને મૂઢ વળિ, માયાયે [4]હૃતજ્ઞાન, અસુરભાવ અશ્રીત નર, ભજે ન મુજને, જાણ ॥ ૧૫ ॥

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोर्जुन । आर्त्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥

પુણ્યવાન મુજને ભજે, ચાર જાતના જેહ, રોગી,[5]જીજ્ઞાસૂ વળિ, [6]અર્થી,જ્ઞાનીતેહ.૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते । प्रियो हि ज्ञानिनोत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥

તેમાં પણ જ્ઞાની વધે, એક ભક્ત, [7]નિત્યયુકત, હું અતિ પ્રિય છું જ્ઞાનિને, મુંજનેછે તે મુકત ॥ ૧૭ ॥

---

૧ ઇચ્છા. ૨ પ્રીતિ. ૩ રહિત. ૪ હરાયલા જ્ઞાનવાળા. ૫ આત્મજ્ઞાનની ઇચ્છાવાળો. ૬ મતલબી. ૭ નિત્યયોગી.

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् । आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥

ઉદાર સૌ એ, જ્ઞાનિ તો, માનું આત્મ-સ્વરૂપ, આત્મ યુકત તે આશ્રયે, ઉત્તમ ગતિ મુજ રૂપ ॥ ૧૮ ॥

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते । वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः १९

જ્ઞાનવાન પામે મને, બહુ જન્માન્તે સાર, "સર્વ બ્રહ્મ" જોતાંજ, તે દુર્લભ છે નિ-રધાર ॥ ૧૯ ॥

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः । तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥ २० ॥

ઇચ્છાથી હૃતજ્ઞાન વળિ, નિજ [1]પ્રકૃતી વસ જેહ, બીજા દેવોને ભજે, નિયમ આ-ચરી તેહ ॥ ૨૦ ॥

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति । तस्य तस्या चलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥ २१ ॥

જે ભકતો ભજવા ઇછે, શ્રદ્ધાયે જે દેવ, તેની તે પ્રત્યે કરૂં, દૃઢ શ્રદ્ધા, તતખેવ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते । लभते च ततः कामान्मयैव विहितान्हितान् ॥ २२ ॥

તે શ્રદ્ધાયે યુકત એ, ભજે દેવને સાર, ઇચ્છિત પામે તે થકી, મુજ નિર્મિત તે, ધાર ॥ ૨૨ ॥

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् । देवान्देवयजो यांति मद्भक्ता यांति मामपि ॥ २३ ॥

પણ તે અલ્પમતીજને, ફલતો નાશી થાય, મળે [2]દેવયજિ દેવને, મુજ ભકતો મુજ-માંય ॥ ૨૩ ॥

अ.व्यक्तं व्यक्तिमापन्नं मन्यंते मामबुद्धयः । परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥२४॥

[3]અલ્પધિ, હું [4]અવ્યકતને, માને [5]વ્યકતજ જેહ, અતિ ઉત્તમ, અવિનાશિ મુજ, રૂપ ન જાણે તેહ ॥ ૨૪ ॥

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः । मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥

જણાઉં નહિ હું સર્વને, માયાયે ઢાંકેલ, જાણે મને, અનાશિ અજ, નહિ, જન મૂઢ બનેલ ॥ ૨૫ ॥

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन । भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥ २६ ॥

[6]ભૂત, ભવિષ ને આ સમય, અર્જુન નિ-પજે જેહ, જાણું હું તે સર્વને, મુજને નહિ કો તેહ ॥ ૨૬ ॥

च्छाद्वेषसमुत्थेन द्वंद्वमोहेन भारत । सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥२७॥

રાગ દ્વેષથી દ્વંદ્વ જે મોહ, તેણે નિરધાર, સૃષ્ટિ વિષે સૌ પ્રાણિયો, મોહ પામેછે સાર ॥ ૨૭ ॥

---

૧ સ્વભાવ. ૨ ઇંદ્રાદિ દેવનું યજન કરનાર. ૩ થોડી બુદ્ધિવાળા. ૪ શરીરાદિ રહિત, અદૃશ્ય. ૫ શરીરવાળો, દૃશ્ય, ૬ ભૂતકાળ.

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता भजंते मां दृढव्रताः ॥२८॥

પણ જે પુણ્યજનોતણું, ક્ષય પામ્યું દુષ્કૃત્ત, મુક્ત દ્વંદ્વ મોહથીજ તે, ભજે મને દૃઢવૃત્ત ॥ ૨૮ ॥

जरामरणमोक्षाय मामाश्रित्य यतंति ये । ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

જરા મરણ ટળવા કરે, આશ્રિ મને જે યત્ન, તે જાણે અધ્યાત્મ સૌ, બ્રહ્મ કર્મ પણ કૃત્સ્ન ॥ ૨૯ ॥

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः । प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

અધિભૂત દૈવ યજ્ઞ સહિત જાણે મુજને જેહ, અંતે પણ જાણે મને, યોગિ વિવેકી તેહ ॥ ૩૦ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानविज्ञानयोगोनाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

# ॥ अथाष्टमोऽध्यायः ॥

## अर्जुन उवाच ॥

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम । अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन । प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

## श्रीभगवानुवाच॥

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते । भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः॥ ३॥

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् । अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४॥

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् । यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥ ५ ॥

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम्। तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च । मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम्॥७॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना । परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥

## અરજુન કહેછે.

શું તે બ્રહ્મ અધ્યાત્મ શું શું વળિ કર્મજ સોય, શું અધિભૂત કહેલ છે,શું અધિદૈવજ હોય ॥ ૧ ॥

શું અધિયજ્ઞજ,કેમ એ,આ વપુમાં રહેનાર અંતેતમનેકેમ વળિ,વશમન જાણે સાર॥૨॥

## શ્રીભગવાન કહેછે.

પર[૧] અક્ષર એ બ્રહ્મ છે, છે અધ્યાત્મ [૨]સ્વભાવ, [૩]વિસર્ગને કહે કર્મ,જે, કરે સૃષ્ટિનો[૪] ભાવ ॥ ૩ ॥

અધિભુતજ[૫] ક્ષરભાવ છે. [૬]પુરૂષજ છે અધિદૈવ, આ વપુમાં [૭]અધિયજ્ઞ છું, નરવર હુંજ [૮]તથૈવ ॥ ૪ ॥

અંતસમય સ્મરતાં મને, દેહ મૂકિને જાય, પામે તે મુજ ભાવને[૯], નહિ સંશય તેમાય ॥ ૫ ॥

સ્મરતાં જે જે [૧૦]ભાવને, ત્યજેછ અંતે દેહ, પામે તે તે ભાવને,[૧૧]તદ્ભાવિત નિતછેહ.૬

માટે સ્મરૂ મુજને સદા, યુધ કર ને તું સાર, મુજમાં મન મતિ અર્પિ તું મળિશ મને નિરધાર ॥ ૭ ॥

મન અભ્યાસે યુક્ત જે,બીજે નહિ જાનાર, પામે તેણે ચિંતતાં, પરમ પુરૂષને સાર॥૮॥

---

૧ નાશરહિત પરમાત્મા. ૨ બ્રહ્મનું પ્રત્યેક શરીરમાં જીવરૂપે હોવું. ૩ યજ્ઞ. ૪ વૃષ્ટયાદિદ્વારા ઉત્પત્તિ. ૫ નાશવંત પદાર્થ. ૬ વિરાટ, હિરણ્યગર્ભ. ૭ સર્વયજ્ઞના અધિષ્ઠાતા, કર્મફળદાતા. ૮ તેજ રીતે ૯ સ્વરૂપ. ૧૦ દેવતાવિશેષ ૧૧ તેનું સર્વદા ચિંતન કરનાર.

कविं पुराणमनुशासितारमणोरणीयां-
समनुस्मरेद्यः । सर्वस्य धातारमचिंत्य-
रूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥

ચિંતેજ જે, એ [1]કવિ, ને [2]પુરાણ, [3]શાસ્તા
તથા સૂક્ષ્મ અતીજ જાણુ, સૌનેજ [4]ધાતા,
નહિ ચિંત્યરૂપ, અજ્ઞાનથી દૂર રવિસ્વરૂપ૯

प्रयाणकाले मनसाऽचलेन भक्त्या युक्तो
योगबलेन चैव । भ्रुवोर्मध्ये प्राणमावेश्य
सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

[5]પ્રયાણકાળે સ્થિર ચિત્તથીજ, રૂડી રિતે
યોગ બળે કરીજ, તે ભકત, રાખી ભ્રુવ-
ચેજ પ્રાણ, પામે પરંપૂરૂષ [6]દિવ્ય જાણુ.૧૦

यदक्षरं वेदविदो वदंति विशंति यद्यतयो
वीतरागाः । यदिच्छंतो ब्रह्मचर्यं चरांति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

જેને કહે [7]વેદવિદોજ બ્રહ્મ, જેમાં પ્રવેશે
યતિયોજ સંમ, જે ઇચ્છિ પાળે બ્રહ્મચર્ય
વ્રત્ત, ટુંકે તને કૌ પદ તેજ સત્ત ॥ ૧૧ ॥

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्ध्य
च । मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो
योगधारणाम् ॥ १२ ॥

સર્વ [8]દ્વારને વશ કરી, રૂંધિ હ્રદયમાં મન્ન,
રાખિ પ્રાણ, ભ્રૂમધ્યમાં, ધરિ સ્થૈર્ય અર્જુન્ન.

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनु-
स्मरन् । यः प्रयाति त्यजन्देहं स
याति परमां गतिम् ॥ १३ ॥

ઓં એકાક્ષર બ્રહ્મને, ઉચરી સ્મરિને જેહ,
મૂકિ દેહને જાયછે, પરગતિ પામે તેહ॥૧૩॥

अनन्यचेताः सततं यो मां स्मरति
नित्यशः । तस्याहं सुलभः पार्थ
नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥

સ્મરે નિત્ય મુંજને વળી, [9]અનન્યમન જે
સાર, નિત્ય યુક્ત તે યોગિને, છું જ સુલભ
નિરધાર ॥ ૧૪ ॥

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशा-
श्वतम् । नाप्नुवंति महात्मानः
संसिद्धिं परमां गताः ॥ १५ ॥

પામિ મને, ફરિ જન્મ જે, [10]અનિત્ય ને
દુખયુકત, પામે તેને નહિ, મહા, સિદ્ધ
થયેલા મુકત ॥ ૧૫ ॥

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥१६॥

લોક બ્રહ્મલોકે સહિત, પુનર્જન્મ દેનાર
પામિ મને, મુજ ભકત નહિ, ફરી જન્મ
લેનાર ॥ ૧૬ ॥

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः । रात्रिं
युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

જાણે [11]દિન બ્રહ્માતણું, હજાર [12]યુગનું જેહ,
રાત્રી પણ યુગ સહસ્રનિ, રાત્ર દિવસ
વિદ તેહ ॥ ૧૭ ॥

---

૧ સર્વજ્ઞ. ૨ અનાદિસિદ્ધ. ૩ નિયંતા, નિયમમાં રાખનાર. ૪ ઉત્પન્ન કરનાર ૫ અંતકાળે. ૬ પ્રકાશમાન. ૭ વેદાર્થ જાણનાર. ૮ ઇંદ્રિયોનાં દ્વાર. ૯ બીજામાં મન નહિ રાખનાર. ૧૦ નાશવંત. ૧૧ સાવન એટલે ૩૬૦ દિવસના વર્ષ પ્રમાણે ચાર અબજ બત્રીશ કરોડ વર્ષનો બ્રહ્માનો દિવસ થાયછે, ને તેટલાજ પ્રમાણની તેની રાત્રિ સમજવી. ૧૨ ત્રેતાળીશ લાખ વીશ હજાર વર્ષનો યુગ.

[illegible]ःसर्वा प्रभवंत्यहरागमे ।
रात्र्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८

સૌ [1]વ્યકતો [2]અવ્યકતથી, [3]દિવસે ઉત્પન્ન
થાય, થાય લીન સૌ [4]રાત્રિયે, તે અવ્ય-
કતજમાંય ॥ ૧૮ ॥

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ।१९।

તેજ ચરાચર ભૂત આ, અવશજ કુરૂનંદન
થૈ લય પામે રાત્રિયે, થાય દિને ઉત્પન્ન૧૯

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तो व्यक्ता-
त्सनातनः । यः स सर्वेषु भूतेषु
नश्यत्सु न विनश्यति ॥ २० ॥

એ અવ્યકતથિ પર બિજો, ભાવ સનાતન
જેહ, નાશ થિયે સૌ ભૂત પણ, નાશ ન
પામે તેહ ॥ ૨૦ ॥

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमांहुः परमां
गतिम् । यं प्राप्य नँ निंवर्तंते
तद्धाम परमं मम ।। २१ ॥

કહે અક્ષર અયકત વળિ, પરગતિ તેને
કેહ, જેને પામિ ન જન્મ લે, મુજ સ્વ-
રૂપ પર તેહ ॥ ૨૧ ॥

पुरुषः स परः पार्थ भक्त्या लभ्य-
स्त्वनन्यया । यस्यांतःस्थानि भू-
तानि येन सर्वमिदं ततम् ॥ २२ ॥

થાયછેજ પર પુરૂષ તે, એક ભકિતયે પ્રાપ્ત,
જેમાં ભૂતો રહે,બધું,જેણેછે આ [5]વ્યાપ્ત.૨૨

यत्र काले त्वनावृत्तिमावृतिं चैव
योगिनः । प्रयाता यांति तं कालं
वक्ष्यामि भरतर्षभ ॥ १३ ॥

મરતાં યોગી જે સમય, ફરિ જન્મે નહિ
સાર, જન્મે ફરિ પણ જેમ, તે, સમય
કહું નિરધાર ॥ ૨૪ ॥

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरा-
यणम् । तत्र प्रयाता गच्छंति ब्रह्म
ब्रह्मविदो जनाः २४ ॥

[6]અર્ચિ, દિવસ, [7]શુધપક્ષને, ઉતરાયણમાં
સાર, જનાર બ્રહ્મજ થાય તે, [8]બ્રહ્મવીદ
જન, ધાર ॥ ૨૪ ॥

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा
दक्षिणायनम् । तत्र चांद्रमसं ज्यो-
तिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

ધૂમ, રાત્રિ, [9]વિધપક્ષ ને, દક્ષિણાયને
સાર, જાય, સ્વર્ગ પામી ફરે, કર્મ યોગિ
નિરધાર ॥ ૨૫ ॥

[illegible]णे गती ह्येते जगतः शाश्वते
मते । एकया यात्य[illegible]-
मन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥

શુકલ કૃષ્ણ, એ બે ગતી, શાશ્વત અહિંજ
મનાય, એકે પામે મોક્ષ, ફરિ, જન્મ અ-
ન્યથી થાય ॥ ૨૬ ॥

---

૧ ચરાચર ભૂતપ્રાણી. ૨ કારણરૂપ માયા. ૩ બ્રહ્માનો દિવસ સમજવો. ૪ બ્રહ્માની રાત્રી સમજવી. ૫ વ્યાપેલું. ૬ અગ્નિ તથા જ્યોતિનો પ્રકાશ. ૭ શુકલપક્ષ. ૮ બ્રહ્મને જાણનાર. ૯ કૃષ્ણપક્ષ.

नैते सृती पार्थ जानन् योगी मुह्यति
कश्चन । तस्मात्सर्वेषु कालेषु
योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

પાર્થ જાણતાં માર્ગ એ, યોગી મોહ ન કોય,
માટે તું યોગીજ, થા, સર્વ કાળમાં સોય૨૭.

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

વેદો વિષે, યજ્ઞતપો વિષે જે, દાનો વિષે
પુણ્ય કહેલ છે જે, પામે બધું તે, મુનિ
જાણિએને, પામે વળી જે પદ આદિ તેને.૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षरब्रह्मयोगोनाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

---

# ॥ अथ नवमोऽध्यायः ॥

—⟶∘◇∘⟵—

**श्रीभगवानुवाच ॥**

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे । ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्१

**શ્રીભગવાન કહેછે.**

શુદ્ધ તને અતિ ગુપ્ત આ, વિજ્ઞાનેજ સ-હીત, જ્ઞાન કહું જે જાણિને, થશે અશુ-ભથિ રહીત ॥ ૧ ॥

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् । प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम्॥२॥

છે એ વિદ્યારાજ અતિ, [૧]ગુહ્ય, શુદ્ધ ને ધર્મ્ય, એ અવ્યય ઉત્તમ સુલભ, છે પ્ર-ત્યક્ષ [૨]ગમ્ય ॥ ૨ ॥

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप । अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि॥३

પણ પુરૂષો એ ધર્મને, ન માનનારા જેહ, ભમેમૃત્યુ સંસારમાં,પામિ મને નહિ, તેહ.૩

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तीना । मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥

મેંઅવ્યકતેં સર્વ આ, વ્યાપ્યું જગતજ સાર, મુજમાં સર્વે ભૂત એ, હું તેમાં નલગાર ॥૪॥

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम्-भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ५

વળિ મુજમાં નહિ ભૂત એ, જો મુજ ઈ-શ્વરિ યોગ, [૩]ધર્ત્તા પાળક છુંજ પણ, નહિ એમાં મુજ જોગ ॥ ૫ ॥

यथाऽऽकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् । तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

જેમ રહે નભમાંજ નિત, વાયુ [૪]સર્વગત મહાન, સર્વ ભૂત પણ તેમ છે, અર્જુન, મુજમાં જાણ ॥ ૬ ॥

सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम् । कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥

સૌ પામે [૫]કલ્પક્ષયે, મુજ પ્રકૃતીને સાર, [૬]કલ્પારંભે હું સૃજું, ફરિ તેને નિરધાર ॥૭॥

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः। भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥८॥

સ્વીકારી નિજ પ્રકૃતિને, સૃજું ફરિ ફરિ આ ભૂત, પૂર્વ કર્મથી એ બધા, પરવશ પાડૂં સૂત ॥ ૮ ॥

न च मां तानि कर्माणि निबध्नंति धनंजय। उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥९॥

પણ અસંગિ તે કર્મમાં, ઉદાસીન વત સાર, હુંછું. માટે નહિ મને કર્મ બાધ કરનાર. ૯

૧ ગુપ્ત. ૨ જણાય એવી. ૩ ધારણ કરનાર. ૪ સર્વ ઠેકાણે રહેલ. ૫ પ્રલયકાળે. ૬ સૃષ્ટિ-કાળે. કલ્પ એટલે ચાર અબજ બત્રીશ ક્રોડ સાવન વર્ષ.

मयाऽध्यक्षेण प्रकृतिःसूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥१०॥

મુજ [1]અધ્યક્ષપણેરચે પ્રકૃતિ વિશ્વનિરધાર
એજ હેતુયે થાયછે, જગતજ વારંવાર॥૧૦॥

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥११॥

મુજ ઈશ્વરિ પરભાવને, ન જાણનારા જેહ,
મનુષ દેહિ ધારી મને, નિંદે મૂઢા તેહ॥૧૧॥

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः । राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥

[2]વ્યર્થ [3]આશિ ને કર્મિ તે, વ્યર્થ જ્ઞાનિ [4]વિક્ષીપ્ત, [5]મોહિનિ, [6]રાક્ષસિ, [7]આસુરી, [8]પ્રકૃતીતે આશ્રીત ॥ ૧૨ ॥

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः । भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

પણ મહાતમા એકચિત દૈવી પ્રકૃતીવાન, ભજે મને જાણી મને કારણ અવ્યય મહાન ॥ ૧૩ ॥

सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः । नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ १४ ॥

કર્તા કિર્તન નિત્ય કો, દૃઢવ્રત યત્ને સકત, નમતાં કંઈક ભજે મને, ભક્તિયે નિત ભકત ॥ ૧૪ ॥

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते । एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

અન્ય ભજે કો જ્ઞાનથી,[9]એકયે [10]પૃથકેંસાર, કોઇ વિશ્વરૂપે મને,દેખી બહુજપ્રકાર॥૧૫॥

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥१६॥

હું [11]ક્રતુ ને હું [12]યજ્ઞ છું, [13]સ્વધાજ, [14]ઔષધ હુંજ, હુંજ, મંત્ર, હું [15]આજ્ય છું, અગ્નિ હવન હું છું જ ॥ ૧૬ ॥

पिताहमस्य जगतो माता धाता पितामहः । वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

પિતા પિતામહ જગતનો, માતા [16]ધાતા હુંજ, [17]જ્ઞેય, શુદ્ધ ઓંકાર, [18]ઋગ્, [19]સામ [20]યજૂ હું છુંજ ॥ ૧૭ ॥

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् । प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

ગતિ, [21]ભર્ત્તા, પ્રભુ, સાક્ષિ, હું, [22]શરણ સુહૃત [23]નિવાસ,[24]પ્રભવ,[25]પ્રલય, આધાર [26]લય, કારણ છું અવિનાશ ॥ ૧૮ ॥

---

૧ અધિષ્ઠાતા. પાસે હોવાથી ૨ વૃથા, ફોકટ. ૩ આશાવાળો. ૪ વિક્ષેપ પામેલો. ૫ બુદ્ધિભ્રંશ કરનાર. ૬ હિંસાદિ કરાવનાર. ૭ દંભ ગર્વાદિ કરાવનાર ૮ સ્વભાવ. ૯ એકપણાથી અહંગ્રહ ઉપાસનાથી. ૧૦ જુદાપણાથી ૧૧ અગ્નિષ્ટોમાદિ યજ્ઞ. ૧૨ નિત્ય પંચયજ્ઞાદિ ૧૩ શ્રાદ્ધાદિ. ૧૪ અન્ન વા ઔષધિ. ૧૫ ઘૃતાદિ. ૧૬ કર્મફળ દેનાર. ૧૭ જાણવા લાયક. ૧૮, ૧૯, ૨૦ ત્રણે વેદોના નામ ૨૧ પોષણ કરનાર. ૨૨ રક્ષક. ૨૩ રહેવાનું સ્થાન. ૨૪ સૃષ્ટિ કરનાર. ૨૫ નાશ કરનાર. ૨૬ લયસ્થાન.

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च । अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन॥ १९॥

કરૂં તાપ વૃષ્ટી કરૂં, કદિ અવૃષ્ટી સાર, જીવન મૃત્યુ હું જછું, [1]સ્થૂલ,[2]સૂક્ષ્મ નિરધાર.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते । ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥ २०॥

[3]વેદત્રયી [4]સોમપિ શુદ્ધ છે જે, યજ્ઞે યજી સ્વર્ગ ગતી ઇછે તે, પામીજ તે પુણ્ય સુરેંદ્રલોક, ત્યાં ભોગવે દિવ્યજ દેવભોગ.૨૦

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति । एवं त्रयी धर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभते ॥ २१ ॥

તે ભોગવી સ્વર્ગ પુરીજ મોટી, આવે અહીં પુણ્યગિયેજ ખૂટી, એમ [5]ત્રયીધર્મ અનુસરે છે, તે અર્થકામી જઇને વળેછે.૨૧

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते । तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥

પણકરઅનન્ય ભકતો મને,ચિંતી સેવેસાર, [7]યોગક્ષેમ હું તે તણો, ચલાવુંછ નિરધાર.

येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः । तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम्२३

અન્ય દેવને જે ભજે, શ્રદ્ધા ભાવ સહીત. ભજેછ તે મુજનેજ, પણ [8]વિધિથી છેજ રહીત ॥ ૨૩ ॥

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च। न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते २४

હું ભોકતા સૌ યજ્ઞનો, પ્રભુપણ હું નિરધાર. જાણે મને ન તત્વથી, ફરિ તે આવે સાર.

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः । भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥

મળે દેવયજિ દેવને, પિતૃને પિતૃ ભકત, [9]ભૂતયજી [10]ભૂતોજને, મુજનેમુજમાંસકત.

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति। तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥२६॥

પત્ર પુષ્પ ફલ જલ મને, અર્પે પ્રીત્યે જેહ, ગ્રહણ કરૂં તે શુદ્ધનું, પ્રીત્યે અર્પિત તેહ.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् । यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ ॥ २७ ॥

કરે, ખાય, હોમે વળી, આપે પણ તું જેય. તપ કરેજ, તેં સૌ મને, અર્પી દે કૌંતેય.

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः। संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥

એમ શુભાશુભ ફલથકી, અર્જુન છુટી જઈશ, સંન્યાસી ને મુકત થૈ, મુજને તુંજ મળીશ ॥ ૨૮ ॥

---

૧ દૃશ્ય પદાર્થ. ૨ અદૃશ્ય વસ્તુ ૩ ઋગ, સામ અને યજુર્વેદ જાણનાર. ૪ સોમવલ્લી પીનાર. ૫ ત્રણે વેદે કહેલ કર્મમાર્ગ. ૬ બીજામાં મન નહિ રાખનાર. ૭ અપ્રાપ્તનું મેળવવું ને પ્રાપ્તનું રક્ષણ કરવું. ૮ મોક્ષપ્રાપક વિધિ. ૯ ક્ષુદ્ર દેવને યજનાર. ૧૦ ક્ષુદ્ર દેવ.

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः । ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥

છું હું સમ સૌ [1]ભૂતમાં, પ્રિય અપ્રિય નહિ કાંઈ, ભજે મને ભાવેંજ, તે મુજમાં હું તેમાંઇ ॥ ૨૯ ॥

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् । साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

દુરાચારિ પણ હોય જે, ભક્તં મને ભજનાર, સાધૂ તે વળી જાણવો, [2]સમ્યક્ નિશ્ચયિ સાર ॥ ૩૦ ॥

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छाति । कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

થાય તુર્ત ધર્મીજ, નિત, શાંતી પામે તેહ, નાશ ન પામે ભક્ત મુજ, અર્જુન જાણી લેહ ॥ ૩૧ ॥

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः । स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥ ३२ ॥

સ્ત્રી, [3]વૈશ્યો, શૂદ્રો તથા, ચાંડાલો પણ જેહ, અર્જુન મુજ આશ્રય કરી, પરગતિ પામે તેહ ॥ ૩૨ ॥

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा । अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

તો પછિ બ્રહ્મણ ક્ષત્રિયો, પામે તેમાં શું જ, અસુખ, [4]અનિત્યજ લોક આ, પામિ મને ભજ તુંજ ॥ ૩૩ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

થા [5]મન્મન, મુજ ભક્ત થા, [6]મદ્યજિ નમ, મુજનેજ, થૈ [7]મત્પર, મન જોડીને, પામિશ તુંજ [8]મનેજ ॥ ૩૪ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥ ९ ॥

---

१ પ્રાણી. ૨ સારી રીતે. ૩ કેવળ ખેતી કરનાર. ૪ નાશવંત. ૫ મારા આત્મસ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૬ મારૂં યજન કરનાર. ૭ મારા આત્મસ્વરૂપમાં તત્પર. ૮ મારા આત્મસ્વરૂપને.

# ॥ अथ दशमोऽध्यायः ॥

**श्रीभगवानुवाच**

भूय एव महाबाहो शृणु मे परमं वचः । यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः । अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् । असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः । सुखं दुखं भवो भावो भयं चाभयमेव च ॥ ४ ॥

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः । भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा । मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः । सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥

**શ્રીભગવાન કહેછે.**

શુણ ફરીજ મહાબાહુ તું, આત ઉત્તમ મુજવાણ, જે, તું પ્રિયને હું કહું, હિત્તેચ્છાયેં જાણ ॥ ૧ ॥

જાણે નહિ મુજ [1]પ્રભવને, મુનિ દેવો નિરધાર, કારણ મુનિ દેવો તણું, છું હું સર્વ પ્રકાર ॥ ૨ ॥

અજ, અનાદિ, ઇશ લોકનો, જાણે મુજને જેહ, મનુષ્યમાં સૌ પાપથી, છૂટે મોહવિણ તેહ ॥ ૩ ॥

બુદ્ધિ, જ્ઞાન, [2]અસંમોહ, [3]દમ, ક્ષમા, સત્ય, [4]શમ સાર, સુખ દુઃખ, [5]ભાવ [6]અભાવ વળિ, ભય અભયજ નિરધાર ॥ ૪ ॥

અહિંસા, [7]સમતા તપ વળિ, [8]તુષ્ટિ, અયશ, યશ, દાન, થાય ભાવ સૌ પ્રાણિને, મુજથી બહુવિધ માન ॥ ૫ ॥

[9]સપ્ત, [10]ચાર રૂષિ, [11]મનુ, પ્રથમ, [12]મદ્ભાવી તે સાર, થયાજ મનથી, જેનિ આ, પ્રજા લોકમાં ધાર ॥ ૬ ॥

મુજ [13]વિભૂતિ વળિ યોગએ, જાણે તત્વેં જેય, જોડાયે સ્થિર યોગમાં, [14]નિઃસંશય કૌંતેય ॥ ૭ ॥

---

૧ ઉત્પત્તિ. ૨ મોહરહિતપણું. ૩ બહારની ઇંદ્રિયોનું દમન. ૪ અંતઃકરણને વસ્ય કરવું. ૫ ઉત્પત્તિ ૬ નાશ. ૭ સમાનપણું. ૮ સંતોપ. ૯ ભૃગુઆદિ સાત ઋષિ. ૧૦ સનકાદિ ચર ઋષિ. ૧૧ સ્વાયંભૂઆદિ ચૌદ મનુ. ૧૨ મારા પ્રભાવવાળા. ૧૩ ઐશ્વર્ય. ૧૪ સંશયરહિત.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ८

જન્મ [1]હેતુ હું સર્વનો, થાય સર્વ મુજથીજ,
જાણી એમ ભજે મને, ભાવયુકત જ્ઞાનીજ.૮

मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च९

રાખી પ્રાણ મન મુજવિશે, જ્ઞાનિ પરસ્પર સાર, રમે, મને ભજિ જાણિ નિત, ધરાય પણ નિરધાર ॥ ૯ ॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते१०

તે નિત પ્રીતિવડે મને ભજનારાને એહ.
[2]બુધિયોગ આપુ જેથિ તો, પામે મુજને તેહ.

तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः । नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

કરૂં નાશ [3]અજ્ઞાન તમ, કૃપાથિ તેનું સાર.
પ્રકાશિતજ્ઞાન દિપે કરિ,અંતર રહિનિરધાર

अर्जुनउवाच ॥

અરજુન કહેછે.

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् । । पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२॥

આપ બ્રહ્મપર ધામ છો, પવિત્ર ને વિશેષ આદિ દેવ અજ [4]વિભુ વળી, દિવ્ય પુરૂષ હમેશ ॥ ૧૨ ॥

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा । असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

એમ આપને સૌ કહે દેવર્ષિ નારદ, વ્યાસ, દેવલ, અસિત, ઋષી બધા, આપ વદોછો ખાસ ॥ ૧૩ ॥

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव । नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ १४ ॥

માનું છું એ સત્ય સૌ, આપ કહોછો જેહ, જાણે નહિ સુર અસુર પણ, [5]વ્યકિત આપની તેહ ॥ ૧૪ ॥

स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम । भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

પોતાને પોતેજ તો, જાણોછો ભૂતેશ.
[6]ભૂતોત્પાદક,જગપતી,પુરૂષોત્તમદેવેશ.૧૫

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः । याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥

છો કહેવાને યોગ્ય નિજ, દિવ્ય વિભૂતિ અશેષ, જેથિ આપ આ લોકને વ્યાપિ રયા વિશ્વેશ ॥ ૧૬ ॥

---

૧ કારણબીજ. ૨ જ્ઞાનયોગ. ૩ અજ્ઞાનરૂપી અંધારૂં. ૪ વ્યાપક. ૫ સ્વરૂપ. ૬ પ્રાણિયોને પેદા કરનાર.

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन्। केषु केषु च भावेषु चिंत्योऽसि भगवन्मया ॥ १७ ॥

જાણિ શકું હું આપને, સદા ચિંતતાં કેમ, કૈ કૈ ચીજે ચિંત્ય છો, આપ જનાર્દન તેમ.

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन। भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥

ફરી કહો વિસ્તારથી, યોગ વિભૂતી નીજ, શુણતાં અમૃત થાય નહિ, મુજને હાર તૃપ્તીજ ॥ ૧૮ ॥

श्रीभगवानुवाच ॥

શ્રીભગવાન કહેછે.

हंत ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः। प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यंतो विस्तरस्य मे ॥ १९ ॥

કહિશ વિભૂતી દિવ્ય મુજ, મુખ્ય પાર્થ છે જેહ, મુજ વિભૂતિ વિસ્તારનો, લાગે નહિ કૈં છેહ ॥ ૧૯ ॥

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः। अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥

હું આત્મા સૌ ભૂતમાં, રહેલ છું નિરધાર, આદિ મધ્ય ને અંત પણ, ભૂતોનો હું સાર.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान्। मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१ ॥

છું વિષ્ણુ આદિત્યમાં, મરિચિ વાયુમાં જાણ, [1]શશિ નક્ષત્રે, જ્યોતિમાં, છું રવિ [2]અંશુમાન ॥ ૨૧ ॥

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः। इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२ ॥

સામવેદ વેદોવિષે, ઇંદ્ર દેવમાં ધાર. મન ઇંદ્રિયમાં હુંજ છું, ચેતન ભુતે સાર. ૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम्। वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

શંકર હું રૂદ્રોવિષે, વસુમાં અગ્ની છુંજ, કુબેર રાક્ષસ યક્ષમાં, મેરૂ [3]શિખરિમાં હુંજ.

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम्। सेनानीनामहं स्कंदः सरसामास्मि सागरः ॥ २४ ॥

મને [4]પુરોહિતમાંજ તું, મુખ્ય બૃહસ્પતિ જાણ, સેનાપતિમાં [5]સ્કંદ હું, અબ્ધિ તળાવે માન ॥ ૨૪ ॥

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम्। यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥ २५ ॥

મહર્ષિમાં ભૃગુ હુંજ છું વાણીમાં ઓંકાર, [7]હિમાદ્રિ છું સ્થાવર વિષે, જપ યજ્ઞોમાં ધાર.

---

૧ ચંદ્રમા. ૨ કિરણવાળો. ૩ પર્વત. ૪ ઉપાધ્યાય. ૫ કાર્તિકસ્વામી. ૬ સમુદ્ર. ૭ હિમાલય.

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां
च नारदः । गंधर्वाणां चित्ररथः
सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

હું નારદ દેવર્ષિમાં, પીપર વૃક્ષે હું જ,
ગંધર્વોમાં, ચિત્રરથ, કપિલસિદ્ધમાં છું જ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि
माममृतोद्भवम् । ऐरावतं गजेंद्राणां
नराणां च नराधिपम् ॥ २७ ॥

[1]અમૃતોદ્‌ભવ ઉચ્ચૈઃશ્રવા, અશ્વોમાં હું, જાણ,
[2]ગજેંદ્રોમાં ઐરાવત, રાજા નરમા માન.

आयुधानामहं वज्रं धेनूनामस्मि
कामधुक् । प्रजनश्चास्मि कं-
दर्पः सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

આયુધમાં હું વજ્ર છું, પ્રજા હેતુ [3]કંદર્પ,
કામધેનુ ધેનૂવિષે, સર્પે વાસુકિ સર્પ॥૨૮॥

अनंतश्चास्मि नागानां वरुणो
यादसामहम् । पितॄणामर्यमा
चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

છું નાગોમાં શેષ હું, વરૂણ જળચરોમાંય,
આર્યમાજ પિતૃવિષે, [4]સંયમિમાં યમરાય.

प्रह्लादश्चास्मि दैत्यानां कालः
कलयतामहम् । मृगाणां च मृगें-
द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

છું પ્રલ્હાદ દૈત્યો વિષે, [5]ગણકોમાં છું કાળ,
સિંહ [6]મૃગોમાં, પક્ષિમાં, છું હું [7]વિનતાબાળ

पवनः पवतामस्मि रामः शस्त्र-
भृतामहम् । झषाणां मकरश्चा-
स्मि स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

વેગવાનમાં વાયુ હું, શાસ્ત્રધારિમાં રામ,
[8]મકર મત્સ્યમાં હું જ છું, નદિમાં ગંગા નામ.

सर्गाणामादिरंतश्च मध्यं
चैवाहमर्जुन । अध्यात्मविद्या
विद्यानां वादः प्रवदतामहम् ॥ ३२ ॥

આદિ અંત ને મધ્ય પણ, સૃષ્ટીનો હું સાર,
[9]બ્રહ્મવિદ્યા વિદ્યાવિષે, વાદ વાદિમા ધાર.

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामा-
सिकस्य च । अहमेवाक्षयः कालो
धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

અકાર છું અક્ષર વિષે, [10]દ્વંદ્વ સમાસે ધાર,
કાળ અનાશી છું વળી, [11]ધાતા સર્વે પ્રકાર

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च
भविष्यताम् । कीर्तिः श्रीर्वाक्च
नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

મૃત્યુ સર્વ હરનાર હું, [12]ઉદ્દભવથનારમાંજ,
સ્ત્રીમાં વાણી, કીર્તિ, [13]શ્રી, સ્મૃતિ, ધી,
[14]ધૃતી, ક્ષમાજ ॥ ૩૪ ॥

---

૧ અમૃત મથન વખતે ઉત્પન્ન થયેલ. ૨ મોટા હાથી. ૩ કામદેવ. ૪ દંડ કરનાર. ૫ ગણિત કરનાર. ૬ જનાવર. ૭ ગરૂડ. ૮ મગર. ૯ આત્મજ્ઞાન. ૧૦ વ્યાકરણમાં કહેલ છ સમાસમાંનો એક. ૧૧ કર્મફળ દેનાર. ૧૨ ઉત્પત્તિ. ૧૩ લક્ષ્મી. ૧૪ ધૈર્ય.

बृहत्साम तथा साम्नां गायत्री
छंदसामहम् । मासानां मार्ग-
शीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

બૃહત્સામ છું સામમાં, ગાયત્રી, છંદેંજ,
માર્ગશીર્ષ છું માસમાં, વસંત ૠતુયેંજ॥૩૫॥

द्यूतं छलयतामस्मि तेजस्तेज-
स्विनामहम् । जयोऽस्मि व्यव-
सायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥

છળ જનમાં છું દ્યૂત વળિ, તેજ તેજિમાં
ધાર, જય ઉદ્યમ પણ હુંજ છું, [1]સત્વ
સાત્વિકે સાર ॥ ૩૬ ॥

वृष्णीनां वासुदेवोऽस्मि पांड-
वानां धनंजयः । मुनीनामप्यहं
व्यासः कवीनामुशना कविः ॥ ३७ ॥

વાસુદેવ યાદવવિષે, પાંડવામાં હું તુંજ,
મુનિમાં વેદવ્યાસ હું, શુક્રકવીમાં છુંજ ૩૭

दंडो दमयतामस्मि नीतिरस्मि
जिगीषताम् । मौनं चैवास्मि गु-
ह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥

દંડ દમન કરનારમાં, [2]મૌન ગુહ્યમાં માન,
નીતી જય ઇછનારમાં, જ્ઞાનવાનમાં જ્ઞાન.૩૮

यच्चापि सर्वभूतानां बीजं तद-
हमर्जुन । न तदस्ति विना
यत्स्यान्मया भूतं चराचरम् ॥ ३९ ॥

સર્વ ભૂતનું બીજ જે, તે છું હું નિરધાર,
થાય નહીં મુજવીણ એ, ભૂત ચરાચર સાર૩૯

नांतोऽस्ति मम दिव्यानां वि-
भूतीनां परंतप । एष तूद्देशतः
प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

મુજ વિભૂતિ દિવ્યજતણો,આવે અંતન,ધાર
માટે મેં તેનો કર્યો, સંક્ષેપેં વિસ્તાર ॥૪૦॥

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जि-
तमेव वा । तत्तदेवावगच्छ त्वं
मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

[3]વિભૂતિમત, [4]શ્રીમંત વળી, ગુણથિ અતી-
શય જેહ, મુજ બળઅંશે જાણ તું, થયૂંજ
ઉત્પન્ તેહ ॥ ૪૧ ॥

अथवा बहुनैतेन किं ज्ञातेन
तवार्जुन । विष्टभ्याहमिदं कृत्स्न-
मेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

અથવા અર્જુન બહુજ એ, જાણેથી છે
શુંજ, એક અંશથી સર્વ જગ, વ્યાપિ રહ્યો
આ હુંજ ॥ ૪૨ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनीषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥

---

૧ સત્વગુણ. ૨ મુનીવ્રતપણું. ૩ વિભૂતિવાળું. ૪ ઐશ્વર્યવાન.

# ॥ अथ एकादशोऽध्यायः ॥

**अर्जुन उवाच ॥**

मदनुग्रहाय परमं गुह्यमध्या-
त्मसंज्ञितम् । यत्त्वयोक्तं
वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

**અર્જુન કહેછે.**

મુજ અર્થે આપેંજ જે, કહિ [1]અધ્યાત્મજ વાણિ, પરમ ગુહ્ય, તેણે કરી, મોહ પામ્યો મુજ હાણિ ॥ ૧ ॥

भवाप्ययौ हि भूतानां श्रुतौ
विस्तरशो मया । त्वत्तः कमल-
पत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

ઉત્પત્તિ લય ભૂતો તણું, [2]મહત્વ અવ્યય સાર, કૃષ્ણ, શુણ્યા મેં આપથિ, વિસ્તારેં, નિરધાર ॥ ૨ ॥

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥

આપ વદોછો તેમ છે, પરમેશ્વર નિજરૂપ તોપણ જોવા ચાઉંછું, નિજ ઐશ્વર્ય સ્વરૂપઉ

मन्यसे यदि तच्छक्यं मया
द्रष्टुमिति प्रभो । योगेश्वर त-
तो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

જોઈ શકિશ હું રૂપ તે, પ્રભુ માનો જો સાર, તો અવ્યય નિજ રૂપને, બતાવોજ નિરધાર ॥ ૪ ॥

**श्रीभगवानुवाच॥**

पश्य मे पार्थ रूपाणि शत-
शोऽथ सहस्रशः । नानाविधा-
नि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥

**શ્રીભગવાન કહેછે.**

અર્જુન મારૂં રૂપ જો, દિવ્ય હજાર પ્રકાર, અનેક [3]વર્ણાકૃતિ વળી, [4]નાના વિધ નિરધાર ॥ ૫ ॥

पश्यादित्यान्वसून्रुद्रानश्वि-
नौ मरुतस्तथा । बहून्यदृष्टपू-
र्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

આદિત્ય, વસુ, રૂદ્રો, મરૂત, વળિ અશ્વિનીકુમાર, અદિઠ પૂર્વ આશ્ચર્ય બહુ, જો તું આણે ઠાર ॥ ૬ ॥

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य
सचराचरम् । मम देहे गुडा-
केश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥

સકળ ચરાચરૂ જગતને, મુજ વપુમાંજ રહેલ, જો તું હમણા જો વળી, બીજું જે ઈચ્છેલ ॥ ૭ ॥

न तु मां शक्यसे द्रष्टुमनेनैव
स्वचक्षुषा । दिव्यं ददामि ते
चक्षुः पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥

આ નિજ ચક્ષુવડે મને, નથિ જોવા તું જોગ, દિવ્ય નેત્ર આપું તને, જો મુજ ઈશ્વરિ યોગ ॥ ૮ ॥

---

[1] બ્રહ્મવિદ્યા. [2] માહાત્મ્ય. [3] વર્ણ અને આકારવાળાં. [4] બહુ.

संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन् महा-
योगेश्वरो हरिः । दर्शयामास
पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

अनेकवक्त्रनयनमनेकाद्भुत-
दर्शनम् । अनेकदिव्याभरणं
दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

दिव्यमाल्यांबरधरं दिव्य-
गंधानुलेपनम् । सर्वाश्चर्य-
मयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

दिवि सूर्यसहस्रस्य भवेद्यु-
गपदुत्थिता । यदि भाः सदृशी
सा स्याद्भासस्तस्य महात्मनः ॥ १२ ॥

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥१३॥

ततः स विस्मयाविष्टो हृष्टरो-
मा धनंजयः । प्रणम्य शिरसा
देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नांतं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥ १६ ॥

સંજય કહેછે.

એમ કહી અર્જુનને, ઈશ્વરિ રૂપ મહંન,
યોગેશ્વર હરિયે પછી, દેખાડયું રાજંન॥૯॥

અનેક મુખ, નેત્રિ, બહૂ, [1]અદ્ભુત દર્શ-
નવાન, અનેક [2]દિવ્યાભરણિ, બહુ, [3]ઉદ્યુત
આયુધમાન ॥ ૧૦ ॥

દિવ્ય પુષ્પ ને વસ્ત્ર [4]ધર, દિવ્ય ગંધ લે-
પન્ન, અનંત સૌ આશ્ચર્યમય, [5]સૌદિશ મુખ
[6]સંપન્ન ॥ ૧૧ ॥

જો [7]દિવિ સૂર્ય હજારની, કાંતિ એકદમ
થાય, તોએ મહાત્મની કાંતિને મળતી કૈક
જણાય ॥ ૧૨ ॥

ત્યાં જગ,ઇશ શરીરમાં,સકળજ એકસ્થાન,
નાના ભેદે અર્જુને,રહેલું દીઠું જાણ ॥૧૩॥

પામી વિસ્મય તે પછી,[8]રોમહર્ષી થૈ, નાથ,
નમિ મસ્તકથી દેવને, બોલ્યો જોડી હાથ૧૪

અરજુન કહેછે.

દેખુંછ દેવો તમ દેવ દેહે, બીજાં બધાં
પ્રાણિ વિશેષ જેહે, બ્રહ્મા વળી જે કમળા-
સની તે, સર્પો બધા દિવ્ય ઋષી વળી જે.૧૫

અનેક બાહુ મુખ નેત્ર પેટ, દેખું તમોને
બહુ રૂપ નેટ, ચોમેર વિશ્વેશ્વર વિશ્વરૂપ,
દેખું ન આદી મધ અંતરૂપ ॥ ૧૬ ॥

---

૧ આશ્ચર્યકારક. ૨ દિવ્ય અલંકારવાળા. ૩ ઉગામેલ. ૪ ધારણ કરનાર. ૫ બધીબાજુ. ૬ યુક્ત.
૭ આકાશમાં. ૮ રૂંવાડાં ઉભાં થયેલ.

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

ગદા વળી ચક્ર મુકૂટવાન, ચોમેર તેજીબહુ
કાંતિમાન, દેખું [1]અનીરીક્ષ્ય વળી [2]અમેય,
[3]પ્રદીપ્ત અગ્નિ રવિપેઠે [4]એય ॥૧૭॥

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

તમેજ છો બ્રહ્મ પર [5]સુજાણ્ય, આધાર
છો વિશ્વતણાજ માન્ય, અનાશિ ને શા-
શ્વત [6]ધર્મત્રાણ, પુરૂષ છો મૂજમતેં પુરાણ૧૮

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं
शशिसूर्यनेत्रम् । पश्यामि त्वां दीप्तहुता-
शवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥

નેત્રો શશી સૂર્ય અનંત હાથ, અનાદિ મ-
ધ્યાંત બળીજ નાથ, દેખું [7]જવલિતાગ્ની મુ-
ખોજવાળા, સ્વતેજથી વિશ્વ તપાવનારા૧૯

द्यावापृथिव्योरिदमंतरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥

આકાશ આ સર્વ દિશ્ વળી જે, વ્યાપેલ
દેખું તમ એકથી તે, અદ્ભૂત ને આ તમ
ઉગ્રરૂપ, દેખી ત્રણે લોક બિહે [8]અનૂપ ૨૦

अमी हि त्वां सुरसंघा विशंति
केचिद्भीताः प्रांजलयो गृणंति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

આ [9]દેવસંઘો તમ શર્ણે થાયે, જોડી [10]કરો
કો બિહિનેજ ગાય, સિદ્ધો મહર્ષી વદિ
શૂભવાણી, [11]સ્તવે તમોને અતિશે વખાણી

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा
वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

આદિત્ય, રૂદ્રો વસુ સાધ્ય આ જે, [12]વિ-
શ્વેશ્વિનૌ વાયુ પિતૃ તથા જે, ગંધર્વ, યક્ષો,
સિધ, દૈત્ય, જે છે, આશ્ચર્ય થૈ સૌ તમને જુવે છે.

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहु-
बाहूरुपादम् । बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

અનેક નેત્રો મુખ પેટ હાથ, અનેક પાદો
[13]ઉરૂ, દાંત સાથ, આ રૂપ મોટું ભયકારિ
જોઈ, બિહે છે સૌ તેમ બિહું છ મોહી॥૨૩॥

---

૧ જાવા અશકય. ૨ પ્રમાણથી સિદ્ધ થવા અશકય. ૩ પેટેલ. ૪ આતનું સ્વરૂપ. ૫ જાણવાલાયક. ૬ ધર્મરક્ષક. ૭ બળતો અગ્નિ. ૮ ઉપમારહિત, ૯ દેવસમૂહ. ૧૦ હાથ. ૧૧ સ્તુતિ કરેછે. ૧૨ વિશ્વેદેવ અને અશ્વિનીકુમાર. ૧૩ સાથળ.

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा
धृतिं न विंदामि शमं च विष्णो ॥ २४ ॥

મહાદીપ્ત નેત્રી, નભને અડેલા, અનેક વર્ણી-
મુખ ઉઘડેલા, તેજસ્વિ દેખી દુખી અં-
તરાત્મા, પામું ન શાંતી ધૃતિને મહાત્મા.૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

કાળાગ્નિ જેવાં, ભયકારિ દાંતે, દેવેશ જોઇ
તમ મૂખ ખાંતે, દિશા ન જાણું, નહિ સૂખ
આશ, પ્રસન્ન થાઓ જગના નિવાસ. ૨૫

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥

આ સર્વ પુત્રો ધૃતરાષ્ટ્રના તે, પૃથ્વી તણા
આ નૃપસંઘ સાથે, આ ભીષ્મ ને કર્ણ ગુ-
રૂજયોદ્ધા, સાથે અમારા પણ મુખ્ય જોદ્ધા૨૬

वक्त्राणि ते त्वरमाणा विशंति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु
संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

દાંતે કરીને, [1]ભયકારિ જે છે, મૂખોજ તેમાં
જલદી પડે છે, કો શ્રેષ્ટ અંગે થઇ નેજ ચૂર્ણ,
દાંતો વિષે લાગિ દિસે અપૂર્ણ ॥ ૨૭ ॥

यथा नदीनां बहवोंऽबुवेगाः समुद्रमेवा-
भिमुखा द्रवंति । तथा तवामी नरलोक-
वीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥

નદી જલોના બહુ વેગ જેમ, સમુદ્ર પ્રત્યે
મળિ જાય, તેમ, મુખો તમારાં બળતાંજ
જે છે, તેમાંય આ વીર નરો પડે છે. ૨૮

यथा प्रदीप्तं ज्वलनं पतंगा
विशंति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशंति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

જેવીજ રીતે બળતાગ્નિમાંય, વેગે પતંગો
બળવાજ ધાય. તેવીજ રીતે તમ મૂખ-
માંય, વેગે જનો આ મરવાજ ધાય. ૨૯

लेलिह्यसे ग्रसमानः समंता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

તેણે મુખે લોક બધાજ આપ, ખાતાંજ
ચાખો અતિશે [2]અમાપ, તેજે કરી લોક
[3]સમગ્ર પૂરી સંતાપ આપે તમ કાંતિ ક્રૂરી.૩૦

૧ ભય કરનાર., ભયંકર. ૨ મપાય નહીં એવા. ૩ બધા.

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

પ્રસન્ન થાઓ, નમુ દેવભૂપ, છો કોણ કહો આપજ [1]ઉગ્ર રૂપ, છે જાણવાની તમનેજ વૃત્તિ, જાણું નહીં આપતણી પ્રવૃત્તિ॥૩૧॥

## श्रीभगवानुवाच ॥

## શ્રીભગવાન કહેછે.

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः।
ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

હું ઉગ્ર, લોક ક્ષયકારિ કાળ, અહી થયો તે હણુવાજ હાલ, વિનાજ તું સૌ મરશેજ આહીં, જે છે ઉભેલા પ્રતિ સૈન્યમાંહી॥૩૨॥

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम्।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

માટે ઉઠી તું યશનેજ પામ, શત્રુ જિતી ભોગવ રાજ્ય સામ, હણ્યાજ છે પૂર્વથિ મેંજ આને, અર્જુન તું માત્ર નિમિત્ત થાને૩૩

द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथाऽन्यानपि योधवीरान्।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युध्द्यस्व जेताऽसि रणे सपत्नान् ॥ ३४ ॥

આ દ્રોણ ને જેદ્રથ ભીષ્મધીરો, કર્ણાદિ બીજા વળિ યુદ્ધવીરો, હણ્યાછ તેને દુખ મૂકિ જીત, જીતીશ શત્રુ રણમાં અજીત૩૪

## संजय उवाच ॥

## સંજય કહેછે.

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृतांजलिर्वेपमानः किरीटी।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

એવી શુણી કેશવનીજ વાણી, [2]કિરીટિ કંપી વળિ જોડિ [3]પાણી, બોલ્યોજ મંદ સ્વરથી, નમીને, શ્રીકૃષ્ણપ્રત્યે અતિ બીહુબીને.૩૫

## अर्जुन उवाच ॥

## અરજુન કહેછે.

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च।
रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ३६ ॥

છે યુક્ત, દેવા,તમ કીર્તને જે, રાજીજ પ્રેમી જગ આ બને તે, બીધેલ જે રાક્ષસ ભાગિ જાય, સિદ્ધો બધા જે નમતાજ થાય. ૩૬

---

૧ તીવ્ર, ક્રૂર. ૨ અરજુન. ૩ હાથ.

कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

બ્રહ્માતણા છે ગુરૂ આદિ કર્તા, નમે નકિ
તે તમનેજ મર્ત્તા, છો [૧]સત્અસત્થી પરબ્ર-
હ્મ ખાસ, અનંત, દેવેશ, [૨]જગન્નિવાસ.૩૭

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥

છો દેવ આદી પુરૂષઃ પુરાણ, આ વિશ્વના
આપ પરં [૩]નિધાન, છો [૪]જ્ઞેય, [૫]જ્ઞાતા [૬]પ-
રધામ આપ,વ્યાપી રયા વિશ્વ તમે અમાપ

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

વરૂણ, [૭]વા. અગ્નિ શશિ, યમચ્છો, પ્રજા-
પતી ને પ્રપિતામહ ચ્છો, પ્રણામ છે સ્રજ
હજાર વાર, ફરી ફરી છે નમનો હજાર.

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोपि ततोऽसि सर्वः ॥ ४० ॥

પ્રણામ છે સન્મુખ ને પિઠેથી, ચોફેરથી
છે નમનો સુખેથી, પરાક્રમી ને બળિ છો
અનંત, વ્યાપી રયા સૌ, સઉછો મહંતા॥૪૦॥

सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

માની સખા આ મહિમા ન જાણી, કહી-
છ મેં આ હઠથીજ વાણી,હે કૃષ્ણ,હે યાદવ
હે સખા જે, [૮]પ્રમાદથી તે, [૯]પ્રણયેજ વાતે.

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

ફરતાં, સુતાં ભોજન આસને જે, માઠું લ-
ગાડયું હસવાજને તે, એકાંતમાં તેમ [૧૦]સ-
મક્ષ સૌ જે, ક્ષમા કરો આપ અમાપ સૌ તે

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकःकुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥

તમેજ છો આ જગનાજ બાપ, ગુરૂતણા છો
ગુરૂ, પૂજ્ય આપ, ત્રીલોકમાં છે નહિ કો-
સમાન, અધીક તો કયાંથિ [૧૧]નિરૂપમાન૪૩

---

૧ વ્યક્ત અવ્યક્તથી, દશ્ય અદશ્યથી. ૨ જગતને રેહેવાનું સ્થાન. ૩ લયસ્થા. ૪ જાણવાલાયક. ૫ જાણનાર, સાક્ષી. ૬ પરંસ્વરૂપ. ૭ વાયુ. ૮ ગાફલતાથી. ૯ સ્નેહથી. ૧૦ પાસે. ૧૧ ઉપમારહિત.

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

માટે હરી, [1]કાય નમાવિ હુંજ, પ્રસન્ન દેવા
તમને કરૂંજ, ક્ષમા કરો જેમ પતિઃ પ્રિ-
યાને, પિતા સુતોનેજ સખા સાખાને॥૪૪॥

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

રાજી થયો પૂર્વ [2]અદષ્ટ જોઇ, ભયે ચળેલું
મન મૂજ મોહી, માટે બતાવા હરિ તે સ્વ-
રૂપ, પ્રસન્ન થાઓ [3]જગવાસરૂપ ॥ ૪૫ ॥

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

ગદા તથા ચક્ર મુકુટધારી, જોવા તમોને
ઇછું હું મુરારી, માટે બનો મૂજ ચતુસ્વ
રૂપ, સહસ્રબાહો [4]જગમૂર્તિરૂપ ॥ ૪૬ ॥

श्रीभगवानुवाच ॥

મ્રીભગવાન કહેછે.

मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

પ્રસન્ન થૈ મેં પરરૂપ આ જે, યોગે બતાવ્યું
તુજને, મહા તે, તેજી, અતી, [5]વિશ્વતનૂ,
અનાદિ, જોયેલ ને કો તુજવીણ આદિ ૪૭

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

ન વેદ યજ્ઞે નહિ દાનથીજ, ક્રિયા તથા ઉગ્ર
તપે નહીંજ, હું શક્ય જોવા નરલોકમાંયે,
તારાવિના અર્જુન કો બિજાયે ॥ ૪૮ ॥

मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ् ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

આ રૂપં મારૂં ભયકારિ જોઈ, થા મા [6]વ્ય-
થાવાને [7]વિમૂઢ મોહી, પ્રસન્ન થૈ તું ભય
મૂકિનેજ, ફરીથિ જો આ મુજરૂપ તેજ

संजय उवाच ॥

સંજય કહેછે.

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं
दर्शयामास भूयः । आश्वासयामास च
भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ५०

હવે કહી અર્જુનનેજ એમ, ફરી બતાવ્યું
નિજ રૂપ તેમ, થંડો કિધો તે બિહિનાર-
નેજ, બની ફરી શાંત [8]વપુરૂપેંજ ॥ ૫૦ ॥

---

૧ શરીર. ૨ નહિ જોયલું. ૩ જગતને રેહેવાનું સ્થાન. ૪ જગતરૂપ મૂર્તીવાળા. ૫ વિશ્વરૂપ શરીરવાળા. ૬ પીડિત. ૭ મૂઢ. ૮ શરીર.

अर्जुन उवाच ॥

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन । इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

અરજુન કહેછે.

જોઈ શાંત આતમતણું મનુષરૂપ નિરધાર,
થયો સચેતજ હું હવે,સ્વસ્થ ચિત્ત પણસાર.

श्रीभगवानुवाच ॥

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम । देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥

શ્રીભગવાન કહેછે.

જોયું તેં આ રૂપ મુજ, દુર્લભ જોવા જેહ,
દેવો પણ એ રૂપનું, નિત દર્શન ઈચ્છેહ.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

વેદ તપેં ને દાનથી, પૂજાથી પણ તેમ,
નહિ દેખાવા શકય હું, તેં જોયું છે જેમ.

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

પણ દેખાવા, તત્વથી, થવા પ્રવેશજ તેમ,
શકય જણાવા હુંજ છું, ભક્તિ અનન્યેં એમ.

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः । निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

[1]મત્કર્મી[2]મત્પરમ,મુજભક્તસંગવિણુજેહ,
રહિત [3]વૈર સૌ પ્રાણિમાં, પામે મુજને તેહ.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनयोगोनामैकादशोऽध्यायः ॥ ११ ॥

---

१ મારા આત્મસ્વરૂપની પ્રાપ્ત્યર્થ કર્મ કરનાર. २ મારૂં આત્મસ્વરૂપ છે પરમ ગતિ જેને. ३ વૈર, દ્વેષ.

## ॥ अथ द्वा॰ शोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते । ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

અરજુન કહેછે.

એમ ભક્ત નિત યુક્ત જે, તમને છે ભજનાર, વળિ જે અક્ષર બ્રહ્મને, શ્રેષ્ટ યોગિ કો સાર ॥ ૧ ॥

श्री भगवानुवाच ॥

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते । श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

શ્રીભગવાન કહેછે.

ભજે [1]મને નિત યુક્ત જે, મન રાખી મુજમાંય, પરમ શ્રધાથી યુક્ત તે, યોગી શ્રેષ્ટ મનાય ॥ ૨ ॥

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते । सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥

પણ [2]અચિંત્ય [3]કૂટસ્થ [4]ધ્રુવ, સ્થિર [5]અક્ષર [6]અવ્યક્ત, [7]અવાચ્ય વ્યાપક બ્રહ્મને, ભજનારા જે ભક્ત ॥ ૩ ॥

संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः । तेप्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥

કરિવશ ઇંદ્રિય [8]વૃંદને, સૌમાં સમ [9]ધીમાન, [10]હિત્તેચ્છૂ સૌનાજ તે, પામે મુજને જાણ.

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् । अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

તે અવ્યકતેં સક્તને, શ્રમ [11]અધીકતર થાય, [12]દેહ માનિયે દુઃખથી, ગતી અવ્યક્ત પમાય

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः । अनन्येनैव योगेन मां ध्यायंत उपासते ॥ ६ ॥

સર્વ કર્મ અર્પી મને, મત્પર જે રહેનાર, ધર્તાં ધ્યાન ભજે મને, અનન્ય યોગેં સાર.

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् । भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

મુજમાં તત્પર તેમનો,, [13]ઉદ્ધર્તા હું સાર,. મૃત્યુ યુક્ત સંસારથી, તરત બનું નિરધાર.

---

૧ મારા વિશ્વસ્વરૂપને. ૨ ચિંતન કરવા અશકય. ૩ માથાનો અધિષ્ટાતા. ૪ નિત્ય. ૫ નાશરહિત ૬ રૂપાદિરહિત. ૭ કહેવાને અશકય. ૮ સમૂહ. ૯ બુદ્ધિવાળા. ૧૦ હિત ઇચ્છનાર. ૧૧ વધારે. ૧૨ દેહાભિમાનિ. ૧૩ ઉદ્ધાર કરનાર.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय । निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥

માટે [1]મુજમાં રાખ મન, કર બુદ્ધી મુ-જમાંય, રહેશે મુજમાં આ પછી, નહિ સંશય તેમાંય ॥ ૮ ॥

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् । अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥

સ્થિર મન મુજમાં રાખવા, જો તું નહીં સમર્થ, અભ્યાસ યોગે તો પછી, કરને યત્ન મુજર્થ ॥ ૯ ॥

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव । मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥

કર તું કર્મ મુજર્થ જો, અભ્યાસે અસમર્થ, પામિશ સિદ્ધી એમ પણ, કર્તા કર્મ મુજર્થ.

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः । सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

એ કરવા અસમર્થ તો, કરિ આશ્રય [2]મદ્યોગ, સાવધાન થૈ મૂકિ દે, સર્વ કર્મ ફળ જોગ.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते । ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥

[3]શ્રેય જ્ઞાન અભ્યાસથી તેથી, ધ્યાનજ શ્રેય, ત્યાગ કર્મફળ તેથિ પછિ,શાંતિ તેથિ [4]કૌંતેય.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च । निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥

[5]અદ્વેષી સૌ ભૂતનો, મિત્ર કૃપાલૂ સાર, ક્ષમાવાન સુખ દુઃખ સમ, [6]નિર્મમ [7]નિરહંકાર ॥ ૧૩ ॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः । मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥

સંતોષી નિત યોગિ વળિ, વશમન નિશ્ચયવાન, [8]મય્યર્પિત–મનબુદ્ધિ, તે, પ્રીય ભક્ત મુજ જાણ ॥ ૧૪ ॥

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः । हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥

જેથી લોક તપે નહીં, લોકોથી પણ જેહ, ક્રોધ હર્ષ ભય તાપથી, મુક્ત પ્રીય મુજ તેહ.

---

૧ મારા વિશ્વરૂપમાં. ૨ મારૂં વિશ્વરૂપજ છે શરણ જેમાં એવો યોગ. ૩ શ્રેષ્ટ. ૪ અરજુન. ૫ દ્વેષવગરનો. ૬ મમતારહિત. ૭ અહંકારવગરનો. ૮ મારા વિશ્વરૂપમાં અર્પણ કરી છે મન–બુદ્ધિ જેણે.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः॥

[1]ઉદાસીન, [2]શુચિ, [3]દક્ષ વળિ, [4]ગતવ્યથ [5]નિસ્પૃહ જેહ, ત્યાગિ સર્વ આરંભનો, પ્રીય ભકત મુજ તેહ ॥ ૧૬ ॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति । शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥

હર્ષે દ્વેષે નહિ, નહીં, શોચ ઇચ્છે જેહ, શુભાશૂભ મૂકીજ દે, ભક્તિમાન પ્રિય તેહ

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः । शीतोष्णसुखदुःखेषु समःसंगविवर्जितः ॥ १८ ॥

રહિત સંગ સમ જે વળી, [6]માનઅપમાને સાર, શત્રુ મિત્ર, [7]શીતોષ્ણમાં, સુખ દુઃખે, નિરધાર ॥ ૧૮ ॥

तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् । अनिकेतःस्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥

સમ નિંદા સ્તુતિ, મૌનિ વળિ, સંતોષી સે-જેહ, રહિત વાસગૃહ સ્થિરમતી, ભક્તિ-માન પ્રિય તેહ ॥ ૧૯ ॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ।

આ અમૃતરૂપ ધર્મને કર્યું તેમ મુજ જેહ, ભકતો પાળે પ્રીતિથી, મુજ અતિ પ્રીય છે તેહ ॥ ૨૦ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगोनाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

---

૧ પક્ષપાતરહિત. ૨ પવિત્ર. ૩ ડાહ્યો, કુશળ. ૪ મનની પીડારહીત. ૫ ઇચ્છાવગરનો. ૬ માન તથા અપમાન. ૭ શીત તથા ઉષ્ણ.

# ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

—⟡—

**श्रीभगवानुवाच**

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः १

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम॥ २ ॥

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि
यतश्च यत् । स च यो यत्प्रभावश्च
तत्समासेन मे शृणु ॥ ३ ॥

ऋषिभिर्बहुधा गीतं छंदोभिर्विविधैः पृथक्
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इंद्रियाणि दशैकं च पंच चेंद्रियगोचराः ५

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम्॥६॥

अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।
अचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः७

इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ८

असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ९

**શ્રીભગવાન કહેછે.**

ક્ષેત્ર દેહ કહેવાય આ, એને જાણે જેમ,
તેને જ્ઞાની તો વદે, [1]ક્ષેત્રજ્ઞઃ કૌંતેય ॥ ૧ ॥

સર્વ ક્ષેત્રમાં પાર્થ હું, ક્ષેત્રજ્ઞજ ઈમ જાણ,
એ બન્નેનું જ્ઞાન તે, મુજ મતથી છે જ્ઞાન.

તેજ ક્ષેત્ર, જેવુંજ, જે, વિકારિ ને થાનાર,
શક્તિયુકત ક્ષેત્રજ્ઞ તે, શુણુ સંક્ષેપેં સાર ॥૩॥

ગાયું એ ઋષિયેંજ બહુ, [2]છંદે વિવિધ પ્રકાર, [3]બ્રહ્મસૂત્ર નિશ્ચિત પદે, યુકિતયેં નિરધાર ॥ ૪ ॥

[4]મહાભૂત અહંકાર વળિ, બુદ્ધી માયા સાર, [5]દશ-ઈંદ્રિયો એક મન, વિષય-પંચ વળિ ધાર ॥ ૫ ॥

સુખ દુઃખ, ઈચ્છા, દ્વેષ, ને, [7]ધૃતિ, [8]મનવૃત્તિ, શરીર, સૌ મળિ વિકારી ક્ષેત્ર એ, કહ્યું સંક્ષેપેં વીર ॥ ૬ ॥

[9]ક્ષાંતિ, અદંભ, [10]અમાનિતા, [11]શૌચ, [12]સરળતા, સાર, [13]સ્થૈર્ય, અહિંસા, [14]દેહવશ, [15]ગુરૂસેવા નિરધાર ॥ ૭ ॥

વિષયોમાં વૈરાગ્ય વળિ, અનહંકારિ થવાય, જન્મ, મૃત્યુ, વ્યાધી, જરા, દુખ જોવું તેમાંય ॥ ૮ ॥

[16]અસકિત, [17]અસંગપણું વળિ, પુત્ર [18]દાર ગૃહમાંય, [19]ઇષ્ટ અનિષ્ટનિ પ્રાપ્તિમાં, સમચિત નિત રહેવાય ॥ ૯ ॥

---

૧ ક્ષેત્રને જાણનાર. ૨ વેદમાં. ૩ વેદાંતસૂત્ર. ૪ પાંચ મહાભૂત. ૫ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિય. ૬ શબ્દાદિ પાંચ વિષય. ૭ ધૈર્ય. ૮ મનની વૃત્તિ. ૯ ક્ષમા. ૧૦ પોતાનાં વખાણ ન કરવાં તે. ૧૧ પવિત્રતા. ૧૨ સરલપણું. ૧૩ સ્થિરતા. ૧૪ શરીર વશ્ય કરવું. ૧૫ બ્રહ્મવિદ્યા ઉપદેશકની સેવા. ૧૬ આસકિત રહિતપણું. ૧૭ મનથી સંગરહિતપણું ૧૮ સ્ત્રી. ૧૯ ઇચ્છેલું.

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि॥ १०॥

અનન્ય યોગેં મુજવિષે, દઢ ભક્તી વળિ સોય, જન [1]સમાજમાં પ્રીતિ નહિ, નિર્જન વાસજ હોય ॥ ૧૦ ॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम्।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा।

[2]દર્શન મોક્ષતણું વળી, નિત [3]અધ્યાત્મ જ્ઞાન, એ સૌ જ્ઞાન કયૂંજ છે, ઉલટું તે અજ્ઞાન ॥ ૧૧ ॥

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते १२

કહું હવે તે [4]જ્ઞેય જે, જાણી મોક્ષ પમાય, પરમ અનાદી બ્રહ્મ તે, [5]સત્અસત્ નહિ કહેવાય ॥ ૧૨ ॥

सर्वतःपाणिपादं तत्सर्वतोक्षि-
शिरोमुखम्। सर्वतःश्रुतिमल्लोके
सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

હસ્ત પાદ શિર આંખ ને, કાનવાન ચોફેર, વીંટિ રયૂં સૌનેજ તે, મૂખવાન સૌમેર. ૧૩

सर्वेंद्रियगुणाभासं सर्वेंद्रियविवर्जितम्।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च १४

પ્રકાશે છ સૌવિષયને, સર્વેંદ્રિય વર્જીત, ગુણ ભોકતા વળિ સર્વ [6]ભૃત, નિર્ગુણ સંગ રહિત.

बहिरंतश्च भूतानामचरं चरमेव च।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत्।

[7]બહિ [8]અંતર છે ભૂતમાં, સર્વ ચરાચર તેહ, સૂક્ષ્મપણાથિ જણાય નહિ, પાસે દૂરજ એહ ॥ ૧૫ ॥

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम्।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च १६

અભિન્ન છે [10]ભૂતો વિષે, [11]ભિન્ન પેઠ રહેનાર, પોષક તે ભૂતો તણો, ઉત્પતિ લય કરનાર ॥ ૧૬ ॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसःपरमुच्यते।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम्

[12]જ્યોતીમાં તે જ્યોતિ છે, [13]તમથી પર કહેવાય, [14]જ્ઞાનગમ્ય, જ્ઞેય, જ્ઞાન એ, રહેલ છે સૌમાંય ॥ ૧૭ ॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते॥१८॥

કયાં એમ સંક્ષેપથી, ક્ષેત્ર, જ્ઞાન ને જ્ઞેય, થાય યોગ્ય મુજ ભાવને, જાણી ભક્તો એય.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान्

[15]પ્રકૃતિ [16]પુરૂષ, એ બેયને, પાર્થ અનાદી જાણ, થાય વિકાર ગુણાદિ સૌ પ્રકૃતીથી, તું માન ॥ ૧૯ ॥

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते।
पुरुषःसुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते २०

ક્રિયા કાર્ય કારણતણી, પ્રકૃતી [illegible] કહેવાય, સુખ દુઃખ ભોગવવાં વિષે, કારણ પુરૂષ [17]વદાય ॥ ૨૦ ॥

---

૧ સમૂહ. ૨ મોક્ષના સાધનમાં પ્રવૃત્તિ. ૩ આત્મજ્ઞાન. ૪ જાણવાલાયક. ૫ દશ્ય તથા અદશ્ય. ૬ આધાર. ૭ બહાર. ૮ અંદર. ૯ ચર જંગમ અને અચર સ્થાવર. ૧૦ પ્રાણીમાત્ર. ૧૧ જુદો. ૧૨ પ્રકાશકવસ્તુ. ૧૩ અજ્ઞાન, અંધારૂં. ૧૪ જ્ઞાનેકરી જાણવા શકય. ૧૫ ક્ષેત્ર, જડ પદાર્થ. ૧૬ ક્ષેત્રજ્ઞ ચૈતન્યરૂપ. ૧૭ કહેવાય.

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् । कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

પુરૂષ ભોગવે પ્રકૃતિ ગુણ, પ્રકૃતીમાં રહિ [1]અંગ, એના [2]સદઅસદ્ જન્મમાં, કારણ ગુણનો સંગ ॥ ૨૧ ॥

उपद्रष्टानुमंता च भर्ता भोक्ता महेश्वरः । परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ।

પુરૂષ કર્યો આ દેહમાં, પર પરમાત્મા જાણ, [3]દૃષ્ટા, [4]અનુમંતા વળી, [5]ભર્તા [6]ભોક્તા, મહાન ॥ ૨૨ ॥

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह । सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ।

જાણે એમ પુરૂષને, પ્રકૃતીને ગુણયુક્ત, વર્ત્તતાંજ સૌ રીત, તે જન્મે નહિ ફરિ, મુક્ત.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना । अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

કોઇક મનથી આત્મને, નિજમાં ધ્યાને જોય, સાંખ્ય યોગથી અન્ય વળિ, કર્મયોગથી કોય ॥ ૨૪ ॥

अन्ये त्वेवमजानंतः श्रुत्वान्येभ्य उपासते । तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥

ઉપાસે શુણિને અન્યથિ, એથિ અજાણ્યા જેહ, તરી જાય સંસારને, શ્રવણ [7]પરાયણ તેહ ॥ ૨૫ ॥

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् । क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥२६॥

સ્થાવર જંગમ વસ્તુ જે, બનેછ ભારત વીર, [8]ક્ષેત્ર [9]ક્ષત્રિના યોગથી, થાય, જાણ તે, ધીર.

समं सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरम् । विनश्यत्स्वविनश्यंतं यः पश्यति स पश्यति ॥ २७ ॥

સૌ નાશી ભૂતો વિષે, અવિનાશી, સમ, જેહ, પરમ ઇશ, તેનેજ જે, જાણે જાણે તેહ.૨૭

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् । न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम् २८ ॥

ઇશ સ્થિત સમ સર્વમાં, જોતાં તેને [10]સમ, ન હણે પોતે આત્મને, પામે તે પરબ્રહ્મ.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः । यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥

[11]ક્રીયમાણ કર્મોજ સૌ, થાય પ્રકૃતિથી એમ જાણે જે, તે આત્મને, જુએ અકર્ત્તા તેમ.

---

૧ અરજુનનું સંબોધ છે. ૨ સદ્ દેવ મનુષ્યાદિ તથા અસદ્ પશુપક્ષ્યાદિ. ૩ જોનાર. ૪ અપ્રવૃત્ત છતાં પ્રવૃત્તની પેઠે દેખાડનાર. ૫ ધારણ કરનાર. ૬ પાલન કરનાર. ૭ તત્પર. ૮ જડ પદાર્થ, પ્રકૃતિ. ૯ ક્ષેત્રને જાણનાર આત્મા. ૧૦ સમાન. ૧૧ કરાતાં.

यदा भूतपृथग्भावमेकस्थम-
नुपश्यति । तत एव च वि-
स्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

[1]પૃથગ્ભાવ ભૂતો તણો, [2]યદા એકમાં જોય,
વિસ્તારજ પણ તે થકી, [3]તદા બ્રહ્મ તે હોય.

अनादित्वान्निर्गुणत्वात्परमा-
त्मायमव्ययः । शरीरस्थोऽपि
कौंतेय न करोति न लिप्यते ॥ ३१ ॥

અનાદિ નિર્ગુણ, તેથિ આ, પરમાત્માઅવિ-
કારિ, ન કરે નહિ લેપાય એ, રહિ [4]વપુમાં.
[5]ધનુધારિ॥ ૩૧ ॥

यथा सर्वगतं सौक्ष्म्यादाका-
शं नोपलिप्यते । सर्वत्रावस्थि-
तो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

[6]સૂક્ષ્મપણાથી [7]સર્વગત, [8]નભ લેપાય ન
જેમ, રહિ સૌ વપુમાં આત્મ પણ, નહિ
લેપાયજ તેમ ॥ ૩૨ ॥

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोक-
मिमं रविः । क्षेत्रं क्षेत्री तथा
कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

જેમ[9]સકળ આલોકને, [10]પ્રકાશેછ રવિ એક,
તેમ ક્ષેત્રિ સૌ ક્ષેત્રને, પ્રકાશ આપે છેક.૩૩

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञा-
नचक्षुषा । भूतप्रकृतिमोक्षं
च ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥

ક્ષેત્ર ક્ષેત્રિનો ભેદએ, [11]પ્રકૃતિમોક્ષ વળિ જેહ,
જ્ઞાન [12]ચક્ષથી જોય જે, પર પદ પામે તેહ.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

---

૧ જુદાપણું. ૨ જ્યારે. ૩ ત્યારે. ૪ શરીર. ૫ ધનુષ ધરનાર. અર્જુનનું સંબોધન છે.
૬ બારીકપણાથી. ૭ સર્વમાં રહેલ. ૮ આકાશ. ૯ બધા. ૧૦ પ્રકાશ કરેછે. ૧૧ કહેલી પ્રકૃતિથી
મોક્ષ. ૧૨ નેત્ર.

# ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

**श्रीभगवानुवाच॥** — **શ્રીભગવાન કહેછે.**

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां
ज्ञानमुत्तमम् । यज्ज्ञात्वा मुनयः
सर्वे परां सिद्धिमितो गताः ॥ १ ॥

કહું ફરી પર જ્ઞાન એ, જ્ઞાનોમાં ઉત્તમ, જે
જાણી[1]અહિંથી બધા મુનિ પામ્યા પરબ્રહ્મ.

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्-
म्यमागताः । सर्गेऽपि नोपजायं-
ते प्रलये न व्यथंति च ॥ २ ॥

કરિ આશ્રય આ જ્ઞાનનો, બનિ મુજરૂપે
સાર, સૃષ્ટિ સમય નહિ થાય તે, પ્રલયે નહિ
[2]વ્યથનાર ॥ ૨ ॥

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं
दधाम्यहम् । संभवः सर्व-
भूतानां ततो भवति भारत ॥ ३ ॥

[3]મહત [4]બ્રહ્મ મુજ યોનિમાં, રાખું ગર્ભ
હું સાર, ઉત્પત્તિ સૌ ભૂતો તણી, થાય તેથિ
નિરધાર ॥ ૩ ॥

सर्वयोनिषु कौंतेय मूर्तयः
संभवंति याः । तासां ब्रह्म
महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

સર્વ યોનિમાં કુંતિસુત, બનેછ જે આકાર,
પ્રકૃતિ યોનિ મહા તેની હું પિતા [5]બી-
જ-પ્રદ, ધાર ॥ ૪ ॥

सत्वं रजस्तम इति गुणाः प्र-
कृतिसंभवाः । निबध्नंति महा-
बाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

સત્વ રજો, તમ,ગુણ એ, પ્રકૃતીથી થાનાર,
વપુમાં અવ્યય [6]દેહિને, છે [7]જોડી દેનાર.૫

तत्र सत्वं निर्मलत्वात्प्रका-
शकमनामयम् । सुखसंगेन
बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥

નિર્મલતાથિ સત્વ તો, શાંત, પ્રકાશક સાર,
[8]અનઘ, જ્ઞાન સુખ સંગમાં જોડેછે નિરધાર.

रजो रागात्मकं विद्धि तृष्णा-
संगसमुद्भवम् । तन्निबध्नाति
कौंतेय कर्मसंगेन देहिनम् ॥ ७ ॥

કારણ, તૃષ્ણા સંગનું,[9]રાગવાન [10]રજ જાણ,
કર્મસંગમાં દેહિને, જોડે છે ઈમ માન ॥૭॥

---

૧ આ શરીર છોડીને. ૨ પીડા પામનાર. ૩ મોટી. ૪ પ્રકૃતિ, માયા. ૫ બીજ વાવનાર. ૬ આત્મા. ૭ જોડી દેનાર. ૮ નિષ્પાપ, અર્જુનનું સંબોધન છે. ૯ પ્રીતિમાન. ૧૦ રજોગુણ.

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥

[1]મોહજનક સૌ દેહિને,[2]તમ [3]અજ્ઞાને જાણ, આળસ ઊંઘ [4]પ્રમાદમાં, જોડેછે તે માન. ૮

सत्वं सुखे संजयति रजः कर्माणि भारत । ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

સુખમાં જોડે [5]સત્વ વળિ, રજ કર્મોમાં માન, [6]પ્રમાદાદિમાં તમ [7]તથા, જોડે ઢાંકી જ્ઞાન.

रजस्तमश्चाभिभूय सत्वं भवति भारत । रजः सत्वं तमश्चैव तमः सत्वं रजस्तथा ॥ १० ॥

પાર્થ થાયછે સત્વગુણ, રજ તમ ગૂણ હટાડિ, તેમ [8]સત્વ તમનેજ [9]રજ, [10]તમ રજ સત્વજ પાડિ ॥ ૧૦ ॥

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥ ११ ॥

આ વપુના સૌ દ્વારમાં, પ્રકાશરૂપજ જ્ઞાન, થાય તદા ઈમિ જાણવું, વધેલ સત્વ સુજાણ.

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमःस्पृहा । रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

પ્રવૃત્તિ લોભ ઈચ્છા વળી, [11]નહિશમ, [12]કર્મારંભ, રજ વધતાં એ થાય છે, ભરતવંશના સ્તંભ ॥ ૧૨ ॥

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च । तमस्येतानि जायंते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

[13]અપ્રવૃત્તિ અવિવેક વળિ, પ્રમાદ મોહ પણ સાર, તમ વધતાં એ થાયછે, નિશ્ચય પાંડુ કુમાર ॥ ૧૩ ॥

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् । तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

સત્વ વધેલું હોય ને, મરે જીવ જો સાર, [14]ઉત્તમવિદ શુધ લોકને, તો પામે નિરધાર.

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते । तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

[15]કર્મસંગિમાં જન્મ લે, મરેજ જો રજમાંય, તમ વધતાંમાંજોમરે,[16]મૂઢયોનિમાંથાય૧૫.

---

૧ મોહ કરનાર. ૨ તમોગુણ, ૩ અજ્ઞાનથી થયેલ. ૪ ગાફલતા. ૫ સત્વગુણ. ૬ પ્રમાદ, આળસ ને ઉંઘ. ૭ તે પ્રમાણે. ૮ સત્વ તથા તમોગુણને હટાડિ ઉપરથી લેવું. ૯ રજોગુણ થાયછે. ઉપરથી લેવું. ૧૦ તમોગુણ થાયછે. ઉપરથી લેવું. ૧૧ સંકલ્પ વિકલ્પનું નહિ ટળવું. ૧૨ કર્મોનો આરંભ. ૧૩ પ્રવૃત્તિ નહિ. ૧૪ સગુણ બ્રહ્મને જાણનારાના. ૧૫ કર્મમાં આસક્તિવાળા મનુષ્યોમાં. ૧૬ પશ્વાદિયોની.

कर्मणः सुकृतस्याहुः सात्विकं निर्मलं फलम् । रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

કહેછે સાત્વિકકર્મનું,સુખ નિર્મલ ફલ,માને,
રાજસનું ફલ દુઃખ વળિ, તામસનું અજ્ઞાન.

सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च । प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

રજથી લોભજ થાયછે, થાય સત્વથી જ્ઞાન,
તમોગુણથી થાયછે, પ્રમાદ, મોહ, અજ્ઞાન.

ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः । जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥ १८ ॥

[1]ઉચગતિ પામે સાત્વિકો, [2]મધગતિ રાજસ લોક, તામસ જન પામેજ છે, [3]નીચગતી જે ફોક ॥ ૧૮ ॥

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति । गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥

કર્ત્તા ગુણથી અન્ય નહિ,જયારે [4]દૃષ્ટા જોય,
[5]જાણે ગુણથી [6]પર તદા, મુજ રૂપેં તે હોય.

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् । जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते॥२०॥

[7]દેહબીજ ત્રણ ગુણ એ ઉલ્લંઘી થઈ મુક્ત,
મૃત્યુ જરા દુખ જન્મથી,પામે જીવ[8] અમૃત.

अर्जुन उवाच ॥

અર્જુન કહેછે.

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो । किमाचारःकथं चैतांस्त्रीन्गुणानातिवर्तते २१

[9]ત્રિગુણાતીત તણાજતો, શું લક્ષણ આચાર,
ઉલંઘે ત્રણ ગુણ એ, કે રીતેં પ્રભુ સાર.૨૧

श्रीभगवानुवाच ॥

શ્રીભગવાન કહેછે.

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव । न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥

[10]પ્રકાશ [11]પ્રવૃતિ ને [12]મોહનિ,પ્રવૃતિ નિવૃતિ નિરધાર, થાતાં દ્વેષે નહિ,નહીં, ઇચ્છે, પાંડુ કુમાર ॥ ૨૨ ॥

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते । गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते २३

ઉદાસીનની પેઠ રહિ, ગુણથિ ચલિત નહિ જેહ, વર્ત્તે ગુણ, ઈમ જાણિને, મૌન અચલ થૈ રેહ ॥ ૨૩ ॥

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः । तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

સમ સુખ દુખ, ને સ્વસ્થ, સમ, [13]કાંચન પથ્થર ધૂલ, પ્રિય અપ્રિય સમ, ધીર વળિ, નિંદા સ્તુતિ સમતૂલ ॥ ૨૪ ॥

---

૧ ઉંચી ગતિ. ૨ વચલી ગતિ. ૩ હલકી ગતિ. ૪ જોનાર. આત્મા. ૫ પોતાને જાણે. ૬ શ્રેષ્ટ. ૭ દેહની ઉત્પત્તિનાં કારણ. ૮ મોક્ષ. ૯ ત્રણે ગુણ ઉલંઘી જનાર. ૧૦ સત્વગુણનું કાર્ય જ્ઞાન. ૧૧ રજોગુણનું કાર્ય પ્રવૃત્તિ. ૧૨ તમોગુણનું કાર્ય મોહ. ૧૩ સુવર્ણ.

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥

માનઅપમાને સમ વળી, [1]અરિ મિત્રે સમ જેહ ત્યાગિ સર્વ આરંભનો, [2]ગુણાતીત છે તેહ ॥ ૨૫ ॥

मां च योऽव्यभिचारेण भक्ति-
योगेन सेवते । स गुणान्सम-
तीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥

ભજેછ મુજને જે વળી, દૃઢ ભકતીયેં સાર, ઉલ્લંઘી ગુણ થાય તે, મોક્ષ યોગ્ય નિરધાર

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्या-
व्ययस्य च । शाश्वतस्य च
धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥

[3]પ્રતિષ્ઠા છું હું બ્રહ્મનિ, જે અવ્યય નિત રૂપ, અખંડ સુખ અમૃત વળી, છે જે ધર્મ સ્વરૂપ.

इति श्रीमद्भगवद्गीतासूपनीषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुन-
संवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

૧ શત્રુ. ૨ ગુણને ઉલ્લંઘન કરનાર. ૩ બ્રહ્મની સ્થિતિ અર્થાત્ બ્રહ્મસ્વરૂપજ.

# ॥ अथ पंच. शोऽध्यायः ॥

श्रीभगवा. वाच ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं
प्रा. रव्ययम् । छंदांसि .यस्य
.र्णानि यस्तं वेद स वेदवित् ॥ १ ॥

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च .लान्यनुसंततानि
कर्मा. बंधीनि मनुष्यलोके ॥ २ ॥

न रूपमस्येह तथोपलभ्यते
नांतो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥

ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तंति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

निर्मानमोहा जितसंगदोषा
अ. .त्मानित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः [illegible]ःखसंज्ञै-
गच्छंत्य. [illegible] [illegible]व्ययं [illegible] ॥ ५ ॥

**શ્રીભગવાન કહેછે.**

[1]મૂલ [2]ઊંચૂ [3]શાખા [4]નિચિ, [5]નાશિ [6]અ-
નાશી કેહ, [7]વેદપાન, જાણેજ એ, [8]વૃક્ષ
[9]વેદવિદ તેહ ॥ ૧ ॥

[10]ઊંચે [11]નિચે [12]વિસ્તરિ એનિ [13]ડાળો,
વધ્યા [14]ગુણેથી [15]વિષયપ્રવાલો, નીચે
ઉચે [16]મૂલ [17]પ્રવિષ્ટ છે રે, આ લોકમાં કર્મ
વિશેજ પ્રેરે ॥ ૨ ॥

એનૂં અહીં રૂપ નહીં જણાય, [18]આદ્યંત
તેમ [19]સ્થિતિ ને [20]કળાય, મલેં [21]તરૂ એ દઢ
છેજ માટે, [22]અસંગશસ્ત્રે અહિ છેદિ ઘાટે.

જાણીજ લેવું પછિ તેજ [23]ધામ, જેમાં ગ-
યેલા ન ફરેજ આમ, જેથી થઈ આ [24]પ્ર-
વૃતિઃ [25]પુરાણી, તે આદિને શર્ણું છું એમ
જાણી ॥ ૪ ॥

[26]અમૂઢ ને દુ-ખ સુખેંજ મુકત, [27]અધ્યા-
ત્મિને [28]કામ થકી [29]વિમુકત, [30]નિર્માન-
મોહી, [31]જિત સંગ જેઓ, પામે અનાશી
પદનેજ તેઓ ॥ ૫ ॥

---

૧ થડ, બીજ. ૨ માયાવિશિષ્ટ બ્રહ્મ સર્વોત્તમ હોવાથી ઉંચું. ૩ અહંકાર તથા પંચમહાભૂતાદિ-રૂપ શાખા. ૪ પ્રકૃતિ થકી પછી હોવાથી નીચી. ૫ આવતી કાલે હશે કે નહિ, એનો નિશ્ચય નથી માટે અશ્વત્થ એટલે નાશી. ૬ ઘણા કાળથી ચાલતો આવે છે માટે અનાશિ. ૭ વેદરૂપ પાન. ૮ સંસારરૂપ વૃક્ષ. ૯ વેદને જાણનાર. ૧૦ મનુષ્યથી બ્રહ્માપર્યંત. ૧૧ મનુષ્યથી સ્થાવરપર્યંત. ૧૨ વિસ્તાર પામી. ૧૩ પુણ્ય-પાપના ફળરૂપ દેહરૂપ ડાળો. ૧૪ સત્વ, રજ અને તમોગુણના વિકારથી. ૧૫ શબ્દાદિ વિષયરૂપ કુંપર. ૧૬ વિષયવાસના કર્મવાસના. ૧૭ વ્યાપ્ત, પ્રવેશ થયેલ. ૧૮ આદિ અને અંત. ૧૯ વર્તમાન સ્થિતિ. ૨૦ જણાય. ૨૧ સંસારરૂપ વૃક્ષ. ૨૨ મનથી અસક્ત રેહેવારૂપ શસ્ત્ર. ૨૩ સ્વરૂપ. ૨૪ સંસારની પ્રવૃત્તિ. ૨૫ ઘણા કાળથી ચાલતી આવેલ. ૨૬ બ્રહ્મવિદ્યા, વિવેકી ૨૭ જ્ઞાની. ૨૮ ઇચ્છાથી. ૨૯ મુકાયલો. ૩૦ માનમોહરહિત. ૩૧ જીતેલ.

न तद्भासयते सूर्यो न शशांको न पावकः। यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥६॥

સૂર્ય ચંદ્ર અગ્ની નહીં, તેને કરે પ્રકાશ, જ્યાં જૈ ફરિઆવેનહિ,તેજધામમુજ ખાસ.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः। मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥

મૂજ અંશ થૈ જીવ નિત, ઇંદ્રીય મનને સાર, પ્રકૃતિ થકી, આ લોકમાં, ખેંચેછે નિરધાર.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः। गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

પામે જીવ શરીરને, મૂકે, જ્યારે તેમ, લૈ ઇંદ્રીયો જાય, [1]વા, ગંધ સ્થલથી જેમ. ૮

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च। अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

કાન આંખ ને ચામડી, જીભ નાક, મન જેહ, કરિ આશ્રય તે સર્વનો, વિષય ભોગવે એહ[2] ॥ ૯ ॥

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम्। विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

જાય,રહે ને ભોગવે, વળી છે એ ગુણ જુકત, દેખે એને મૂઢ નહિ, દેખે જ્ઞાની મુકત॥૧૦॥

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम्। यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

દેખે એને નિજ વિષે, યોગી ઉદ્યોગીજ, મંદ મૂઢ દેખે નહીં, કરતાં પણ તજવીજ.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम्। यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम्।

પ્રકાશેછ સૌ જગતને, સૂર્યતેજ પણ જેહ, [3]ચંદ્રાગ્નીમાં જે વળી, જાણ તેજ મુજ તેહ.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा। पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः॥ १३ ॥

ધરૂં બળથી હું ભૂત સૌ, રહિ પૃથ્વીમાં જાણ, પોષું ઔાષધિ સર્વ હું, ચંદ્ર બની રસવાન.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः। प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

[4]ચાર અન્ન પકવૂંજ છું, પ્રાણ અપાન સહીત, થૈને જઠરાગ્નીજ હું, પ્રાણિ દેહ આશ્રીત ॥ ૧૪ ॥

सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तःस्मृतिर्ज्ञानमपोहनं च। वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

છું હું બધાનાં હૃદયો વિષેજ, હું'થી સ્મૃતી જ્ઞાન થઈ ટળેજ, છું [5]વેદ્ય હું સૌ [6]નિગમેજ સાર, [7]વેદાંત કૃત્વેદજ જાણનાર. ૧૫

---

૧ વાયુ. ૨ આત્મા. ૩ ચંદ્ર અને અગ્નીમાં. ૪ ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય. ૫ જાણવા લાયક. ૬ વેદ. ૭ વેદાંતપ્રવર્તક.

द्वाविमौ पुरुषौ लोके क्षर-
श्चाक्षर एव च । क्षरः सर्वाणि
भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

આ બે પુરૂષજ લોકમાં, ક્ષર અક્ષર કહે-
વાય, કહે [1]અક્ષર [2]કૂટસ્થને, [3]ક્ષર સૌ [4]ભૂત
વદાય ॥ ૧૬ ॥

उत्तमः पुरुषस्त्वन्यः परमा-
त्मेत्युदाहृतः । यो लोकत्रय-
माविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

પુરૂષ અન્ય અવ્યય ઉત્તમ, પરમાત્મા પ-
રમેશ, પાળે જે ત્રણુ લોકને, તેમાં કરી
પ્રવેશ ॥ ૧૭ ॥

यस्मात्क्षरमतीतोऽहमक्षराद-
पि चोत्तमः । अतोऽस्मि लो-
के वेदे च प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥

ઉલ્લંઘ્યો ક્ષરને વળી, અક્ષરથી ઉત્તમ,
લોક વેદમાં તેથિ છું, પ્રસિદ્ધ [5]પુરૂષોત્તમ૧૮

यो मामेवमसंमूढो जानाति
पुरुषोत्तमम् । स सर्वविद्भ-
जति मां सर्वभावेन भारत ॥ १९ ॥

પુરૂષોત્તમ મુજનેજ ઈમ, અમૂઢ જાણે
જેહ, સર્વ ભાવથી મૂજને, ભજે સર્વ [6]વિદ
તેહ, ॥ ૧૯ ॥

इति गुह्यतमं शास्त्रमिदमु-
क्तं मयाऽनघ । एतद्बुध्वा बु-
द्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

કર્યું [7]અનઘ, મેં શાસ્ત્ર આ, ગુહ્ય અતી નિ-
રધાર, થાય જાણિ એ બુદ્ધિમંત, [8]કૃતકૃત્ય
પણ સાર ॥ ૨૦ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जु-
नसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

૧ અવિનાશી. ૨ મૂલ પ્રકૃતિ. માયા. ૩ નાશવંત. ૪ સ્થાવર જંગમ ૫ મૂલ પ્રકૃતિ વા માયાથી
પર પરમાત્મા.. ૬ જાણનાર. ૭ નિષ્પાપ ૮ કર્યું છે કરવાલાયક જેણે એવો.

# ॥ अथ षोडशोऽध्यायः ॥

श्रीभगवानुवाच ॥

श्रीभगवान કહેછે.

अभयं सत्वसंशुद्धिर्ज्ञानयोग-
व्यवस्थितिः । दानं दमश्च
यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥

અભય ચિત્ત શુદ્ધી વળી, જ્ઞાનયોગમાં સ્થીતિ, યજ્ઞ દાન દમ સરલતા, [1]બ્રહ્મયજ્ઞ તપરીતિ ॥ ૧ ॥

अहिंसा सत्यमक्रोधस्त्यागः
शांतिरपैशुनम् । दया भूतेष्व-
लोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥

[2]ત્યાગ અહિંસા શાંતિ [3]સત, અરીસ અ- ચાડિ સેજ, [4]અચપલતા [5]મૃદુતા લજા, અલોભ કૃપા ભૂતેંજ ॥ ૨ ॥

तेजः क्षमा धृतिः शौचमद्रोहो
नातिमानिता । भवंति संप-
दं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

[6]અમાનિતા અદ્રોહ ધૃતિ, ક્ષમા તેજ [7]શુચ- યોગ, થાયછ તેને હોય જે, સંપદ દૈવી જોગ.

दंभो दर्पोऽभिमानश्च क्रोधः
पारुष्यमेव च । अज्ञानं चाभि-
जातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

[8]દંભ [9]દર્પ અભિમાન રિસ, કઠોરતા અ- જ્ઞાન, થાયછ તેને હોય જે, અસુરી સં- પતવાન ॥ ૪ ॥

दैवीसंपद्विमोक्षाय निबंधा-
यासुरी मता । मा शुचः सं-
पदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥

[10]બંધનાર્થ અસુરી કહી, દૈવી તો મોક્ષાર્થ, દૈવિ અર્થ જન્મ્યોછ તું, શોચ કરિશ નહિ પાર્થ ॥ ૫ ॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आ-
सुर एव च । दैवो विस्तरशः
प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

બેજ સૃષ્ટિ આ લોકમાં, દૈવી આસુરી સાર, કહિ દૈવી વિસ્તારથી, આસુરિ સુજથી ધાર.

प्रवृत्तिं च निवृत्तिं च जना न
विदुरासुराः । न शौचं नापि
चाचारो न सत्यं तेषु विद्यते ॥ ७ ॥

આસુરિ જન જાણે નહિ, પ્રવૃત્તિ નિવૃત્તિ નિરધાર, વળિ તેઓમાં હોય નહિ, [11]શૌચ સત્ય [12]આચાર ॥ ૭ ॥

---

૧ વેદાભ્યાસ. ૨ ઉદારતા. ૩ સત્ય. ૪ વૃથા ચંચલાઇ નહિ. ૫ મનની કોમળતા. ૬ પોતાની બડાઇ ન કરવાપણું. ૭ પવિત્રતા. ૮ પોતામાં સદગુણ ન છતાં તે બતાવવાનો ડોળ ઘાલવો. ૯ ધન-વિદ્યા નિમિત્ત ચિત્તનું ઉન્મત્તપણું. ૧૦ બંધન માટે. ૧૧ શાસ્ત્રે કહેલ બાહાર તથા અંદરની પવિત્રતા. ૧૨ શાસ્ત્રે કહેલ આચાર.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥८॥

વદે [1]અનીશ્વર તે જગત, [2]મૈથુનથી થાનાર,
[3]સત્ય [4]પ્રતિષ્ઠા વિણુ વળી, [5]કામહેતુ-મત સાર ॥ ૮ ॥

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मा-
नोऽल्पबुद्धयः । प्रभवंत्युग्रक-
र्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

આશ્રી એ મત ભ્રષ્ટ જે, [6]જગઅરિ [7]અ-
લ્પધિ સાર, જગ ક્ષયાર્થ તે થાયછે, ઉગ્ર
કર્મ કરનાર ॥ ૯ ॥

काममाश्रित्य दुष्पूरं दंभमा-
नमदान्विताः । मोहाद्गृहीत्वा-
ऽसद्ग्राहान्प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥

નિશ્ચય અશુભ કરિ મોહથિ, આશ્રિ કામ
[8]દુષ્પૂર, વર્ત્તે અશુચ વૃતીજ તેં, દંભિ માનિ
[9]મદપૂર ॥ ૧૦ ॥

चिंतामपरिमेयां च प्रलयां-
तामुपाश्रिताः । कामोपभो-
गपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

મરણ લગી તે રેહ છે, [10]ચિંતાગ્રસ્ત અપાર,
કામ ભોગ [11]પુરૂષાર્થ છે, નિશ્ચય ઈમ ક-
રનાર ॥ ૧૧ ॥

आशापाशशतैर्बद्धाः काम-
क्रोधपरायणाः । ईहंते काम-
भोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

[12]બદ્ધ [13]શતાશા જાળથી, કામ ક્રોધ આ-
શ્રીત, ભોગ અર્થ ઈચ્છેછ તેં, અનીતિયે
પણ [14]વીત ॥ ૧૨ ॥

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् १३

આજ મળી આ વસ્તુ, આ મેળવીશ, પ્રીય
કાલ, ધન મારૂં આ છેજ, આ થાશે ફરિ
તત્કાલ ॥ ૧૩ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये
चापरानपि । ईश्वरोऽहमहं
भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥

મારયો મેં આ શત્રુ વળિ, મારિશ બીજા
હુંજ, સિદ્ધ સુખી બળવાન હું, ઈશ્વર
ભોગી છુંજ ॥ ૧૪ ॥

आढ्योऽभिजनवानस्मि कोन्यो-
ऽस्ति सदृशो मया । यक्ष्ये दास्या-
मि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

છુંજ કુલીન, ધનિ હુંજ વળિ, મુજ સરખો
કો છોહ, દૈશ યજ્ઞમાં, થૈશ ખુશિ, ઈમ અ-
વિવેકી તેહ ॥ ૧૫ ॥

अनेकचित्तविभ्रांता मोहजा-
लसमावृताः । प्रसक्ताः काम-
भोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

ભ્રાંત બની બહુ ચિત્તથી, મોહ જાળે [15]આ-
વૃત્ત, પડે દુઃખરૂપ નરકમાં, કામભોગમાં
સક્ત ॥ ૧૬ ॥

---

૧ ઈશ્વરવિનાનું. ૨ પદાર્થોના પરસ્પર સંયોગથી. ૩ વેદોક્ત ધર્મનુ સત્યપણું. ૪ ધર્માધર્મની વ્યવસ્થા. ૫ ઈચ્છારૂપ કારણવાળું. ૬ જગના શત્રુ. ૭ મંદમતિ. ૮ દુઃખે કરી પુરાય એવો. ૯ ઉન્મત્ત. ૧૦ ચિંતાતુર. ૧૧ પરમધર્મ. ૧૨ બંધાયલા. ૧૩ સૈકડા આશા. ૧૪ ધન. ૧૫ વિંટાયલો.

आत्मसंभाविताः स्तब्धा धन-
मानमदान्विताः । यजंते नाम
यज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥

તે અનમ્ર મનથી વડા, [1]વિત્તમાનમદ યુક્ત,
યજે [2]નામયજ્ઞે કરી, [3]અવિધિ દંભથી જુક્ત.

अहंकारं बलं दर्पं कामं
क्रोधं च संश्रिताः । मामात्मप-
रदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ॥ १८ ॥

કામિ ક્રોધિ અહંકારિ બળિ, દર્પી નિંદક સાર, તે, નિજ પર વપુમાંય, મુજ, છેજ દ્વેશ કરનાર ॥ ૧૮ ॥

तानहं द्विषतः क्रूरान्संसा-
रेषु नराधमान् । क्षिपाम्यज-
स्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥

અશૂભ દ્વેષી ક્રૂર તે, [4]અધમોને નિરધાર,
અસુર યોનિમા નિત્ય હું, નાખું આ સંસાર.

आसुरीं योनिमापन्ना मूढा
जन्मनि जन्मनि । मामप्राप्यैव
कौंतेय ततो यांत्यधमां गतिम् ॥ २० ॥

જન્મ જન્મમાં મૂઢ તે, અસુર યોનિને પ્રાપ્ત, પામેછે પાછ નીચ ગતિ, થૈ મુજને અપ્રાપ્ત ॥ ૨૦ ॥

त्रिविधं नरकस्येदं द्वारं नाश-
नमात्मनः । कामः क्रोधस्त-
था लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥

કામ ક્રોધ ને લોભ એ, નરક તણા ત્રણ દ્વાર, નાશક આત્મતણાજ, એ, તજવા ત્રણ નિરધાર ॥ ૨૧ ॥

एतैर्विमुक्तः कौंतेय तमोद्वा-
रैस्त्रिभिर्नरः । आचरत्यात्मनः
श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥

એ ત્રણ [5]તમ દ્વારો થકી, મુક્ત બની, નિજ શ્રેય, આચરેછ નર, પરગતી, પામે પછિ કૌંતેય ॥ ૨૨ ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते
कामकारतः । न स सिद्धिम-
वाप्नोति न सुखं न परां गतिम् ॥ २३ ॥

મૂકિ શાસ્ત્રવિધિ આચરે, કર્મ ઈછાથી જેહ, પામે નહિ સુખ સિદ્ધિ વળિ, નહિ પર-ગતિ પણ તેહ ॥ ૨૩ ॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्या-
कार्यव्यवस्थितौ । ज्ञात्वा शास्त्र-
विधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

માટે [6]કાર્ય [7]અકાર્યમાં, છે તુજ શાસ્ત્ર પ્રમાણ, જાણિ [8]શાસ્ત્ર વિધ કર્મ તું, કરવા યોગ્ય સુજાણ ॥ ૨૪ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥ १६ ॥

---

૧ ધનથી થયેલ માન તથા મદ. ૨ નામ માત્ર યજ્ઞ. ૩ વિધિરહિત. ૪ નીચ. ૫ અજ્ઞાનરૂપ. ૬ કરવાલાયક. ૭ ન કરવા લાયક. ૮ શાસ્ત્રે કહેલ.

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

अर्जुन उवाच ॥

ये शास्त्रविधिमुत्सृज्य यजंते
श्रद्धयाऽन्विताः । तेषां निष्ठा तु
का कृष्ण सत्वमाहो रजस्तमः ॥ १ ॥

અર્જુન કહેછે.

મૂકિ શાસ્ત્રવિધિ કૃષ્ણ જે, યજેછ શ્રદ્ધાયુજ, સત્વ તથા રજ, તમ વિષે, [1]નિષ્ઠા તેની શૂંજ ॥ ૧ ॥

श्रीभगवानुवाच

त्रिविधा भवति श्रद्धा देहिनां
सा स्वभावजा । सात्विकी राज-
सी चैवं तामसी चेति तां शृणु ॥ २ ॥

શ્રીભગવાન કહેછે.

સ્વાભાવિક ત્રણ હોયછે, શ્રદ્ધા જીવોનીજ, સાત્વિક, રાજસિ,તામસી, શુણુ તે મૂજ થકીજ ॥ ૨ ॥

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भव-
ति भारत । श्रद्धामयोऽयं पु-
रुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

સત્વયુક્ત સૌની શ્રધા, પુરૂષ શ્રધામય જાણ, જે, જે શ્રદ્ધાયુક્ત, તે, છે તે શ્રદ્ધાવાન. ૩

यजंते सत्विका देवान्यक्षर-
क्षांसि राजसाः । प्रेतान्भूत-
गणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥

યજે દેવને સાત્વિકો, રાજસ રાક્ષસ યક્ષ, પ્રેત ભૂતને અન્ય વળિ, જે છે તામસ [2]સક્ષ.

अशास्त्रविहितं घोरं तप्यंते
ये तपो जनाः । दंभाहंका-
रसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

અશાસ્ત્રીયભયકારિ તપ,આચરેછજ નજે હ, અહંકારિ દંભીજ ને, કામિ રાગિ બળિ તેહ.

कर्षयंतः शरीरस्थं भूतग्रा-
ममचेतसः । मां चैवांतःशरी-
रस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

કરતાં નિજ [3]વપુભૂત [4]કૃશ, મુજને પણ [5]કૃશ સાર, અવિવેકી તેનેજ તું, અસુર નિશ્ચયી ધાર ॥ ૬ ॥

आहारस्त्वपि सर्वस्य त्रिवि-
धो भवति प्रियः । यज्ञस्तपस्त-
था दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

સર્વ તણો પ્રિય અહાર પણ, ત્રણ પ્રકાર અર્જુન, તેમ યજ્ઞ તપ દાન, આ ભેદ તેમનો શૂણુ ॥ ૭ ॥

---

૧ સ્થિતિ. ૨ લોક, જન. ૩ શરીરના પાંચ મહાભૂત. ૪ બારીક, દુબળા. ૫ મરજી ઉપરાંત આચરણ કરવારૂપ કૃશપણું

आयुःसत्त्वबलारोग्यसुखप्रीति-
विवर्धनाः । रस्याः स्निग्धाः स्थि-
रा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

[1]આયુ [2]સત્વ [3]આરોગ્ય [4]બળ, સુખ પ્રીતી-
કર અહાર, [5]સ્નિગ્ધ [6]હૃદ્ય [7]રસવાન [8]સ્થિર,
સાત્વિક પ્રિય નિરધાર ॥ ૮ ॥

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरू-
क्षविदाहिनः । आहारा राज-
सस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

[9]અમ્લ [10]લવણ [11]કટુ ઉષ્ણ, અતિ, [12]તીક્ષ્ણ
[13]રૂક્ષ [14]દાહકાર, શોક રોગ દુખ દેછે એ,
રાજસને પ્રિય અહાર ॥ ૯ ॥

यातयामं गतरसं पूति पर्यु-
षितं च यत् । उच्छिष्टमपि
चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

દુર્ગંધ યુક્ત [15]પ્રહરગત, [16]ગતરસ [17]વાસી
અન્ન, એઠું ને અપવિત્ર એ, તામસ પ્રિય
ભોજન ॥ ૧૦ ॥

अफलाकांक्षिभिर्यज्ञो विधि-
दृष्टो य इज्यते । यष्टव्यमेवेति
मनः समाधाय स सात्त्विकः ॥ ११ ॥

યજવો, ઈમ મન સ્થિર કરી,, [18]નિષ્કામીયે
જેહ, યજાય શાસ્ત્રે [19]વિહિત તો, સાત્વિક
યજ્ઞજ તેહ ॥ ૧૧ ॥

अभिसंधाय तु फलं दंभार्थ-
मपि चैव यत् । इज्यते भरत-
श्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥

[20]ઉદ્દેશી ફલનેજ, જે, ભરતવંશમાં મહાન,
દંભાર્થેજ યજાય તે, રાજસ યજ્ઞજ જાણ. ૧૨

विधिहीनमसृष्टान्नं मंत्रही-
नमदक्षिणम् । श्रद्धाविर-
हितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

અન્નમંત્ર વિધિહીન વળિ, દક્ષીણા વિણ જેહ,
હોય શ્રદ્ધા વિણ તેહને, તામસ યજ્ઞજ કેહ,

देवद्विजगुरुप्राज्ञपूजनं शौ-
चमार्जवम् । ब्रह्मचर्यमहिं-
सा च शारीरं तप उच्यते ॥ १४ ॥

દેવ દ્વિજ [21]ગુરૂ [22]પ્રાજ્ઞનું, પૂજન વળ બ્ર-
હ્મચર્ય, શૌચ અહિંસા નમ્રતા, શારિર તપ
કહે [23]વર્ય ॥ ૧૪ ॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रि-
यहितं च यत् । स्वाध्यायाभ्य-
सनं चैव वाङ्मयं तप उच्यते ॥ १५ ॥

અદુઃખકર હિતકારિ પ્રિય, વાકયજ સત્ય
[24]વદાય, વેદતણો અભ્યાસ, એ, વાણી તપ
કહેવાય ॥ ૧૫ ॥

---

૧ આયુષ. ૨ ઉત્સાહ. ૩ રોગરહિતપણું. ૪ શક્તિ. ૫ સ્નેહયુક્ત, ચિકણુતાવાળું. ૬ મનોહર. ૭ મધુર રસવાળું. ૮ દેહમાં ઘણા કાળસુધી જેનું સાર રહેછે એવું. ૯ ખાટું. ૧૦ ખારૂં ૧૧ કડવું. ૧૨ તીખું. ૧૩ તુરૂં, રૂખું. ૧૪ દાહ કરનાર. ૧૫ એક પ્રહર થઇ ગયેલ. ૧૬ રસવિનાનું. ૧૭ આગલા દિવસનું રાંધેલું. ૧૮ ફળની ઈચ્છાવગરનાએ. ૧૯ કહેલ. ૨૦ મનથી ધારીને. ૨૧ બ્રહ્મવિદ્યા દેનાર અથવા માતાપિતાદિ વડીલ. ૨૨ જ્ઞાની. ૨૩ શ્રેષ્ટ. અરજુનનું સંબોધન છે. ૨૪ બોલાય.

मनःप्रसादःसौम्यत्वं मौ-
नमात्मविनिग्रहः । भावसंशु-
द्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥

મન નિર્મળ, અક્રૂરતા મૌન [૧]આત્મવશ સાર, અકપટતા, કહેવાય એ, માનસ તપ નિરધાર ॥ ૧૬ ॥

श्रद्धया परया तप्तं तपस्त-
त्त्रिविधं नरैः । अफलाकां-
क्षिभिर्युक्तैः सात्विकं परिचक्षते ॥ १७॥

[૨]અકામી યુક્ત નરેં કરિ, તપ એ [૩]ત્રિવિધ કરાય, શ્રદ્ધા પરમવડેજ તે, સાત્વિક તપ કહેવાય ॥ ૧૭ ॥

सत्कारमानपूजार्थं तपो दंभे-
न चैव यत्। क्रियते तदिह
प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥

પૂજા સત્કારાર્થ વળિ, માન અર્થ તપ જેહ, કરાય દંભે, ક્ષણિક ચળ, રાજસ તપ કહે તેહ ॥ ૧૮ ॥

मूढग्राहेणात्मनो यत्पीडया
क्रियते तपः । परस्योत्सा-
दनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

પીડી [૪]પિંડ [૫]દુરાગ્રહે, તપ જે પાર્થ કરાય, પરના વિનાશ માટ વા, તામસ તપ કહેવાય ॥ ૧૯ ॥

दातव्यमिति यद्दानं दीय-
तेऽनुपकारिणे । देशे काले च
पात्रे च तद्दानं सात्विकं स्मृतम् ॥ २० ॥

દેશ કાળ ને પાત્રમાં, [૬]અનુપકારિને જેહ, દેવું, એમ અપાય છે, સાત્વિક દાનજ તેહ. ॥ ૨૦ ॥

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दि-
श्य वा पुनः । दीयते च प-
रिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

[૭]પ્રત્યુપકારાર્થેજ વા, ઉદ્દેશી ફળ જેહ, અપાય ખેદેં યુક્ત, તે, રાજસદાનજ કેહ.૨૧

अदेशकाले यद्दानमपात्रे-
भ्यश्च दीयते । असत्कृत-
मवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

દાન અદેશ અકાળમાં, અપાત્રનેજ અપાય, આદર ને સત્કાર વિણ તામસ તે કહે- વાય.॥ ૨૨ ॥

ॐ तत्सदिति निर्देशो ब्रह्मण-
स्त्रिविधः स्मृतः । ब्राह्मणास्ते-
न वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

[૮]ઓંતત્સત;.એ બ્રહ્મની, આજ્ઞા કહિ ત્રણ ભેદ, નિર્મ્યા તેણે પ્રથમ તો, બ્રાહ્મણ યજ્ઞો વેદ ॥ ૨૩ ॥

तस्मादोमित्युदाहृत्य यज्ञदा-
नतपःक्रियाः । प्रवर्तंते विधा-
नोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

માટે નિત બ્રહ્મવાદિની, ઓમ, ઉચરી થાય, યજ્ઞ દાન તપની ક્રિયા, શાસ્ત્રે જેમ વદાય.૨૪

---

૧ મન વશ્ય કરવું. ૨ ફળની ઇચ્છા નહિ કરનાર. ૩ ત્રણ પ્રકારના. ૪ શરીર. ૫ હઠથી. ૬ ઉપકાર ન કરનારને. ૭ પાછો બદલો લેવામાટે. ૮ ત્રણે પદ બ્રહ્મવાચક છે.

| | |
|---|---|
| तदित्यनभिसंधाय फलं यज्ञ-<br>तपःक्रियाः । दानक्रियाश्च<br>विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥ | ઉચરી તત્પદ છોડિ ફલ, મોક્ષેચ્છુયે સાર<br>ક્રિયા યજ્ઞ તપ દાનની, કરાય વિવિધ<br>પ્રકાર. ॥ ૨૫ ॥ |
| सद्भावे साधुभावे च सदि-<br>त्येतत्प्रयुज्यते । प्रशस्ते कर्मणि<br>तथा सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥ | [1]સાધુ તથા [2]સદ્ભાવમાં, સત, એ પદ યે.-<br>જાય, તેમ માંગલીક કર્મમાં, સત અર્જુન<br>જોડાય ॥ ૨૬ ॥ |
| यज्ञे तपसि दाने च स्थितिः<br>सदिति चोच्यते । कर्म चैव<br>तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥ | યજ્ઞ તથા તપ દાનમાં,સ્થિતિ તે સત કહેવાય,<br>તે અર્થે જે કર્મ તે, સત, શબ્દેંજ વદાય॥૨૭॥ |
| अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं<br>कृतं च यत् । असदित्युच्यते<br>पार्थ न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥ | હુવન દાન તપ કૈં વળી, અશ્રદ્ધાયે થાય,<br>અસત, પાર્થ કહેવાય તે, ન ફળે અહિં<br>ને ત્યાંય ॥ ૨૮ ॥ |

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगोनाम सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

૧ શ્રેષ્ઠ. ૨ હોવાપણું.

# ॥ अथाष्टादशोऽध्याय: ॥



### अर्जुन उवाच ॥

संन्यासस्य महाबाहो तत्त्वमि-
च्छामि वेदितुम् । त्यागस्य
च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥

### અર્જુન પૂછેછે.

[1]કેશિનિસૂદન જાણવા, ઈચ્છું ભિન્ન, હૃષિકેશ,
તત્ત્વ,ત્યાગ સંન્યાસનું, મહાબાહુ પરમેશ. ૧

### श्रीभगवानुवाच ॥

काम्यानां कर्मणां न्यासं संन्या-
सं कवयो विदुः । सर्वकर्मफ-
लत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

### શ્રીભગવાન કહેછે.

[2]કામ્ય કર્મના ત્યાગને, [3]કવિ જાણે સંન્યાસ,
[4]નિપુણો કહેછે ત્યાગ, જે સર્વ કર્મફળ
[5]ન્યાસ. ॥ ૨ ॥

त्याज्यं दोषवदित्येके कर्म
प्राहुर्मनीषिणः । यज्ञदानतपः-
कर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

બુદ્ધિમાન કો ઇમ કહે, કર્મદોષવત [6]ત્યાજ્ય,
યજ્ઞ દાન તપ કર્મને, અન્ય કહે અત્યા-
જ્ય. ॥ ૩ ॥

निश्चयं शृणु मे तत्र त्यागे भ-
रतसत्तम । त्यागो हि पुरु-
षव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

નિશ્ચય મુજ, એ ત્યાગમાં, શુણ તું ભા-
રતધીર, કહેલ છે ત્રણ ભેદથી, ત્યાગજ,
નરમાં વીર ॥ ૪ ॥

यज्ञदानतपः कर्म न त्याज्यं
कार्यमेव तत् । यज्ञो दानं तप-
श्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

નહિ તજવાં, કરવાંજ એ, યજ્ઞ દાન તપ કર્મ,
બુદ્ધિમાનને એહ છે, [7]પાવન કર્ત્તા ધર્મ. ૫

एतान्यपि तु कर्माणि संगं त्य-
क्त्वा फलानि च । कर्तव्यानी-
ति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

સંગ તથા ફ્લ મૂકિ એ, કર્મ ભરતસત્તમ,
આચરવાં ઈમ છેજ મુજ, નિશ્ચિત મત
ઉત્તમ ॥ ૬ ॥

नियतस्य तु संन्यासः क-
र्मणो नोपपद्यते । मोहात्तस्य
परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

[8]નિયતકર્મને‍ા ત્યાગ તો, યોગ્ય નહીં કહે-
વાય, મોહથિ તેને‍ા ત્યાગ, એ, તામસ
ત્યાગ વદાય ॥ ૭ ॥

---

[1] કેશી નામના દૈત્યને મારનાર. [2] સકામ. [3] વિદ્વાન. [4] ડાહ્યા, પંડિત. [5] મનથી ત્યાગ. [6] ત્યાગ કરવાલાયક. [7] પવિત્ર. [8] નિમેલાં નિત્યકર્મ.

| | |
|---|---|
| दुःखमित्येव यत्कर्म कायक्लेश-<br>भयात्त्यजेत् । स कृत्वा राजसं<br>त्यगं नैव त्यागफलं लभेत् ॥ ८ ॥ | [1]કાયકલેશનાભયથકી, ત્યજે કર્મ દુખ જાણિ,<br>રાજસ ત્યાગ કરી, ન તે, ફલને પામે પ્રાણિ.<br>॥ ૮ ॥ |
| कार्यमित्येव यत्कर्म नियतं<br>क्रियतेऽर्जुन । संगं त्यक्त्वा<br>फलं चैव स त्यागः सात्विको मतः॥९॥ | નિયતકર્મ કરવાંજ ઈમિ, અર્જુન કર્મ કરાય,<br>સંગ તથા ફલ મૂકિ, એ, સાત્વિક ત્યાગ<br>મનાય ॥ ૯॥ |
| न द्वेष्ट्यकुशलं कर्म कुशले ना-<br>नुषज्जते । त्यागी सत्वस-<br>माविष्टो मेधावी छिन्नसंशयः ॥ १० ॥ | [2]દુખદ કર્મ દ્વેષે નહીં, કુશલે નહિ રંજેહ,<br>બુદ્ધિમાનસંશય રહિત, સાત્વિક ત્યાગી તેહ.<br>॥ ૧૦ ॥ |
| न हि देहभृता शक्यं त्यक्तुं क-<br>र्माण्यशेषतः । यस्तु कर्मफल-<br>त्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥ | દેહધારિયે કર્મ સૌ, ત્યાગ કરી ન શકાય,<br>કર્મતણા ફળ ત્યાગિ જે, ત્યાગી તે કહેવાય.<br>॥ ૧૧ ॥ |
| अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं क-<br>र्मणः फलम् । भवत्यत्यागिनां<br>प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥ | [3]મિશ્રિત, ઇષ્ટ અનિષ્ટ, એ, ત્રિવિધ કર્મ-<br>ફળ થાય, મરણ પછી. અત્યાગિને, ત્યા-<br>ગીને ન કદાય ॥ ૧૨ ॥ |
| पंचैतानि महाबाहो कारणानि<br>निबोध मे । सांख्ये कृतांते प्रो-<br>क्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥ | સર્વ કર્મ સિધ્ધ્યર્થ તો, સાંખ્ય શાસ્ત્રમાં સાર,<br>કારણ પંચ કયાજ આ, અર્જુન મુજથીધાર.<br>॥ ૧૩ ॥ |
| अधिष्ठानं तथा कर्ता करणं<br>च पृथग्विधम् । विविधाश्च पृ-<br>थक् चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥ | જુદી જુદી ઈંદ્રિય વળી, દેહ તથા અહંકાર,<br>પ્રાણાદી [4]ચેષ્ટા [5]પૃથક, દૈવ પાંચમું સાર.૧૪ |
| शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रार-<br>भते नरः । न्याय्यं वा विप-<br>रीतं वा पंचैते तस्य हेतवः ॥ १५ ॥ | મન વાણી દેહે કરી, ધર્મ્ય અધર્મ્યજ જેહ,<br>કરે કર્મ નર, તે તણાં, કારણ પંચજ એહ.૧૫ |
| तत्रैवं सति कर्तारमात्मानं<br>केवलं तु यः । पश्यत्यकृत-<br>बुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥ | એમ છતાં પણ જોય છે, [6]અકૃત બુદ્ધિથી<br>જેહ, કર્ત્તા [7]શુદ્ધાત્માજને, જુએ ન [8]દુ-<br>ર્મતિ તેહ ॥ ૧૬ ॥ |

૧ શરીરનો ક્લેશ. ૨ કંટાળો આપનાર. ૩ ઇષ્ટ અનિષ્ટથી મિશ્ર. ૪ વ્યાપાર. ૫ જુદી. ૬ સંસ્કાર નહિ પામેલી, શાસ્ત્ર જ્ઞાનથી રહિત. ૭ પવિત્ર આત્મા. ૮ દુષ્ટ બુદ્ધિવાળો.

यस्य नाहंकृतो भावो बुद्धिर्य-
य न लिप्यते । हत्वापि स इमां-
ल्लोकान्न हंति न निबद्धयते ॥ १७ ॥

અહંકૃતપણું જેને નહિ, જેનું ન મન લેપાય,
હણિ આ લોકોનેજ તે, ન હણે નહિ બંધાય.
॥ ૧૭ ॥

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा
कर्मचोदना । करणं कर्म
कर्तेति त्रिविधःकर्मसंग्रहः.॥ १८ ॥

જ્ઞેય જ્ઞાન જ્ઞાતાજ, ત્રણ કર્મ પ્રેરણા એહ,
[1]કરણ [2]કર્મ કર્ત્તાજ, એ, [3]કર્માશ્રય ત્રણછેહ.
॥ ૧૮ ॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधै-
व गुणभेदतः । प्रोच्यते गुण-
संख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

જ્ઞાન કર્મ કર્ત્તા વળી, ગુણ ભેદે ત્રણ પાર્થ,
સાંખ્ય શાસ્ત્રમાં એ કયાં, શુણ તું તેજ
યથાર્થ ॥ ૧૯ ॥

सर्वभूतेषु येनैकं भावमव्यय-
मीक्षते । अविभक्तं विभक्ते-
षु तज्ज्ञानं विद्धि सात्विकम् ॥ २० ॥

જેથિ જુદા સૌ ભૂતમાં, અજુદો અવ્યય
ભાવ, એકજ દેખે જાણ તે, સાત્વિક જ્ઞા-
નજ સાવ ॥ ૨૦ ॥

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभा-
वान्पृथग्विधान् । वेत्ति सर्वेषु भू-
तेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥

[4]પૃથકપણે, સૌ ભૂતમાં, [5]પૃથગભાવ બહુ
સાર, જાણે જેણે, પાર્થ તે, રાજસ જ્ઞા-
નજ ધાર ॥ ૨૧ ॥

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये
सक्तमहैतुकम् । अतत्त्वार्थव-
दल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

એક [6]કાર્યમાં માનિ સૌ, [7]સકત [8]હેતુ વિણ
જેહ, [9]તત્વ શૂન્ય ને [10]અલ્પ, કયું, તા-
મસ જ્ઞાનજ તેહ ॥ ૨૨ ॥

नियतं संगरहितमरागद्वेषतः
कृतम् । अफलप्रेप्सुना
कर्म यत्तत्सात्विकमुच्यते ॥ २३ ॥

રાગ દ્વેષ સંગે રહિત, નિત્યજ કર્મ કરાય,
નિષ્કામીયે, પાર્થ જે, સાત્વિક તે કહેવાય.
॥ ૨૩ ॥

यत्तु कामेप्सुना कर्म साहंका-
रेण वा पुनः । क्रियते बहुला-
यासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

સકાંમિં વા અહંકારિયે, કર્મ કરાયે જેહ,
બહુ [11]પ્રયાંસથી યુક્ત, કયું, રાજસકર્મજતેહ.
॥ ૨૪ ॥

अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य
च पौरुषम् । मोहादारभ्यते
कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

હિંસા ક્ષય સામર્થ્ય વળિ, ભાવી નહિજોવાય,
મોહથિ આરંભાય તે, તામસ કર્મ વદાય. ૨૫

---

૧ સર્વ ઈંદ્રિય. ૨ કર્ત્તાયે ઈચ્છેલું. ૩ કર્મ જેથી થાયછે. ૪ જુદાપણે. ૫ જુદો ભાવ.
૬ બનાવેલા પદાર્થમાં. ૭ આસક્ત. ૮ કારણ. ૯ બ્રહ્મજ્ઞાનથી શૂન્ય. ૧૦ તુચ્છ. ૧૧ મ્હેનત.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्सा-
हसमन्वितः । सिद्ध्यसिद्ध्योर्नि-
र्विकारः कर्ता सात्विक उच्यते ॥ २६॥

મુક્ત સંગ, [1]ગર્વોક્તિ વિણ, ધૃતિ [2]ઉત્સાહે
યુક્ત, સિદ્ધિ અસિદ્ધીમાંજ સમ, કર્ત્તા
સાત્વિક [3]ઉક્ત ॥ ૨૬ ॥

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसा-
त्मकोऽशुचिः । हर्षशोकान्वितः
कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

કર્મ [4]ફ્લેચ્છૂ [5]રાગિ વળિ, અશુદ્ધ હિંસક
લોભિ, હર્ષ શોકથી યુક્ત, કહે, રાજસ કર્ત્તા
[6]ક્ષોભિ ॥ ૨૭ ॥

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृ-
तिकोऽलसः । विषादी दीर्घसू-
त्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

[7]નૈષકૃતિક, શઠ, આળશુ વળિ, [8]પ્રાકૃત,
[9]સ્તબ્ધ [10]અયુક્ત, [11]દીર્ઘસૂત્રિ ને ખેદિ તે,
કર્ત્તા તામસ ઉકત ॥ ૨૮ ॥

बुद्धेर्भेदं धृतेश्चैव गुणत-
स्त्रिविधं शृणु । प्रोच्यमान-
मशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

ગુણથી ધૃતિ ને બુદ્ધિને, ભેદજ ત્રણ વિધ
સાર, કહું અશેષ વિવેકથી, અર્જુન તું [12]ઉર
ધાર ॥ ૨૯ ॥

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये
भयाभये । बंधं मोक्षं च या
वेत्ति बुद्धिः सा पार्थ सात्विकी ॥ ३० ॥

પ્રવૃત્તિ નિવૃત્તિ ભય ને અભય, કાર્ય અકા-
ર્યજ જેહ, બંધ મોક્ષ જાણે વળી, સાત્વિક
બુદ્ધિ તેહ ॥ ૩૦ ॥

यया धर्ममधर्मं च कार्यं चाका-
र्यमेव च । अयथावत्प्रजाना-
ति बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥

જેણે ધર્મ અધર્મ વળિ, કાર્ય અકાર્ય યથાર્થ,
જાણે નહિ, તે બુદ્ધિ છે, રાજસિ બુદ્ધિ પાર્થ ૩૧

अधर्मं धर्ममिति या मन्यते तम-
सा वृता । सर्वार्थान् विपरीतां-
श्च बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥

ધર્મને પેઠ અધર્મવળિ, [13]વિપરીતજ સ-
ર્વાર્થ, માને, [14]તમ [15]છાદીત તે, તામસિ
બુદ્ધિ પાર્થ ॥ ૩૨ ॥

धृत्या यया धारयते मनः प्राणें-
द्रियाक्रियाः । योगेनाव्यभिचा-
रिण्या धृतिः सा पार्थ सात्विकी ॥३३॥

[16]યોગેં [17] અભિચારિણી, [18]ધૃતિયેં પાર્થ
કરાય, ક્રિયા, પ્રાણ મન ઇંદ્રિયનિ, સાત્વિક
ધૃતિકહેવાય ॥ ૩૩ ॥

---

૧ અહંકારવાળી વાણી. ૨ ઉદ્યમે. ૩ કહેલ છે. ૪ ફળની ઇચ્છા રાખનાર. ૫ પ્રતિમાન. ૬ ક્ષોભ પામનાર. વિક્ષિપ્ત. ૭ પારકાનું આપમાન કરનાર. ૮ અવિવેકી. ૯ અનત્ર. ૧૦ અયોગ્ય. ૧૧ મનસુખી. ૧૨ હ્રુદય. ૧૩ ઉલટાં. ૧૪ અજ્ઞાને. ૧૫ ઢાંકેલ. ૧૬ ચિત્તની એકાગ્રતાવડે. ૧૭ નિશ્ચય-વાળી. ૧૮ ધૈર્યેકરી.

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन । प्रसंगेन फलाकांक्षी धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥

જેણે ધારણ થાયછે, ધર્મ અર્થ ને કામ, પ્રસંગપર ફલ [1]ઈચ્છું જે, ધૃતિ તે રાજસિ નામ ॥ ૩૪ ॥

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च । न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥

[2]સ્વપ્ન શોક ભય દુઃખ વળિ, મદ પણ નહિ મૂકાય, [3]દુષ્ટ બુદ્ધિયે જેથિ, તે, ધૃતિ તામસી મનાય ॥ ૩૫ ॥

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ । अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥ ३६ ॥

અર્જુન શુણુ મુજથી હવે, સુખ પણ ત્રણ વિધ સાર, અભ્યાસેં જેમાં રમે, પામે દુખનો પાર ॥ ૩૬ ॥

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् । तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७ ॥

લાગે વિષસમ પ્રથમ જે, અંતે અમૃત થાય, આત્મબુદ્ધિથી પ્રાપ્ત તે, સુખ સાત્વિક કહેવાય ॥ ૩૭ ॥

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् । परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥

[4]વિષયેંદ્રિય [5]સંયોગથી, અમૃત પ્રથમ જણાય, પરિણામે વિષરૂપ તે, રાજસ સૂખ વદાય ॥ ૩૮ ॥

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः । निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥

પ્રમાદ આળસ ઊંઘથી, થનાર ને વળિ જેહ, [6]ચિતમોહક પછિ ને પ્રથમ, તામસ સુખ કર્યું તેહ ॥ ૩૯ ॥

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः । सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥

એ ત્રણ પ્રકૃતિ ગુણો થકી, રહિત જ એવું કાંઈ, નથિ સ્વર્ગે દેવો વિષે, નથિ ફરિ ભૂમીમાંઈ. ॥ ૪૦ ॥

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप । कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને, શદ્રોના અર્જુન, સ્વાભાવિક ગુણથી કર્યાં, કર્મ જુદાં તે શૂણુ. ॥ ૪૧ ॥

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥

શમ દમ તપ ને શૌચ વળિ, [7]આર્જવ [8]આસ્તિક ધર્મ, ક્ષમા જ્ઞાન વિજ્ઞાન એ, સહજ [9]બ્રહ્મનાં કર્મ ॥ ૪૨ ॥

---

૧ ઇચ્છનાર. ૨ નિદ્રા. ૩ ખરાબ બુદ્ધિવાળા પુરૂષે. ૪ વિષય તથા ઈંદ્રિયો. ૫ સંબંધ ૬ ચિત્તને મોહ કરનાર. ૭ સરલતા. ૮ ઇશ્વરઉપર આસ્તા. ૯ બ્રાહ્મણ.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् । दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥

શૌર્ય [1]તેજ ધૃતિ [2]નિપુણતા, ઉદારતા [3]પ્રભુ ધર્મ, યુધથી નહિ હઠવૂંજ, એ, સહજ ક્ષત્રિનાં કર્મ ॥ ૪૩ ॥

कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् । परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥

[4]ગોરક્ષા, [5]વાણિજ્ય [6]કૃષિ, સહજ વૈશ્યનાં કર્મ, સહજ શૂદ્રનું કર્મ તે, જે સેવા રૂપ ધર્મ. ॥ ૪૪ ॥

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः । स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

[7]અભિરત નિજ નિજ કર્મમાં, નર પામે સંસિદ્ધિ, શુણ તું તે પામેછ એ, [8]સ્વકર્મરત જિમ સિદ્ધિ ॥ ૪૫ ॥

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् । स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥

જેથિ પ્રવૃત્તિ ભૂતો તણી, જેણે સૌ આ વ્યાપ્ત, પામે સિદ્ધી પૂજિ તે, સ્વકર્મથી નર [9]આપ્ત. ॥ ૪૬ ॥

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् । स्वभावानियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥

પર ધર્માચરવા થકી, શ્રેય વિગુણ નિજ ધર્મ, પાપ ન પામે આચરી, સ્વાભાવિક નિત કર્મ. ॥ ૪૭ ॥

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् । सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

સહજ કર્મ તજવાં નહીં, જોકે પાર્થ સદોષ, ધૂમે અગ્ની પેઠ સૌ. કર્મો નહિજ અદોષ. ૪૮

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः । नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

બુદ્ધિ અસંગ, ઇચ્છા રહિત, સૌમાં જિત મન જેહ, સંન્યાસે પામે પરમ, [10]નૈષ્કર્મ્ય સિદ્ધી તેહ ॥ ૪૯ ॥

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे । समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

પામે સિદ્ધી પ્રાપ્ત જિમ, બ્રહ્મજ, મુજથી શૂણ, સંક્ષેપે, જે જ્ઞાનની, નિષ્ઠા પર અર્જૂન ॥ ૫૦ ॥

बुद्ध्या विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च । शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥

રાગ દ્વેષ મૂકી, ત્યજી, વિષયો શબ્દાદીય, ધૃતિયે મન નિશ્ચલ કરી, યોગી [11]વિશુદ્ધ [12]ધીય ॥ ૫૧ ॥

---

૧ પ્રૌઢતા. ૨ ડહાપણુ. ૩ પ્રજાને નિયમમાં રાખવારૂપ ધર્મ. ૪ ગાયોની રક્ષા. ૫ વ્યાપાર. ૬ ખેતી. ૭ પ્રીતિમાન, લાગેલો. ૮ પોતાના કર્મમાં લાગેલો. ૯ ઇચ્છા પુરી થયેલો, ધરાયલો. ૧૦ મનથી સર્વ કર્મની નિવૃત્તિરૂપ. ૧૧ શુદ્ધ. ૧૨ બુદ્ધિવાળો.

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः । ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥

[1]એકાંતી [2]મિત ભોજિ વળિ, વશ મન વાણી દેહ, આશ્રિત નિત વૈરાગ્યને, ધ્યાન યોગ [3]પર જેહ ॥ ૫૨ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् । विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥

ક્રોધ [4]પરિગ્રહ [5]દર્પ બળ, અહંકાર ને [6]કામ મૂકી,બ્રહ્મજ થાય તે, [7]નિર્મમ શાંત [8]અકામ. ॥ ૫૩ ॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति । समःसर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

[9]બ્રહ્મભૂત આનંદિ નહિ, શોચે ઇચ્છે કાંઈ, પામે,ઉત્તમ ભક્તિ મુજ,સમ થૈ સૌનીમાંઈ. ॥ ૫૪ ॥

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः । ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥ ५५ ॥

જેવો જે હું, તેહને, ભકતીયેંજ યથાર્થ, જાણે, જાણી એમ પછી, પામે મુજને પાર્થ ॥ ૫૫ ॥

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः । मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

કર્ત્તા નિત સૌ કર્મ પણ, જન એ મુજ આશ્રીત, મુજ પ્રસાદથી મેળવે, નિતપદ નાશ રહીત ॥ ૫૬ ॥

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः । बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

અર્પિ મને સૌ કર્મ તું, મનથી, મત્પર સાર, [10]બુદ્ધિયોગ આશ્રીજ નિત, [11]મત્ચિત્ત થા નિરધાર ॥ ૫૭ ॥

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि । अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

મુજ પ્રસાદથી દુઃખ સૌ, મત્ચિત્ત થૈજ તરીશ, પણ ગર્વે ન શુણીશ તો, વિનાશને પામીશ ॥ ૫૮ ॥

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे । मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥

નહિ લડું કદિ ઇમ ગર્વથી, જો તું માનિશ સાર, એ નિશ્ચય મિથ્યા, તને, [12]પ્રકૃતિ [13]યોજશે, ધાર ॥ ૫૯ ॥

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा । कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥

સ્વાભાવિક નિજ કર્મથી, બાંધેલો તું, જેહ, ન ઇછે કરવા મોહથી, કરિશ અવશ થૈ તેહ. ॥ ૬૦ ॥

---

૧ એકાંતવાસી. ૨ થોડું ખાનાર. ૩ તત્પર. ૪ સંસાર. ૫ ઉન્મત્તપણું. ૬ ઇચ્છા. ૭ મમતા રહિત. ૮ ઇચ્છાવગરનો. ૯ બ્રહ્મનિષ્ટ. ૧૦ જ્ઞાનયોગ. ૧૧ મારા આત્મસ્વરૂપમાં ચિત્ત રાખનાર. ૧૨ સ્વભાવ. ૧૩ જોડશે.

| | |
|---|---|
| ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥ | ઈશ્વર સૌના હૃદયમાં, રહેછે કુંતી સુત, ભમાવતાં માયા વડે, [1]યંત્રારૂઢ સૌ ભૂત.૬૧ |
| तमेव शरणं गच्छ सर्वभावेन भारत । तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥ | કર આશ્રય સૌ ભાવથી, તેનો કુરૂ [2]સત્તમ, પામિશ તેનિ કૃપાવડે, નિતપદ સુખ ઉત્તમ. ॥ ૬૨ ॥ |
| इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया । विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥ | કયું ગુહ્યથી ગુહ્ય મેં, જ્ઞાનજ તુજને એમ, અશેષ વિચારી તે, પછિ, કર તું ઇચ્છે જેમ. ॥ ૬૩ ॥ |
| सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः । इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥ | સર્વ ગુહ્યમાં ગુહ્ય ફરિ, પરમ વચન મુજ શૂણુ, મુજ અતિ પ્રિય તું, તેથિ હું કૌં તુજ હિત અર્જૂન ॥ ૬૪ ॥ |
| मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु । मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥ | નમ મુજને મુજ ભકત થા, [3]મદ્યજિ ને મચ્ચિત્ત, પામિશ [4]મુજને સત્ય કૌં, છો પ્રિય મુજ ખચ્ચિત ॥ ૬૫ ॥ |
| सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥ | સર્વ ધર્મને મૂકિને, કર આશ્રય મુજ એક, શોચ મકર હું છોડવિશ, સર્વ પાપથી છેક. ॥ ૬૬ ॥ |
| इदं ते नातपस्काय नाभक्ताय कदाचन । न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥ | મુજ નિંદક, સેવા રહિત, અધર્મિ અભકત જેહ, હોયે તેને નહિ કદી, કહેવું આ કૌંતેય ॥ ૬૭ ॥ |
| य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति । भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥ | પણ કહેશે મુજ ભકતને, પરમ ગુહ્ય અજેહ, કરિ મુજ ભકિત [5]અસંશયી, પામે મુજને તેહ ॥ ૬૮ ॥ |
| न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः । भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥ | મનુષ્યમાં તેથી અધિક, નથિ મુજ પ્રિય કરનાર, [6]ભૂમાં તેથી અન્ય નથિ, મુજ અતિ પ્રિય થાનાર ॥ ૬૯ ॥ |

---

૧ લાકડાની પેઠે શરીરરૂપ યંત્ર ઉપર ચઢેલા. ૨ શ્રેષ્ઠ. ૩ મારૂં યજન કરનાર. ૪ મારા આત્મસ્વરૂપને. ૫ નિશ્ચયી. ૬ પૃથ્વીમાં.

अध्येष्यते च य इमं धर्म्यं संवा-
दमावयोः । ज्ञानयज्ञेन तेना-
हमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥

ધર્મ્યવાદ આ આપણો, મનુષ્ય ભણશે જેહ, જ્ઞાનયજ્ઞથી ઈષ્ટ છું, તેણે, મુજ મતિ એહ. ॥ ૭૦ ॥

श्रद्धावाननसूयश्च शृणुया-
दपि यो नरः । सोऽपि मुक्तः शु-
भाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥

શુણે અનિંદક નર કદી, થૈને શ્રદ્ધા યુકત, પુણ્યવાનના લોક શુભ, પામે થૈ તે મુકત. ॥ ૭૧ ॥

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैका-
ग्रेण चेतसा । कच्चिदज्ञान-
संमोहः प्रणष्टस्ते धनंजय ॥ ७२ ॥

શું તેં આ સ્થિર ચિત્તથિ, સાંભળિયૂંજ યથાર્થ, શું અજ્ઞાની મોહ તુજ, પામ્યો નાશજ પાર્થ ॥ ૭૨ ॥

अर्जुन उवाच ॥

અર્જુન કહેછે.

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसा-
दान्मयाच्युत । स्थितोऽस्मि गत-
संदेहः करिष्ये वचनं तव ॥ ७३ ॥

ટળ્યો મોહ સ્મૃતિ મેળવિ, આપ પ્રસાદેંઈશ, નિઃસંદેહ ઉભોજ હું, આપ વચનજ કરીશ. ॥ ૭૩ ॥

संजय उवाच

સંજય કહેછે.

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

મહા કૃષ્ણ ને પાર્થનો, રોમ હર્ષકૃ અદ્ભુત, શુણ્યો મેંજ સંવાદ આ, એમ [1]અંબિકા સૂત ॥ ૭૪ ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं
परम् । योगं योगेश्वरात्कृ-
ष्णात्साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥

પરમ ગુહ્ય આ જ્ઞાન મેં, વ્યાસ પ્રસાદેં શુણ્યું. યોગેશ્વર હરિથીજ, જે, સાક્ષાત્પોતે ભણ્યું. ॥ ૭૫ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमि-
ममद्भुतम् । केशवार्जुनयोः
पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

કૃષ્ણ પાર્થનો વાદ આ, અદ્ભુત પુણ્યજરૂપ, સંભારિ સંભારિ હું, હર્ષ ફરિ ફરિ [2]ભૂપ. ૭૬

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् रा-
जन् हृष्यामि च पुनः पुनः ॥ ७७ ॥

સંભારીં તે રૂપ, અતિ, અદ્ભુત હરિનું, રાય, હર્ષું ફરિ ફરિ ને મને, થાય ॥ ૭૭ ॥

यत्र योगेश्वरः कृष्णो यत्र पा-
र्थो धनुर्धरः । तत्र श्रीर्विजयो
भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

જ્યાં યોગેશ્વર કૃષ્ણ ને, પાર્થ ધનુર્ધર જ્યાંય, [3]વિજય [4]ભૂતિ [5]શ્રી નીતિ [6]ધ્રુવ, મુજ મતિયેં છે ત્યાંય ॥ ૭૮ ॥

---

૧ અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજા. ૨ રાજા. ૩ વિજય. ૪ ઐશ્વર્ય. ૫ લક્ષ્મી. ૬ નિશ્ચલ.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे मोक्षसंन्यासोपदेशयोगो
नाम अष्टादशोऽध्यायः ॥ १८ ॥